"વિવિધ ગ્રંથમાળા" સળંગ અંક ૨૬૯ થી ૭૨, વર્ષ ૨૪ મું, સંવત ૧૯૯૧

# श्री भारतवर्ष

अने

# अंधारा रंगमहेलनो राजा

अनुवादको—
श्री. नरसिंहभाई ईश्वरभाई पटेल, एम. [illegible]
श्री. [illegible] एम. [illegible]

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
સંપાદક અને પ્રકાશક ભિક્ષુ-અખંડાનંદ
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ૧ લી, પૃષ્ઠ ૫૦૪, પ્રત ૪૩૦૦, સં. ૧૯૯૨
મૂલ્ય રૂપિયો દોઢ



# પ્રકાશકનું નિવેદન

" વિવિધ ગ્રંથમાળા " ના સં. ૧૯૯૧ ના અંક ૨૬૯ થી ૨૭૨ તરીકે કવિવર રવીન્દ્રનાથ ઠાકુરની કૃતિઓ " ભારત ધર્મ " અને "અંધારા રંગમહેલનો રાજા" આજે સાદર કરાય છે.

કવિવર ઠાકુરની જનતાને ઓળખ આપવી એ હાથકંકણુ જોવાને આરસીનો ઉપયોગ કરવા જેવું છે. કવિવર ઠાકુરની ખ્યાતિ આજે એકલા હિંદમાંજ નથી પરંતુ દુનિયાના લગભગ દરેક દેશોની જનતા તેમની ખ્યાતિથી સુપરિચિત છે, અને એમની કૃતિઓ પણુ તેટલીજ લોકપ્રિય થયેલ છે.

એ કૃતિઓમાંથી શરૂભાગમાં અપાયેલ "ભારતધર્મ" નો અનુવાદ સં. ૧૯૭૮ માં આણંદનિવાસી શ્રી. નરસિંહભાઇ ઇશ્વરભાઇ પટેલ પાસે તૈયાર કરાવાયો હતો, અને તે પછી "અંધારા રંગમહેલનો રાજા" શ્રી. સેવાનંદજી પાસે તૈયાર કરાવાયો હતો. આજે તે બન્ને કૃતિઓ પ્રકટ કરવા યોગ બન્યો છે.

"ભારતધર્મ" અને "અંધારા રંગમહેલનો રાજા" એ બન્ને પુસ્તકોમાંનાં ઉમદા તત્ત્વો તે તે કૃતિઓના અનુવાદકે શરૂભાગનાં પૃષ્ઠોમાં સમજાવ્યાં છે. આશા છે, વાચકવર્ગ તે તે તત્ત્વોને વાંચી વિચારી મનન કરી તેમાંથી મળતો બોધ ગ્રહણ કરશે.

અન્યત્ર અપાયેલ શુદ્ધિપત્ર મુજબ સુધાર્યા પછીજ પુસ્તક વાંચવું ઘટે.

કારતક માસ–સં. ૧૯૯૨ ભિક્ષુ–અખંડાનંદ

# “भारतधर्म” की भूमिका



આપણે ભારતવાસી છીએ અને આપણો ધર્મ તે ભારતધર્મ છે. આજે સંસારની જાતિઓ માનવધર્મ ભૂલી બેઠી છે અને એ ધર્મને દબાવી જાતિધર્મને મોટો કરી રહે છે ને બીજી જાતિઓ સામે વિરોધ કરીને માનવહૃદયને પીડે છે.

પણ પશ્ચિમનો જાતિધર્મ અને આપણો જાતિધર્મ એ બેમાં સ્પષ્ટ ભેદ છે, એ ભૂલી જવું ચાલશે નહિ. પશ્ચિમનો જાતિધર્મ રાષ્ટ્રધર્મ ઉપર ગોઠવાયો છે, પૂર્વનો જાતિધર્મ સમાજધર્મ ઉપર ગોઠવાયો છે. માટે જ ત્યાં રાષ્ટ્ર સંકટમાં આવી પડતાં જાતિહૃદય કંપી ઉઠે છે, જ્યારે આપણે અહીં સમાજ ઉપર ઘા થતાં આપણું હૃદય ભાગી જાય છે. રાજા ગમે તે હોય, રાજ્ય ગમે તે ચલાવતા હોય તેની પરવા આપણે કરીએ નહિ અને કરી નથી—આપણો ઇતિહાસ રાજાઓની વંશાવળીઓમાં સમાતો નથી. સમુદ્રની સપાટી ઉપરના મોજાં ગમે એટલાં ઉછળે એની આપણે પરવા કરી નથી. પણ એ મોજાંની નીચે રહેલા ગંભીર જળને કોઇ હલાવે-વલોવે ત્યારે આપણું હૃદય વલોવાઇ જાય. આજે આપણો સમાજ પરદેશીઓના વાસથી વલોવાય છે માટે જ આપણને આટલી વેદના છે.

પણ આપણો ભારતધર્મ ન સમજતાં પશ્ચિમના રાષ્ટ્રધર્મનું અંધ અનુકરણ કરીશું, તો પરદેશીઓને હાથે આપણને જેટલું અનિષ્ટ થવાનો સંભવ છે, તેથી વધારે અનિષ્ટ આપણા પોતાના હાથે થવાનો સંભવ છે. આપણો ધર્મ પરદેશીઓ ન સમજે તેથી તેઓ જાણ્યે-અજાણ્યે આપણા હૃદય ઉપર આઘાત કરી આપણને વેદના કરે, પણ જો આપણે આપણા ધર્મને વિસારી પશ્ચિમ દિશાએ દોડીશું, તો આપણે પોતે આપણી જાતિને છિન્નભિન્ન કરી નાખીશું ને નાશ પામીશું.

રવીન્દ્રનાથ ટાગોર માત્ર કવિકુલગુરુ નથી, સમર્થ દ્રષ્ટા પણ છે. એમણે ગંગાતટે અનેક તપસ્યા કરી આ ભાવનાઓ જોઇ છે, અનેક કાળપૂર્વે જોઇ છે. પુણ્યપવિત્ર ગંગાના ગંભીર જળ ઉપર, વિશાળ આકાશ નીચે, સહસ્રરશ્મિ ભગવાન સૂર્યનારાયણના ઉદયાસ્તના દર્શને, રાત્રે હિમાંશુ ચંદ્રના કિરણના શીત સ્પર્શે, પ્રકૃતિની

તારામાત્રાની પ્રેરણાથી ગુરુદેવના ગભીર આત્મામા ભારતવિધાતા એ જે સદેશો પ્રેર્યો છે, તે આપણને માર્ગદર્શક છે એ ભાવના ઓ એમના સ્વદેશ, રાજાપ્રજા અને સમૂહ આદિ પુસ્તકોમા પ્રસિદ્ધ થઇ છે. આ પુસ્તકમાંનો નિબંધો એ ત્રણ પુસ્તકોમાથીજ લીધા છે.

ત્રીસ વર્ષ પૂર્વેથી આ લેખો એમણે લખવા માડેલા, પણ આપણે તે ભાવનાને આજે પણ અનુભવી શક્યા નથી, એને અનુભવતા હજી વાર લાગશે, છતા પણ વાચક જોઈ શકશે કે એમા કેટલુ સત્ય સમાયેલુ છે. કવિગુરુ દ્રષ્ટા છે એ આથી જ સાબિત થશે. એમનો જીવનપ્રવાહ સતત વહ્યા કરે છે, અને તે કારણે આજે તેઓ સાધારણ જનસમાજથી એટલાજ આગળ ગયા છે–સાધારણ જનસમાજ કરતા આજે પણ એટલુ દૂર જોઈ શકે છે અને સામાન્ય ઘટનાઓના અનુભવે એમના ગૌણ અભિપ્રાયોમા–આ પુસ્તકમા જણાવેલા અભિપ્રાયોમા–ફેરફાર કર્યો પણ છે, પણ જે મૂળ ભાવના એ તો એની એજ છે–સત્ય છે. વાચકને નિબધો રચ્યાના વર્ષ જોઇને ખાત્રી થશે કે, તેઓ દ્રષ્ટા છે, ભારતધર્મના ગુરુ છે–શાન્તિનિકેતન એમની ગુરુપીઠ છે.

મને એમણે સાન્નિધ્યનો જે લાભ આપ્યો છે અને એમના ગમે તે પુસ્તકનો અનુવાદ કરવાની જે સમ્મતિ આપી છે તેને માટે હુ એમનો ઋણી છુ અને તેથી એમની ભાવના ગુજરાતી વાચકવર્ગ સમક્ષ મારે મૂકવી જ જોઇએ એ મારુ કર્તવ્ય માનુ છુ.

ઉપર જણાવેલા ત્રણે પુસ્તકોના ઘણાખરા નિબધો આમા આવી જાય છે, પણ એમની સમતિથી એ બધા નિબધો કાળક્રમે એટલા માટે ગોઠવ્યા છે કે એમની ભાવનાનો વિકાસ કાળક્રમે કેવો હતો તે જાણી શકાય વળી પુસ્તકનુ નામ જે રાખ્યુ છે, તે પણ એમની જ સમતિથી રાખ્યુ છે. આશા છે કે ગુજરાત ભારતધર્મ સમજશે, હૃદયમા ને કાર્યમા ઉતારશે ને ભારતધર્મનો ઉદ્ધાર કરી માનવધર્મને પરિપૂર્ણ કરવામા પોતાનો યથાયોગ્ય ભાગ–ફૂલ નહિ તો ફૂલની પાખડી–અર્પશે.

શાન્તિનિકેતન
હોળી, સ. ૧૯૭૮

નરસિંહભાઇ ઈશ્વરભાઇ પટેલ

# "અંધારા રંગમહેલ"નો રસાસ્વાદ

"કાવ્ય એટલે આત્માની ઉત્તમ ઓળખાણ" એ ધોરણે તપાસતા મોટે ભાગે ગદ્યમા લખાએલા ઉપનિષદોને જગતના કાવ્ય-સાહિત્યમા ઉંચામા ઉંચુ સ્થાન મળ્યુ છે રવિબાબુની કૃતિમા આ આદર્શ ઉપનાન તેમની અનોખી કલાનું દર્શન થાય છે. દૃશ્ય જગત-ને ચારે બાજુએથી ઘેરી વળતા અદૃશ્ય જગતના પાતાળઊંડા પાણીમા ડૂબકી મારીને કવિ મહામૂલ્યવાન રત્નો બહાર લાવે છે. ઉપનિષદોના યુગથી માંડીને છેક આજ સુધીના તત્ત્વદર્શી પંડિતો જે સનાતન સત્યની ખોજ કરી ગયા છે તેની છેક નજીક જઇને, તેનો પ્રકાશ ઝીલીને તેનુ પ્રતિબિંબ રવિબાબુ પોતાની કૃતિમા ઉતારે છે પ્રસ્તુત નાટક ઘણુ નાનુ છે. પણ સમસ્ત માનવચિંતનનો નિચોડ કવિએ તેમા નીતારી નીતારીને ભર્યો છે. પરમ શાંતિ-દાયક, પરમ મંગલકારક, ગૂઢતમ સત્યને તેમણે પોતાની તત્ત્વવેધક દૃષ્ટિથી જોઇને, સત્યને ઢાકી ન દે, પણ સત્યના સૌંદર્યને વધારે સરસ રીતે ખીલવે એવા કલાના આછા ઝીણા વસ્ત્રથી તેને શણગાર્યું છે.

પણ એ મહામૂલ્યવાન મોતીને તેમણે છેક ઉઘાડુ નથી મૂક્યુ. સાત સાત પડદાવાળી નકશીદાર સોનાની દાબડીમા મૂકીને તેમણે જગતની આગળ ધર્યું છે અને એ દાબડીના ઢાકણા ઉઘાડવાની ચાવી પણ તેમણે અંદરની અંદર જ રાખી છે તે છતા એ દાબ-ડીનુ ઢાકણુ ઉઘાડવાની જેની યોગ્યતા ન હોય તેને અંદરના મોતીનુ દર્શન થતુ નથી જગતને સૃજનાર મહાન કારીગર જેમ તેની કૃતિનુ રહસ્ય પોતે વ્યક્ત નથી કરતો પણ મનુષ્યને તેની બુદ્ધિ અને અધિકાર પ્રમાણે તેની મેળેજ ગોધવા દે છે, તેમ કવિ પણ પોતાની કૃતિનો મર્મ ઉઘાડો ન કરતા વાચકને પોતાની મેળેજ ખોળવા દે છે.

સારામા સારી કવિકૃતિનુ એજ લક્ષણ છે અને કવિતાના આસ્વાદની ખરેખરી મઝા પણ તેમા જ રહેલી છે. કાવ્યનું ઉત્પત્તિ-સ્થાન જેમ આત્મા છે, તેમ તેના આસ્વાદનનો ભોક્તા અને ઉપ-ભોગનું સાધન પણ આત્મા જ છે આત્માની ભાષા આત્મા જ ઝીલે અને તેમની વચ્ચે માનવભાષાનો જેમ થોડામા થોડો અંતર પટ તેમ તેનો સ્વાદ વધારે મધુર, ઘાડો અને અપરોક્ષ, પણ એવી

કવિકૃતિનો સ્વાદ ચાખનાર બુદ્ધિમાં નિર્મળ હોવી જોઈએ; બુદ્ધિ પારદર્શક હોવી જોઈએ; તેના ઉપરનાં જડતાનાં પડ ઘસાઈ ઘસાઈને આછાં થએલાં હોવાં જોઈએ; પણ જેઓ પોતાની પાંખે જડતાના આવરણને ભેદીને દિવ્ય ચિન્મય પ્રદેશમાં ઊડવા અશક્ત હોય એટલુંજ નહિ પણ કવિની પાંખે વળગીને પણ ઊડવા અશક્ત હોય અને છતાં જેમના અંતઃકરણમાં પ્રકાશનો ઉન્મેષ આછો આછો થવા લાગ્યો હોય તેમને માટે આ "રસાસ્વાદ" લખવાનો પ્રયાસ છે. એટલો પણ જેમનો અધિકાર ન હોય તેમને માટે તો આવી કૃતિઓ હોય કે ન હોય એ બધું સરખું છે.

પ્રસ્તુત નાટકનું બાહ્ય અંગ એટલું સાદું ને સરળ છે કે ગુજરાતી ત્રીજી ચોપડી ભણેલો માણસ પણ વાંચીને તેનો શબ્દાર્થ સમજી શકે. પણ એ શબ્દોની પાછળ જે ઊંડો ગર્ભ રહેલો છે તેને માટે તો વાચકનો આધ્યાત્મિક વિકાસ થએલો હોવો જ જોઈએ. કવિને તો કવિ જ સમજી શકે; અથવા કવિના જેવા હોય તેઓ જ કાંઈ કાંઈ સમજી શકે; બધા ગૂઢ કવિઓનાં મામિક લખાણનો મર્મ સમજનારની પાસે આધ્યાત્મિક વિકાસરૂપી મૂળધન હોવું જ જોઈએ. કબીર અને મીરાંના કેટલાએ પદોના મર્મ આજે આપણે નથી ઉકેલી શકતા તે આ મૂળ ધનની ખામીને લીધે જ. કેવળ ભાષાજ્ઞાન અહીં કશા ખપનું નથી.

હવે આ નાટકનું વસ્તુ તપાસીએ. દેખીતી રીતે એમાં રાજા-રાણીના સંસારની વાર્તા ઉપરાંત બીજું કાંઈ જ નથી. અને તે વાર્તા પણ કેવી ? બિલકુલ સાદી અને સીધી.

કોઈ એક નામઠામ વગરના અને મુકરર સીમા વગરના દેશનો એક રાજા છે. તે બધો વખત ગુપ્ત રહીને જ રાજ્ય ચલાવે છે. રાજ્યવહીવટ બરાબર ચાલે છે, પણ પ્રજા રાજાનું મોઢું જોવા પામતી નથી. લોકો તર્કવિતર્ક કરે છે. કોઈ કહે છે કે, રાજા જ નથી; હોય તો આપણને દેખાય નહિ ? સુગઠિત રાજ્યતંત્ર અને સુવ્યવસ્થા તો સનાતન કાળથી ચાલ્યા આવે છે. કોઈ કહે છે કે, રાજા કદરૂપો છે માટે છુપાતો ફરે છે. કોઈ કહે છે કે રાજાને ન્યાય કરતાં નથી આવડતો. આપણે રાજા હોઈએ તો આના કરતાં સરસ રાજ્ય ચલાવી-એ. કોઈ બનાવટી રાજા ઊભો થાય છે અને ભોળા લોકો તેને જ પોતાનો રાજા માનીને ઠગાય છે. રાજ્યમાં સૌને પૂર્ણ સ્વતંત્રતા છે, સૌ પોતપોતાની મરજી મુજબ વર્તે છે, છતાં બધું તંત્ર રાજાની

મરજી મુજબ જ ગાવે છ આવો એ અજાયબ જેનો ગજા છે ।

એ રાજા વળી એક રાણી છે પણ રાણીએ પતિનુ રૂપ નુ છે તે કદી જોયુ નથી ગાત્રે એક અધારા રંગમહેલમા રાજા રોજ તેને મળે છે એ મહેલમા દીવો સળગાવવાની જ મનાઇ છે રાણી તેનો સ્પર્શ અનુભવે છે, તેની સાથે વાર્તાલાપ કરે છે, પણ અંધકારને લીવે તેને જોઇ શકતી નથી તેને જુએ છે માત્ર એક વિશ્વાસપાત્ર દાસી, તેનામા એવી શક્તિ છે કે દૂરથી રાજાના પગના સાભળી જાય છે અને અંધારામા પણ તેને જોઇ શકે છે. ખુદ રાણીમા તેના જેટલુ સામર્થ્ય નથી

રાજાનુ રૂપ કેવુ છ તે જાણવાની રાણીને પ્રબળ ઇચ્છા થાય છે તે દાસીને પૂછે છે કે, રાજા કેવા રૂપવાન છે ? દાસી કહે છે કે તે રૂપવાન નથી—કેવા છ તે મોઢેથી કહેવાય જ નહિ રાજા કેવો છે તે રાણીને કાઇ કહેતુ નથી અને કાઈ કહે તો આ દાસીના જેવુ જ કહે છે, જેમા રાણીને સમજ પડતી નથી

આખરે રાણીએ રાજાને જ કહ્યુ કે, મારે તમારૂ રૂપ જોવુ છે રાજા કહે કે મારૂ રૂપ એવુ છે કે તમારી આખો તે નહિ સહન કરી શકે, માટે જ હું તમને અંધારામા મળુ છુ, પણ રાણીથી રહેવાતુ નથી—તે હઠ લે છે

તે દિવસે વસતપૂર્ણિમાનો મહોત્સવ થવાનો હતો રાજાએ કહ્યુ કે, હું ત્યા જવાનો છુ અને ત્યા તમારાથી મને જોવાય તો જોજો

એ મહોત્સવમા ભાગ લેવા દેશદેશના લોક આવ્યા હતા બે ત્રણ શહેરના રાજાઓ પણ હતા, તેમા એક કાચી નગરીનો રાજા હતો તે બહુ ચાલાક, ગર્વિષ્ઠ અને લોભી હતો તેણે જાણ્યુ કે આ દેશનો કોઇ રાજા જ નથી માટે આ રાજ્ય પચાવી પડવુ અને રાણી ને પરણી જવુ

હવે તે જ દિવસ એક માણસે રાજાનો વેશ લીધો તે ઘણો રૂપાળો હતો એટલે બધા લોકોએ પણ તેને ખરેખરો રાજા માની લીધો મહોત્સવ વખતે તે રાજ્યાસન પર ચઢી બેઠો

રાણી એક બુરજ ઉપર ચઢીને બેઠી હતી તેની નજર આ બનાવટી રાજા ઉપર પડી અને તે છેતરાઈ તેના રૂપ ઉપર રાણી મોહી પડી તેણે જાણ્યુ કે, આ જ મારો પતિ છે

પછી કાંચીના રાજાએ રાણીને ઉપાડી જવા માટે રાણીના મહેલને આગ લગાડી. રાણી બેબાકળી બહાર આવી ત્યારે પેલો બનાવટી રાજા ત્યાં ઉભો હતો તેને કહેવા લાગી કે, મને આગમાંથી બચાવો. તે કહે કે હું તો વેશધારી રાજા છું. રાણીના દિલને ભારે આઘાત થયો, પણ તેનો મોહ ટળ્યો નહિ. પછી ખરેખરા રાજાએ તેને આગમાંથી બચાવી લીધી. એ વખતે રાણીથી રાજાનું રૂપ જોવાઇ ગયું અને તે ભયભીત થઈ ગઇ. તે સ્વરૂપ ઘણું ભયંકર હતું. રાણી કહે કે તમને હું ચાહી શકતી નથી. હું તો તમારી પાસેથી ચાલી જઈશ. રાજા તો સૌને સ્વતંત્ર રીતે વર્તવા દેતો હતો તેથી તેણે કહ્યું કે ભલે જાઓ, મારા દરવાજા ઉઘાડા છે.

રાણી પોતાના પિતાને ઘેર ગઇ. પેલી દાસી પણ તેની સાથે ગઇ. રાણીનો આત્મા ઉકળી ઉઠ્યો હતો. રાજાનું નામ સાંભળીને તેને ઝાળ બળતી હતી. પેલા બનાવટી રાજા તરફ હજી તેનું ચિત્ત ખેંચાતું હતું, પણ તેના હૃદય ઉપરથી તેના પતિનો અધિકાર ખસ્યો ન હતો. અંધારી રાત્રે રોજ રોજ તેને કોઇની વીણાના ગેબી સુર સંભળાયા કરતા હતા.

ધીમે ધીમે તેનું અભિમાન ઓગળતું ગયું. બનાવટી રાજા ઉપર તે મોહી હતી, પરંતુ વખત જતાં તેનો મોહ ઉતરી ગયો અને પતિ ખૂબ યાદ આવવા લાગ્યો. પહેલા તો તે એમ કહેતી કે, તે મને તેડવા આવે તોપણ ન જાઉં. હવે "રાજા મને તેડવા કેમ નથી આવતા? ક્યારે આવશે?" એવો વલોપાત કરતી થઇ. પણ રાજાપાસે તો મારે જ પગે ચાલીને જવું જોઇએ એવું તેને ઘણું મોડું સમજાયું.

પણ તેને સમજાયા પછી તે કંગાલ ભિખારણને વેશે પગે ચાલતી પોતાના પતિને ઘેર જવા નીકળી. હવે રાણી તરીકેનું તેનું અભિમાન તદ્દન ગળી ગયું હતું અને રાજાની ક્ષુદ્ર દાસી તરીકે રહેવા-જ તે જતી હતી. પણ આવા વિચારથી તેને અપાર સુખ થતું હતું.

રાણી ચાલતી ચાલતી રાજા પાસે ગઇ અને કહેવા લાગી કે, મને રાણી ન ગણતા સદાની દાસીજ ગણજો. ત્યારે રાજા કહે કે હવે તમે મારૂં રૂપ જોવા યોગ્ય થયા છો. આપણા અંધારા રંગમહેલ-ની રમત પૂરી થઇ છે. હવે તમે ખુલ્લા પ્રકાશમાં મારી સાથે ચાલો.

નાનાં બાળક રસ લઇ લઇને વાંચી જાય એવા આ વસ્તુમાં-

થી આધ્યાત્મિક મર્મ શી રીતે શોધવો ? રવિ બાબુ સામાન્ય રાજારાણીની વાર્તાઓ તો લખે જ નહિ. એ જે કાંઇ લખે તેમાં ઉંડો ઉદ્દેશ તો હોવો જ જોઇએ. કેટલાક કવિઓ પોતાના કાવ્યની પ્રસ્તાવનામા ઇસારો કરે છે, પણ રવિ બાબુ તો પ્રસ્તાવના જ લખતા નથી. વાચકને એમના મત્રની દીક્ષા મળી હોય તો પોતાની મેળે મર્મ ઉકેલી લે.

પરંતુ છેક નિરાશ થવાનું કારણ નથી. ઈશ્વર પોતાની અદ્ભુત કૃતિનો મર્મ સમજવાની ગુપ્ત ચાવી જેમ તે કૃતિની અંદર જ છુપાવી રાખે છે, તેમ રવિ બાબુએ પણ આ નાટકનો ભેદ ઉઘાડવાનો મત્ર નાટકની અદર જ મૂકી રાખ્યો છે. પહેલે જ પાને એક ભેદ ભરેલુ વાક્ય આપણું લક્ષ ખેંચે છેઃ–"અમારા નગરની રચના જ એવી છે કે ગમે તે સડકે જાઓ તોપણ ચાલે. આખાની માઇ પણ સડકે ચલ્યા જશો તોપણ તમે ત્યાંજ પહોચવાના." આ ઉપરથી નાટકના ભેદ ઉપર જરાક અજવાળું પડે છે. આ રાજ્ય ઈશ્વરનુ રાજ્ય તો નહિ હોય ? ગમે તે ધર્મ પ્રમાણે તેની આરાધના કરીએ તોપણ અંતે તેના જ સાન્નિધ્યમા જઇને ઉભા રહેવાય એવો તો આ વાક્યનો મર્મ નહિ હોય ? ત્યાર પછી આગળ જતા એક વાક્ય વડે વાચકની ખાત્રી થાય છે કે, પ્રજાથી ગુપ્ત રહીને રાજ્ય કરનાર રાજા તે ઈશ્વરજ. નગરજનોમાથી એક જણ ખેદ દર્શાવે છે કે, આપણો રાજા ગુપ્ત રહે છે એ આપણા રાજ્યની મોટી ખામી છે. રાજાના રાજ્યતંત્રનો મર્મ જાણનાર બીજો એક જણ કહે છે કે, એ ખામી નથી પણ ખુબી છે. તે કહે છે કે "આપણો આખો દેશ—એક ખૂણાથી બીજા ખૂણા સુધી—આપણા રાજાથી સચરાચર ભરાઇને ઠસઠસી ગયો છે. તેણે આપણને એકે એકને રાજા જ બનાવી દીધા છે." એ જ પાત્ર વળી એક જગ્યાએ કહે છે કે "આપણા રાજાના રાજ્યમા આપણે બધાજ રાજા છીએ. તેમ ન હોત તો આપણા હૃદયમા આપણો અને તેનો મેળાપ જ કેવી રીતે થાત ?"

હવે એ રાજા કોણ તેની શકા જ નથી રહેતી. નાટકનો મર્મ ઉકેલવાની ચાવી આપણને અહીં જડે છે. રાજા તેના વિશાળ સીમા વગરના રાજ્યમા પોતે એક છતા અનેક રૂપે વ્યાપી રહ્યો છે. બધા જ તેના સ્વરૂપ છે–તેની અભિન્ન મૂર્તિઓ છે. જીવ અને ઈશ્વર ગુણ અને સ્વભાવથી એક ન હોત તો સાન્ત જીવ તે અનંતને

ઓળખે જ કેવી રીતે ? હવે આ સોનાની દાબડીના ઢાંકણ ઝપાટાબંધ ઉઘડી જાય છે અને તેના ગર્ભમાં રહેલું રત્ન જોઇ શકાય છે.

સીમાબદ્ધ જીવાત્મા પોતાને અતિ ક્ષુદ્ર, અતિ લઘુ માને છે, પોતાનું અનંત ઐશ્વર્ય જોઇ શકતો નથી; કારણ કે તેના નાનકડા આરસામાં તેના અનંત ઐશ્વર્યનુ પૂર્ણ પ્રતિબિંબ પડતું નથી. તેનુ ક્ષુદ્ર આરસુ તેને તુચ્છ 'માઇક્રોકોઝમ' (વ્યષ્ટિ) બનાવી દે છે; પણ જ્યારે તે પરમાત્માના હૃદયમાં પોતાનું પ્રતિબિંબ જોતાં શીખે ત્યારે તેને પોતાના ઐશ્વર્યનું ભાન થાય. રાજા રાણીને કહે છે: "તમારા નાનકડા દર્પણમાં એ બધાનું પૂરૂ પ્રતિબિંબ નથી પડી શકતું—તમારૂં દર્પણ તમે છો તે કરતાં તમને નાના બનાવે છે, તમારા પ્રભુત્વની મર્યાદા બાંધે છે અને તેથી તમે તમારી નજરે અતિ લઘુ અને ક્ષુદ્ર દેખાઓ છો. પણ મારા મનરૂપી દર્પણમા જો તમે તમારૂં પ્રતિબિંબ જુઓ તો તમારૂં ખરૂં પ્રભુત્વ, તમારી અસલ ભવ્યતા ખીલી ઉઠે. × × × × × × ત્યા તો તમે મારી પૂર્ણ અભિન્ન મૂર્તિરૂપે વિરાજો છો."

પણ હજી એક અતિ ગૂઢ તત્ત્વનો ભેદ ઉકેલવાનો બાકી છે. ઇશ્વરની નિગૂઢ લીલાનો એક અતિ અગત્યનો અંક, જે પ્રસ્તુત નાટકનો પ્રાણ છે તેનો મર્મ સમજવા માટે હજી જરા વધારે ઉંડા ઉતરવાની જરૂર છે. રાજા રાણીને અંધારા મહેલમાં જ શા માટે મળે છે ? એ અંધારો મહેલ તે શુ ? તેનું સ્થાન કયાં છે ? એ અંધારા મહેલની લીલાનું પ્રયોજન શું ? આ પ્રશ્નના ઉકેલ વગર પ્રસ્તુત નાટકનો મૂળ મંત્ર સમજાય નહિ. રાણીના પ્રશ્નના ઉત્તરમાં દાસી કહે છે: "તમારો રંગમહેલ સૃષ્ટિના હૃદયની ઉંડી ગુહામા છે." જીવાત્માને ઇશ્વરનું દર્શન તો તેના હૃદયની ઉંડી ગુહામાં જ થાય ને ? અને એ ગુહાના દ્વાર આગળ પરમાત્મા ઉભા રહે, પણ જ્યાંસુધી જીવ પોતે તે ન ઉઘાડે ત્યાંસુધી તે અંદર ન પધારે. જીવાત્માએ પોતે જ પોતાના હૃદયેશ્વરને આ રંગમહેલમા આવકાર આપવો જોઇએ. મારેજ દાસીને મોઢેથી કવિ કહેવડાવે છે કે "રાણીજી ! તમે જ તમારે હાથે દરવાજો નહિ ખોલો ત્યાંસુધી રાજાજી અંદર નહિ પધારે." રાજા શૂન્ય અંધકારમા લપાઇને પોતાની વીણા વગાડશે, વીણાના સ્વરથી જીવાત્માને સચેત કરશે, તેને પોતાના અવિચળ પ્રેમનું ભાન કરાવશે, પણ ગુહાના દરવાજા તો જીવાત્માએ જાતે જ ઉઘાડવા પડશે. પોતાના હૃદયના પ્રેમના પ્રવાહને પ્રભુના ચરણ તરફ વાળવાનો પ્રયાસ પણ તેણે જ કરવો પડશે. લોહચુંબક સોયને

એન્યા કરશે પણ ચુબકની પાસે સોયને જ દોડી જવુ પડશે

પણ રાણી રાજાને જોઇ નમ નહિ અને એક ક્ષુદ્ર દાસી જોઈ શક તેનુ કારણ ? કારણ કે તે દાસી છે તેણે રાજાની સેવામા પોતાના અહભાવ ગાળી નાખ્યો છે એવા કરીને જ તેણે આવો ઉચો અધિકાર મેળવ્યો છે રાણીને તો રાણીપદનુ અભિમાન છે રાજાના પ્રેમ ઉપર મારા સૌથી વિશેષ અધિકાર છે એવુ તેના મનમા ગુમાન છે એ ગુમાન ગળે નહિ ત્યા સુધી તેનુ રાજાની સાથે સપૂર્ણ મિલન થાય જ શી રીતે ? રાણી અધીરી થાય છે, છછેડાય છે, આખરે રાજાને છોડીને ચાલી જાય છે તેના હૃદયમા દાવાનળ સળગ્યો છે આખા વિશ્વને ફાડી ખાવા દોડે છે પાજરામા પુરાએલી વાઘણની પેઠે ઘૂઘવે છે "નેનના પાણી મોભે ચઢે પણ તારા રાજાને ઘેર તો પાછી નજ જાઉ ' એવો બકવાદ કરે છે પણ તેથી કાઈ વિશ્વના અનિયત કાયદા બદલાવાના હતા ? રાણીનો ક્રોધ પાન પોતાની મેળે બળીને હોલવાય છે જીવ નિરતર ઈશ્વર તરફ આકર્ષાઈ રહેતા ગમી વીણાનો સૂર તે સાભળે છે તેનુ દિલ દ્રવે છે, અભિમાન ઓસરતુ જાય છે, પણ હજી રાજાના તેડાની રાહ જુએ છે અતે તમા એ હારે છે કગાલ ભિખારણને વેશે રાજા પાસે જવા નીકળે છે, પણ હજીએ 'હુ વગર તેડયે જાઉ છુ' એટલો અભિમાનનો છાટો રહી જાય છે ત્યારે દાસી તેને કહે છે કે ' એ અભિમાન પણ આખરે નહિ રહે '

આટલી તપશ્ચર્યા પછી રાણીની બુદ્ધિ નિર્મળ થાય છે અને તે નજની ગોપીની માફક અભિમાન, લોકલજ્જા સર્વનો ત્યાગ કરીને દીનભાવે પોતાના પતિના સાનિધ્યમા જઇને ઉભી રહે છે એટલે અધારી મેડીમા પ્રકાશ થાય છે—રાણીને રાજાનુ દર્શન કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે અને પછી રાણી રાજાના હૃદયમા પોતાનુ પ્રતિબિમ્બ જોઇને તેની સાથેની પોતાની અભિન્નતાનો અપરોક્ષ અનુભવ કરે છે

ઉપનિષદોએ સૌથી પહેલી વાર જગતને આપેલુ અને ત્યાર પછી તમામ તત્ત્વદર્શીઓ અને મહાત્માઓએ અનુભવેલુ જીવ અને બ્રહ્મના પૂર્ણ અભિન્નત્વનુ આ ગૂઢ સનાતન સત્ય કવિએ આ નાટકમા ફરીથી પોતાની અનોખી કલા દ્વારા નવે રૂપે રજુ કર્યું છે અને પ્રાચીન અર્વાચીન તથા તમામ સત પુરુષોએ વટાવી દીધેલી જૂની સાધનપ્રણાલિકા ઉપર પોતાની કલાની પીછી ફેરવીને તેને નવી

રોનક આપી છે.

આ તો જાણે પ્રસ્તુત નાટકનો મૂળ મંત્ર થયો, પણ એની અંદર છૂટી છવાઇ એવી એવી હીરાકણીઓ જડી છે કે જેમાની એક એક પર વિચાર કરતા તે અનંત મહાસાગર જેવા પ્રભુના ધ્યાનમા આપણે ડૂબી જઇએ એ રસ ચાખવાના જેઓ અધિકારી હશે તેઓ મારી સાથે ગાવા લાગશે કે —

"કોઇ સંત વિરલે જાણીયુ રે ભાઇ ! એ વાતુ છે ઝીણીયુ જી !"

ઋષિકેશ
તા ૨૫-૬-૩૨

સેવાનંદ

તા૦ ક. પ્રસ્તુત નાટકના ગીતના સબંધમા એક ખુલાસો કરવાનો રહી જાય છે. રવિબાબુના ગીતનો ભાવ તેમણે પોતેજ પસંદ કરેલા બંગાળી "બાઉલ"ના સૂરમા જ સારામા સારી રીતે ગુંજી ઉઠે છે. બીજી કોઇ પણ ભાષાની પદ્યરચનામા એ અતિ દુર્લભ વસ્તુ ઝીલી શકાતી જ નથી. તેથી કરીને અંગ્રેજી પદ્યરચના ઉપર તેમનો અસામાન્ય કાબુ હોવા છતા પોતાના કાવ્યોનુ અંગ્રેજીમા ભાષાંતર કરતી વખતે કવિ તેમને પદ્યમા ન ઉતારતા માત્ર ગદ્યમા જ લખે છે. પ્રસ્તુત નાટકનો અંગ્રેજી અનુવાદ કવિએ જાતે જ કર્યો છે, પણ તેમાના ગીતને તેમણે ગદ્યમા જ રહેવા દીધા છે. એજ ધોરણને અનુસરીને તેમને ગુજરાતી પદ્યમા ઉતારીને તેમની શોભામા બગાડો કરવાનુ પાપ અનુવાદકે નથી કર્યું. તે એમ માને છે કે રવિબાબુની કવિતા પદ્યરચનાના બંધન વગર, રાગ-રાગિણીના બોજા વગર તેની પોતાની નૈસર્ગિક શોભા વડે જ રસિક વાચકના ચિત્ત હરી લેવા સમર્થ છે, ત્યારે તેને ઝાંઝર પહેરાવીને શામાટે તેના રૂપમા ઘટાડો કરવો ? સ્વર્ગની અપ્સરાને હીરા મોતીના દાગીના ખૂંચે— તેને તો સ્વર્ગના પુષ્પોના હાર-ગજરાથી જ શણગારાય

સેવાનંદ

## भारतगीति

જનગણમન-અધિનાયક જય હે ભારત-ભાગ્યવિધાતા,
પંજાબ સિંધુ ગુજરાટ મરાઠા દ્રાવિડ ઉત્કલ બંગ
વિંધ્ય હિમાચલ જમુના ગંગા ઉચ્છલ જલધિતરંગ
તવ શુભ નામે જાગે તવ શુભ આશિષ માગે
ગાહે તવ જયગાથા,

જનગણ મંગલદાયક જય હે ભારત-ભાગ્યવિધાતા,
જય હે, જય હે, જય હે, જય, જય જય, જય હે

અહરહ તવ આહ્વાન પ્રચારિત, શુનિ તવ ઉદાર બાણી
હિંદુ બૌદ્ધ શીખ જૈન પારસિક મુસલમાન ખૃષ્ટાની
પૂરવ પશ્ચિમ આસે તવ સિંહાસન પાશે,
પ્રેમહાર હય ગાથા,

જનગણ-ઐક્યવિધાયક જય હે ભારત-ભાગ્યવિધાતા,
જય હે, જય હે, જય હે, જય, જય જય, જય હે

પતન-અભ્યુદય-બંધુર પંથા, જુગજુગ ધાવિત યાત્રી,
તુમિ ચિરસારથી, તવ રથચક્રે મુખરિત પથ દિનરાત્રિ,
દારુણ વિપ્લવ માઝે તવ શંખધ્વનિ બાજે
સંકટ દુઃખ ગાતા,

જનગણ પથપરિચાયક જય હે ભારત-ભાગ્યવિધાતા,
જય હે, જય હે, જય હે, જય, જય જય, જય હે

ઘોર તિમિર ઘન નિબિડ નિશીથે પીડિત મૂર્ચ્છિત દેશે
જાગ્રત છિલ તવ અવિચલ મંગલ નતનયને અનિમેષે,
દુઃસ્વપ્ને આતંકે રક્ષા કરિલે અંકે
સ્નેહમયી તુમિ માતા.

જનગણ દુઃખત્રાયક જય હે ભારત-ભાગ્યબિધાતા;
જય હે, જય હે, જય હે, જય, જય જય, જય હે.

રાત્રિ પ્રભાતિલ ઉદિલ રબિચ્છબિ પૂર્વ ઉદયગિરિભાલે,
ગાહે બિહંગમ, પુણ્ય સમીરણ નબજીબનરસ ઢાલે;
તવ કરુણારુણ રાગે નિદ્રિત ભારત જાગે
તબ ચરણે નત માથા;

જય જય જય હે જય રાજેશ્વર ભારત-ભાગ્યબિધાતા
જય હે, જય હે, જય હે, જય, જય જય, જય હે.



## પ્રાર્થના

अंतर मम ...

અંતર મમ વિકસિત કર, અંતરતર હે.
નિર્મલ કર, ઉજ્જ્વલ કર, સુંદર કર હે.
જાગ્રત કર, ઉદ્યત કર, નિર્ભય કર હે.
મંગલ કર, નિરલસ નિસંશય કર હે.
અંતર મમ વિકસિત કર, અંતરતર હે.
જુક્ત કર હે સબાર સંગે, મુક્ત કર હે બંધ,
સંચાર કર સકલ કર્મે શાન્ત તોમાર છંદ.
ચરણપદ્મે મમ ચિત્ત નિસ્પંદિત કર હે,
નંદિત કર, નંદિત કર, નંદિત કર હે.
અંતર મમ વિકસિત કર, અંતરતર હે.

૨૭ અગ્રહાયણ, ૧૩૧૪ (૧૯૦૮)



# अनुक्रमणिका

## (ભારતધર્મની)

## (અંધારા રંગમહેલના રાજાની)

# शुद्धिपत्र



| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૦ | ૭ેા | છો |
| ૫ | ૨૧ | અપામાન | અપમાન |
| ૧૩ | ૨૫ | ખાનરપાન | ખાનરપાન |
| ૧૪ | ૨૭ | મેટ્રાક | મેટ્રીક |
| ૩૭ | ૧૪ | ધકસે છે | ધકેલે છે |
| ૪૬ | ૭ | બ્ર હ્મણુ | બ્રાહ્મણુ |
| ૧૫૯ | ૨ | વિરાધ | વિરોધ |
| ૧૯૨ | ૧૫ | પોનાની પોતાની | પોતાની |
| ૨૨૨ | ૧૯ | સ્વાતશામસનનુ | સ્વાયત્તશાસનનું |
| ૨૨૬ | ૧૬ | આપણુને | આપણુને |
| ૨૨૯ | ૧૭ | સરકાર | સરકારે |
| ૨૪૩ | ૮ | અને કર્યો | કર્યો; અને |
| ૨૬૪ | ૨ | ગારવ | ગૌરવ |
| ૨૬૮ | ૧૬ | તેથા | તેથી |
| ૨૭૩ | ૩૧ | સા લોક | સૌ લોક |
| ૨૭૮ | ૧૭ | મૂકી કાળા | મૂકી કાળા* |
| ૨૮૨ | ૧૪ | વિસથી | વિજયી |
| ૨૮૩ | ૧૪ | આવા | આવી |
| ૨૯૪ | ૧૦ | સવાગા | સવગા |
| ૩૦૦ | ૨૯ | પાશ્ચમની | પશ્ચિમની |
| ૩૧૦ | ૨૫ | पथस्तात् | पथस्तत् |
| ૩૧૯ | ૧૬ | આમંત્રણુનો | આમંત્રણુને |
| ૩૨૦ | ૨ | संयुन | संयुनक् |
| ૩૨૩ | ૮ | કેદ્રાતિગ | કેન્દ્રાતિગ |
| ૩૩૩ | ૨ | પૂવમાથી | પૂર્વમાથી |
| ૩૪૦ | ૨૭ | મીડુ | મીંડું |
| ૩૭૬ | ૨ | સા | સૌ |

# ग्रंथस्वीकार

નીચેના પુસ્તકોનો સાભાર સ્વીકાર કરી જણાવવાનું કે, આ સંસ્થા તરફ આવતા પુસ્તકો વાંચી-વંચાવી અભિપ્રાયાદિ છાપવાનું ધોરણ રખાયું નથી, પરંતુ યોગાનુયોગ નીચે પ્રમાણે માત્ર પુસ્તકોના નામ, દામ, કદ, મૂલ્ય વગેરેજ જણાવાય છે

## ૧–ગીતા પ્રેસ–ગોરખપુર તરફનાં (હિંદી) પુસ્તકો

**પ્રેમી ભક્ત**—લેખક–શ્રી હનુમાનપ્રસાદ પોદ્દાર કદ ૫×૭।, પૃષ્ઠ ૭૬, સાદું પૂઠું, મૂલ્ય રૂા ૦।–

**મૂલ ગોસાંઇચરિત**—લેખક–શ્રી ઘનશ્યામદાસજી કદ ૫×૭।, પૃષ્ઠ ૩૬, સાદું પૂઠું, મૂલ્ય નથી લખ્યું.

**કલ્યાણ ભાવના**—લેખક–શ્રી તારાચંદ પાંડે કદ ૩।×૫।, પૃષ્ઠ ૧૪, સાદું પૂઠું, મૂલ્ય ૦)૦।

**શ્રી બદરી કેદાર કી ઝાંકી**—લેખક–શ્રી મહાવીરપ્રસાદ માલવીયા વૈદ્ય કદ ૫×૭।, પૃષ્ઠ ૧૧૨, સાદું પૂઠું, મૂલ્ય ૦।

**યુરોપકી ભક્ત સ્ત્રિયાં**—લેખક–શ્રી હનુમાનપ્રસાદ પોદ્દાર કદ ૫×૭।, પૃષ્ઠ ૮૨, સાદું પૂઠું, મૂલ્ય ๓।

**ભજનસંગ્રહ–ભાગ ચૌથા**—લેખક–શ્રી વિયોગીહરિ કદ ૩।×૫।, પૃષ્ઠ ૧૬૦, સાદું પૂઠું, મૂલ્ય ૦)॥

**શ્રી તુકારામચરિત્ર**—લેખક–શ્રી. લક્ષ્મણ નારાયણ ગર્દે કદ ૫×૭।, પૃષ્ઠ ૬૯૬, સાદું પૂઠું, મૂલ્ય રૂા ૧)≡

**શ્રી ચૈતન્યચરિતાવલિ–ખંડ ૪ થો**—લેખક–શ્રી પ્રભુદત્ત બ્રહ્મચારી કદ ૫×૭।, પૃષ્ઠ ૨૪૦, સાદું પૂઠું, મૂલ્ય રૂા ૦॥≡

**શ્રી ચૈતન્યચરિતાવલિ–ખંડ ૫ મો**—લેખક–શ્રી પ્રભુદત્ત બ્રહ્મચારી કદ ૫×૭।, પૃષ્ઠ ૨૮૦, સાદું પૂઠું, મૂલ્ય રૂા ૦॥।

**ગીતાવલિ**—લેખક–શ્રી મુનિલાલ કદ ૫×૭।, પૃષ્ઠ ૪૬૪, સાદું પૂઠું, મૂલ્ય રૂા ૧)

**ગોપીપ્રેમ**—લેખક–શ્રી હનુમાનપ્રસાદ પોદ્દાર કદ ૫×૭।, પૃષ્ઠ ૬૦, સાદું પૂઠું, મૂલ્ય ૦)–॥

શ્રીમદ્ ભગવદ્ગીતા (ગીતાર્થ પ્રકાશ)—સંપાદક પં. શ્રી માધવ શર્મા કદ ૬×૮, પૃષ્ઠ ૨૦, સાદું પૂઠું, મૂલ્ય ૦)॥

શ્રી ગોવિંદ દામોદરસ્તોત્ર—ભાષાટીકાકાર શ્રી પ્રભુદત્ત બ્રહ્મચારી કદ ૫×૭॥, પૃષ્ઠ ૪૦, સાદું પૂઠું, મૂલ્ય ૦)ના

નારદભક્તિસૂત્ર—અનુવાદક-શ્રી હનુમાનપ્રસાદજી પોદ્દાર કદ ૩॥×૫॥, પૃષ્ઠ ૭૨, સાદું પૂઠું, મૂલ્ય ૦)૦

મુમુક્ષુસર્વસારસંગ્રહ—અનુવાદક-શ્રી મુનિલાલ કદ ૫×૬॥, પૃષ્ઠ ૪૦૮ સાદું પૂઠું, મૂલ્ય રૂા ०॥।~

કઠોપનિષદ્-સાનુવાદ—(શાંકર ભાષ્યસહિત)-કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૭૬, સાદું પૂઠું, મૂલ્ય ०॥~

કેનોપનિષદ્—સાનુવાદ-(શાંકર ભાષ્યસહિત) કદ ૬×૯, પૃષ્ઠ ૧૪૮, સાદું પૂઠું, મૂલ્ય ०॥

મુણ્ડકોપનિષદ્—સાનુવાદ-(શાંકર ભાષ્યસહિત) કદ ૬×૯, પૃષ્ઠ ૧૩૦, સાદું પૂઠું મૂલ્ય ०।≈

પ્રશ્નોપનિષદ્—સાનુવાદ-(શાંકરભાષ્યસહિત) કદ ૬×૯, પૃષ્ઠ ૧૨૪, સાદું પૂઠું, મૂલ્ય ०।≈

ઈશાવાસ્યોપનિષદ્—સાનુવાદ-(શાંકર ભાષ્યસહિત) કદ ૬×૯, પૃષ્ઠ ૮૨ સાદું પૂઠું, મૂલ્ય ०)≈

પ્રેમદર્શન—અનુવાદક-શ્રી હનુમાનપ્રસાદ પોદ્દાર. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૮૨, મૂલ્ય રૂા ०।~

## ૨—નવજીવન કાર્યાલય-અમદાવાદનાં પુસ્તકો

સભાસંચાલન—લેખક-શ્રી ફાકુભાઇ રતનજી દેસાઇ કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૩૬, સાદું પૂઠું મૂલ્ય રૂા ०।=

કર્મયોગ—લેખક-શ્રી મથુરાદાસ ત્રિકમલાલ કદ ૫×૭॥ પૃષ્ઠ ૧૧૨, સાદું પૂઠું, મૂલ્ય રૂા ०।≈

કેળવણીના પાયા—લેખક-શ્રી કિશોરલાલ મશરૂવાળા કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૬૪ સાદું પૂઠું મૂલ્ય રૂા ૧)

સત્યાગ્રહની મીમાંસા—લેખક-શ્રી મગનભાઇ પ્રભુદાસ દેસાઇ કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૨૮, સાદું પૂઠું, મૂલ્ય રૂા ०॥=

અહિંસા—લેખક-મહાત્મા ગાંધીજી કદ ૫×૭॥, પૃષ્ઠ ૩૪૦, સાદું

પૂઠું, મૂલ્ય રૂા ૦॥

**બાળકોનો પોકાર**—લેખક—શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ. કદ ૫×૭॥, પૃષ્ઠ ૧૬૦, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૦॥

**વર્ણવ્યવસ્થા**—લેખક—મ૦ ગાંધીજી કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૦૮, સાદુ પૂઠું. મૂલ્ય રૂા ૦।=

**ગીતાધ્વનિ**—લેખક—શ્રી કિશોરલાલ મશરૂવાળા કદ ૩॥×૫॥, પૃષ્ઠ ૧૩૦, સાદુ પૂઠું, મૂલ્ય ૦)=

**ઉધાઈનું જીવન**—લેખક—શ્રી કિશોરલાલ મશરૂવાળા કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૩૨, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૦॥=

**ત્યારે કરીશું શું?**—અનુવાદક—શ્રી નરહરિ દ્વારકાદાસ પરીખ અને પાંડુરંગ વિઠ્ઠલ વળામે કદ ૫×૭॥, પૃષ્ઠ ૪૪૪, પૂઠું બોર્ડ પરીનુ, મૂલ્ય રૂા ૧)

## ૩–ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી અમદાવાદનાં પુસ્તકો

**હાલના જમાનામાં સ્ત્રીઓની ફરજ**—લેખિકા—શ્રીમતી નિર્મળા બેન કલ્યાણરાય જોષી કદ ૫×૭॥, પૃષ્ઠ ૬૦, સાદુ પૂઠું, ૦।

**ગુજરાતની લગ્નવ્યવસ્થા અને કુટુંબસંસ્થા**—લેખિકા—શ્રીમતી સરોજની મહેતા કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૭૨, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૧)

**સમાજસુધારાનુ રેખાદર્શન**—લેખક—શ્રી નરનરામ જગન્નાથ ત્રિવેદી કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૩૨, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૦॥

**સગાળશા આખ્યાન**—લેખક—શ્રી વ્રજરાય મુકુંદરાય દેસાઈ કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૯૨, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૧)

**કીથકૃત સંસ્કૃત નાટક—ભાગ ૨ જો**—લેખક—શ્રી. નર્મદાશંકર ભોગીલાલ પુરોહિત કદ ૫×૭॥, પૃષ્ઠ ૨૮૦, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૧)

**રસગંગા**—લેખક—શ્રી વ્રજલાલ કાળીદાસ કદ ૬×૯, પૃષ્ઠ ૫૬, સાદુ પૂઠું, મૂલ્ય ૦।

**મીરાતે અહમદી—વૉલ્યુમ ૨, અંક ૨ તથા ૩**—બંનેના અનુવાદક—દિ૦ બ૦ કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી ખંડ બીજાનુ કદ ૬×૯, પૃષ્ઠ ૨૦૮, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૧) અને ખંડ ત્રીજાનુ કદ ૬×૯, પૃષ્ઠ ૧૮૮, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૧)

**ગ્રંથ અને ગ્રંથકાર**—પુસ્તક પાંચમુ અને છઠ્ઠું—બંનેના તૈયાર

કરનાર—શ્રી હિરાલાલ ત્રિભોવનદાસ પારેખ પુસ્તક પાચમાનુ કદ ૬×૯, પૃ ૩૦૮, સાદુ પૂઠુ, મૂલ્ય ૧) અને છઠ્ઠાનુ કદ ૬×૮, પૃ ૨૪૬, સાદુ પૂઠુ, મૂલ્ય રા ૧)

પ્રાચીન હિદમા સંઘજીવન—લેખક—શ્રી ભરતરામ ભાનુસુખરામ મહેતા કદ ૬× , પૃ ૧૮૦, સાદુ પૂઠુ, મૂલ્ય રા ૧)

પદાર્થવિજ્ઞાન (ભાગ ૧ લો)—લેખક—શ્રી ધનજીભાઇ ફકીરભાઈ બી એસ સી કદ ૫×૭ા પૃ ૨૩૦, સાદુ પૂઠુ, મૂલ્ય રા ૧)

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો ઇતિહાસ-વિભાગ ૩ જો—લેખક—શ્રી હિરાલાલ ત્રિભોવનદાસ પારેખ કદ ૫×૭ા, પૃ ૨૮૮ સાદુ પૂઠુ, મૂલ્ય રા ૧)

ભૌગોલિક કોપ—લેખક—શ્રી ડાહ્યાભાઇ પીતાબરદાસ દેરાસરી. કદ ૬ાા×૧૦ પૃ ૬૬, સાદુ પૂઠુ, મૂલ્ય રા ાાા

વહાણની પરિભાષા—સપાદક—શ્રી હરિલાલ ૨ગીનદાસ માકડ કદ ૬ાા×૧૦ પૃ ૫૨, સાદુ પૂઠુ, મૂલ્ય રા ાા

ધર્મ અને સમાજ—લેખક—સ્વ સર રમણભાઇ મહીપતરામ નીલકઠ કદ ૫×૭ા, પૃ ૩૭૨ સાદુ પૂઠુ, મૂલ્ય રા ૧)

હિદુસ્થાનનો ઇતિહાસ (ઉત્તરાર્ધ)—ભાષાતરકર્તા—શ્રી છોટાલાલ બાલકૃષ્ણ પુરાણી કદ ૪ાાા×૭ા, પૃ ૩૧૨, સાદુ પૂઠુ, ૧)

ગુજરાતી સાહિત્યમા સંતો—લેખક—શ્રી સુદરજી ગો બેટાઇ કદ ૫×૭ા પૃ ૪૮ સાદુ પૂઠુ મૂલ્ય ાા

ગુજરાતની વનસ્પતિઓ—લેખક—શ્રી બાપાલાલ ગડબડદાસ વૈદ્ય કદ ૫×૭ા પૃ ૭૬, સાદુ પૂઠુ, મૂલ્ય ાા

કેળનો બગીચો—લેખક—શ્રી મગનલાલ ગજ્જર કદ ૫×૭ા, પૃ ૭૦ સાદુ પૂઠુ, મૂલ્ય ાા

શ્રીમદ્‌ભાગવત—(ગુજરાતી પદ્યાનુવાદ) સ્કધ ૧, ૨ સંપાદક—શ્રી કેશવરામ કાશીરામ શાસ્ત્રી આગરોલ કદ ૫×૭ા, પૃ ૨૫૦, સાદુ પૂઠુ, મૂલ્ય રા ૧)

## ૪—અન્ય સજ્જનો તરફથી મળેલાં પુસ્તકો

શ્રીરામાયણરહસ્ય—લેખક અને પ્રકાશક—શ્રી અબાલાલ હીરાલાલ મોદી—નડીઆદ કદ ૫×૬ાા પૃ ૮૦ સાદુ પૂઠુ, મૂલ્ય ૦)ાા

**પુષ્પહાર**—લેખકઃ-શ્રી. મનુ હ. દવે-કાવ્યતીર્થ. ઠે. ઉપલી શેરી, મુ. સિદ્ધપુર. કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૧૨, સાદું પૂંઠું, મૂલ્ય રૂ. ીા

**સુખનો સાક્ષાત્કાર**—લેખકઃ-સંતબાલ. પ્રકાશકઃ-ફૂલચંદ ગોવર્ધન સ્વાણી. કદ ૫×૭ા, પૃષ્ઠ ૮૦, સાદુ પૂંઠું, મૂલ્ય રૂ. ૦)-ાા

**ઉત્તરાધ્યયન સૂત્ર**—લેખકઃ-કવિવર્ય પંડિત શ્રી. નાનચંદ્રજી સ્વામીના સુશિષ્ય લઘુ શતાવધાની પં. મુનિશ્રી સૌભાગ્યચંદ્રજી. કદ ૫×૭ા, પૃષ્ઠ ૪૦૦, પાકું પૂંઠું, મૂલ્ય રૂ. ૦ાા=

**ઉન્નતિનો માર્ગ યાને ગૌસંવર્દ્ધન**—લેખકઃ-અને પ્રકાશક શ્રી. ચંદ્રશંકર ગૌરીશંકર જોષી. કદ ૫×૭ા, પૃષ્ઠ ૩૦૮, સાદું પૂંઠું, મૂલ્ય ૦)=

**જીનાગમ કથાસંગ્રહ**—સંપાદકઃ-અધ્યાપક શ્રી. બેચરદાસ દોશી. પ્રકાશકઃ-મંત્રી, જૈન સાહિત્ય પ્રકાશન ટ્રસ્ટ; ગુજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૬૪, પૂંઠું બૉર્ડ પટીનું, ૧ા.

**નિત્યપાઠ દીપિકા**—સંગ્રાહક અને પ્રકાશકઃ-શ્રી. અંબાલાલ અમથાલાલ ગોર. મુ. નાર ( ઉ. ગુજરાત ) કદ ૫×૭ા, પૃષ્ઠ ૨૬૪, મૂલ્ય લખ્યું નથી.

**નિત્યપાઠ**—સંગ્રાહક અને પ્રકાશક ઉપર પ્રમાણે. કદ ૩ા×૫, પૃષ્ઠ ૩૨, સાદું પૂંઠું, અમૂલ્ય.

**પંચદશી**—પ્રકાશકઃ-શ્રી. રામાવતાર વિદ્યાભાસ્કર-મુ. રતનગઢ, જી. બીજનોર. કદ ૫×૭ા, પૃષ્ઠ ૭૦૦, પૂંઠું બૉર્ડ પટીનું, ૨ાા=

**શ્રીભજનરસામૃત**—સંપાદક અને પ્રકાશકઃ-શ્રી. અમરસિંહ માધવસિંહ માત્રોજા-મુ. ધમણાદ, વાયા પાલેજ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૮૮, મૂલ્ય ીા

**મંગળ કીર્તન**—લેખકઃ-સંતજન શ્રી. મંગળદાસ ચતુર્ભુજજી કવિરાજ. પ્રકાશકઃ-ઝવેરી વિઠ્ઠલભાઈ રણછોડભાઇ જોષી, મુંબાદેવી-મુંબઈ. કદ ૫×૭ા, પૃષ્ઠ ૧૬૦, સાદુ પૂંઠું, મૂલ્ય રૂ. ૧)

**પ્રમાણસાગર**—સંગ્રાહકઃ-શ્રી. હરિશંકર વિદ્યાર્થી. પ્રકાશકઃ-શ્રી. ભાનુશંકર શર્મા-આર્ય સમાજ, આણંદ. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૪૮૦, સોનેરી પૂંઠું, મૂલ્ય ૨)

**જીવનજ્યોતિ**—લેખક અને પ્રકાશકઃ-શ્રી. વલ્લભજી ભાણજી મહેતા-મુ. મોરબી. કદ ૫×૬ાા, પૃષ્ઠ ૨૩૨, પાકું પૂંઠું, અમૂલ્ય.

હીરક મહોત્સવ સ્મારક ગ્રંથ (સુબોધ સંગ્રહ)—પ્રકાશક-શ્રી. અમથાલાલ જગજીવન શાહ. કદ ૬×૯, પૃષ્ઠ ૨૧૬, સાદું પૂંઠું, મૂલ્ય રૂા ૦ા=

સાહસિકોની સૃષ્ટિ—લેખક-શ્રી મહાશંકર મોહનલાલ ભટ્ટ. પ્રકાશક-શ્રી દક્ષિણામૂર્તિ પ્રકાશન મંદિર, ભાવનગર કદ ૫ ાા, પૃષ્ઠ ૩૪૮, પાકું પૂંઠું, મૂલ્ય રૂા ૧

## ૫-રિપોર્ટ-વૃત્તાંતો ઈત્યાદિ

ગુરુકુલ વિદ્યામંદિર-સૂપાનો સં. ૧૯૮૯નો વાર્ષિક વૃત્તાંત અને હિસાબ

આર્યકન્યા મહાવિદ્યાલય-વડોદરાનો સને ૧૯૩૨-૩૩નો નવમો વાર્ષિક વૃત્તાંત અને હિસાબ

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો સને ૧૯૩૨, ૩૩ અને ૩૪ની સાલનો રિપોર્ટ.

ભીલ સેવા મંડળ-દાહોદ-પંચમહાલનો સં ૧૯૮૯ નો અગીઆરમો વાર્ષિક અહેવાલ

શ્રી પ્રહ્લાદ તપોધન બ્રાહ્મણ વિદ્યોત્તેજક ટ્રસ્ટ ફંડનો ૧૯૨૦ થી સં ૧૯૩૨ સુધીના બાર વર્ષનો રિપોર્ટ.

શ્રી શેઠ મનસુખલાલ છગનલાલ વિધવા આશ્રમ-કારેલીબાગ, વડોદરાનો સં ૧૯૩૨-૩૩નો વાર્ષિક વૃત્તાંત અને હિસાબ.

શ્રી રામકૃષ્ણ મિશન સેવાશ્રમ-વૃંદાબનનો ૨૮ મો સને ૧૯૩૪નો વાર્ષિક રિપોર્ટ

શ્રી ચોરવાડ મિત્રમંડળ લાયબ્રેરીનો સને ૧૯૩૩-૩૪નો ચોવીસમા તથા પચીસમા વર્ષનો દ્વિવાર્ષિક રિપોર્ટ

શ્રી દિલ્હી ગુજરાતી સમાજનો સં ૧૯૮૭, ૮૮, ૮૯, ૯૦નો ત્રિવાર્ષિક રિપોર્ટ

શ્રી નર્મદા બ્રહ્મચર્યાશ્રમ-ચાંદોદનો બાવીસમો વાર્ષિક વૃત્તાંત સંવત ૧૯૯૦નો

બહેરા-મૂગાની શાળા-અમદાવાદનો સન ૧૯૩૪નો વાર્ષિક વૃત્તાંત.

શ્રી દક્ષિણામૂર્તિ વિ૦ ભવન-ભાવનગરનો ૧૯૩૪-૩૫નો અહેવાલ.



# भारतधर्म

## १–नवुं अने जूनुं

આપણે જૂના ભારતવર્ષના; બહુ પ્રાચીન, બહુ થાકેલા. અનેક વાર મારા પોતામાં એ જાતિગત વિશાળ પ્રાચીનતાનો અનુભવ કરું છું–મન દઈને જ્યારે અંતરમાં નીરખી જોઉં છું, ત્યારે અંદર માત્ર વિચાર, વિશ્રામ અને વૈરાગ્યને-જ જોઈ શકું છું; જાણે અંદર બહાર લાંબી છુટ્ટી ચાલે છે, જાણે જગતને સવારે આપણે કચેરીનું કામ છોડી આવ્યા છીએ, એટલે આખરે બપોરે જ્યારે બધા કામે લાગ્યા છે ત્યારે આપણે ઘરમાં બારણાં બંધ કરીને વિશ્રામ કરીએ છીએ; આપણે પાછલો પગાર ચૂકવી લઈ નોકરીમાંથી છૂટા થઈ પેન્શન ઉપર ઘરસંસાર ચલાવીએ છીએ, સુખી છીએ.

એવે સમયે માલૂમ પડ્યું કે સ્થિતિ ફેરવાઈ ગઈ છે. બહુ દિવસનું જે પસાયતું મળી ગયું હતું તે બાબત બરાબર પુરાવા નહિ આપી શકવાથી નવા રાજાના રાજ્યમાં જપ્ત થઈ ગયું છે. એકદમ આપણે ભિખારી થઈ ગયા. પૃથ્વીના ખેડુતો જેમ મજુરી કરી મરે છે ને કર ભરે છે તેમ આપણે પણ કરવું પડશે. પુરાતન જાતિને આજ આમ એકાએક ફરી મહેનત કરવાનો વખત આવ્યો છે.

ત્યારે હવે વિચાર છોડી દો, પથારી છોડી દો, ઘર

છોડી દો, વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર, શ્રુતિસ્મૃતિ અને નિત્ય નૈમિત્તિક કર્મ ઝાલીને બેસી રહો હવે ચાલશે નહિ કઠણ માટીના ઢેફા ભાગો, પૃથ્વીમાથી ધન પકવો ને નવા રાજાને કર ભરો, કૉલેજમા ભણો હૉટેલનુ ખાઓ ને ઑફિસમા ચાકરી કરો

હાય, ભારતવર્ષનો કોટ તોડી પાડી આ સીમા વિનાના વિશાળ કર્મમેદાનમા આપણને કોણે આણી ખડા કરી દીધા ! ચારે બાજુએ માનસિક બધ બાધીને, કાળપ્રવાહને બધ કરી દઇને બધુ મનમાની રીતે ગૂથી નિરાતે બેઠા હતા, ભારતવર્ષની બહાર સમુદ્રની પેઠે ચચળ ફેરફારો રાતદહાડો ઘૂઘવ્યા કરતા હતા, પણ આપણે તો અચળ સ્થિર થઇને બેઠા હતા, ગતિશીલ અખિલ સસારના અસ્તિત્વને ભૂલી નિરાતે બેઠા હતા, એવે વખતે કાણામા થઇને આ અશાન્ત માનવપ્રવાહ આપણા ઘરમા ઘુસાડી દઇને કોણે એ બધુ ધૂળધાણી કરી નાખ્યુ ? જૂનામા નવુ ભેળવી દઇને, વિશ્વાસમા શકા ઘુમાડીને સતોષમા અસતોષની લાત લગાવીને કોણે આ બધુ ઉધુ છતું કરી નાખ્યુ ?

માનો કે આપણી ચારે બાજુએ હિમાલય અને સમુદ્ર વધારે મજબૂત હોત, માનવસમાજનુ એક ટોળુ અજાણ્યા એમ્યા વાડની અદર શાન્તભાવે ભરાઈ પેસી એક પ્રકારની સાદી પરિપૂર્ણતા પામી શકત, પૃથ્વીના સમાચાર તેઓ જાણવા પામત નહિ અને ભૂગોળ સબધેની માહિતી બિલકુલ ટુકી રહેત, માત્ર તેમના કાવ્ય, તેમના સમાજતત્ર, તેમના ધર્મશાસ્ત્ર તેમના દર્શનતત્ત્વ સપૂર્ણતા પામત, શોભા પામત જાણે કે પૃથ્વી સિવાયના બીજા કોઈ ગ્રહમા રહેતા લાગત, તેમનો ઇતિહાસ, તેમના જ્ઞાનવિજ્ઞાન, સુખસપત તેમનામા જ પુરા થત સમુદ્રનો એક ભાગ જેમ કાળે કરીને માટીએ બધ થઈ સમુદ્રમાથી કપાઈ પડે અને જેમ સુદર શાન્તિમય સરોવર બની જાય, તેમા મોજા કઈ ઉઠે નહિ અને સવારસાજના વિવિધ રગો ધારણ કરી

શોભી ઉઠે અને અંધારી રાતે અચળ તારાઓના પ્રકાશમાં શાન્તિથી કોઈ ગૂઢ રહસ્યના ધ્યાનમાં નિમગ્ન થઇ રહે.

કાળના વેગને પ્રવાહે ફેરફારના કોલાહલ વચ્ચે, પ્રકૃતિની શક્તિશાળી રંગભૂમિ આવી પડયે પ્રબળ શિક્ષણ મળે ખરૂં, સભ્યતા પમાય ખરી; પણ નિર્જનતામાં, શાન્તિમાં, ગંભીરતામાં ઉતર્યે કેવાં કેવાં રત્ન મેળવી શકાશે એ શી રીતે કહી શકાય ?

આ વલોવાતા સંસારસમુદ્રમાં શાન્તિ કોઇ જાતિને મળે નહિ. લાગે છે કે માત્ર ભારતવર્ષ જ એક કાળે દૈવયોગે સમસ્ત પૃથ્વીમાં એમ છૂટો રહી શકયો હતો, અને ડુબકી મારી તળિયે બેસી શકયો હતો. જગત જેમ અસીમ, તેમ માણસનો આત્મા પણ અસીમ; જેઓએ એ અજાણ્યા પ્રદેશનો રસ્તો શોધી કાઢયો છે, તેમને કંઇ નવું સત્ય મળ્યું હશે, નવીન પ્રકારનો કંઇ આનંદ થયો હશે, એમાં કશો શક નથી.

ભારતવર્ષ ત્યારે બંધ બારણાંવાળી નિર્જન રહસ્યભરેલી પ્રયોગશાળા (લેબોરેટરી) જેવું હતું, તેમાં એક અલૌકિક માનસિક સભ્યતાની છાનીછાની પરીક્ષા થતી હતી. યુરોપના મધ્યયુગમાં જેમ કીમીઆગરો છાનામાના ઘરમાં પેસી જુદાં જુદાં અદ્દ્ભુત પ્રકારનાં જંત્રતંત્રથી દીર્ઘાયુ રસ શોધવા પ્રયત્ન કરતા હતા, તેમ આપણા જ્ઞાનીઓ ગુપ્ત સ્થાનોમાં સાવધાન રહી આધ્યાત્મિક જીવનના રસની શોધ કરતા હતા. તેઓ પ્રશ્ન કરતા કે येनाहं नामृतस्याम् किमहं तेन कुर्याम्। અને અતિ કઠણ ઉપાયે એ અમૃતરસ શોધવા અંતરમાં ઉંડા ઉતરતા હતા. એમાંથી શું મળત તે કોણ જાણે ? કીમીઆમાંથી જેમ કેમીસ્ટ્રી પેદા થઈ, તેમ એમની એ તપસ્યામાંથી માનવની કેવી કેવી ગૂઢ શક્તિઓનો વિકાસ થાત તે આજ કોણ કહી શકે ?

પણ અકસ્માત્ દરવાજા ભાંગીને બહારના નિરંકુશ લોક ભારતવર્ષની એ પવિત્ર પ્રયોગશાળામાં જોરથી પેસી ગયા, અને એ શોધનાં ફળ સાધારણ લોકની પાસે ઢંકાઈ

રહ્યાં–બહાર આવવા પામ્યાં નહિ. આજની નિરંકુશ સભ્યતા વચ્ચે એ પરીક્ષાને માટે શાન્તિનો સમય ફરી મળશે કે કેમ એ તો કોણ જાણે?

પૃથ્વીના લોક એ પ્રયોગશાળામાં પેઠા ત્યારે તેમણે શું જોયું? એક જૂનો જોગી; એને લૂગડાં નહિ, પૃથ્વીના ઇતિહાસની માહિતી પણ નહિ. જે જે વાતો એ કરવા ઇચ્છે તેને માટે આજે પણ સમજી શકાય એવી કોઇ ભાષા નહિ, માની શકાય એવું કોઇ પ્રમાણ નહિ, સમજી શકાય એવું કોઈ પરિણામ નહિ.

હવે તો હે વૃદ્ધ, હે ચિંતાશીલ, હે ઉદાસીન! તમે ઉઠો; રાજકીય પ્રવૃત્તિ કરો અથવા તો દિવસે પથારીમાં પડ્યા પડ્યા પોતાની પુરાણી જુવાનીનો પ્રતાપ જોરથી ગાતા ગાતા તમારાં જીર્ણ હાડકાં ઉછાળો. જુઓ કે એથી તમારી લાજ ઢંકાય છે કે નહિ?

પણ મારાથી તો એમ બની શકે એમ નથી. કેવળ માત્ર છાપાંના કાગળોના શઢ ફડફડાવીને આ દુસ્તર સંસાર-સમુદ્રની જાત્રા શરૂ કરતાં મારો જીવ ચાલતો નથી. જ્યારે મંદ મંદ અનુકૂળ વાયુ વાતો હોય ત્યારે તો એ કાગળના શઢ અભિમાને ફૂલી ઉઠે, પણ સમુદ્રમાંથી કદી સખ્ત પવન છૂટશે, ત્યારે દમ વગરનો કાગળનો દંભ ફાટી જશે ને તેના ટુકડેટુકડા થઇ જશે.

એમ કદી હોય કે પાસે ક્યાંય ઉન્નતિ નામનું એકાદ પાકું બંદર હોય ત્યાં પહોંચીને દહીં ને વડાં ખાવાનો જોગ હોય, 'બેસો, ખાઓ' કહી કોઇ પીરસનાર તૈયાર હોય, તો તો એક વાર સમય વર્તી, આકાશનાં લક્ષણ પારખી ચતુરાઇથી વહાણ હંકારી જવાનું સાહસ થાય. પણ જો જાણીએ કે એવે માર્ગે મુસાફરીનો કંઈ છેડો નથી, ક્યાંય વહાણ બાંધીને ઉંઘવાનો જોગ નથી, ઉંચે માત્ર ધ્રુવતારો છે ને નીચે માત્ર અનંત સમુદ્ર છે, પવન તો તોફાની છે ને મોજાં ઉંચાં ઉછળી ફાટે છે, તોય પણ ફૂલસકેપ કાગળનું વહાણ

બાંધવા માંડી પડવું ?

તોય વહાણ હંકારવાની તો ઇચ્છા છેજ. જ્યારે જોયુ કે માનવપ્રવાહ ચાલે છે, ચારે બાજુએ તરંગ ઉઠે છે, પ્રચંડ વેગે કર્મ શ્વાસ ખાધા વગર દોડે છે, ત્યારે મન નાચી ઉઠયુ. એવે વખતે ઇચ્છા થાય કે બહુ વરસનાં ઘર-બંધન તોડી કૂદીને બહાર પડીએ. પણ પછી ખાલી હાથ ઉપર નજર પડે ત્યારે યાદ આવે કે મુસાફરીનું ભાથું કયાં ? હૃદયમાં એ અનંત આશા, જીવનમાં એ અત્યંત બળ, વિશ્વાસનો એ દૃઢ પ્રભાવ કયાં ? ત્યારે તો પૃથ્વીના ખૂણામાં ચુપચાપ પડયું રહેવુંજ ભલું. આ ટુંકો સંતોષ અને નિર્જીવ શાન્તિ આપણે માટે ઘણીય છે.

ત્યારે ઘરમાં બેઠા બેઠા વિચાર કરી મનને સમજાવીએ કે આપણે યંત્રો બનાવી શકીએ નહિ. જગતના ગુપ્ત ભેદો સમજી શકીએ નહિ, એ ખરૂ; પણ સ્નેહ રાખી શકીએ, ક્ષમા કરી શકીએ, બીજાને આપણુ ઘર પણ ખાલી કરી આપીએ. ત્યારે દુરાશાના માર્યા અસ્થિર થઈ રખડવામાં લાભ શો ? ત્યારે ગમે તો ઘરમાં એક ખૂણે પડયા રહેવું, ગમે તો વર્તમાનપત્રનાં વિખ્યાત પાનાંમાં નામ કાઢવું. પણ દુઃખ છે, દરિદ્રતા છે, બળીઆનો જુલ્મ છે, નિરાધારના નસીબમાં અપમાન છે, ખૂણામાં બેસીને કેવળ ઘરકાજ ને પરોણાગત કર્યે શું કંઇ એનો નિકાલ થાય ?

હાય, એ તો ભારતવર્ષનુ મોટું દુખ છે ! આપણે કોની સાથે જુદ્ધ કરવું ? રૂઢ માનવપ્રકૃતિની પુરાણી નિર્દયતા સાથે ? ઇસુ ખ્રિસ્તનું લોહી રેડાયે પણ જે કઠણ નિર્દયતા હજીયે કોમળ થઇ શકી નથી, એ પથ્થર સાથે ? પ્રબળતા હમેશાં નિર્બળતા ઉપર નિર્દય; આપણે એ પુરાણી પશુપ્રકૃતિને શી રીતે જીતવી ? સભાઓ કરીને ? દરખાસ્તો મૂકીને ? આજે એક ભિખનો ટુકડો ખાઇને ને વળી કાલે એક થપ્પડ ખાઇ ને ? ના, એ કદાપિ બનશે નહિ.

ત્યારે બળીઆના જેવા બળીઆ થયે ? હા, એમ

બને ત્યારે થાય ખરૂ પણ જ્યારે વિચારી જોઇએ કે યુરોપ કેટલો બળીઓ ને કેને કારણે બળીઓ, જ્યારે એ નિર કુશ શક્તિનો એક વાર કાયમ ને સર્વ રીતે અનુભવ કરી જોઇએ તો પછી કઈ આશા રહે? ત્યારે તો મનને થાય કે આવો ભઇ, સહનશીલ થઈ રહીએ ને સ્નેહ કરીએ ને ભલુ કરીએ, ઢોગ કરીશુ નહિ નબળ ને મોઢુ દુ ખ તો એ કે એ મોટા કામ ન કરી શકે એટલે મોટો ઢોગ કરવા નુ એને સ રૂ લાગે જાણે નહિ કે મોટા અસત્ય કરતા નાના સત્યથી માણસને વધારે લાભ થાય છે

પણ મારો અભિપ્રાય ઉપદેશ આપવાનો નથી સાચી સ્થિતિ શી છે તે તપાસવાનોજ પ્રયત્ન કરૂ છુ એમ તપા સવા બેસતા, પુરાતન વેદ પુરાણ સહિના ખેળામા લઈ મનમાનતા શ્લોકનો સગ્રહ કરી એક કાલ્પનિક જુગ ખડો કર્યે કઇ વળશે નહિ, અથવા બીજી જાતિઓની પ્રકૃતિ અને ઇતિહાસ સાથે કલ્પનાબળે આપણી પ્રકૃતિ અને ઇતિ હાસને જોડી દઇ આપણા નવા શિક્ષણની દોદળી ભીતો ઉપર મોટા આશાઓના કિલ્લા ચણવાનો ઉદ્યોગ પણ નકા મો જશે જોવુ જ જોઇએ કે ખરી રીતે આપણે છીએ કયા? આપણે જે જગાએ છીએ, તે જગા ઉપર પૂર્વ દિશાએથી ભૂતકાળનુ અને પશ્ચિમ દિશાએથી ભવિષ્યકાળનુ મૃગ જળ આવી પડયું છે, એ બેનો પૂરી રીતે-સ્વત ત્ર રીતે-સત્ય સ્વરૂપે મનમા વિચાર કરવો જોઇએ કે ખરેખર, આપણે કઇ માટી ઉપર ઉભા છીએ

આપણે એક અતિપુરાણા જીર્ણ નગરમા રહીએ છીએ, એટલુ પુરાણુ કે અહીના ઇતિહાસમાથી એ ભુસાયા જેવુ થઇ ગયુ છે, માણસને હાથે લખાયેલા સ્મરણચિહ્ન શેવાળ તળે ઢકાઈ ગયા છે, અને એટલા માટે ભ્રમ થાય છે કે જાણે આ નગર માનવઇતિહાસની પૂર્વની રાજ ધાની હશે, જાણે અનાદિ પ્રકૃતિની પ્રાચીન રાજધાની હશે માનવ ઇતિહાસની રેખાઓ ભુસી નાખી પ્રકૃતિએ પોતાના

શ્યામળા અક્ષરો એના સર્વ ભાગો ઉપર વિચિત્ર આકારે સજાવી દીધા છે. અહીં હજારો વર્ષોનો વરસાદ પોતાનાં આંસુએ લીંટીઓ દોરી ગયો છે અને હજારો વર્ષોની વસંત-ઋતુઓ પોતાના જવા આવવાની તારીખોના લીલા દાઘ દરેક ભીંતનાં કાણાંમાં કરી ગઈ છે. એક બાજુએથી એને નગર કહી શકાય તો બીજી બાજુએથી એને રાન કહી શકાય. અહીં માત્ર છાયાનો અને વિશ્રામનો, ચિંતાનો અને વેદનાનોજ વાસો છે. અહીંના તમરાંથી ગાજી રહેલા રાનમાં, અહીંનાં વિચિત્ર પ્રકારે ડોલતાં જટાજૂટ ઝાડ નીચેની ને પુરાણી અટારીઓની ગંભીર ભીંતોની અંદરની છાયા તે કાયા હોય ને કાયા તે માયા હોય એવો ભ્રમ થાય છે. અહીંની આ સનાતન છાયા નીચે સત્ય અને કલ્પના એ બે ભાઇબહેનની પેઠે હળીમળીને રહે છે, એટલે કે પ્રકૃતિનું વિશ્વકાર્ય તથા માનવીની માનસિક સૃષ્ટિ એકબીજાને વળગીને રહે છે ને નાના પ્રકારની છાયાકુંજો બનાવે છે. અહીં છોકરાં છોડીઓ સારો દહાડો ખેલ્યા કરે, પણ જાણે નહિ કે એ તો માત્ર ખેલજ છે; અને ઉંમરે આવેલા લોક રાતદહાડો સ્વપ્નાં દેખે, પણ માને કે અમે તો કાજ કરીએ છીએ. જગતના બપોરનો સૂરજ છાપરાનાં કાણાંમાંથી હીરા માણેક જેવો ચકચકતો દેખાય, પ્રબળ વાવાઝોડું ઘણાં જંગલમાં અથડાઈ નરમ પડી સંદમંદ વાયુરૂપે આવે; અહીં જીવન અને મૃત્યુ, સુખ અને દુઃખ, આશા અને નિરાશા એકબીજાના અંતરની સીમાઓ ભુંસી આવ્યાં છે; અદ્વૈતવાદ અને કર્મકાણ્ડ, વૈરાગ્ય અને સંસારયાત્રા એક સાથેજ દોડયાં આવ્યાં છે. આવશ્યક અને અનાવશ્યક, બ્રહ્મ અને પાષાણમૂર્તિ, જડમૂળથી ઉખડી ગયેલો સૂકો ભૂતકાળ અને નવપલ્લવ પામેલો જીવતો વર્તમાન પણ સરખે ભાવે આદર પામે છે. શાસ્ત્ર જ્યાં વંચાય છે ત્યાં વંચાય છેજ, અને શાસ્ત્રને ઢાંકી દઇને જ્યાં રિવાજના કીડાઓનો રાફડો બઝ્યો છે ત્યાં પણ આળસુ ભક્ત પોતાનો હાથ એના ઉપર લગાડતો નથી. શાસ્ત્રગ્રંથોના અક્ષર અને પાનમાં કીડા-

એ પાડેલા કાણા એ બેયને સરખુ માન મળે છે અહીં પીપળો ઉગી નીકળ્યે તૂટી ગયેલી ભીંતોવાળા મંદિરમાં દેવ ને ભૂત બને સાથે વને છે

તમાન જગતયુદ્ધ માટે સેના તૈયાર કરવાની શું આ છાવણી? તમારા કળ કારખાના, અગ્નિ ઓકતા હજાર હાથ વાળા તમારા લોઢના દાનવોનું દેદખાનુ બનાવવાને માટે આ દોદળી ભીંતો શુ કામ લાગશે? તમારા અસ્થિર ઉદ્યોગ ને વેગે એની લુણઓલી ઇંટો લોચે તો પડી જશે, પણ ત્યાર પછી પૃથ્વીની આ અતિ પ્રાચીન, લોયસેગી થઈ ગયેલી જાતિ ઉભી રહેશે ક્યા જઇને? આ જડ ગભીર મહા નગરવન ભાગી ગયે અનેક વર્ષોથી જે એક વૃદ્ધ બ્રહ્મ રાક્ષસ અહીં ગુપ્તવાસ કરે છે તે પણ એકાએક ઘરબાર વગર નો થઇ પડશે

બહુ દિવસથી એમણે ઘર બાધ્યુ નથી, એ અભ્યાસ એમને છે પણ નહિ, એમના આગળપડતા વિચારકો તો એમા ગર્વ માને છે જે કોઇ વાત સબધે તેઓ કાગળ ઉપર પોતાની કલમની પૂછડી હલાવે તે સાચીજ, એની સામે કોઇથી વાધો ઉઠાવાય નહિ ખરેખર, અતિ પ્રાચીન કાળે મૂળ પુરુષે જે ભીંત ઉપર વસ્તુ કરેલુ, એ ભીંત એમનાથી છોડાયજ નહિ કાળે કરીને અવસ્થામા અનેક ફેરફાર થયા છે, અને નવી સગવડો અ ાવડો આવી છે, પણ એ સૌને તાણી લાવી—જીવતાને ને મુઆને, સગવડને ને અગવડને જોરથી તાણી લાવી—પૂર્વજોએ બાધેલી એ ભીંતમા ચણી દીધી છે અગવડને ખાતર એ કદી સ્પર્ધા બળે ઉભા થઈ નવુ ઘર બાધે છે કે જૂનુ સમારે છે એવી ગપ મારવા તો એમનો મિત્ર કે શત્રુ પણ હિંમત કરતો નથી. ઘરના છાપરામા બાકોરૂ પડે ને તેમા થઇ વખને ઘરમા તાપ આવે તો કદાચ ઉપર વડ હોય તો એની ડાળીથી છાયા થાય, ને કાળે કરીને માટી ભરાય તો કોઇ વખતે સહેજ નાનું થાય

આ વનદેવી વિનાનું ઘાડું વન, આ પુરદેવી વિનાનું ભાંગ્યું તૂટ્યું નગર, એમાં આપણે ધોતિયું પહેરી ચાદર ઓઢી મંદ મંદ હંસગતિએ ચાલીએ, જમ્યા પછી જરા આરામ કરીએ, છાયામાં બેસી ગંજીફો ખેલીએ, જે કંઇ અસંભવ અને સંસારમાં કામ લાગે એવું હોય નહિ તેના ઉપર વિશ્વાસ કરી તેની વાતોમાં આનંદ ઉડાવીએ, જે નજર સામેનું અને સંસારમાં કામ લાગે એવું હોય તેના ઉપરનો અવિશ્વાસ ટળે નહિ, અને કદી કોઇ છોકરો જો કંઇક ઉંચો નીચો થાય તો આપણે સૌ માથાં ધુણાવી બોલી ઉઠીએ કે सर्वमत्यन्तम् गर्हितम् ।

એવે વખતે તમે ક્યાંકથી ઓચિંતા આવીને અમારા જીર્ણ પાંજરાને બે ત્રણ સખત આંચકા મારીને બોલો છો, “ઉઠો ઉઠો, તમારા શયનગૃહમાં અમારે અમારી ઑફિસ કરવી છે, તમે ઉંઘો છો માટે કંઇ બધો સંસાર ઉંઘતો નથી. એટલામાં તો જગતમાં અનેક ફેરફાર થઈ ગયા છે; એ ઘંટો પડે છે, પૃથ્વીરાજ મધ્યાહ્નકાળ પધાર્યા છે, અત્યારે તો કામનો વખત છે.”

એવું સાંભળીને આપણામાંના કોઇ કોઇ ધડફડ કરી ઉઠી ‘ક્યાં છે કામ? ક્યાં છે કામ?’ એમ બરાડતા ઘરને ચારે ખૂણે ફરી વળે છે, અને જે કંઇક જાડા હોય છે તે તો પોતીઉં ઢીલું કરી બોલે છે કે “કોણ છે રે! કામની વાતો કોણ કરે છે રે?” ત્યારે શું આપણે કામગરા લોક નથી એમ કહેવા ઇચ્છો છો? બાપરે બાપ! ભારતવર્ષ સિવાય બીજે ક્યાંય કર્મક્ષેત્ર છે જ નહિ. દેખતા નથી કે માનવ-ઇતિહાસના પ્રથમ યુગમાં અહીંજ આર્ય-અનાર્યનાં યુદ્ધ થઇ ગયાં છે? અહીં કેટલાં રાજ્ય સ્થપાયાં છે, કેટલા નીતિધર્મ સ્થપાયા છે, સભ્યતાના સંગ્રામ મચી ગયા છે? માટે આપણે જ કામગરા લોક છીએ. હવે બીજું કંઈ કામ કરવાનું બોલો ના. પણ જો તમને અવિશ્વાસ જ આવતો હોય તો ઇતિહાસના તમારા ધારવાળા કોદાળા લઇને

ભારતવર્ષનાં જુગજુગનાં ફરી વળેલાં પડ ખોદી કાઢો ને પછી શોધી કાઢો કે માનવસભ્યતાની ભીંતો ઉપર કયાં કયાં આપણા હાથના થાપા પડી રહ્યા છે? ત્યાં સુધી હું જરા ઊંઘ લઈ લઉં."

એવી રીતે આપણામાંના કેટલાક અર્ધા અચેતન જડ મૂઢ દાંભિક ભાવે, ઊંઘભરી રાતી આંખ કંઈક ઉઘાડીને, આળસભર્યો, ક્રોધભર્યો અસ્પષ્ટ હોંકારો કરતા જગતમાં જે રાતદહાડો ચાલ્યો જાય છે તેની અવગણના કરે છે અને કોઈ કોઈ ગંભીર આત્મગ્લાનિ સાથે ઢીલી પડી ગયેલી નાડીઓવાળા, મૂંગા પડી રહેલા ઉદ્યમને વારંવાર લાતો મારીને જગાડવાનો પ્રયત્ન કરે છે. અને જેઓ જાગ્રત-સ્વપ્નના માનવી, જેઓ કર્મ અને વિચારમાં અસ્થિર ચિત્તે ફર્યા કરે છે, જેઓ પુરાતન પૂર્ણતા દેખી શકે છે અને અત્યારની અસંપૂર્ણતા અનુભવે છે એજ હતભાગીઓ વારંવાર માથાં હલાવી બોલે છેઃ

" હે નવા લોક! તમે જે નવો કાણ્ડ કરવો શરૂ કરી દીધો છે, તેનો પાર હજી તો આવ્યો નથી, તેનું સમસ્ત સત્ય–અસત્ય હજી તો નક્કી થયું નથી, માનવ અદૃષ્ટના સદાકાળના કોયડાનો તો કોઈ ઉકેલ થયો નથી.

"તમે ઘણું જાણ્યું છે, ઘણું પામ્યા છો; પણ સુખ પામ્યા છો? અમે જે વિશ્વસંસારને માયા માનીએ છીએ અને તમે જેને ધ્રુવસત્ય માની મરો છો, તેથી તમે શું અમારા કરતાં વધારે સુખી છો? તમે નવા નવા અભાવ ભોગવાને નવી નવી વસ્તુઓ બનાવો છો અને દરિદ્રની દરિદ્રતા ઉલટી વધારો છો, ઘરની સુખ શીતળ છાયા છોડી અવિરામ કર્મના માર્યા તાણમાં પડો છો, કર્મને જ સર્વ જીવનનો ધણી બનાવી વિશ્રામને બદલે ઉન્માદને પધરાવો છો; ભલા તમે જાણો છો કે તમારી ઉન્નતિ તમને કયાં ખેંચી જાય છે?

" અમે સારી રીતે જાણીએ છીએ કે અમે કયાં

આવ્યા છીએ ? અમે ઘરમાંના નાના નાના અભાવ પૂરવા અને ગાઢ સ્નેહે એકબીજાની સાથે બંધાઇ મોં આગળ આવી પડેલાં નાનાં નાનાં નિત્યનૈમિત્તિક કર્તવ્યો કરવા જઈએ છીએ. અમારી જે કંઇ સુખસમૃદ્ધિ છે તે ગરીબ અને તવંગર, નિકટના અને દૂરના સંબંધીઓ, અતિથિ, ચાકર ને ભિખારી મળી વહેંચી લઇએ છીએ. બને એટલા લોક બને એટલે સુખે જીવન ગાળીએ છીએ, કોઇ કોઈનો ત્યાગ કરવા ઇચ્છતું નથી, જીવન ઉપર વિરક્ત થતાં કોઈ કોઇનો ત્યાગ કરતાં અટકાવતું નથી.

"ભારતવર્ષને સુખ જોઇએ નહિ, સંતોષ જોઇતો હતો તે મળ્યો પણ છે; અને સર્વ જગાએ સર્વ રીતે એ પોષાયો પણ છે. હવે એને કશું કરવાનું નથી. પણ એ પોતાના વિશ્રામના ખૂણામાં બેઠો બેઠો તમારી જીવનની ગાંડી દોડાદોડી દેખીને તમારી સભ્યતાની પૂરેપુરી સફળતા સંબંધે મનમાં ને મનમાં શંકા કરે છે. મનમાં વિચારે છે કે દહાડા જતે છેવટે તમારે જ્યારે એક દહાડો કામ બંધ કરવું હશે ત્યારે શું એમ સહેજે–એમ ધીરે વિશ્રામ મેળવી શકશો ? અમારી પેઠે એમ કોમળ–એમ સહૃદય પરિણામ લાવી શકશો ? ઉદયમ જેમ ધીરે ધીરે લક્ષ્યબિંદુ તરફ આવી પહોંચે, તપેલો દિવસ જેમ સુંદરતાએ પરિપૂર્ણ થઈ સંધ્યાના અંધકારમાં ડૂબી જાય તેમ મધુર સમાપ્તિ તમે કરી શકશો કે ? ના. કળ જેમ અકસ્માત્ બગડી જાય, ધીરે ધીરે પાતળી વરાળ અને તાપ એકઠાં થઈ જતાં એંજીન જેમ અકસ્માત્ ફાટી જાય, એક જ રસ્તે ચાલનારી બે ગાડીઓ સામસામે આવી એકબીજી સાથે અથડાઈ જેમ અકસ્માત્ ગબડી પડે, તેવી રીતે પ્રબળ વેગવાળા ભયંકર નાશમાં આ બધાનો છેડો નહિ આવે ?

ગમે એમ થાઓ, પણ તમે આજ અજાણ્યા સમુદ્રના અજાણ્યે તીરે જવા નીકળ્યા છો, તેથી તમારે માર્ગે તમે જાઓ, અમે અમારા ઘરમાં જ બેસી રહીએ તેમાં ભલું છે."

પણ માણસને બેસી રહેવા દે કોણ? તમારે જ્યારે વિશ્રામ કરવો છે, ત્યારે જગતના અનેક લોક ચંચળ થઇ ઉઠયા છે. ગૃહસ્થ જ્યારે ઉંઘવા આતુર થયો છે, ત્યારે બહારના લોક અનેક વિચારે અનેક રસ્તે દોડાદોડ કરી મૂકે છે.

એ સિવાય બીજું પણ યાદ રાખવું જોઈશે કે, જગતમાં જ્યાં આગળ આવીને તમે અટકશો ત્યાંજ આગળથી તમારો નાશ થવો શરૂ થશે. કારણ કે તમે એકલાજ અટકશો, બીજો તો કોઇ તમારો સંઘાત કરવા ઉભો રહેશે નહિ. જગતમાં પ્રવાહ સાથે ગતિ રાખીને જો તમે ચાલી નહિ શકો, તો પ્રવાહનો સમસ્ત પ્રચંડ વેગ તમારા ઉપર ધસી આવીને તમને ઝાપટ મારશે, તેથી જોઇએ તો તમે એકદમ ઉંધા પડી જશો કે જોઇએ તો ઝાપટો ખાઇ ખાઇને ધીરે ધીરે નગળા પડી જઇ પ્રવાહને તળીએ જઈ ડુબી મરશો. જોઈએ તો ચંચળ બનો ને જીવનચર્ચા કરો, નહિ તો વિશ્રામ કરો ને ડુબી મરો–જગતનો નિયમ તો એ છે.

ત્યારે આપણે જે જગતમાં આવી પડયા છીએ, તે તો આવુંજ છે. ત્યારે એ સંબંધે જો વિલાપ જ કરવો હોય તો એવીજ રીતે કરીએ કે પહેલાં નિયમ કહ્યો તે સાધારણ રીતે તો સાચો છે, પણ અમે એમાં એક એવી રીતનો સુયોગ કરી લીધો છે કે અમને એ નિયમ બહુ દિવસ સુધી લાગુ પડે નહિ જેમ સાધારણ રીતે એમ કહેવાય કે, જરામૃત્યુ જગતનો નિયમ છે. પણ આપણા જોગીઓએ જીવનશક્તિને રૂંધી રાખી મૃતવત્ બની બચી રહેવાનો ઉપાય શોધી કાઢયો છે. સમાધિ વેળાએ જેમ તેમની વૃદ્ધિ થાય નહિ, તેમજ તેમનો ક્ષય પણ થાય નહિ. જીવનને અટકાવ્યે મોત નીપજે, પણ જીવનની ગતિને અટકાવ્યે ચિરજીવન પ્રાપ્ત થાય.

આપણી જાતિને પણ આ વાત લાગુ પડે છે. બીજી જાતિઓ જે કારણે મરે, તે કારણને આપણી જાતિ મદદમાં લઇ લાંબા જીવનનો રસ્તો શોધી કાઢે. કામનાનો આવેશ

જ્યારે નબળો પડી જાય, થાકરો ઉદ્યમ જ્યારે ઢીલો પડી જાય, ત્યારે જાતિનો નાશ થાય. અમે બહુ યત્ને ભૂંડી વાસનાઓને ક્ષીણ કરી નાખી, ઉદ્યમને બાંધી દઇ સમભાવે આયુનું રક્ષણ કરવાનો ઉદ્યોગ કર્યો હતો.

લાગે છે કે થોડાક લાભ પણ થયા હતા. ઘડીઆળનો કાંટો જ્યાં આગળ આવીને અટકી પડયો ત્યાં આગળજ ચતુરાઇ કરીને વખતને પણ અટકાવી પાડયો. પૃથ્વીમાંથી જીવનને ઉપાડીને એટલે ઉંચે આકાશમાં મૂકી દીધું કે જ્યાં પૃથ્વીની ધૂળ પહોંચી શકે જ નહિ, ને એ જીવન સદાસર્વદા નિર્મળ ને નિર્ભય રહે.

પણ લોકમાં એમ બોલાય છે કે થોડાક વખત ઉપર પાસેના જંગલમાંથી એક ચિરંજીવી યોગમગ્ન યોગીને કલકત્તામાં આણ્યો હતો. ત્યાં બહુ ઉપદ્રવથી તેની સમાધિ ભાગી ગઈ ને તે મરણ પામ્યો. આપણી જાતિની યોગનિદ્રા પણ બહારના લોકે બહુ ઉપદ્રવ કરીને ભાગી નાખી છે. આજે હવે બીજી જાતિઓ અને આપણી જાતિ વચ્ચે બીજો તો કશો તફાવત નથી, માત્ર છે તે એ છે કે બહુ દિવસથી બહારના વિષયમાં નિરુદ્યમ રહેવાનો આપણા જીવનને અભ્યાસ પડી ગયો છે. યોગમાંથી ઉઠીને એકદમ કોલાહલમાં આવી પડયા છીએ.

પણ ત્યારે કરવું શું ? ઉભી થયેલી સ્થિતિમાં નિયમને અનુસરીને પડી ગયેલી પ્રથા પ્રમાણે જીવન બચાવવાના રસ્તા લેવા પડશે. લાંબી જટા ને લાંબા નખ કાપી નાખી નિયમિત ખાનપાન કરવાં જોઇશે, લૂગડાં પહેરવાં જોઇશે અને હાથપગ હલાવવા જોઇશે.

પણ અત્યારની સ્થિતિ તો એવી થઇ પડી છે કે આપણે જટાનખ કાપી નાખ્યાં છે, ખરા સંસારમાં પ્રવેશ કરીને સમાજના લોકમાં ભળવા પણ માંડયું છે; પણ મનના ભાવ બદલી શકતા નથી. હજી આપણે તો એમ જ કહીએ છીએ કે, આપણા બાપદાદા માત્ર હરડેનું સેવન કરતા ને નાગા

ફરતા તોય મોટા ગણાયા છે, ત્યારે આજે આપણે લૂગડાં લત્તાનો, આહારવિહારનો, કામકાજનો આટલો મોહ શાને? એમ બોલી આપણે પોતીઆની પહોળી પાટલી વાળી, ખભે ચાદર ઓઢી, કામકાજ ઉપરનો મોહ છોડી બારણાને ઉંબરે બેઠા બેઠા વાયુનુ સેવન કરીએ છીએ.

એનો આપણને ખ્યાલ નથી કે યોગાસનમાં જે પરમ માનપાત્ર, તે સમાજમા જંગલીપણુ. પ્રાણ ઉડી જતાં જેમ દેહ અપવિત્ર થાય તેમ ભાવ ના રહેતા બહારનો વેશ પણ તેવોજ

તમારા ને અમારા જેવા લોક જેઓ તપસ્યા કરે નહિ, હવિષ્ય ખાય નહિ, બૂટમોજા પહેરે, ટ્રામે ચડે, પાન ચાવતા ચાવતા ઑફિસે-નિશાળે જાય, બધી વાતમાં અનેકાનેક વિચાર કરી જોતા પણ જેમને માટે ખાતરીથી કહી શકાય નહિ કે એ તે બીજા યાજ્ઞવલ્કય, વસિષ્ઠ, ગૌતમ, જરત્કારુ, વૈશંપાયન કે ભગવાન કૃષ્ણ દ્વૈપાયન હશે કે નહિ, જે બાળ કોને વાલ્યખિલ્ય તપસ્વી કહેતા સુદ્ધા લોક પાછા પડે નહિ, દિવસમા ત્રણ વાર સંધ્યાસ્નાન કરી મોમા હરડે ઘાલી જેમને ઑફિસે કે કૉલેજે કમાઈ કરવા જવું પડે, એવા લોક પણ બ્રહ્મચર્યનો ખોટો ડોળ કરે અને પૃથ્વીની ઉદ્યોગ પરાયણ એવી માન્ય જાતિઓ સામે નાકના ટીચકા ચઢાવી દે, એથી માત્ર તેમની હાસી જ થાય, એટલુજ નહિ પરતુ તેમને નુકસાન પણ થાય

મોટા કામની મોટી વ્યવસ્થા કરવી ઘટે પહેલવાન લંગોટી પહેરી માટી ચોળી છાતી ફુલાવી રસ્તે ચાલે, રસ્તાના લોક વાહવાહ વાહવાહ કરે, તેનો છોકરો છેક બિચારો કાયર અને મૅટ્રીક સુધી ભણી આજ પાંચ વર્ષથી બંગાલ સેક્રેટરી ઑફિસમા માત્ર ઉમેદવાર, તેય જો લંગોટ પહેરી માટી ચોળે, ઉઠતા બેસતા તાલ ઠોકે અને લોક પૂછે તો જવાબ દે કે અમારા બાબા પહેલવાન, ત્યારે બીજા લોકને ગમે એટલો આનંદ આનંદ થતો હશે, પણ એના બંધુબાંધવને

તો શોક થયા વિના રહેજ નહિ. એટલે ગમે તો સાચેસાચી તપસ્યા કરો, કે ગમે તો તપસ્યાનો આડંબર છોડો.

પ્રાચીનકાળે બ્રાહ્મણોનો અમુક સંપ્રદાય હતો. એમને માથે અમુક કામનો ભાર હતો. એ કામ સારી રીતે થઇ શકે તેટલા માટે એમણે અમુક આચાર-અનુષ્ઠાનની વાડ પોતાની ચારે બાજુએ કરી લીધી હતી. બહુ સાવધાન રહીને તેઓ પોતાના ચિત્તને એ વાડની બહાર જવા દેતા નહિ. સૌ કામને એવી એક ઉપયોગી વાડ હોય છે, તે બીજા કામને માત્ર વિઘ્નરૂપ બને. મિઠાઇવાળાની દુકાનમાં વકીલ પોતાનો ધંધો ચલાવવા જાય તો એને હજારો વિઘ્ન નડયા વિના રહે નહિ, અને વકીલની ઑફિસમાં કોઈ કારણે મિઠાઇવાળો પોતાનો ધંધો ચલાવવા બેસે તો ખુરશી, ટેબલ, કાગળપત્ર ને કબાટમાં હારબંધ ગોઠવેલા લૉ-રિપોર્ટસની શોભા ઉપર મમતા રાખ્યે એને કેમ ચાલે?

આજકાલ બ્રાહ્મણનું એ મહત્ત્વ રહ્યું નથી. કેવળ ભણવા-ભણાવવામાં એ રહ્યા નથી. તેઓ મોટે ભાગે ચાકરી કરે છે, તપસ્યા કરતા તો કોઇને આપણે દેખતા નથી. બ્રાહ્મણ-અબ્રાહ્મણના કાજમાં કંઇ તફાવત રહેલો દેખાતો નથી. એવી સ્થિતિમાં બ્રહ્મણ્યની વાડમાં ભરાઈ રહેવામાં કંઇ લાભ કે કંઈ સવડ કે કંઇ સાર્થકતા દેખાતી નથી.

પણ હાલ તો એવું થઈ પડયું છે કે, બ્રાહ્મણધર્મ માત્ર *બ્રાહ્મણનેજ બાંધી રાખતો નથી, પણ જે શૂદ્ર કોઇ કાળે* શાસ્ત્રના બંધનથી સખ્ત નહોતો બંધાયો, તે કોઇ એક અવસરે એ વાડમાં પેસી બેઠો છે, તેનાથી આજે પણ ત્યાંથી ઉઠી વાડ બહાર નીકળાતું નથી.

પૂર્વકાળે બ્રાહ્મણો માત્ર જ્ઞાન અને ધર્મમાં જ જીવન ગાળતા, તેથી સ્વાભાવિક રીતેજ સમાજસેવાનાં જુદાં જુદાં હલકાં કામનો બોજો શૂદ્રો ઉપર પડયો હતો, અને તેથી તેમના ઉપરનાં આચારવિચારનાં જંતરતંત્રનાં અનેક પ્રકારનાં બંધનો ખેંચી લેઇ તેમને અનેક પ્રકારની સ્વતંત્રતા આપી

સરળતા કરી આપી હતી. પરંતુ આજે તો કરોળીઆની જાળ જેવી જાળમાં સમસ્ત ભારતના બ્રાહ્મણશૂદ્ર સૌ હાથપગે બંધાઇ પડયા છે, મર્યા જેવા નિશ્ચળ થઇ પડયા છે. ન તો તેઓ સંસારનું કાજ કરી શકે છે કે ન તો તેઓ પારમાર્થિક યોગ સાધી શકે છે. પૂર્વે જે જે કામ હતાં તે આજે બંધ થઇ ગયાં છે, આજે જે કામ જરૂરનાં થઈ પડયાં છે, તેને પણ પગલેપગલે વાંધા નડે છે.

ત્યારે જાણવું જરૂરનું છે કે, આજ આપણે સંસારમાં આવી પડયા છીએ, તે વખતે પ્રાણ અને માન સંભાળવું હોય તો નાના આચારવિચારને કારણે હમેશાં થૂ થૂ કર્યે, પાટલીનો છેડો ઉંચો ઝાલી ચાલ્યે, નાકની ટીચકી ઉંચે ચઢાવ્યે, ભોંય ઉપર ધીરે ધીરે પગલાં મૂકીને હર્યે ફર્યે ચાલશે નહિ—જાણે આ વિશાળ વિશ્વસંસાર તે કંઇ કાદવનો કુંડ ન હોય, શ્રાવણ માસનો લપસણો રસ્તો ન હોય કે જેથી પવિત્ર પુરુષના ચરણકમળ એને અડતાંજ અભડાય! આજે જો પ્રતિષ્ઠા જોઇતી હોય તો ચિત્તની ઉદારતાના વિસ્તારની, સર્વ અંગે નીરોગ સ્વસ્થતાની, શરીર અને બુદ્ધિની પ્રબળતાની, જ્ઞાનના પ્રકાશની અને વિશ્રામવિનાની કાર્યતત્પરતા જોઇશે.

બહુ જતન કરીને, પોતાના પગને સાધારણ ધરતીથી ઉંચા રાખીને, પોતાની મહામાન્ય જાતને ખુરશી ટેબલ ઉપર અદ્ધર રાખીને, બીજા સૌને તિરસ્કારવચન સંભળાવીને આપણે જે ઢંગે ચાલીએ છીએ એ તો આધ્યાત્મિક નવાબી કહેવાય. એવી નવાબીથી માણસ કામમાંથી નીકળી જાય ને ફંદમાં બંધાઇ પડે.

માત્ર જડ પદાર્થનેજ કાચના ઢાંકણ નીચે રાખી મુકાય. જીવતા પ્રાણીનેય જો બહુ ચોખ્ખું રાખવાને નિર્મળ સ્ફાટિકના ઢાંકણા નીચે ઢાંકી મૂક્યુ હોય તો ખરેખાત એના ઉપર ધૂળ તો ન જ ચઢે, પણ સાથે જીવ પણ ચાલ્યો જાય. ધૂળ અને જીવને બેયને ટાળવાનો એ ઉપાય છે.

આપણા પંડિતો કહે કે આપણે આશ્ચર્યકારક આર્ય

પવિત્રતા પ્રાપ્ત કરી છે, તે બહુ સાધનાનું ધન છે; માટે એને બહુ જતન કરીને સંભાળવું જોઇએ. એટલાજ માટે આપણે મ્લેચ્છ–યવનના સ્પર્શથી સૌ રીતે દૂર રહેવા પ્રયત્ન કરવા જોઇએ.

આ સંબંધે એક બે વાતો કહેવા જેવી છે. પ્રથમ તો આપણે સૌ આપણને પોતાને ખાસ પવિત્ર માની બેઠા છીએ તેવું કંઇ નથી, અને માનવજાતિના મોટા ભાગને અપવિત્ર ગણીએ છીએ તે કેવળ અન્યાય જ છે, ફોકટનું અભિમાન છે. એથી તો એકબીજા વચ્ચે અનર્થક વેર ઉભું થાય. એ પવિત્રતાના દંભને કારણે એ બીજાઓ ઉપરનો તિરસ્કાર આપણા ચરિત્રને કીડાની પેઠે કોતરી ખાય, એ વાત ઘણાના માનવામાં નહિ આવે. એ લોક તો ગંભીર મોં કરી કહેશે કે, અમે તિરસ્કાર કરીએ છીએ જ ક્યારે ? અમારા શાસ્ત્રમાં લખ્યું છે કે वसुधैव कुटुम्बकम् । શાસ્ત્રમાં શું લખ્યું છે ને પંડિતોએ તેની કેવી વ્યાખ્યા કરી છે તે સંબંધે કશું કહેવાનું કારણ નથી; પણ આપણે વ્યવહારમાં કેમ આચરીએ છીએ, અને એ આચરણનું કારણ ગમે તે હોય પણ તેમાંથી સાધારણ મનુષ્યના મનમાં સ્વાભાવિક રીતેજ માનવતિરસ્કાર થાય છે કે નહિ અને એક જાતિના સમસ્ત લોકને બીજી જાતિના સમસ્ત લોકનો એમ તિરસ્કાર કરવાનો અધિકાર છે કે નહિ, એજ વાત વિચારવા જેવી છે.

બીજી વાત એ છે કે, જડ પદાર્થજ બહારની મલિનતાથી અપવિત્ર થાય. શોખીન પોશાક પહેરી જ્યારે ફરવા નીકળી પડીએ, ત્યારે સાવચેતીથી ચાલવાની જરૂર છે. કારણકે કપડાંને માર્ગની ધૂળ લાગે, સુધરાઇના બંબાનું પાણી છંટાય, અનેક પ્રકારના ડાઘ લાગે. આથી સંભાળીને ચાલવું પડે, સંભાળીને બેસવું પડે. ત્યારે પવિત્રતા જો પોશાક જ હોય તો તો સંભાળી સંભાળીને ચાલવું પડે, વખતે કશું લાગ્યે કાળો થાય કે હવા લાગ્યે ડાઘા પડે. એવી પોશાકી પવિત્રતા લઇને સંસારમાં ફરવું એ તો આપદા ! જનસમાજના રણક્ષેત્રમાં, કર્મક્ષેત્રમાં અને રંગભૂમિ ઉપર કારીગરી કરેલી

પવિત્રતા સંભાળીને ચાલવું તો બહુ કઠણ પડે; તેથી પવિત્રતાનો જેને વા વાયો છે એવો બાપડો જીવ પોતાના જીવનમાર્ગમાં સંકોચાઇ સંકોચાઇને ચાલે, પોતાના કાપડચોપડની પેઠે પવિત્રતાને પણ પેટીમાં ઘાલી સંભાળી મૂકે; આવી સ્થિતિમાં માણસનો પૂરો વિકાસ કદી થઈ શકે નહિ.

આત્માની અંદર પવિત્રતાનો પ્રભાવ હોય તો બહારની મલિનતા થોડીક સહેવી પણ પડે. રૂપને માટે બહુ ચીવટવાળો માણસ પોતાનો રંગ બગડી જશે, એ બીકે પૃથ્વીની ધૂળ, માટી, પાણી, તાપ, પવન–એ સૌથી નાસતો ભાગે અને માખણની પૂતળી સમો બની નિર્ભય સ્થાને ભરાઇ પેસે; ભૂલી જાય કે સુંદરતા ને રંગ તો બહારની શોભા છે, પણ તે સૌની પ્રતિષ્ઠાભૂમિ જે સ્વાસ્થ્ય તે તો અંદર છે, અને તે જ મુખ્ય છે. જડને સ્વાસ્થ્યની દરકાર નથી, તેથી એને ઢાંકી રાખ્યે પાલવે, પણ આત્માને જો જડ માનતા ન હો તો બહારની મલિનતાનું કંઇક જોખમ લઇને પણ સ્વાસ્થ્યને કારણે, બળવાન કરવાને કારણે તેને સાધારણ જગતના સંબંધમાં જોડવો જોઇશે.

આધ્યાત્મિક બાબુપણાની વાત કેમ કહી હતી એ સમજાવું. ખાલી બહારના સુખની લાલસાને વિલાસિતા કહેવાય, તેમજ ખાલી બહારની પવિત્રતાને આધ્યાત્મિક વિલાસિતા કહી શકાય. ખાવામાં, પીવામાં, સૂવામાં આમતેમ જરા ફેરફાર થતાં પવિત્રતા અભડાઇ જાય એ બાબુપણું કહેવાય. એવા બાબુપણાથી મનુષ્યત્વનું વીર્ય નાશ પામે.

સાંકડાપણાથી ને જડતાથી અનેક વાર આપદામાંથી બચી જવાય, એ કબુલ કરવું પડે છે ને એ વાત પણ સાચી કે જે સમાજમાં માનવસ્વભાવની પૂરી જાગ્રતિ અને જીવનનો પ્રવાહ હોય તે સમાજમાં અનેક ઉપદ્રવમાં આવી પડાય. જ્યાં જીવન વધારે ત્યાં સ્વાધીનતા ય વધારે અને વિચિત્રતા ય વધારે. જો માણસના નખ–દાંત તોડી નાખીને, અને ચાબુકનો ભય દેખાડીને આહાર ઓછો કરી નાખવામાં આવે

તો હાલવાચાલવાની શક્તિ વિનાનાં પાળેલાં પશુઓનો વાડો બંધાય, જીવપ્રકૃતિની વિચિત્રતાનો એકે વારે લોપ થાય, જાણે ભગવાને આ વિશાળ પૃથ્વીને એક મોટું પાંજરું બનાવ્યું છે, જીવની ક્ષેત્રભૂમિ બનાવી નથી.

પણ સમાજની જે પ્રાચીન માતા છે તે તો માને છે કે, તંદુરસ્ત છોકરું તોફાની હોય, અને તોફાની છોકરું તો કદી રડે, કદી દોડે, કદી બહાર જાય અને પોતાનું ધાર્યું કરવા કંકાસ કરે. એનો ઉપાય કરવા એના મોંમાં થોડું અફીણ ખવરાવી, મર્યા જેવું કરી સુવાડી મૂક્યું હોય તો નિરાંતે ઘરનું કામ થાય ખરું.

સમાજ જેટલો ઉંચે ચડે, તેટલી તેની જવાબદારી, તેનું કામ સ્વાભાવિક રીતેજ વધે. જો આપણે એમ કહીએ કે, અમારાથી એટલું બધું થઈ શકશે નહિ, અમારાથી એટલો ઉદ્યમ થઈ શકે નહિ, અમારી એ શક્તિ નથી; જો માતાપિતા કહે કે પુત્ર કન્યાને ઉંમરે આવતા સુધીમાં મનુષ્યત્વનું શિક્ષણ આપવું અમારાથી બની શકશે નહિ; હા, અમે માતાપિતા થવાને તો તૈયાર છીએ. જો આપણા વિદ્યાર્થીઓ કહે કે, અમારાથી સંયમ તો રાખી શકાશે નહિ, મન-શરીરને સંપૂર્ણ ખીલવવા માટે અમારાથી વાટ જોઈ શકાશે નહિ, અકાળે અપવિત્ર દામ્પત્ય અમારે જોઈશે જ અને હિન્દુ ધર્મનું એજ ફરમાન છે; અમારે તમારી ઉન્નતિ નથી જોઈતી, અમે તો જતા આવ્યા છીએ એજ રસ્તે જવાના. આવી આવી વાતો સાંભળીએ ત્યારે તો એનો ઉત્તર શો આપવો? પણ છતાં યે આમ હીનતા ને હીનતા કબૂલ કરી લેવી એ ય હજી સારું છે; પણ બુદ્ધિબળે નિર્જીવતાને સાધુતા અને અશક્તિને શ્રેષ્ઠતા માન્યે કે મનાવ્યે તો સદ્‌ગતિનો રસ્તો આઠે ઘાટે બંધ થઇ જાય.

ચારે દિશાની માણસાઇ વિષે આપણને શ્રદ્ધા હોય તો આવી વાતો બોલીએ નહિ, ત્યારે તો ચતુરાઇએ તર્ક કરીને પોતાને ભૂલી જઇ થોડાક સાંકડા બહારના સંસ્કારમાં

પોતાને બાંધી દેવાની પ્રવૃત્તિ કરીએ નહિ.

આપણે જ્યારે મર્દના જેવા મર્દ હતા, ત્યારે તો આપણામાં યુદ્ધ હતું, વેપાર હતો, શિલ્પ હતું, વિદેશમાં આવજા કરતા યુરોપની સાથે વિવિધ વિદ્યાની લેવડદેવડ હતી, દિગ્વિજયી બળ અને વિચિત્ર ઐશ્વર્ય હતું. બહુ લાંબા કાળના અને ભેદના પડદા પાછળ કાળની સીમાને છેડે એ ભારતવર્ષની સભ્યતાને પૃથ્વીથી અતિદૂર એક તપહોમની અલૌકિક સમાધિની ભૂમિ જેવી આપણે કલ્પીએ છીએ અને ઠંડી છાયા નીચેનાં કામ વિનાઆળસે ઉંઘતા આપણા આ ગામડાની સાથે સરખામણી કરીએ છીએ, પણ એ સ્થિતિ કદાપિ એવી ન હતી.

આપણે કલ્પના કરીએ છીએ કે, આપણી સભ્યતા માત્ર આધ્યાત્મિક હતી, ઉપવાસે ક્ષીણ થઇ ગયેલા આપણા પૂર્વપુરુષો જંગલમાં એકલા એકલા રહેતા, પોતપોતાના જીવાત્માને ઘસી સાફ રાખતા. આમ એમને એકે વારે કર્મહીન કરી દઈ પ્રકાશની પાતળી રેખા જેવા બનાવી દેવા એ તો માત્ર કલ્પનાજ છે.

આપણી એ સર્વાંગસુંદર પ્રાચીન સભ્યતા બહુ દિવસથી રામ બોલી ચાલી ગઇ છે, આપણા વર્તમાન સમાજમાં તો તેનું માત્ર ભૂત રહ્યું છે. આપણા એ ભૂતની ઉપર નજર કરીને માની લઇએ છીએ કે, આપણી પ્રાચીન સભ્યતાને પણ દેહ ન હતો, ગાત્ર છાયામય આધ્યાત્મિકતા હતી, એને પૃથ્વી, તેજ જળનો સ્પર્શમાત્ર ન હતો, હતો થોડોક વાયુ ને બાકીનું આકાશ.

એક મહાભારત વાંચવાથી જ માલમ પડશે કે, તે વેળાની આપણી સભ્યતામાં જીવનનો વેગ કેટલો બળવાન હતો; તેમાં કેટલા ફેરફાર, સમાજના કેટલા વિપ્લવ, કેટલી વિરુદ્ધ શક્તિઓનાં યુદ્ધ દેખાય છે. એ સમાજ એક મહાન બુદ્ધિમાન ચતુર કારીગરને હાથે બનેલો સુંદર સંચાનો સમાજ ન હતો. એ સમાજમાં એક બાજુએ લોભ, હિંસા, ભય, દ્વેષ, અહંકાર હતાં; તેનીજ બીજી બાજુએ વિનય,

વીરત્વ, આત્મસમર્પણ, મહાનુભાવ તેમજ સાધુભાવથી મનુષ્યસ્વભાવ સદા શુદ્ધ અને જાગ્રત રહ્યા કરતો. એ સમાજમાં સર્વ પુરુષો સાધુ, સર્વ સ્ત્રીઓ સતી અને સર્વ બ્રાહ્મણો તપસ્વી હતા, એમ માની લેવાનું કારણ નથી. એ સમાજમાં વિશ્વામિત્ર ક્ષત્રિય હતા; દ્રોણ, કૃપ, પરશુરામ બ્રાહ્મણ હતા; કુંતી સતી હતાં; ક્ષમાપરાયણ યુધિષ્ઠિર ક્ષત્રિય પુરુષ હતા ને શત્રુના લોહીનાં તરસ્યાં તેજસ્વી દ્રૌપદી નારી હતાં! તે વખતનો સમાજ સારો-નરસો અજવાળો-અંધારો ગમેતેમ હતો, તે વખતનો માનવસમાજ કોતરકામના જેવો ચિતરામણનો ન હતો; વિપ્લવથી વલોવાઇ ગયેલી માનવપ્રકૃતિના ધક્કાથી સદા જાગ્રતશક્તિવાળા સમાજની અંદર આપણી પ્રાચીન વ્યૂઢોરસ્ક શાલપાંશુ સભ્યતા ઉંચું માથું રાખીને વિહાર કરતી. આ પ્રબળ વેગવાળી સભ્યતાને આજે આપણે છેક આળસુ, મૂર્ખ, જડભાવે કલ્પી લઈ બોલીએ છીએ કે અમે એ સભ્ય જાતિના આર્યો, અમે એ આધ્યાત્મિક જાતિના આર્યો, અમે તો માત્ર જપતપ કરીશું, વાડા બાંધીશું, સમુદ્રયાત્રાનો નિષેધ કરીશું, અમુક જાતિઓને અસ્પૃશ્યમાં મૂકી દઈશું, અમે એ મહાપુરાતન હિંદુ નામને સાર્થક કરી દઇશું.

પણ એના કરતાં જો સત્ય વધારે વહાલું થાય; માન્યતા પ્રમાણે કામ કરાય, ઘરનાં છોકરાંને અસત્યમાં વીંટી ન નાખી સત્યના શિક્ષણથી સરળ સબળ દૃઢ બનાવી ઉંચે માથે ઉભા રહી શકે એવા બનાવાય; ચારે દિશાએથી જ્ઞાન અને મહત્ત્વને આનંદથી વિનયથી સાદરથી ઘરમાં નોતરવાને માટે નિરભિમાનપૂર્વક ઉદારભાવે ચર્ચા થાય; સંગીત, શિલ્પ, સાહિત્ય, ઇતિહાસ, વિજ્ઞાન વગેરે અનેક વિદ્યાઓની આલોચના કરીને, દેશવિદેશમાં ભ્રમણ કરીને, પૃથ્વી સમસ્તને શોધી વળીને અને સ્વતંત્રભાવે વિચાર કરીને ચારે બાજુથી નિરંકુશભાવે વિકાસ પામી શકાય તો તો, હિન્દુપણું ટકશે કે કેમ એ તો હું કહી શકતો નથી; પણ પ્રાચીનકાળે જે સજીવ, જે સચેષ્ટ તેજસ્વી હિન્દુ સભ્યતા હતી, તેની સાથે અનેક રીતે યોગ કરી શકાશે.

અહીં મારા મનમાં એક સરખામણી યાદ આવે છે. આજકાલ ભારતવર્ષની પ્રાચીન સભ્યતા ખાણના પથ્થરિયા કોલસા જેવી બની ગઈ છે. જ્યારે તેનામાં વધવા ઘટવાની–લેવાદેવાની શક્તિ હતી, ત્યારે તો એ જીવતું વિશાળ જંગલ હતું. ત્યારે એને ઋતુઓ સાથે જીવનો સમાગમ હતો, એને ફળફૂલનો સ્વાભાવિક વિકાસ હતો. આજે તો એને વધવું નથી, ખસવું નથી ને તેથી એને નથી ઋતુઓનો સમાગમ કે નથી ફળફૂલનો વિકાસ. એમાં બહુ દિવસનો તાપ ને પ્રકાશ ગુપ્ત રીતે રહેલો છે, પણ આપણે હિસાબે તો કાળો ને ઠંડો છે. આપણે તેમાંથી આપણા ખેલ માટે કાળો જાડો અંધકારનો થાંભલો બનાવી કાઢીએ છીએ, પણ પોતાને હાથેજ જો દેવતા સળગાવી ન શકીએ તો માત્ર વિચાર કરી કરીને જૂના કાળની ગુફાઓ ખોદી કાઢી ગમે એટલા એમાંના કોયલાનો ઢગલો કરો, એમાં તમારું કંઈ વળે નહિ. માટે જે પોતે સંઘરો કરો છો તેજ લો. અંગ્રેજના રાણીગંજની વખારોમાંથી કોયલા ખરીદી લાવીએ તો છીએ, પણ એને કરવાનું શું ? દેવતા નથી; ફૂંકીએ છીએ, કાગળથી વા નાખીએ છીએ ને કોઈ કોઈ તો એને કપાળે સિંદૂર લગાવી સામે બેસી ઘંટડી વગાડે છે, પણ એમ તે એ સળગે ?

પોતામાં જીવતું મનુષ્યત્વ રહ્યું હોય તો પ્રાચીન અને અર્વાચીન મનુષ્યત્વને, પૂર્વના અને પશ્ચિમના મનુષ્યત્વને પોતાના વહેવારમાં આણી શકાય.

મુએો માણસ જ્યાં પડયો ત્યાંનો ત્યાં જ. જીવતો માણસ તો દશે દિશામાં દોડે, જુદીજુદી ચીજોને એક કરી નાખે ને છેટેની વચ્ચે પૂલ બાંધી દે; એમ કરી બધાં સત્યોમાં પોતાનો અધિકાર વિસ્તારે. એક દિશામાં નમી ન પડતાં ચારે દિશામાં સરખી રીતે વિસ્તાર પામીને ઉન્નતિ અનુભવે.

(૧૮૯૨)



# ૨–વિદેશી અને ભારતવર્ષ



આપણાં પ્રાચીન પુરાણોમાં લખ્યું છે કે, માણસના ચરિત્રમાં કે ઈતિહાસમાં છિદ્ર જડે નહિ ત્યાં સુધી કળિ પેસી શકે નહિ. પણ કમનસીબીની વાત તો એ છે કે દરેક જાતિમાં કોઇ ને કોઇ છિદ્ર તો હોય છેજ. વળી બીજું કમનસીબ એ છે કે માણસ પોતાના છિદ્રને વળગી રહે છે. વિદેશી ગોરાઓના ચરિત્રમાં ઉદ્ધતાઈ એ મોટું છિદ્ર છે, ને છતાં યે એ ઉદ્ધતાઇ ને એ અભિમાનને વળગી રહે છે. એ એના બેટમાં સંકોચાઇને ભરાએલો છે અને જ્યારે પ્રવાસ કે રાજ્ય કરવાને બહાર નીકળે છે ત્યારે, જેમના સંબંધમાં એને આવવું પડે છે તેમની સાથે ભળી જવાનો એ કદી પ્રયત્ન કરતો નથી. સાધારણ ગોરાઓ એ ગુણને સદ્‌ગુણ માને છે. ખાંપણીઓ સ્વર્ગમાં જાય તોય ખાંપણીઓ જ રહે છે, તેજ પ્રમાણે એ ગોરો આદમી જ્યાં જાય ત્યાં અક્કડને અક્કડજ રહે છે; બદલાવાનું એનામાં જોર નથી.

મન હરણ કરી લેવાની આ જે અશક્તિ, અનુચરો તથા આશ્રિતોના અંતરમાં પેસી તેમનું મન કળી લેવાની જે બેપરવાઈ, પોતાનાજ સંસ્કાર બીજાને ઓઢાડવાની જે હઠ, તે એ વિદેશી ગોરાના ચરિત્રનું છિદ્ર અને કળિને પેસવાનો માર્ગ.

જ્યારે કોઇ શત્રુ આવવાની શંકા થાય, ત્યારે એ ગોરો આદમી પોતાના છિદ્રનું રક્ષણ કરવા તૈયાર થાય. બધા વાટ ઘાટ ઉપર ચોકી પહેરા મૂકી દે, અને શંકાના અંકુર સુદ્ધાં પગ તળે પીસી નાખવા તૈયાર થાય. પણ પોતાના સ્વભાવમાં

જે દોષ ભરાઈ બેઠેલો હોય છે, તેની સામે નજર પણ ન નાખે, તેને તો સાચવીને સંભાળી રાખે.

ખેતરમાં પંખી અનાજ ખાઈ જાય છે એ શંકાએ જાણે કોઈ માણસ પગમાંના બૂટ ચેડ ચેડ બોલાવી ખેતરમાં દોડાદોડ કરી મૂકે છે. પંખી તો ખરે ઉડી જાય છે, પણ તે ખાઇ જાય તેના કરતાંયે વધારે પોતાના બૂટથી પીલી નાખે છે એનું એને ભાન નથી.

આપણને કોઈ શત્રુનો ઉપદ્રવ નથી, કંઇ વિપદ્‌ની શંકા નથી; પણ આ છાતી ઉપર એકદમ આ બૂટ આવી પડયા છે, એથી આપણને વેદના થાય છે. અને એથી એ બૂટવાળાને પણ કંઈ નુકસાન નથી થતું એમ તો નથી જ. પણ ગોરા માણસ બધેય એવા ક્યાંય જોડા ઉતારવાને એ રાજી નથી.

આયર્લેંડ સાથે અંગ્રેજની ખટપટ વધી પડી છે એ બધી વાતો જાણવાનું આપણને કારણ નથી. પરાધીન ભારતવર્ષમાં પણ જોઇએ છીએ કે અંગ્રેજની સાથે અંગ્રેજી ભણેલાઓને પણ અણબનાવ થયો છે. જરા પ્રસંગ મળતાં કોઇ કોઇને જવા દેતો નથી. ઇંટની સામે રોડાં ચાલે છે.

આપણે વિચાર કરીને નિશાન તાકીને રોડાં મારીએ છીએ એવું તો નથી, અંધારે પણ ફેંકીએ છીએ. આપણાં વર્તમાનપત્રોમાં આપણે અનેક વાર નકામી ખટપટ ઉભી કરીએ છીએ ને નકામો વિવાદ કરીએ છીએ, એની ના પડાય એમ નથી.

પણ એ સર્વનો અલગ ન્યાય કરવાનો આ પ્રસંગ નથી. એમાંથી કોઇએ સાચું તો કોઇએ જૂઠું કારણ લીધું હશે; કોઈએ ન્યાય, કોઇએ અન્યાય કર્યો હશે. વિચારવાની ખરી વાત એ છે કે, રોડાં મારવાનો આ કારભાર આટલો બધો વધી પડયો કેમ? એકાદ લેખને મિથ્યા ઠરાવી દઇ વર્તમાનપત્રના અધિપતિને અને બિચારા છાપનારા સુદ્ધાંને જેલમાં ઠોકી ઘાલે, પણ તેથી સામ્રાજ્યના માર્ગમાં રોજ રોજ નવા નવા કાંટા ઉગી નીકળે, તેનો એથી કંઇ અટકાવ થયો?

એ કાંટાનાં મૂળ છે મનમાં; એટલે એ કાંટા કાઢવાને એ મનમાં પેસવું પડશે. દેશમાં કાચાપાકા રસ્તા તો બહુ બંધાઇ ગયા છે, ને ગોરા અમલદારો એ રસ્તાઓ પર સર્વત્ર આવ-જા કરે છે, પણ કમનસીબે લોકના મનમાં એ પેસી શકતો નથી. ત્યાં જવું હોય તો કંઇક માથું નમાવી પેસવું પડે, પણ એ તો પોતાની પીઠનો દાંડો નમાવવા ઇચ્છતો નથી.

તેથી એ ગોરાઓ પોતાના મનને એમ સમજાવવા મથે છે કે, વર્તમાનપત્રોમાં આ જે કડવી કડવી વાતો આવે છે, સભાઓ થાય છે, રાજ્યતંત્ર ઉપર અપ્રિય ટીકાઓ થાય છે તેની સાથે લોકને કંઇ લેવા દેવા નથી; એ તો માત્ર થોડાક ભણેલાઓના પૂતળી નચાવવાના ખેલ છે. કહે છે કે, અંદર તો સૌ સારૂં છે, બહાર જે કંઇક કોલાહલ જણાય છે એ તો એ ચતુર લોકે રંગ માંડયો છે; ત્યારે અંદર ઉતરીને જોવાનું કંઇ કારણ નથી; એ ચતુર લોક ઉપર શંકા લાવીને સજા કરી નાખ્યે બધો નિકાલ આવી જશે.

આજ એ ગોરાઓનો દોષ. કોઇ રીતે એ ઘરમાં પેસવા ઇચ્છતો નથી; પણ દૂર રહીને, બહાર રહીને, કોઇ પણ રીતે અડકયા વિના તો માણસની સાથેનો કારભાર થઇ શકે નહિ. જેટલા પ્રમાણમાં દૂર રહે એટલા પ્રમાણમાં એ કારભાર નિષ્ફળ થાય. માણસ કંઈ જડ જંત્ર નથી કે એને બહારથીજ, દૂરથીજ, ઓળખી લેવાય; ભારતવર્ષ પડયું છે તોય એને હૃદય છે, અને એ હૃદય કંઇ બહાર આંગરખાની બાંહે લટકાવીને નથી ફરતું.

જડ પદાર્થને પણ વિજ્ઞાન વડે ઉંડો અભ્યાસ કરીને ઓળખીએ તોજ તેની ઉપર સત્તા ભોગવી શકાય. મનુષ્ય લોક ઉપર જે સ્થાયી સત્તા ભોગવવા ઇચ્છે, તેણે અનેક ગુણ મેળવવા ઘટે; અને તેમાંય માણસના મનની અંદર ઉતરીને તેની પરીક્ષા કરવાનો ગુણ ખાસ કરીને મેળવવો ઘટે. માણસની અંદર ઉતરવાની શક્તિ એ તો કરુણ શક્તિ છે.

ગોરાઓમાં બહુ બહુ શક્તિ છે, પણ આ શક્તિ નથી.

ઉપકાર કરવાની એ ના પાડતો નથી, પણ તોય પાસે આવવાની ના પાડે છે. ગમે તેમ ઉપકાર કરી નાખી જલદી જલદી પાછો ભાગી જાય છે. ત્યાર પછી ક્લબમાં જાય, પ્યાલી પીએ, બિલિયર્ડ ખેલે, જેના ઉપર ઉપકાર કર્યો હોય તેમને માટે બે ચાર નબળાં વિશેષણો વાપરી તેમને તરછોડી મનમાંથી કાઢી નાખવાનો પ્રયત્ન કરે.

તે દયા દાખવે નહિ, પણ ઉપકાર કરે; સ્નેહ કરે નહિ, પણ રક્ષણ કરે; શ્રદ્ધા રાખે નહિ, પણ ન્યાય કરવાનો પ્રયત્ન કરે; જમીનમાં પાણી ન રેડે; પણ ઢગલેઢગલા બીજ નાખે.

પણ ત્યાર પછી જો અનાજ ઉગી નીકળે નહિ, તો શું માત્ર માટીનોજ દોષ ? એ નિયમ શું વિશ્વવ્યાપી નથી કે, હૃદયની સાથે મળીને કાર્ય કરવામાં ન આવે તો હૃદયમાં એનાં ફળ ફળે નહિ ?

આપણા દેશના અનેક ભણેલા લોક ગોરાઓનો ઉપકાર તે ઉપકાર નથી, એમ સાબિત કરવાનો પ્રયત્ન કરે છે. મન વગરના ફેંકેલા ઉપકારને તેમનું હૃદય ઉપકાર થયો માનતું નથી. કૃતજ્ઞતાના બોજામાંથી કોઇ રીતે છૂટી જવાને તેઓ ઇચ્છે છે. આ કારણથી આજકાલ આપણાં વર્તમાનપત્રોમાં વાતવાતમાં અંગ્રેજ સંબંધે કુતર્ક થયા કરે છે.

અંગ્રેજ આપણો આધાર થઈ પડયો છે, પણ પ્રિય થઈ પડે એવું કશું એણે કર્યું નથી. દવા તો આપે છે, પણ એમાં સ્વાદ આવે એવું એ કરતો નથી. પરિણામે એ કડવી દવાથી આપણું મોં કટાણું થઈ જાય, ત્યારે એ આંખ રાતી કરીને હુંકારો કરી ઉઠે.

આજકાલ રસાકસી બહુ કડવી થઇ ઉઠી છે, અને વાતવાતમાં હારજિતનો પ્રશ્ન થઇ પડે છે. પાંચ નરમ વાત કહેવાથી લાભ થાય એવું હોય ત્યાં પણ આપણે સખ્ત ભાષામાં આગ ઉડાવીએ છીએ. અને જ્યાં એકાદ વાત માની લેવાથી કંઈ નુકસાન ન થાય ત્યાં પણ સામો પક્ષ મોં ફેરવી બેસે છે.

કંઈક મોટું કામ કરવું હોય તો મીઠી નજર રાખવી પડે. પચીસ કરોડ લોકોને સાંકળે બાંધી રાજ્ય કરવું એ જેવું તેવું કામ નથી. આટલું મોટું રાજ્ય કરવામાં સંયમ જોઇએ, જ્ઞાન જોઇએ, વિવેક જોઇએ. સરકાર ધારે તોપણ આમ કરવું કઠણ છે; કારણકે એ પોતાને ભારે લત પડી છે, પોતાની જાળમાં ગુંચવાઈ પડી છે.

આપણે અહીં એંગ્લો ઇંડિયન અને ઇંડિયન, એ બે જુદીજ દૃષ્ટિએ જોનારી પ્રજાઓ છે. બંનેના સ્વાર્થ એકબીજાની વિરુદ્ધ છે. રાજતંત્રની ગાડી હાંકનારા એમાંના એકની પણ વિરુદ્ધ જઈ શકે નહિ, ને બન્ને દિશાએ એક સાથે પણ જઇ શકાય નહિ. આપણા મનનું ઇચ્છયું જ્યારે સરકારની આગળ ધરીએ ત્યારે જાણીએ કે એમાં એંગ્લો-ઇંડિયનોને વાંધો હોઇ શકેજ નહિ. સાથે સાથે એ પણ જાણવું જોઇએ કે સાચી શક્તિ તો એમનીજ છે. એ બળવાન શક્તિને અવગણીને સરકાર કામ કરે તો એ કેવા સંકટમાં આવી પડે, એ જાણવું હોય તો ઇલ્બર્ટ બિલ વખતની કથા વાંચો. સીધે રસ્તે ગાડી ચલાવવી હોય તો એક વાર આગળના ખાડા ટેકરા પૂરી નાખીને પાટા નાખવા પડે. એ કામ કરવાની શક્તિ હોય ને પૂરું થઇ રહેતા સુધી થોભવાની ધીરજ હોય, તો પછીથી કામ ગડગડાટ ચાલે, ને ત્યારે સુખ પડે.

ઇંગ્લાંડમાં રાજાપ્રજા વચ્ચે ભેદ નથી, ત્યાં રાજ્યતંત્રનો સંચો બહુ દિવસથી ચાલતો આવતો હોવાથી ઘસાઈને લીસો થઈ ગયો છે. આમ છતાં પણ ત્યાં કોઇ સુધારો કરવાનો હોય છે, તો કેટકેટલી કુશળતા અને સંભાળપૂર્વક જુદા જુદા મતના લોકો વિચાર કરીને કામ કરે છે ! વળી ત્યાં જુદા જુદા સ્વાર્થના પક્ષ પણ નથી. આથી ત્યાં તો અમુક સુધારો સારો છે એમ એક વાર બુદ્ધિથી સાબિત કરી આપ્યું એટલે સૌ લોક એ સુધારો સ્વીકારી લે છે. આપણા દેશમાં બે સ્વાર્થના બે લોક, અને તેમાંયે આપણે પડયા નબળા; એટલે આપણી જીભને વેગે સરકાર હારી જાય એમ તો

બને નહિ, એને માટે તો સફળ ઉપાય કરવા પડે

રાજકાજમા તો ચતુરાઇ જોઇએ, અને આપણા દેશમા આપણે માટે તો બહુજ જરૂરની છે અમારી અમુક ઈચ્છા છે અને એ ઇચ્છા કઈ અન્યાયભરી નથી, એમ કહેવાથી જ કઇ દુનિયામા કામ થઈ જતું નથી ચોરી કરવા તો જવાનુ નથી, માત્ર સાસરે જવા નીકળીએ ને મારગમા તળાવ આવે ત્યારે 'હુ તો સામે પાર ચાલીને જ જવાનો ' એવી પ્રતિજ્ઞા કરીને એની પાસે બેસી રહીએ, તો ગમે એટલી ઈચ્છા કરીએ તો પણ સાસરે પહોચાય નહિ એ તો તળાવનો ચકાવો ખાઇને જવુ પડે સરકારરુ ઘર તે આપણુ સાસરૂ, ત્યા રસરોટની થાળીમા પીરસાએલી આપણી વાટ જોઇને બેઠી છે માર્ગના સકટ ને વિઘ્નો ચતુરાઈથી વટાવીને પાર નીકળી શકીએ તો તે રસરોટલી જમી શકીએ ત્યા ઓળગી જવાય એવુ હોય ત્યા ઓળગી જઈએ, ન ઓળગાય એવુ હોય ત્યા આખ રાતી કરવાથી કઈજ વળે નહિ એ તો ચતુરાઇથી ચકાવો ખાઈ ને નીકળી જવુ પડે

ડીપ્લોમસીનો અર્થ કપટકળા થાય છે, એમ સમજવાનુ કારણ નથી એનો અર્થ એટલોજ કે પોતાના હૃદયની વૃત્તિઓ અચળ રહીને કામનો નિયમ ને સયમ જાણી લઇ લગ સાધવો

પણ આપણે એમ કરતા નથી આપણે કામ પાર પાડી શકીએ કે ના પાડી શકીએ, પણ આપણો મત છોડી શકતા નથી એથી આપણુ અજ્ઞાન અને અવિવેક બહાર પડી જાય છે, અને વળી એ પણ જણાઇ જાય છે કે આપણે કામ કરવા કરતા કોલાહલ મચાવી તાળીઓ પાડવાનુ, વાહવાહ કહેવરાવવાનુ ને મનની બળતરા કાઢવાનુ વધારે ઈચ્છીએ છીએ આવો એકાદ પ્રસગ મળતા આપણે એટલા તો ખુશ થઇ જઈએ છીએ કે એથી કામને કેટલુ નુકસાન થાય છે એ તો આપણે ભૂલીજ જઇએ છીએ સરકાર કઈ

આપવાની હોય તે પણ આવા આપણા વેશથી પાછી હઠી જાય ને ત્યારે પ્રજાનો રાગ પાછો વધી જાય.

આનું કારણ એ છે કે, મનમાં એકબીજા ઉપરથી શ્રદ્ધા ઉઠી ગઇ છે ને વિરોધનો વધારો થઇ ગયો છે; એટલે સુધી કે બંને પક્ષ પોતપોતાનું કામ કરવામાં નબળા પડી ગયા છે. રાજા પ્રજાનો આ રાતદહાડાનો કજીઓ જોવો એ કંઈ સારો લાગે એવો નથી. સરકાર પણ બહારથી ગમે તેવી હોય, પણ મનમાં આ સંબંધે બેદરકાર હોય એમ લાગતું નથી. પણ ઉપાય શો ? રાજા હોય કે પ્રજા હોય, પણ અંગ્રેજ ચરિત્ર તો સરખુંજ ને !

વિચારી જોતાં આ કોયડો ઉકેલવો સહેલો નથી લાગતો.

સૌથી પહેલું સંકટ તો રંગનું છે. શરીરનો રંગ ગમે તેટલો ધોઇએ–લોહીએ તોય જાય નહિ, તેમજ રંગ સંબંધે જે સંસ્કાર પડયા તે પણ દૂર કરવા કઠણ છે. સફેદ રંગના આર્યોને કાળો રંગ જોવો ગમતો નથી, તે આજનો નહિ પણ બહુ વર્ષથી. આ અવસરે વેદના અંગ્રેજી તરજુમા-માંથી કે એન્સાઇકલોપીડીઆમાંથી એ સંબંધે અધ્યાય ને સૂત્રના ઉતારા ટાંકવાનું કારણ નથી. એમ કર્યાં વિના પણ સૌ સમજી શકશે. ધોળો કાળો જાણે દિવસરાત્રિનો ભેદ; સફેદ લોક દિવસની પેઠે જાગતો, કામગરો ને રખડતો ફરે; કાળો લોક રાત્રિની પેઠે નકામો પથારીમાં પડયો પડયો સ્વપ્નાં જુએ. પણ શ્યામ પ્રકૃતિનો રંગ કાળો હોવાથી રાત્રિના જેવી એમાં ગંભીરતા, મધુરતા, કરુણા છે; તેનામાં વાત્સલ્યભાવ છે; એ બધું ચંચળ પ્રકૃતિના ગોરા લોક જોઈ શકતા નથી, તેમના એ ભાનને એ કેળવી શકતા નથી, તેની કિંમત પણ આંકી શકતા નથી. કાળી ગાયનું દૂધ ધોળું હોય છે, સૌ રંગમાં ગંભીર એકતા છે, એ એમને કહી બતાવ્યાથી કંઇ ફળ થાય એમ નથી; અને એ બધી પૌર્વાત્ય ઉપમાઓ આપ્યે શો ફાયદો ? વાત એજ છે કે, કાળો રંગ દેખતાંજ ગોરા લોકના મનમાં કંઈ કંઈ થઈ જાય છે.

ત્યાર પછી આવ્યો વેશપહેરવેશ. એમાં એ બે જાતિ-ઓમાં એટલો મોટો ભેદ છે કે આપણને જોતાંજ એને સૂગ ચઢે.

શરીર અર્ધું ઢાંકી રાખ્યું હોય તોપણ એમાં અનેક સદ્ગુણોનું પોષણ કરી શકાય. મનનો ગુણ કંઇ એવો છોડ નથી કે જે છાયામાં રાખ્યો હોય તોજ વધે. સદ્ગુણ ને જીન બનાતમાં ન ઢાંકીએ તોય બીજી રીતે પોષી શકાય; એ તર્ક કર્યે ચાલે એમ નથી. કારણકે આ તર્કનો વિષય નથી, સંસ્કારનો છે ભાઇ !

એક જણ બીજા પાસે આવતો જાય તો સંસ્કારનું બળ ઘસાય, પણ એ સંસ્કારજ પાસે આવવા ન દે ત્યાં ઉપાય શો ? જ્યારે સ્ટીમરો ન હતી, અને સઢ ફફડાવતાં વહાણો-માં આફ્રિકાને ફરીને લાંબે દહાડે વિલાયત પહોંચાતું, તે કાળે એ ગોરો હિંદી સાથે દોસ્તી રાખતો; પણ આજકાલ તો ત્રણ મહિનાની છૂટી મળતાં સાહેબ વિલાયત ઉપડે, ત્યાં જઇ ભારતની ચઢેલી ધૂળ ઝાડીઝપટી સાફ કરીને હતા તેવા ને તેવા પાછા આવે; આવીનેય પાછા પોતાનાજ સમા-જમાં ફર્યા કરે, એમ જિતેલા દેશમાં રહેવા છતાં પણ ના રહ્યા જેવા રહે છે. જે લોક ઉપર રાજ્ય કરે તે તેમના ઉપર પ્રીતિ રાખ્યા વિના પણ રાજ્ય કરે છે. સાત સમુદ્ર પાર આવ્યા છતાં ઑફિસમાં જાણે દિવસે કામ કરવા આવતા હોય ને રાત્રે જાણે મછવામાં બેસી બૈરી સાથે ગરમ ગરમ ભાત ખાવા જતા રહેતા હોય એવી એમની ચાલ છે. ઇતિહાસમાં આવો દાખલો બીજે કયાં મળે ?

એક તો આપણે એમને હિસાબે રહ્યા વિદેશી, એટલે સ્વાભાવિક રીતેજ એમને આપણાં રૂપ, રસ, ગંધ, શબ્દ અને સ્પર્શ ના રુચે; તેના ઉપર પણ બીજું એક છાગું છે. એંગ્લો-ઇંડિયન સમાજ આ દેશમાં જેમ જેમ જૂનો થતો જાય છે, તેમ તેમ તેના ગુણની વૃદ્ધિ થતી જાય છે, તેની ટેવો જડ થતી જાય છે. કદી કોઇ ગોરામાં સ્વાભા-

વિક ઉદારતા હોય, પ્રીતિભાવ હોય ને બહારનાં વિઘ્નોને દૂર કરી આપણા અંતરમાં પેસવાનો માર્ગ શોધે ને એના અંતરનાં બારણાં ઉઘાડી અંદર જવા આપણને બોલાવે એ દેખતાંજ અંગ્રેજસમાજ ડોળા કાઢે. એના બિચારાના સ્વાભાવિક સંસ્કાર એની જાતિના સંસ્કારમાં ડૂબી જાય. જૂનો વિદેશી નવા વિદેશીને આપણી પાસે આવવાજ દે નહિ, પોતાના સંસ્કારના જડ ને મજબૂત કિલ્લામાં તેને ઘેરી કેદ કરી રાખે.

નારીવર્ગ એ સમાજની શક્તિસ્વરૂપ છે. રમણી ધારે તો વિરોધી પક્ષો વચ્ચે જોગ કરી દે. પણ દુઃખ એ છે કે તેઓ તો સૌથી વધારે સંસ્કારવશ છે. આપણને જોતાંજ વિદેશી નારીને વાયુ ચઢી આવે છે ને ત્રિદોષ થઈ જાય છે. એમને શો દોષ દેવો ? દોષ આપણા નસીબનો. વિધાતાએ આપણને ઉત્પન્નજ એવા કર્યા કે કોઇ રીતે આપણા ઉપર એમને રુચિ થાય નહિ !

ત્યાર પછી આપણે, અહીંના ગોરાઓ આપણે માટે જે બોલે છે, જરા પણ વિચાર કર્યા વિના આપણે માટે જે વિશેષણો વાપર્યા કરે છે, અને આપણને ઓળખ્યા વિના જે ગાળો ભાંડ્યા કરે છે એમાં તરી આવતો આપણા ઉપરનો તિરસ્કાર નવા આવનાર યુરોપિયનના પેટમાં ધીરેધીરે પ્રવેશ્યા વિના રહેતો નથી.

એટલું તો આપણે કબૂલ કરવું પડે છે કે, આપણે ગોરાઓ કરતાં અનેક રીતે દુબળા છીએ અને તેણે કરેલા તિરસ્કારનો ઉત્તર વાળી શકીએ એવી સ્થિતિમાં નથી. જે પોતાની આબરૂ સાચવી શકે નહિ, તેની આબરૂ દુનિયા રાખે નહિ. તાજો આવેલો વિલાયતી અંગ્રેજ જુએ કે આપણે છાનામાના અપમાન ગળી જઇએ છીએ, ત્યારે એના મનમાં આપણે માટે માનવૃત્તિ નજ થાય.

પણ ત્યારે એને કોણ સમજાવી શકે કે અપમાનથી આપણે ડરતા નથી એમ નથી ? પણ કરવું શું ? આપણે રહ્યા દરિદ્ર. વળી આપણા સમાજમાં કોઈ પુરો સ્વતંત્ર

નથી, સૌને કુટુંબની જંજાળ વળગેલી છે, અને અનેક જણનાં પેટ ભરવાં પડે છે. એને ઘણી વાતો ગળી જવી પડે છે. એ તો એનો રોજનો અભ્યાસ થઇ પડયો છે. પોતાની જાતને યાદ કરી આબરૂ સાચવવા માટે ખરો થઈ જવાય એવી એની શક્તિ નથી. તે વખતે કુટુંબકબીલો તેને યાદ આવે છે. કોણ નથી જાણતું કે દરિદ્ર બંગાળી અનેક ગાળો ખાતો ને તીવ્ર અપમાનો સહન કરતો છતાં પણ ઑફિસમાં જઈ બેસે છે? નબળામાં નબળો પણ એ અપમાનથી હારી જઈ ઘેર બેસે, પણ આ બંગાળી તો બીજે દિવસે વખત થતાં ધોતીઆ ઉપર લાંબું પહેરણ પહેરી આ ચાલ્યો, ગરીબની પેઠે ઑફિસમાં પેઠો ને સહીએ ચિતરાયલા ટેબલ ઉપરનો ચામડાના પૂંઠાવાળો ચોપડો ઉઘાડીને આ બેઠો. ગોરા સાહેબને દેખતાંજ પાછાં બધાં અપમાન ભૂલી જાય છે. કરે શું? ના ભૂલે તો એને વળગેલો સંસાર ભુલાવે. આપણે એ ગોરાઓના જેવા કુટુંબજાળ વિનાના નથી. પ્રાણ દેવાને આપણે તૈયાર થઇએ કે તુરતજ અનેક નિરાધાર નારીઓનું-અનેક નિરાધાર બાળકોનું ટોળું વ્યાકુળ થઇ દોડી આવતું અને હાથ ઉંચા કરી આપણને વારતું આપણા મગજમાં તરી આવે છે. આ આપણો બહુ જુગનો અભ્યાસ છે.

આ વાત કંઈ એ ગોરાઓ સમજે એમ નથી; એમની ભાષામાં તો માત્ર એકજ શબ્દ છે. બંગાળી બીકુ. પોતાને માટે બીકુ થવું અને પારકાને માટે બીકુ થવું એ બેમાં ભેદ છે. તે સમજવાની એને પરવા નથી, અને તેથી બીકુ શબ્દજ યાદ આવતાં એ તો તિરસ્કાર કરવા મંડી પડે. પણ આપણે તો મોટો સંસાર અને તેટલુંજ મોટું અપમાન લઇને ફરીએ છીએ.

ત્યાર પછી ભારતનાં મોટે ભાગે અંગ્રેજી પત્રો આપણી વિરુદ્ધનો પક્ષ લેઇ બેઠાં છે. ચા, રોટી, ઈંડાં અને સાથે આપણી નિંદા, એ તો આ દેશના ગોરાઓની હાજરીની વાનીઓ. અંગ્રેજી સાહિત્યમાં, કથાઓમાં, પ્રવાસવર્ણનમાં,

ઇતિહાસમાં, ભૂગોળમાં, રાજનૈતિક નિબંધોમાં અને કવિતાઓમાં પણ આપણી, મુખ્યત્વે કરીને ભણેલા ભાણુઓની પેટ ભરીને નિંદાઓ નીકળે છે.

હિંદીઓ પોતાની ગરીબાઇમાં પડયા પડયા એ નિંદાઓનો બદલો વાળવાના પ્રયત્નો કરે છે, પણ આપણી તે તાકાત શી ? આપણે તે શું કરી શકવાના હતા ? બહુ કરીએ તો આપણે આંખો લાલ કરીએ, ઘરમાં પેસીને એમને ગાળો ભાંડીએ, પણ ત્યારે જો ગોરાઓ માત્ર બે આંગળીઓ વડે આપણો કાન જરા ચીમળે, ત્યારે આપણે બે હાથ એ કાન સુધી લઇ જવા પડે, ને મોં પહોળું કરી નાક ટૂંકું કરવું પડે. આવા કસરત કરવાના પ્રસંગો એ ગોરાઓ આપણને કેટલા આપે છે, તે ગામડામાં રહેનારને વધારે ખબર છે. એ સાહેબ આપણાથી જેમ જેમ દૂર જતો જશે, તેમ તેમ આપણને ઓળખવાનું, ન્યાય આપવાનું, આપણા ઉપર ઉપકાર કરવાનું એવું કામ કઠણ થતું જશે. દેશી જનની રોજરોજ નિંદાથી અંગ્રેજી છાપાંએ સરકારનું કામ અઘરૂં કરી નાખ્યું છે. અને આપણે ગોરા લોકની નિંદા કરીએ તેથી લાભ તો કંઈ થતો નથી, માત્ર અસંતોષજ વધ્યા જાય છે.

ભારત છતતાં આજ સુધી ગોરા લોકોને જે અનુભવ થયો છે તેથી એટલું નક્કી થઈ ગયું છે કે, ભારતવર્ષથી ગોરાઓને ડરવાનું કંઇ કારણ નથી. દોઢસો વર્ષ ઉપર જ્યારે નહોતું ત્યારે આજની તો વાતજ શી ? જે કઇક ઉપદ્રવ કરી શકે એવા હતા, એમના તો નખ દાંત તોડી નાખ્યા છે. અને હવે અભ્યાસ ન હોવાથી તેઓ તો બિચારા બની ગયા છે. સ્થિતિ એટલે સુધી આવી ગઇ છે કે ભારતનું રક્ષણ કરનારા સૈન્યમાં પણ તેઓ બિચારા ભરતી કરવાની સ્થિતિમાં રહ્યા નથી; પણ છતાંયે રાજદ્રોહવાળો કાયદો જ્યાં ત્યાં લગાડવા સાહેબ લોકો ખડે પગે તૈયાર રહે છે. કારણ કે સાચો રાજનીતિજ્ઞ તો એ છે કે જે કદી પણ ગાફેલ રહે નહિ.

અને સાવધાનનો નાશ નહિ!

રાક્ષસી બળે સૌ કામકાજ ઉપરથી તો ઠીકઠીક ચાલે, પણ અંદર વધતો દ્વેષ પ્રજાને પીડયા કરે. પાણીનો ધર્મ પોતાની સપાટી ખોળવાનો, તેમ માનવહૃદયનો ધર્મ પોતાના જેવા સાથે એકતા સાધવાનો; તે એટલે સુધી કે પ્રેમસૂત્રથી ઈશ્વર સાથે પણ તે એકતા સાધે. એ એકતાનો રસ્તો ન મળે, તો પછી બીજી ગમે એટલી સરળતા મળે તો પણ તેથી એ રાજી થાય ના. મુસલમાન રાજાઓ જુલમી હતા, તોયે એમની સાથે આપણે અનેક તરેહની સમાન સ્થિતિ હતી. આપણી વિદ્યાકળામાં, આપણી બુદ્ધિવૃત્તિમાં તે રાજાઓ આપણી સાથે મેળ રાખતા; તેથી ગમે એટલું આપણને પીડતા, પણ અપમાન કરી શકતા નહોતા. આપણામાં પણ આપણું માનપાન જવાની બીક નહોતી; કારણ કે એમના બાહુબળથી આપણી મનઃશક્તિનો પરાભવ નહોતો થયો.

પણ આજ તો આપણે એ વિદેશીઓની રેલગાડી ને કળકારખાનાં દેખીને વિચારીએ છીએ કે અરે હા, આ તો મયદાનવનો વંશ–એ તો કોઈ જુદીજ જાતના લોક છે, એમને કશુંય અસાધ્ય નથી. આમ માનીને આપણે નિશ્ચિંત રેલગાડીમાં ચઢીએ છીએ, કારખાનાનો સસ્તો માલ ખરીદીએ છીએ, અને રાજી થઇએ છીએ કે વિદેશીઓના મુલકમાં ડરવાનું, ચિંતા કરવાનું, શ્રમ કરવાનું કશું કારણ નથી–કેવળ જે માલ લૂંટારા લૂંટી જતા, તે માલ આજ પોલિસ ને વકીલ મળી ભાગ કરી લૂંટી લે છે, એટલું એજ.

આમ મનમાં એક બાજુએ તો નિરાંત વળે છે, પણ તેથી મનના ઉંડા મૂળમાં બોજો વધી પડે છે. અનાજમાં પાણી નાખી પકવીએ, ત્યારે ભોજન તૈયાર થાય. પાશ્ચાત્ય સુધારો આપણને અનાજ તો આપે છે, પણ પાણી ન મળવાથી–રસજ ન મળવાથી–પાક બની શકતો નથી. એની પાસેથી આપણે લઇએ છીએ ખરા, પણ મેળવતા કંઈ નથી. તેઓના કામનાં ફળ આપણે ભોગવીએ છીએ, પણ

એથી આપણું કામ કરી શકતા નથી, અને આ સ્થિતિમાં તો કરી શકવાની આશા પણ નથી.

રાજ્ય મેળવવું એમાં ગૌરવ છે ને લાભ છે, રાજ્ય સારી રીતે ચલાવવું એમાં ધર્મ છે ને અર્થ છે; પણ રાજા-પ્રજાનું હૃદય મળે ત્યારેજ માહાત્મ્ય મળે. ભારતની રાજનીતિમાં વિચારવા જેવો મોટામાં મોટો વિષય આજ છે.

શી રીતે આમ થાય એજ પ્રશ્ન છે. એકે એકે દેખાડી તો દીધું છે કે, રાજાપ્રજા વચ્ચેના જે બધા ભેદો છે, તેથી કામ કથળી જાય છે. કોઇ કોઇ ભલો વિદેશી આથી દુઃખ પામે છે ને ચિંતા કરે છે, પણ જે અસંભવિત છે, જે અસાધ્ય છે તેને માટે વિલાપ કરવાથી ફળ શું ?

પણ આ કામ શું સહેલું છે ? ભારતને જિતીને તેના ઉપર રાજ્ય કરવા માટે જે જે ગુણની જરૂર છે તે ગુણ શું જેવા તેવા હોઈ શકે ? એને માટે જે સાહસ, જે ત્યાગની જરૂર છે તે કંઇ એમનાં એમ આવે ? પચીસ કરોડ વિદેશી લોકનાં હૃદય જીતી લેવા માટે જે સહૃદયતા જોઈએ તે શું સહેલાઈથી મળી જાય ?

ગ્રીસ, ઇટાલી, હંગરી, પોલાંડનાં દુઃખ જોઇને અંગ્રેજ કવિઓનાં હૃદય રડી ઉઠે છે. ભારતને માટે આંસુ પાડવાં તો રહ્યાં, પણ એડવીન આર્નોલ્ડ વગર બીજા કોઈ અંગ્રેજ કવિએ કોઇ પ્રસંગે ભારતને માટે મીઠાં વાક્યો પણ ઉચ્ચાર્યાં નથી. પણ સાંભળ્યું છે કે ફ્રાન્સના કોઈ કોઇ કવિએ ભારતવર્ષનો પક્ષ લઇને કાવ્યો કર્યાં છે. આથી અંગ્રેજની જે બેદરકારી દેખાય છે તેથી વધારે બીજા કશાથી દેખાતી નથી.

હિંદ અને હિંદીઓ વિષે આજકાલ ઘણી નવલકથાઓ પ્રકટ થાય છે. સાંભળવામાં આવ્યું છે કે આજના એંગ્લો ઇન્ડિયન લેખકોમાં કિપ્લિંગ સૌથી પ્રખ્યાત છે. હિંદ સંબંધે જે કથાઓ એણે લખી છે તે વાંચવાનું અંગ્રેજોને બહુ ગમે છે. એ વાતો વાંચીને એડમંડ ગોસ લખે છે કે " આ વાતો વાંચીએ છીએ ત્યારે હિંદની લશ્કરી છાવણી-

ઓ જાણે ઉજ્જડ રેતીના દરિયા વચ્ચે બેટ હોય એવી લાગે છે! ચારે બાજુ હિંદનાં રેતીનાં રણ, રોજ રોજ એનું એજ, કશું નવું નહિ–ત્યાં માત્ર કાળો માણસ, પારિયા કૂતરો, પઠાણ, લીલા રંગનો પોપટ, સમળી ને મગર, ને લાંબા ઘાસનું ઉજ્જડ બીડ–આ રેતીના દરિયા વચ્ચે આવેલા બેટમાં રહીને, નોકરી કરવા તથા તાણાના પૂર્વ-દેશના ધનસંપદે ભરેલા જંગલી સામ્રાજ્યનું રક્ષણ કરવાને કેટલાક જુવાન પુરુષોને દૂર દેશાવરથી મોકલવામાં આવે છે. ” ભારતવર્ષ વિષેનું અંગ્રેજનું દોરેલું આ સૂકું કુબડું ચિત્ર જોઈને મન નિરાશ થાય છે, દુઃખી થાય છે. આપણું ભારતવર્ષ તો આવું નથી! ત્યારે અંગ્રેજનું ભારતવર્ષ આટલું બધું જુદું!

પરંતુ ભારતવર્ષની સાથેના સ્વાર્થસંબંધ સાધવાની વ્યવસ્થા આજકાલ જોવામાં આવે છે. ઇંગ્લાંડની વસતિ વધવાથી ખાવાની કેટલી ખોટ પડતી જાય છે અને ભારતવર્ષ કેટલે અંશે એ ખોટ પૂરી પાડે છે, પરદેશી માલની આમદાની કરી વિલાયતના મજૂરોને કેવી રીતે રોજી અપાય છે, એ સંબંધેની માહિતી હમણાં બહાર પડી છે.

સરકારી ગોચરમાં પાળેલી ગાય હોય એમ ભારતને ઇંગ્લાંડ જુએ છે. ગોવાળ ગાયની ઠાઠો કરે, કપાશીઆ કુશ્કી ખવરાવે, એમાં આળસ કરે ના; એ જંગમ મિલ્કતનું રક્ષણ કરવામાં પાછી પાની કરે ના; તોફાન કરે ને મારવા દોડે તો એનાં શિંગડાં વહેરી નાખે; અને દોહતી વેળાએ એના દુબળા વાછરડાને પણ એક આંચળ આપે. પણ સ્વાર્થ તો રોજ રોજ વધાર્યેજ જાય; એ સર્વ સંબંધે એક વાર હિંદુસ્તાનની સાથે અંગ્રેજની બીજી કોલોનીઓનો (સંસ્થાનો)નો સંબંધ પણ સરખાવી જોવા જેવો છે. કેટલો ફેર! તેમના પ્રત્યે કેવો સ્નેહ! કેટલીક વાર કહેવામાં આવે છે કે જોકે માતૃભૂમિથી છૂટીને તેઓ ગયા છે, તોપણ માતા ઉપરની એમની ભક્તિ અચળ છે, નાડીનું તાણ હજી ભૂલી શકયા

નથી—અર્થાત્ સ્વાર્થ અને સ્નેહ બંને તેઓ જાળવી રહ્યા છે. ભારતવર્ષના હૃદય સાથે એમના હૃદયનો એવો જોગ હોય એવું કશું દેખાતું નથી. ઇંગ્લાંડનો ને ભારતવર્ષનો સંબંધ માત્ર આંકડાનો છે. ઇંગ્લાંડના લોક ભારતની કિંમત મણુ શેર અધોળને હિસાબે, રૂપિયા આના પાઇને હિસાબે આંકે છે. માસિક પત્રના તંત્રીઓ શું ઇંગ્લાંડને ભારતના આંકડાનોજ અભ્યાસ કરાવશે ? ભારતવર્ષ સાથે જો એમનો સંબંધ માત્ર સ્વાર્થનોજ હશે, તો આજે તો દૂઝણી છે, પણ કાલે ઉચી જશે ને ગોવાળીઆનાં છોકરાં વધશે ને ભૂખ વધશે તો એની પૂંછડી ને ખરીઓ સુદ્ધાં કાપીને ખાઇ જશે. અને એ સ્વાર્થ સાધવાને માટે તો લેંકેશાયરે લાચાર ભારતની મિલો ઉપર કર બેસાડયો છે ને પોતાનો માલ વગરજકાતે ધકલે છે.

આપણો દેશ પણ એવોજ છે. જેવો તાપ તેવી ધૂળ ! પંખાનો પવન ને બરફનું પાણી ન મળે તો સાહેબ જીવે નહિ. અને કમનસીબની વાત તો એ છે કે, પંખો નાખનારો કૂલી પણ પેટમાં બરોળ લઇને ઉંઘી જાય છે, રોગ-શોકનો ભરેલો ભારત ગોરા સાહેબને મન કાળા પાણીનો મુલક છે, એને મોટો મહિનો મળવો જોઇએ, અને એક્ષચેંજનો બોજો પણ એને માથે પડવો ન જોઇએ. સ્વાર્થસિદ્ધિ વગર ભારત અંગ્રેજને બીજું શું આપી શકે !

હાય અભાગીઅણ ભારતભૂમિ ! તું સ્વામીની નજરમાં અણમાનીતી થઇ પડી; તું એને પ્રેમના બંધનમાં બાંધી શકી નહિ ! ત્યારે હવે ધ્યાન રાખજે, એની સેવા કરવામાં કશી મણા રાખતી ના ! નિરંતર એને પવન નાખ; બારીએ ખસની ટટ્ટી ટંગાવ ને ખૂબ પાણી છાંટ કે એ ઘડી એ શાન્તિથી તારા ઘરમાં બેસી શકે. ખોલ, તારી પેટી ખોલ; તારાં ઘરેણાં હોય તે વેચી કાઢ, ને એને પેટ ભરી ખવડાવ, ગજવું ભરી દક્ષિણા આપ; તોય મીઠી વાત તો એ બોલશે નહિ, તોય મોં ચઢાવેલું રાખીને બેસશે, તોય તારા બાપના

ઘરની નિંદા કરશે આજકાલ તેં લાજ છોડીને અભિમાન કરવા માંડયુ છે, લટકામાં બે પાંચ શબ્દો તું સંભળાવી દે છે; પણ એમ કર્યે કાજ નહિ સરે. તારો વિદેશી સ્વામી સંતોષથી રહે, આરામથી રહે એવા ઉપાય કર! તોજ તારા હાથ ઉપરની લેઢાની બંગડીઓ અક્ષય રહેશે.

અંગ્રેજ રાજકવિ ટેનીસને મરતા પહેલાં પોતાના છેલ્લા ગ્રંથમાં ભારતને સંભાર્યું છે એટલું એનું નસીબ. કવિએ એ ગ્રંથમાં 'અકબરનું સ્વપ્ન' એ નામે એક કવિતા લખી છે. પોતાના પ્રિય મિત્ર અબુલ ફઝલની પાસે અકબર પોતાના સ્વપ્નનું વર્ણન કરે છે અને તેમાં ધર્મનો આદર્શ અને જીવનનો હેતુ કહી બતવે છે ભારતના જુદા જુદા ધર્મોમા એકતા તથા જુદી જુદી જાતિઓમાં પ્રેમ અને શાન્તિ સ્થાપ્યા છે. સ્વપ્નમા જુએ છે કે એના વંશજોએ એના એ પ્રયત્નો ધૂળધાણી કરી નાખ્યા છે અને અંતે પશ્ચિમ દિશામાંથી વિદેશીઓનુ એક ટેળું આવ્યું, તેણે ભોયમાં દટાઇ ગયેલા મંદિરના પથરા એકેએકે ચણ્યા અને એમ નવા ઉભા કરેલા મંદિરમાં સત્યની અને શાન્તિની, પ્રેમની અને ન્યાયની ફરી પ્રતિષ્ઠા કરી.

પ્રાર્થના કરૂં છું કે કવિનું સ્વપ્ન સફળ થાય. મંદિરના પથરા તો આજ સુધીમા ગોઠવાઇ ગયા છે મહેનત, શક્તિ ને ચતુરાઇથી જે થાય એમા બાકી શી હોય? પણ હજી સુધી એ સૌ દેવતાનો અધિદેવતા જે પ્રેમ તેની પ્રતિષ્ઠા થવી બાકી છે.

પ્રેમ એ તો ભાવના છે, એ કંઇ વસ્તુ નથી. અકબરે સર્વ ધર્મોનો વિરોધ તોડીને પ્રેમની એકતા સ્થાપવાનો પ્રયત્ન કર્યો છે એ પણ ભાવ છે. એ ભાવ એના હૃદયમાંથી ફુટયો હતો. ઉદાર હૃદયથી શ્રદ્ધા રાખીને સર્વ ધર્મોનો જોગ કરી દેવા સર્વે ધર્મોના અંતરમાં એ પેઠો. નિષ્ઠા રાખીને એકચિત્તે હિન્દુ મુસલમાન ખ્રિસ્તી પારસી પંડિતોનાં વચનો પેટમાં ઉતાર્યાં, હિંદુ સ્ત્રીઓને અંતાનામાં

લીધી, હિંદુ અમાત્યોને મંત્રીપદે સ્થાપ્યા, હિંદુ વીરોને સેનાપતિનાં અગ્રેસરપદ આપ્યાં; કેવળ રાજનીતિએ નહિ, પણ પ્રેમે સમસ્ત ભારતવર્ષને, રાજાપ્રજાને એક કરવા પ્રયત્ન કર્યો છે. પશ્ચિમમાંથી આવેલા પરદેશીઓ આપણા ધર્મમાં હાથ તો ઘાલતા નથી, પણ એ તે પ્રેમને કારણે કે રાજનીતિને કારણે ? એ વચ્ચે તો આકાશપાતાળનો ફેર છે!

એક ઉદાર પુરુષના ઉચ્ચ આદર્શો સમસ્ત પ્રજા ગ્રહણ કરી લે એવી આશા શી રીતે રાખી શકીએ? એટલાજ માટે કહીએ છીએ કે કવિનું સ્વપ્ન સચું પડવું કઠણ છે. વધારે કઠણ તો એટલા માટે થઇ પડ્યું છે કે, રાજા પ્રજા બંને આવી મળવાના રસ્તામાં કાંટા ઝીટે છે, રોજરોજ નવા નવા ઝઘડા ઉભા કરીને મળવાના રસ્તા બંધ કરતા જાય છે.

રાજ્યમાંથી રોજ રોજ આ પ્રેમ ચાલ્યો જાય છે અને પરિણામે લોકના મનમાં શંકા ને અશાન્તિ વધતી જાય છે. એનું એક ઉદાહરણ લઇએ. હિંદુ મુસલમાન વચ્ચેનો વિરોધ રોજરોજ ભયંકરરૂપે વધતો જાય છે. આપણે છાની છાની વાતો કરતા નથી કે આ ઉત્પાતનું મુખ્ય કારણ એ છે કે, અંગ્રેજ આ વિરોધ મટાડવાને જોઇતો પ્રયત્ન કરતો નથી? એની રાજનીતિમાં પ્રેમનીતિને સ્થાન નથી, ભારતવર્ષના આ બે મુખ્ય સંપ્રદાયોમાં પ્રેમને બદલે ઈર્ષ્યા રોપે છે, જાણી જોઈને નહિ પણ રોપી હોય; પણ અકબરે પ્રેમને આદર્શે છિન્નભિન્ન થઇ ગએલા ભારતવર્ષને એક કરવાનો જે પ્રયત્ન કર્યો હતો, તેવો પ્રયત્ન કરવાની રાજનીતિ વિદેશીઓમાં નથી અને પરિણામે એ બે જાતિઓનો સ્વાભાવિક વિરોધ ઓછો થવાને બદલે વધ્યે જાય છે. કેવળ કાયદાને બળે એને એક કહી શકાય નહિ–અંતરમાં પેસવું પડે, વેદના જાણવી પડે, સાચો સ્નેહ રાખવો પડે–પોતે પાસે આવીને બંનેના હાથ ઝાલીને મેળવવા જોઇએ. કેવળ પોલિસ બેસાડવાથી ને હાથકડી ખખડાવવાથી અંગ્રેજ બળ-

વાન છે એટલું તો સાબિત થાય, પણ અકબરના સ્વપ્નમાં તો એવું કશુંજ નહોતું. અંગ્રેજ કવિ મિથ્યાભિમાન છોડીને નમ્રભાવે પ્રેમથી પોતાની જાતિને ઠપકો આપે, એ ઉંચો આદર્શ શીખવે તો તે જાતિનું પણ કલ્યાણ થાય અને આશ્રિત જાતિને પણ ઉપકાર થાય. અંગ્રેજનો પોતાની જાતિનો ગર્વ-પોતાની સંસ્કૃતિનું અભિમાન શું કમ છે કે કવિ એ અગ્નિમાં આહુતિ હોમે છે? હજીયે શું નમ્રતા ને પ્રેમ શીખવાનો દિવસ આવ્યો નથી? સૌભાગ્યને ઉંચે શિખરે ચઢીને અંગ્રેજ કવિ શું પોતાનોજ ડંકો વગાડશે?

પણ આપણા જેવી પતન પામેલી જાતિને મોંએ તો એવી વાત શોભે નહિ, બોલતાં પણ લાજ આવે. પ્રેમની ભીખ માગવા જેવી બીજી દીનતા નથી. આ સંબંધે પણ એક બે વાતો સાંભળવી પડશે.

પૂજ્ય પ્રતાપચન્દ્ર મજુમદારના એક પત્રના ઉત્તરમાં લંડનનું 'સ્પેક્ટેટર' લખે છે કે "નવીન બંગાળીઓમાં અનેક સારા ગુણ છે, પણ એક દોષ એ છે કે, સહાનુભૂતિની એમને બહુ લાલસા છે."

એ દોષ સ્વીકારવો પડે છે, અને આજ સુધી જે મેં લખ્યું છે તેમાં પણ એ દોષ વારંવાર નજરે પડે છે. સાહેબ લોકોના હાથે આદર પામવાની આપણી લાલસા હદ કરતાં વધારે થઇ આવે છે. એનું કારણ એ છે કે આપણે 'સ્પેક્ટેટર' ના જેવી સ્વાભાવિક સ્થિતિમાં નથી. તરસ્યા થઇને આપણે જ્યારે લોટો પાણી માગીએ, ત્યારે સરકાર આપે બીજું. પાણી કરતાં બીજું મોંઘું પણ ખરૂં ને બીજે કામમાં આવે પણ ખરૂં, છતાં એથી તરસ ન છીપે. અંગ્રેજના રાજ્યમાં નિયમ છે, ન્યાય છે, બધુંય સારૂં છે, પણ એથી પ્રજાના હૃદયની તરસ છીપતી નથી. ઘણા શેકીશેકીને ખૂબ ખવરાવે, અને એથી તરસ ખૂબ વધ્યે પાણી માગીએ ત્યારે આપે બીજું. દેશદેશાન્તરનું ખાવાપીવાનું પુષ્કળ લૂટી લાવી 'સ્પેક્ટેટર' ભોજન કરવા બેસે, ત્યારે બારીમાંથી નજર નાખતાં તરસ્યો

અંગાળી જતો દેખાય. એની પીડા એને શી રીતે સમજાય?

પણ સહાનુભૂતિની દ્રાક્ષ ધીરે ધીરે અમને ખાટી લાગતી જાય છે, એ સાંભળીને 'સ્પેકટેટર' કદાચ રાજી થશે. એ દ્રાક્ષ તરફ બહુ દિવસ સુધી લોલુપતાની નજરે તાકી રહ્યા પછી હવે અમે ધીરે ધીરે ઘર તરફ ચાલવા માંડયું છે. બહુ દિવસના અમારા ઉપવાસી-ભૂખ્યા સ્વભાવમાં જે કંઈ થોડું ઘણું મનુષ્યત્વ રહી ગયું હતું તે ધીરે ધીરે વિદ્રોહી બની ઉઠયું છે.

આજ આપણે હવે બોલવું શરૂ કરી દીધું છે કે તમે એટલા ઉંચા શાના? તમે કળ ચલાવતાં શીખ્યા છો, તોપ ચલાવતાં શીખ્યા છો, પણ માનવીની સ્વાભાવિક સભ્યતા તો આધ્યાત્મિક સભ્યતા; એ સભ્યતામાં તમારા કરતાં અનેક પગથીઆં અમે ઉંચા છીએ. એ વિદ્યામાં તો અમે તમને કક્કો શીખવી શકીએ એવા છીએ. તમે જે અમને અણસુધરેલા માનીને અમારો તિરસ્કાર કરો છો એ તમારી અંધતાને કારણે, મૂઢતાને કારણે; હિંદુ જાતિની શ્રેષ્ઠતા સમજવાને તમારી શક્તિ પણ પહોંચતી નથી. અમે ફરી આંખો મીંચીને ધ્યાન ધરવા બેસીશું. આજથી તમારા યુરોપના સુખશર્યા ચપળ સુધારાની બાળલીલામાંથી અમારી દૃષ્ટિ ખસેડી લીધી અને નાકની અણી પર રાખી લીધી. તમે કચેરી કરો, ઑફિસો કરો, દુકાન કરો, તમે નાચો-ખેલો, મારો-પકડો, ફૂદાફૂદ કરો ને સીમલાને શિખરે વિલાસપુરી-સ્વર્ગપુરી વસાવી સભ્યતાના મદમાં મત્ત બનો.

દરિદ્ર માનવી પોતાને આ પ્રમાણે આશ્વાસન આપી શકે. જે શ્રેષ્ઠતાને અંગે પ્રેમ નથી, એ શ્રેષ્ઠતાને એ કોઈ રીતે સ્વીકારી શકે નહિ. કારણકે એના અંતરમાં એટલું તો જ્ઞાન છે કે એવી સૂકી શ્રેષ્ઠતા ઉંચકવાથી ધીરે ધીરે માનવી માનવી મટી ભારવાહી પશુ બની જાય છે, ને પછી એને એ શ્રેષ્ઠતા બોજારૂપે ઉંચકવી પડે છે.

પણ કોણ કહેશે કે આવો માનસિક વિદ્રોહભાવ

વિધાતાનો પ્રેરાયો આવ્યો નથી ? નાનીશી પૃથ્વીને પ્રચંડ સૂર્યનું પ્રબળ આકર્ષણ હોવા છતાં તેમાં હોમાતી તેણે બચાવી છે, પૃથ્વીના અંતરમાં તેણે એક શક્તિ આપી છે, એ શક્તિને પ્રભાવે એ સૂર્યથી તેના પ્રકાશનો અને તાપનો ભોગ કરે છે, પણ દૂર રહીને પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરે છે, અને સૂર્યની પેઠે પ્રતાપશાળી થવાનો પ્રયત્ન કર્યા વિનાજ પોતાની સ્નેહશક્તિથી લીલુંછમ ધાન આપીને માનવજાતિની માતા બની રહે છે. લાગે છે કે, એજ વિધાતાએ પરદેશના પ્રચંડ આકર્ષણથી તેના મોંમાં આપણને કોળીઓ થઇ જતાં બચાવવાનો મનસુબો કર્યો છે. એનો અભિપ્રાય એવો લાગે છે કે પાશ્ચાત્ય સભ્યતા ને જ્ઞાનપ્રકાશે આપણે આપણી સ્વતંત્રતાનેજ અજવાળી લેવી.

એનાં લક્ષણ પણ જણાતાં જાય છે. અંગ્રેજની સાથેના ઘસારાથી આપણા અંતરમાં જે તાપ પેદા થયો છે, તેનાથી આપણી મરવા પડેલી જીવનશક્તિ ફરી સચેતન થઇ ઉઠી છે. આપણાં અતરમાં આપણી સમસ્ત શક્તિ અંધ ને જડ થઈ પડી રહી હતી તે નવા પ્રકાશે પોતાને ઓળખી શકી છે. સ્વતત્ર તર્કથી, વિચારથી, યુક્તિથી આપણી માનસ-ભૂમિ આપણને નવી જેવી થઈ પડી છે. લાંબી પ્રલયરાત્રિ પૂરી થતા જાણે અરુણોદય થયો હોય અને જાણે આપણે આપણો દેશ શોધવા નીકળી પડયા હોઇએ એવું દેખાય છે. પુરાતન ગુપ્ત ધનને શોધી કાઢવાની ઈચ્છાએ જાણે આપણે શ્રુતિ સ્મૃતિ કાવ્ય પુરાણ ઇતિહાસ દર્શનના પ્રાચીન ગઢા થઇ ગયેલા વનમાં પેસીએ છીએ. ધિક્કારની લાતથી આપણને જે ઘા લાગ્યો છે તેથી આપણને પાછું આપણી જાત તરફ જોવું સૂઝયું છે. પહેલે આઘાતે તો આપણે કંઇક આંધળા થઇને આપણી માટીને વળગી પડયા છીએ, પણ આશા પડે છે કે, ક્ષોભ છોડી, સ્થિર થઇ, ભલા ભુંડાનો વિચાર કરવાનો સમય આવશે અને એજ આઘાતથી યોગ્ય ગંભીર શિક્ષણ લઇ સ્થાયી ઉન્નતિ કરી શકીશું.

એક પ્રકારની શાહી આવે છે, તે કાગળ ઉપરથી

થોડા વખતમાં ઉડી જાય છે, પણ પછી જો એ કાગળને દેવતા ઉપર ધરીએ તો બધું લખેલું પાછું કાનામાત્ર સાથે ફૂટી ઉઠે! પૃથ્વીની મોટા ભાગની સભ્યતા એ શાહીના જેવી છે; ધીરે ધીરે ચાલી જાય ને વળી સારે નસીબે નવી સભ્યતાના સંબંધમાં આવતાં નવજીવનને તાપે ફરી ફૂટી ઉઠે. એમાં કશુંય અસંભવિત નથી. આપણે તો એ આશા કરતાજ આવ્યા છીએ. એ આશાથી ઉત્સાહિત થઇ આપણા સમસ્ત પ્રાચીન પોથી–કાગળ આ તાપ આગળ ધરીએ છીએ. જો એના ઉપરના અક્ષરો ફરીથી ફૂટી ઉઠશે, તોજ પૃથ્વીમાં આપણા ગૌરવનું રક્ષણ થશે–નહિ તો વૃદ્ધ ભારતનો જરાજીર્ણ દેહ સભ્યતાની બળતી ચિતામાં સમર્પણ કરી લોકાન્તર ને રૂપાન્તર પ્રાપ્ત થાય એમાંજ સદ્ગતિ.

આપણામાં એક માનવંતો સંપ્રદાય છે, તે વર્તમાન પ્રશ્નનો વિચાર કરી રહ્યો છે. તેમના ભારખાનામાં આ પ્રમાણે ભર્યું છેઃ–

"વિદેશીઓની સાથે આપણે બહારના અનેક ભેદ છે. એ બહારના ભેદજ પ્રથમ તો સૌથી પહેલાં આંખને અથડાય છે, અને તેથીજ તે વિદેશીઓના અંતરમાં આપણે માટે દ્વેષ રોપાય છે. માટે બને ત્યાંસુધી તો બહારના ભેદ ટાળી દેવા જોઇએ. જે સમસ્ત આચાર, વ્યવહાર અને દેખાવ એ પાશ્ચાત્યોને બહુ દિવસના અભ્યાસપૂર્વક સારા ને સુંદર લાગે છે એ ગ્રહણ કરી લેવામાં દેશને લાભ છે. પહેરવું, ઓઢવું, ખાવુંપીવું, ચાલવુંબેસવું, એ પાશ્ચાત્યોના જેવું થઇ જાય અને ભાષા સુદ્ધાં પણ પરદેશી થઇ જાય તો એક મોટું વિઘ્ન ચાલ્યું જાય, ને બે જાતિઓ વચ્ચે મેળ મળી જાય. અને પછી આપણા આત્મસંમાનનું રક્ષણ કરવાનો ઉપાય સહેજે મળી શકે."

હું તો માનું છું કે, આ વાત ઉપર વિશ્વાસ કરવા જેવું નથી. બહારનો ભેદ ટાળવા જતાં એક મુશ્કેલી તો એ કે, જોનારના મનમાં ખોટી આશા ઉભી કરવી પડે

અને એ આશા પૂરી કરવા માટે અનેક ખોટાણાં ઊભા કરવાં પડે. વિદેશીઓને જણાવવું પડે કે અમે તમારા જેવા. અને જ્યાં એથી બીજું બહાર પડી જવાનો સંભવ હોય ત્યા જે તે પ્રકારે છાનાંમાનાં થીંગડાં મારવા માટે નાસભાગ કરવી પડે. બાબા આદમ અને બીબી હવાંએ જ્ઞાનવૃક્ષનું ફળ ખાધુ તે પહેલાં જે દિગંબર વેશે ફરતાં હતાં તે સ્વાભાવિક હોવાથી અતિ સુંદર અને પવિત્ર લાગતાં, પણ જ્ઞાનફળ ખાધા પછી જ્યાંસુધી આ લોકમાં દરજીની દુકાન બેઠી નહિ હોય ત્યાસુધી તો તેમને સભ્ય સમાજની સભા ઓમાં પમાર થતી ટપકાની દરબારતોથી નીચું જોવું પડયું હશે. આપણા પણ આ નવીન પોષાકથી લાજ ઢંકાવાને બદલે ઉઘાડી પડશે કારણ કે સમસ્ત દેશને ઢાંકવાને માટે દરજી સમાજ હા પાડતો નથી. ઢાંકવા જતાં ઢંકાયા નહિ તો આબરૂના કાંકરા ! જેઓ લોભમાં પડીને સભ્યતાવૃક્ષનાં ફળ ખાઈ બેઠા છે, તેમનીજ દશા આપણે જોઈએ તો સુખી થઈએ. કદાચ એ પાશ્ચાત્યો જાણી જાય કે અમે છરીકાંટાથી નહિ, પણ હાથે ખાઇએ છીએ; ટેબલે નહિ, પણ પાટલે ખાઇએ છીએ; એ બીકે તો એમને બિચારાને પડદે બેસી ખાવું પડે છે. 'એટીકેટ'શાસ્ત્રમાં કઈ પણ ખામી આવે, અંગ્રેજી બોલવામાં જરા પણ ભૂલ આવે તો તેઓ પાપ માને છે અને સંપ્રદાયવાળા પોતપોતામાં પણ સાહેબી દેખા વમાં જરા પણ ખામી આવે તો શરમે મરી જાય છે. વિચાર કરતાં જણાઇ આવશે કે, અ-વસ્ત્ર કરતાં આવું અર્ધ-વસ્ત્ર વધારે અશ્લીલ છે. શરીર ઢંકાય એમ ન હોય તો પણ ઢાંકવા શરીર ઉપરના ટુંકા વસ્ત્રની ચારે બાજુ ખેંચા-ખેંચ કરવી ને એમ કરતા કુદડી ફરવી એના કરતાં લાજ બીજી કઈ રીતે ઉઘાડી પડી જતી હશે?

નટની પેઠે વેશ બદલી પાશ્ચાત્ય વેશ ધર્યાથી ભેદ ઉલટો વધારે સાલશે એનું ફળ ધાર્યું નહિ નીવડે ત્યારે બેવડો ઘા લાગશે ગોરો સાહેબ એક વાર છેતરાઇને પાસે આવશે તો પણ પ્રપંચ સમજાતાં બેવડા જોરથી લાત મારી કાઢી મૂકશે.

નવા જાપાને યુરોપી સભ્યતાની દીક્ષા લીધી છે, પણ તેમની દીક્ષા તે માત્ર બહારની દીક્ષા નથી. કળકારખાનાં, રાજ્યકારભાર, વિદ્યાવ્યાપાર એ સો એ પોતે પોતાને હાથે જ કરે છે. તેની ચતુરાઇ દેખી યુરોપ મૂઢ બની ગયું છે–કશી ભૂલ કાઢી શકતું નથી, છતાંય પોતાની નિશાળોમાં ભણેલા આ વડા નિશાળીઆને વિલાયતી પોશાકની, વિલાયતી આચારની નકલ કરતું જોઇને યુરોપ મોં ફેરવે છે. જાપાન તો પોતાની આ અદ્ભુત ને હાસ્યજનક નકલ સંબંધે બિલકુલ આંધળું છે; પણ યુરોપ તો વેશ બદલીને ફરતા આ એશિયા-વાસી નટો ઉપર એક બાજુથી તેમની શક્તિ માટે શ્રદ્ધા કરે છે ને નકલ માટે દાંત કાઢે છે.

અને આપણે શું બીજા બધા વિષયોમાં યુરોપની સમાન સ્થિતિમાં આવી ગયા છીએ કે બાકી રહેલા માત્ર આ બહારના ભેદને ટાળી દેવા દોડાદોડી કરી રહ્યા છીએ ?

એ તો થઇ એક વાત. બીજી વાત એ કે, એથી લાભ થયો તો ચૂલામાં પડયો, પણ ઘરમાંજ આગ લાગી ઉઠે એવું શું ? અંગ્રેજની સાથે ભેદ તો છેજ, પણ પાછો દેશી-જનની સાથે ભેદ ઉભો થાય એવું શું ? આપણે ગોરા લોકોના જેવો ઠાઠ સજીને તેમની પાસેથી માન ખાટવા જઇએ, ત્યારે આપણા જે ભાઈઓ તેમના જેવા ઠાઠથી ચાલે નહિ, તેને ભાઈ કહીને બોલાવતાં સહેજ સંકોચ થાય. પછી તો એમના સ્વદેશી રીતરિવાજથી શરમ આવ્યા વિના રહે નહિ. પછી એ ગોરા લોકોની આગળ એમ કહ્યા વિના નહિ ચાલે કે એ લોકથી છૂટા પડીને અમે અમારો જુદો સં-પ્રદાય બાંધ્યો છે; એમને ને અમારે કંઇ લેવાદેવા નથી.

એનો અર્થ એ કે સ્વજાતિની આબરૂ વેચીને પોતે આબરૂ ખાટવા માંડી. પછી તો એ લોકોની પાસે જઇને બોલવું કે સાહેબ ! આ જંગલી લોકોની સાથે તમે ગમે એમ ચાલો, પણ તમારા જેવો ચહેરો કરીને અમે આવ્યા છીએ, ત્યારે તો આશા રહે છે કે અમને તમે નહિ હાંકી મૂકો.

કબૂલ કરી લઇએ કે, એ કંગાલવૃત્તિથી વખતે કંઇક મહેરબાની મળે પણ ખરી, પણ એથી પોતાની કે દેશની આબરૂ તો ન જ બચવાય.

કર્ણ અશ્વત્થામાને કહે કે તને રહ્યા બ્રાહ્મણ, તમારી સાથે યુદ્ધ શી રીતે કરૂં ? ત્યારે અશ્વત્થામા ઉત્તર દે કે હું બ્રાહ્મણ, એટલાજ માટે તું મારી સાથે યુદ્ધ ન કરી શકે ! ઠીક લે ત્યારે મારૂં આ જનોઇ તોડી ફેંકી દઉં !

સાહેબ જો 'બ્લેકહેડ' કરીને કહે ને જો 'એસ્કવાયર' કરીને લખે, કે "ભલે, જો તમારી જાતિનો ઢંગ ઠીકઠીક ઢાંકીને આવ્યા છો, ત્યારે તો તમને અમારી 'કલબ'માં પેસવા દીધા છે, ત્યારે તો અમારી 'હોટેલ' માં તમે ખુરશી પામ્યા છો, ત્યારે તો તમે અમને મળવા આવતાં તમને 'રિટર્ન વીઝીટ' આપીએ છીએ'—આવું સાંભળીને પરમ માન મળ્યું સમજી કાખલી કૂટીશું ? બહેતર છે કે એના કરતાં આપણો બહુરૂપી પોષાક ફાડી તોડીને ફેંકી દઇએ આપણી જાતિને માનપાત્ર બનાવી શકીએ નહિ તો એ ગોરા સાહેબને કહી દઇએ કે અમે મોંએ રંગ લગાડીને 'એક્સેપ્શન' ઠરીથી તમારે ઉંબરે પગ નહિ મૂકીએ.

હું તો કહું છું કે એજ આપણું મત. છોગરીને માન અમારે જોઇતું નથી, હકનું કરીને લઇશું પોતાની જાતમાં માન માનીશું એ દિવસ આવશે ત્યારે પૃથ્વીની સભાનાં હક્ક પૂર્વક પ્રવેશ કરીશું—ખોટો વેશ, ખોટું નામ, ખોટો વ્યવહાર તજીને માનને માટે ભીખ માગવાનું, સોહાગને માટે અટુ પડવાનું કારણ રહેશે નહિ.

પણ એનો ઉપાય કંઇ સહજ નથી. પહેલાંજ કહી દીધું છે, કે સહજ ઉપાયે કશુંય કઠણ કામ સધી શકાય નહિ કઠણ કામ સાધવું હોય ત્યારે બીજું બધું ફેંકી દઇ તેની જ પાછળ મંડયા રહેવું પડે.

કામ શરૂ કરતાં એમ પણ કહેવું જોઇશે કે, અનુકૂળ દહાડો આવે નહિ ત્યાં સુધી ઘરમાં બેસી રહેવું.

અને ઘાટ ઘડાતા સુધી ઘરમાં બેસી રહેવું જ ઠીક છે. બીજ માટીની નીચે ભરાઈ બેસે, ગર્ભ પેટમાં ભરાઈ રક્ષણ પામે, ભણવાને સમયે બાળકને સંસારમાં બહુ ભેળવી દઈએ તો પ્રવીણ મંડળમાં પોતાની ગણતરી થાય, એ દુરાશાએ પ્રવીણ લોકોનું અનુકરણ કરવા જાય ને વહેલો પાકી ઉઠે; એના મનમાં એ એમ જ માને કે હવે હું પ્રવીણ થઈ ગયો છું, પાકી ગયો છું, હવે ભણવાનું કારણ નથી, વિનય રાખવાનું કારણ નથી.

પાંડવો પોતાનું મૂળ ગૌરવ મેળવવા પ્રયત્ન કરતા હતા, ત્યારે એમણે ગુપ્તવાસ સ્વીકારી બળ સંઘરવાના પ્રયત્ન કર્યા હતા. સંસારમાં પણ ઉદ્યોગપર્વની પહેલાં અજ્ઞાતવાસપર્વ જરૂરનો છે.

આપણે પણ જાતને ઘડવા માટે, જાતિને ઘડવા માટે આજે અજ્ઞાતવાસ સેવવાની જરૂર છે.

પણ આપણું કમનસીબ તો એ છે કે, આપણે એકદમ બહાર પડી જવા દોડીએ છીએ. બિલકુલ કાચા ઇંડાને ફોડી આપણે અધીરઈથી બહાર નીકળી પડયા છીએ, પણ આ કઠણ સંસારમાં કાચા નીકળેલા આ શરીરને પોષવાનાં સાધન બહુ કઠણ છે.

આજ પૃથ્વીની રણભૂમિમાં કયા હથિયારે આપણે લડવા ઉભા છીએ? માત્ર ભાષણ ને ઠરાવને હથિયારે? શું શરીરની ચામડી પહેરી એટલે આપણું રક્ષણ થયું? માત્ર નટવેશથી રક્ષણ થશે? એમ તે કેટલા દિવસ ચાલશે, ને શું ફળ મળશે?

ચોખ્ખે દિલે એક વાર એમ કબૂલ કરી દીધામાં દોષ શો કે, હજી આપણું ચરિત્ર જ ઘડાયું નથી? આપણે પક્ષાપક્ષીથી, ઈર્ષાથી અને હલકાઈથી ઘસાઈ ગયા છીએ. આપણે એક થઈ શકતા નથી, એકબીજા ઉપર વિશ્વાસ રાખી શકતા નથી, આપણામાંથી કોઈને મુખી–નાયક કરવા ઈચ્છતા નથી. આપણાં અનેક કામ તો પરપોટાની પેઠે ફૂટી જાય; શરૂ-

આતમાં એ કામમાં બહુ તેજ દેખાય, બે દિવસ પછી એમાં ફાટ પડે, પછી બેડોળ થાય ને પડી ભળી જાય. જ્યાં સુધી કંઇ ઘસાવાનું ન હોય ત્યાં સુધી તો આપણે, બાળકો ખેલમાં ગાંડાં થઇ જાય તેમ કામમાં ગાંડા થઇ વળગી પડીએ; પણ કંઇક ઘસાવાનો જરા પ્રસંગ આવતાં કંઇ ને કંઇ બહાનું કાઢી પોતપોતાના ઘરમાં જઈ ભરાઈએ. કોઈ કારણે આત્માભિમાનને તલમાત્ર વાંધો આવે કે તરતજ, કામ ભલે ને ગમે તેવું મોટું હોય તોપણ તેને છોડીને આ ચાલ્યા. ગમે એમ થાય પણ કામ શરૂ થયું ના થયું એટલામાં મોટાં મોટાં નામ આપી દઇએ; મોટી મોટી જાહેરાતો, ઉજળા ઉજળા રિપોર્ટો, ધામધૂમ ને આણરૂ મન માની થાય એટલે આપણે જાણીએ કામ સફળ થયું ને પછી નિરાંતે સોડ તાણીને સૂઇએ. કામમાં ધીરજની, નિષ્ઠાની ને મહેનતની જરૂર છે, એમાં તો જરાય દિલ લાગે નહિ.

આવું કાચું, દુર્બળ ચરિત્ર લઇને તે આપણે શું જોઇને બહાર આવી ખડા થઇ જતા હોઇશું?

આ સ્થિતિમાં આપણી ખામીઓ ન સુધારતાં એને ઢાંકવાની ઈચ્છા કરીએ છીએ. અંદર અંદર આપણા દોષ ઉપર વિવેચન કરવા જતાં આપણા ડાહ્યા મોં ઉપર હાથ મૂકી દબાવે છે ને બોલી ઉઠે છે કે, ચૂપ ચૂપ. અંગ્રેજ સાંભળી જશે તો આપણે માટે શું ધારશે?

વળી એ પણ કમનસીબ છે કે, અંગ્રેજની દૃષ્ટિ પણ અનેક પ્રમાણમાં જડ છે. આપણામાં જે કંઇ સારૂં છે ને જે કંઇ આદરપાત્ર છે તેને પણ તેઓ જોતા નથી. અવગણના હો કે ગમે તે કારણથી હો, પણ તેઓ વિદેશી પડદો તોડીને અંદર જોતા નથી, જોવા ઇચ્છતા પણ નથી. તેનું એક જ દૃષ્ટાન્ત લઇએ. વિદેશમાં રહીને જર્મન જેમ એકાગ્રતાથી આપણાં સંસ્કૃત શાસ્ત્રોનો અભ્યાસ કરે છે, તેમ એકાગ્રતાથી આ દેશમાં આવવા છતાં અંગ્રેજ કરતો નથી. અંગ્રેજ ભારતવર્ષમાં પેટ ભરે છે, અને દેશને જીતી

લીધો છે, પણ ભાષાને જીતી શકયો નથી.

આથી અંગ્રેજ આપણા લોકને ભારતવર્ષની દૃષ્ટિએ બરાબર સમજી શકતો નથી; ને શ્રદ્ધાની દૃષ્ટિએ જોઇ શકતો પણ નથી. એટલા માટે આપણે અંગ્રેજને અંગ્રેજી ભાવે મુગ્ધ કરવાના પ્રયત્ન કરીએ છીએ. મનમાં જે માનીએ છીએ, તે મોઢે આપણે બોલતા નથી, એટલા માટે છાપાંમાં વધારી વધારીને વાતો છાપીએ છીએ. માનીએ છીએ કે અંગ્રેજ 'પીપલ' નામે એક પદાર્થને હાઉ માની ડરે છે, અને તેથી આપણે પણ પાંચ દશ લોક એકઠા કરી 'પીપલ' બની ગળું ગંભીર કરીને ડરાવીએ. માંહોમાંહે વાતો કરીએ કે શું કરવું ભાઈ ! એમ ને એમ એ સાંભળે નહિ ત્યારે કરવું શું ? એ તો પોતાના દસ્તુરને જ સમજે !

એમ અંગ્રેજના ગુણસ્વભાવનો ડોળ કરીને તેની પાસે કામ કરવા જવું, માન ખાટવા જવું, એના કરતાં તો એજ કે એવો રંગ મોંએ ના ચોપડવો જ સારો. રંગ ન ચોપડવાને કારણે ભીખનો એકાદ ટુકડો ના નાખે તો ના નાખે!

અંગ્રેજની સામે અભિમાન કરીને આ શબ્દો બોલું છું એવું નથી. મનમાં બહુ બીક લાગે છે, આપણે દયા માટીનું ઠામણું, એ કાંસાના વાસણ સાથે વિવાદ કરવો ચુલામાં પડયો. માનપૂર્વક 'શેકહેંડ' (હસ્ત ધૂનન) કરવા જતાં ય શંકા લાગે.

કારણ, આવા મોટા ભેદને કારણે આત્મરક્ષણ કરવું પણ કઠણ થઇ પડે. આપણે તો દુર્બળ પડયા, તેથી બીક લાગે કે સાહેબની પાસે એક વાર જઇ બેઠા, સાહેબ દયા કરીને કદી પ્રસન્ન થયા ને હસ્યા તો આપણે એવા ગોળ ગોળ થઈ જઈએ કે એથી આપણું સાચું હિત તો ભૂલી જ જઈએ. સાહેબ હસીને બોલે કે વાહ બાબુ, તમે કંઇ છેક ખરાબ અંગ્રેજી બોલતા નથી, એટલે પછી આપણાથી દેશી ભાષામાં અક્ષરે ય બોલાય નહિ. બહારની જે વસ્તુ ઉપર અંગ્રેજની કૃપાદૃષ્ટિ પડે, તેને તો ઘસીને ચકચકિત રાખીએ,

જ્યાં યુરોપની નજર પડવાનો સંભવ નથી, તે વસ્તુને ગંદી રાખી ઢાંકી મૂકીએ; એ દિશાને સુધારી વ્યવસ્થા રાખતાં તો આળસ થાય.

માણસનો દોષ શો કાઢવો! ગરીબ બિચારા અપમાનિતને આવો લોભ સહજે થાય; ભાગ્યશાળીનું હસવું મોં જોવાનું એને સહજે ગમે.

આજ હું બોલું છું કે ભારતદેશનો ગરીબમાં ગરીબ, મેલામાં મેલો ખેડુત હશે તો તેને પણ હું ભાઈ માનીને ભેટીશ; પરંતુ આ ગોરો સાહેબ ઘોડાગાડી દોડાવતો મારા સમસ્ત શરીર ઉપર કાદવ ઉડાવતો જાય છે તેની સાથે તો મારે ફુટી બદામ જેટલોય સંબંધ નહિ.

ઠીક, એજ વખતે એ સાહેબ ઘોડાગાડી એકદમ ઉભી રાખી મારી ગરીબ ઝુંપડીમાં પગ મૂકે ને પૂછે કે 'બાબુજી! તમારી પાસે દિવાસળી છે?' ત્યારે હીંડીચાલીને દેશના પચીસ કરોડ લોક કઠેરા પર ઊભા રહી હારબંધ ઉભા રહીને જોયા કરે કે સાહેબ આજ અમારે ઘેર દીવાસળી લેવા આવ્યા છે! અને કદાચ એજ વખતે અમારો ગરીબ મેલો ખેડુત ભાઈ ઘરમાં ઘરડાં માને પ્રણામ કરવા બારણે આવી પહોંચે તો એ ભ્રષ્ટ દેખાવને દબાવી દેવા માટે એને ખસી જવા કઠેરામાંથી બૂમો મારે; રખેને! આ જંગલી સાથે કેવો જોગ છે, શો સંબંધ છે, કેટલી એકતા છે–એ સૌ આ બડા સાહેબ કલ્પના કરી સમજી જાય.

માટે જ્યારે મનમાં લાવું છું કે, હવેથી સાહેબના સંબંધમાં આવવું નહિ, ત્યારે એ કંઇ અભિમાનથી નહિ, પણ બહુ વિનયથી, બહુ શંકાથી બોલું છું. જાણું છું કે, એની સાથેના સંબંધના અભિમાનથી આપણો તો નાશ જ થવાનો–આપણે નિરાંતે બેસીને આપણું કર્તવ્ય કરી શકવાના નહિ. આપણું મન સદા ચંચળ રહે અને આપણે ગરીબ સ્વજનની જરા વિનાની ઝુંપડી સૂની લાગે; જેને માટે જીવ આપવો જોઇએ તેની સાથે ભાઇચારાનો સંબંધ

રાખતાં પણ આપણને લાજ આવે.

ગોરા લોક જ્યારે મોજમઝા ઉડાવે, ખાય-પીએ ને ખેલે, ત્યારે તે વેળાએ આપણને ત્યાંથી હાંકી મૂકે ને બારણાં વાસી સૌ વાનાં કરે. પણ એવે સમયે મીઠું બોલી, તેને રાજી કરી, સલામ કરી ખૂણાની બારીમાંથી પેસી શકીએ, એ રાજસમાજની કંઈક જરા ગંધ મળે તો આહ, કૃતાર્થ થયા! પોતાને મળેલા આ ગૌરવની આગળ દેશબંધુઓ સાથેનો સંબંધ એકે વારે તુચ્છ લાગે. આવી દુર્બળ માનસિક સ્થિતિમાં આ સર્વનાશી સાહેબશાહી દવા-દારૂ પીવો નહિ, તેને અડવું પણ નહિ એજ સૌથી સલામત માર્ગ છે.

બીજું પણ કારણ છે. સાહેબ લોકની કૃપાને માત્ર ગૌરવ માનીને નિઃસ્વાર્થભાવે ભોગવવી, એ આપણે માટે બહુ કઠણ છે. આપણે રહ્યા ગરીબલોક, પેટની ભૂખ માત્ર માનથી ટળે નહિ; એની કૃપા સાથે કંઇક અનાજ મળે એવી પણ આશા રાખીએ. માત્ર 'શેકહેંડ' નહિ, પણ નોકરીમાં 'પ્રમોશન'ની પણ આશા રાખીએ. સાહેબની દોસ્તી બાંધી બે દહાડા એને ઘેર જઇએ અને ત્રીજે દહાડે 'પ્રમોશન'ની ભીખ માગતાં શરમાઇએ નહિ. એટલે પરિણામે સંબંધ હલકો પડી જાય. એક બાજુએ અભિમાન કરીએ કે સાહેબ અમારી સાથે સમાનભાવે ઉભો રહેતો નથી, બીજી બાજુએ એને બારણે ઉભા રહી ભીખ માગવાનું પણ ચૂકીએ નહિ.

એ સાહેબની પાસે આપણો કોઇ માણસ જાય, તો એ જાણે કે આ કોઇ ઉમેદવાર, અરજદાર કે ઇન્સાફનો ભિખારી આવ્યો. કારણ કે એની સાથે બીજી રીતે તો બોલવાચાલવાનો આપણે સંબંધ નથી. એના ઘરનાં બારણાં બંધ, આપણા ઘરને બારણે પડદા. ત્યારે ભાઇ! આજ પાઘડી અંગરખું પહેરીને સંકોચાતા સંકોચાતા બીતા બીતા આવી સલામ કરી કેમ ઉભા? બેસવાની તો વાત જ જવા દો, ઉભા ઉભા વાત કરતાં જીભ ચોંટે છે, ત્યારે આવ્યા શું કામ?

એટલી બધી આજે કેમ વિરહવેદના વધી ગઇ કે પહેરે ગીરના હાથમા બેન્યાની મૂકી, બારણે જોડા ઉતારી સાહેબને મળવા માટે પેડા?

જેની અવસ્થા દીન છે, તે વિના આમત્રણે કે વિના આદરે મોટા લોકની પાસે ન જાય તેમા જ સારૂ છે એમા કોઇ પક્ષનું ભલુ થતું નથી ગોરા લોક આ દેશમા આવીને નવો અવતાર ધરે છે, તે શુ આપણી આવી હીન દશાને લીધે નહિ? માટેજ કહુ છુ કે, જ્યારે સ્થિતિ આવી ખરાબ જ છે, ત્યારે આપણા સબધમાથી એ સાહેબને દૂર રખાય તો એનુ ચરિત્ર પણ આવુ ખરાબ થઈ જાય સબધ ન રાખવાથી બને પક્ષને લાભ છે

બધી દિશાએથી વિચાર કરી જોઈએ તો રાજાપ્રજાનો દ્વેષભાવ શાન્ત રાખવાનો સૌથી સારો ઉપાય એ છે કે એ, સાહેબથી દૂર રહીને આપણું પોતાનુ કર્તવ્ય એકચિત્તે કર્યો જવુ માત્ર ભિક્ષાથી કે ઇનુ મન કદી સતોષ પામતું નથી આજ આપણે વિચારીએ છીએ કે, અગ્રેજની પાસેથી થોડા અધિકાર મળે તો અમારા સૌ દુખ ટળી જાય ભીખ માગતા પણ થોડા અધિકાર મળે, ત્યારે પણ લાગશે કે અતરની લાજ એ રીતે પણ ગઇ નથી–અધિકાર મળ્યા ન હતા ત્યાસુધી આશ્વાસન હતું કે મળશે ત્યારે દુખ જશે, તે આશ્વાસન પણ હવે તો નથી આપણા અતરની શૂન્યતા ભરાય નહિ ત્યા સુધી શાન્તિ થાય નહિ આપણા સ્વભાવની કગલિયત જાય ત્યારેજ આપણી દીનતા જાય, અને ત્યારેજ રાજદરબારે માનપૂર્વક આવ–જા કરી શકીએ

દેશના સૌ લોક પદવીની, મોટાઇની, સાહેબની કૃપાની પરવા છોડી દે, બહારની કીર્તિ છોડી દે, એના આ કર્ષણને પ્રબળ મોહ તોડી પોતાનુ રક્ષણ કરે, શાન્ત અને દૃઢચિત્તે શરીર બાધે, જ્ઞાનવિજ્ઞાન મેળવે, વ્યાપાર વધારવા પ્રયત્ન કરે, પરદેશગમન કરી તે દેશનુ બધુ શીખી આવે, પરિવારમા અને સમાજમા સત્યનો ઉપદેશ કરે, માથું

જેમ વિના પ્રયાસે ઉંચું ચાલે છે, તેમ વિના પ્રયાસે આપણું માન ઉંચું રાખીને ચાલે, માન મેળવવાને ખુશામત કરતો બીજા પાસે જાય નહિ, धर्मो रक्षति रक्षितः એ વાક્યનું તાત્પર્ય ગંભીરરૂપે સમજી લે; જો કે દેશના સૌ લોક આમ કરી લે એવું માની લઉં એવો ગાંડો તો હું નથીજ. પાણી જેમ ઢાળ તરફ ઢળે, તેમ માણસ પણ સરળતા તરફ સહેજે ઢળે, એ તો સૌ કોઈ જાણે છે. કોટપાટલૂન પહેરી, સાહેબને બારણે ઉભા રહી ચપ્ ચપ્ અંગ્રેજીમાં પોતાની જાતનો તરજુમો કર્યાથી કામ સરળ થઈ જતું હોય તો લોક ધીરે ધીરે કોટપાટલૂન પહેરતા થાય, પોતાનાં બાળકોને ઘરની ભાષા ભુલાવી અંગ્રેજીમાં પોપટ કરે ને ભાઇભાંડુને છોડીને એ સાહેબના દરવાનની ભાઇબંધી બાંધે, એમાં નવાઇ નથી. એ પ્રવાહ રોકવો કઠણ છે, છતાં મનમાં કહેવાનું તે કહેવુંજ પડે છે; કોઇ સાંભળે નહિ તોય કહેવુંજ પડે છે કે અંગ્રેજને ફૂળવ્યે ફળ થવાનું નથી, કેળવણીનો પાયો દેશી ભાષાએ ભણવાથીજ દેશનું કલ્યાણ છે; ગોરાની પાસે માન મેળવ્યે કંઇ ફળ નથી, આપણા મનુષ્યત્વને જાગ્રત કરી ઉઠાડવામાંજ ગૌરવ છે; બીજાને છેતરીને કઢાવી લીધાથી કંઇ મળતું નથી, પ્રાણપણે એકનિષ્ઠાથી ભોગ આપ્યેજ કાર્ય સિદ્ધ થાય છે.

શિખોના છેલ્લા ગુરુ—ગુરુ ગોવિન્દસિંહ બહુ દિવસ એકાન્તમાં રહ્યા, ત્યાં જુદાં જુદાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, લાંબા વખત સુધી આત્મોન્નતિની સાધના સાધી અને પછી એકાન્તમાંથી બહાર આવી પોતાને ગુરુપદે બેઠા, તેમ આપણામાંથી પણ જે ગુરુ થવાના હશે, તેમણે ખ્યાતિ વિનાના એકાન્ત આશ્રમમાં ગુપ્તવાસ કરવો જોઇશે; પરમ ધૈર્યથી, ગંભીરતાથી દેશદેશનાં જ્ઞાનવિજ્ઞાનથી પોતાને ઘડવા જોઇશે. સમસ્ત દેશ અનિર્વાચ્ય વેગથી આંધળો થઇ જે આકર્ષણ તરફ દોડયો જાય છે, તે આકર્ષણમાંથી યત્ન કરીને પોતાને દૂર કરી લેવો જોઇશે અને શુદ્ધ સ્પષ્ટરૂપે હિતાહિત જ્ઞાનનો વિચાર કરવો જોઇશે. ત્યારપછી બહાર આવીને જ્યારે

આપણી ભાષામાં આપણને હાંક મારી બોલાવશે, ત્યારે તો બીજું ગમે તેમ થાય પણ તરતજ દેશ જાગી ઉઠશે, ભ્રમ ભાગી જશે કે આજ સુધી આપણે માત્ર સ્વપ્નો જોતા હતા, આંખો મીચીને ચાલતા હતા અને તેથીજ આપણે નીચે પડતા જતા હતા.

આપણા એ ગુરુદેવ હવે આજે આ કોલાહલમાં નથી. એમને નથી જોઈતું માન, નથી જોઈતી પદવી, નથી જોઈતા અંગ્રેજી છાપાંના રિપોર્ટ; આજે મૂઢ લોકપ્રવાહમાંથી નીકળી સમસ્ત મૂર્ખતામાંથી પોતાનું રક્ષણ કરે છે. કોઈ અમુક કાયદો સુધરાવ્યાથી કે અમુક ધારાસભામાં બેઠક મેળવ્યાથી દેશની દુર્ગતિ દૂર થશે એવી આશા એ રાખતા નથી. એ એકાન્તમાં અભ્યાસ કરે છે ને કરાવે છે, પોતાના જીવનને ઉચ્ચ આદર્શ વડે ઉન્નત કરી દઈ ચારે બાજુના લોકમંડળને પોતાના તરફ આકર્ષે છે; અને દેશલક્ષ્મી તેમના તરફ સ્નેહદષ્ટિ કરીને દેવની પાસે એકાન્ત પ્રાર્થના કરે છે કે હે ભગવન્ ! આજના સમયના મિથ્યા તર્ક અને મિથ્યા વાતોમાં તેમનુ ચિત્ત કદી તણાવા ના દઈશ, દેશના લોકની વિશ્વાસહીન, આસ્થાહીન સાધના અસાધ્ય છે, એમ માની એમને નિરૂત્સાહ થવા ના દઈશ. અસાધ્ય હોય તોય દેશની જે ઉન્નતિ કરશે તેમનું વ્રત તે અસાધ્યને સાધવાનું છે.

(૧૮૯૪)





# ૩–રાજનીતિની બેવડી દશા

સાધારણ રીતે ન્યાય, દયા વગેરે અનેક મોટા મોટા ગુણ પોતપોતાના સરખા લોક તરફ જેવી રીતે દેખાય તેવી રીતે હલકા લોક તરફ દેખાય નહિ. પોતાના સમોવડીઆ લોકની સાથે ચાલવામાં પાળેલા ઘેટા જેવા નરમ રહે છે તે જ માણસો પોતાથી નબળા લોક સાથે જંગલના વાઘ જેવા, નદીના મગર જેવા કે આકાશના ગીધ જેવા શૂરા બને છે.

યુરોપિયન લોક યુરોપમાં જેવા સભ્ય, દયાળુ અને ન્યાયી રહે છે એટલા બહાર રહેતા **નથી.** એનાં પ્રમાણ આજ સુધીમાં ઘણાં મળી ગયાં છે. જેઓ ખ્રિસ્તીની સાથે ખ્રિસ્તી બની જાય, તેઓ પારકે ઘેર બીજાના ઉપર આવી પડે અને અ–ખ્રિસ્તીને ગાલ ઉપર લપડાક મારી બીજો ગાલ ધરવાનું કહી ખ્રિસ્તી થવાનો ઉપદેશ કરે; અને એ અ–ખ્રિસ્તી ડાહ્યો થઇને ભલી રીતે ખ્રિસ્તી ન થાય બીજો ગાલ ન ધરતાં આડુંઅવળું જુએ તો તરતજ તેનો કાન પકડી ઘરમાંથી બહાર કાઢે, અને એના ઘરમાં પોતાનાં ખુરશી–ટેબલ ને પલંગ સજાવી દે, તેનાં ખેતરનું અનાજ ઉઝરડી લે, એની ખાણોમાંથી સોનું ખોતરી લે, તેની ગાયો દોહી લે અને એનાં વાછરડાં કાપી બબરચીખાનામાં મોકલી દે.

સભ્ય ખ્રિસ્તીઓએ અમેરિકામાં કેવો પ્રલય કર્યો હતો અને ઓસ્ટ્રેલિયામાં માનવજાતિનો કેવો ભયંકર સંહાર કર્યો હતો, એ વાતો હવે તો જૂની થઈ ગઇ; એટલે એને ઉકેલવામાં માલ નથી. દક્ષિણ આફ્રિકામાં માતાબેલવાળા વિ-

ગ્રહનો ઈતિહાસ ઠીક કરી તપાસીએ તો માલમ પડે કે અખ્રિસ્તીના ગાલ ઉપર ખ્રિસ્તીની લપડાક કેવી ઉઠે છે!

બધા સમાચાર પૂરેપુરા મળતા નથી, ને જે મળે છે તે બધા સાચેસાચા જ હોય એમાં પણ સંદેહ જ છે; કારણ કે વિગ્રહના સમાચાર તારથી મોકલવાનો ભાર ખ્રિસ્તીને માથે છે. 'ટ્રુથ' નામે વિખ્યાત અંગ્રેજી સાપ્તાહિક પત્રમાં એ યુદ્ધ સંબંધે જ થોડાક પત્રો અને નિબંધો પ્રકટ થયા છે તે વાંચવાની સર્વને ભલામણ કરૂં છું.

એ વાંચવાથી કોઇને આનંદ મળશે કે આશ્વાસન મળશે એવી આશા તો હું આપી શકતો નથી, પણ એટલું તો જાણી શકશે કે, સભ્ય જાતિઓ જેને પોતાના કરતાં ઓછી સભ્ય માને છે તેમની પાસે પોતાની સભ્યતાને અને સાથે સાથે તે અસભ્ય જાતિઓને પોતાના સ્વાર્થયજ્ઞમાં હોમવા પાછું વાળી જોતી નથી. યુરોપની અજવાળી નાટકની રંગભૂમિની બહાર, અંધારા નેપથ્યદેશમાં વેશ બદલતાં વાર લાગે એટલી વારમાં, ઓગણીસો વર્ષસુધી સંઘરેલી સભ્યતા બદલાઇ જાય છે. ત્યાં તો મૂળવતની જેવા નાગા થઇને ઉભા રહે છે, માતાબેલે બિચારો એમના કરતાં વધારે નાગો ન હતો.

કંઇક સંકોચમાં બોલ્યો, તે બહુ ખરાબ નથી, પણ સત્ય બોલાય તો તેથી વધારે સારૂં. જંગલી લવેંગુલા અંગ્રેજ સાથે ઉદારતાથી અને ઉન્નત વીર હૃદયથી ચાલ્યો તેને બદલે, અંગ્રેજ તેની સાથે ક્રૂરતાથી જે રીતે ચાલ્યો તેની સરખામણીથી અંગ્રેજને લજવાઇ જવું પડે, તે વાત એ પત્રોથી જ જણાઇ આવે છે.

કોઈ અંગ્રેજ આ વાત કબૂલ કરે એજ એનું ગૌરવ છે એમ ઘણા માને છે, ને હું પણ માનું છું. પણ આજકાલ ઘણા અંગ્રેજો એને ગૌરવ માનતા નથી.

એ તો એમ માની બેઠા છે કે, ધર્મનીતિ આજકાલ ઘણી ઝીણી થઇ પડી છે. પગલે પગલે એમ ફીકા ખોળીએ

તો કામ ન ચાલે. અંગ્રેજના ગૌરવનો જ્યારે મધ્યાહ્નકાળ હતો, ત્યારે એ નીતિની ઝીણી લીટીઓને ફાળ મારી ઓળંગી જતો; જ્યારે જરૂર લાગે ત્યારે અન્યાય કરવો પડે. નૉર્મન ચાંચિયા જ્યારે સમુદ્રમાં ચાંચિયાપણું કરતા ત્યારે મજબૂત અને બળવાન હતા. એમના વંશજો-આજના અંગ્રેજો-બીજી જાતિઓ સામે જબરજસ્તી કરતાં પાછા પડે ત્યારે તો નબળા, દુબળા ગણાય. કોણુ માતાએલે ને કોણુ લવેંગુલા! હું અંગ્રેજ! હું તારી સોનાની ખાણુ, તારાં ઢોર લૂંટવાની ઇચ્છા કરું એમાં તે આટલાં બહાનાં, આટલો છળ શો? આટલી બનાવટ શા માટે? એકાદ બે બદમાશીઓ પકડાઇ ગઇ એમાં તો છાપાં આટલી બધી બૂમો શા માટે પાડી ઉઠતાં હશે?

પણુ નાનપણુમાં જે શીખે તે ઉમ્મરે પહોંચ્યે ન શીખે. નાનો બાળક બદમાશ થઈ પોતાથી નાના નબળા બાળકના હાથમાંનો લાડવો લૂંટાવી લઇ તડાક દઇને મોંમાં મૂકી જાય, પેલો બિચારો બાળક માથું કૂટવા મંડે એ દેખીને પેલા તોફાની ઉપર ખાસ ક્રોધ ન થાય. વખતે એ જબરો બાળક નબળા બાળકને રડતો જોઇ ગાલ ઉપર તડાક દઇને ચડાવી દે ને નાક ઉપર આંગળી મૂકી તેને ચૂપ થઈ જવા કહે તો વખતે બીજાં બાળકો તેના બાહુ-બળનાં ને દૃઢ સંકલ્પનાં વખાણુ પણુ કરે.

ઉંમરે આવ્યા પછી એ જબરા બાળકને પારકાના હાથમાંનો લાડવો જોઈ મોંમાં પાણી છૂટે, ને તે લેવાનો લોભ ઊપજ્યો રહે નહિ, તો પણુ એમ લપડાક મારી લાડવો કાઢી લે નહિ, છેતરીને લઈ લે તોય એ છેતરપંડી પકડાઇ જાય તો શરમાઇ જાય. એ ઉંમરે ઓળખીતા પાડોશીના ઘરમાં હાથ લાંબો કરતાં શરમાય; પણુ દૂર એકાદ ગરીબ મહોલ્લામાં એકાદ અસભ્ય માતાના નાગા નબળા બાળકના હાથમાં એકાદ રોજ સંધ્યાકાળે લાડવો દેખે, ત્યારે આમતેમ નજર કરી તેના હાથમાંથી ઝૂંટ મારી દોડી જાય! જ્યારે પેલો છોકરો

પોતાની ચીસોને કીકીઆરીઓથી ગામ ગજાવી મૂકે, ત્યારે સામેથી આવતા પોતાની સભ્ય જાતિના આદમીની સામે જોઇને બોલી ઉઠે કે એ કાળા છોકરાને ઠીક સજા કરી છે! એમ ના કહે કે ભૂખ લાગી હતી તેથી લૂંટી લીધું છે!

પ્રાચીન કાળની એ ચોરીમાં અને આજની ચોરીમાં અનેક ભેદ છે. આજની લૂંટાલૂંટમાં પહેલાંના જેવી નિર્લજ્જતા નથી, બળનું અભિમાન નથી. આજ તો પોતાનું કામ કરવા જતાં આબરૂનો વિચાર થઈ આવે છે, ને તેથી દરેક કામને ન્યાયપૂર્ણ ઠરાવવું પડે છે. તેથી કોઇ કામ કરવું પહેલાંના જેટલું આજે સહેલું નથી; એટલે પ્રાચીન કાળના ચોર લોક કમનસીબે આ ઓગણીસમી સદીમાં અવતરે તો તેમનો અવતાર એળે જાય!

આમ છતાં પણ સંસારમાં એવા લોક નથી અવતરતા એમ નથી. ઘણા ય ચોર અવતરે છે તો ખરા, પણ એકદમ એમને ઓળખી શકાતા નથી. અયોગ્ય સ્થળ-કાળમાં એ પડ્યાથી વખતે પોતાને પણ એ નહિ ઓળખી શકે. ગાડીએ ચઢીને ફરે, વર્તમાનપત્રો વાંચે, વ્હીસ્ટ રમે, ડ્રોઇંગરૂમમાં મીઠી મીઠી વાતો કરે, કોઇને વહેમ પણ ન આવે કે આ ધોળું ખમીસ પહેરીને રૉબીનહૂડ નવે અવતાર અવતર્યો છે! પરંતુ યુરોપની બહાર જઇને તે એકદમ પોતાનું સ્વરૂપ પૂરી રીતે ખોલે. ધર્મનીતિની ચાદર ફેંકી દીધી છે એવી રુદ્રમૂર્તિની કથા તો આગળ કહી ગયો છું. પણ યુરોપના સમાજમાં રાખ નીચે ઢંકાયલા અંગારાનો તાપ કંઇ ઓછો નથી.

એ જ લોકો આજકાલ બોલી રહ્યા છે કે, બળનીતિની સાથે પ્રેમનીતિનો જોગ કર્યો હોય તો નીતિનું નીતિપણું વધી શકશે, પણ બળનું બળપણું ઘટી જશે. પ્રેમ, દયા એ સૌ વાતો સાંભળવામાં તો સુંદર છે, પણ જ્યાં આપણે લોહી રેડીને અધિકાર સ્થાપ્યો છે, ત્યાં નબળા જમાનાનો નબળી નીતિનો કોમળ છોકરો લાગણીનાં આંસુ પાડતો આવે તેથી અમને ત્રાસ છૂટે. અહીં સંગીત, સાહિત્ય,

શિલ્પકળા અને શિષ્ટાચાર; ત્યાં નાગી તરવાર અને છૂટી લગામે શક્તિની દોડાદોડ.

આથી આજકાલ આપણી સરકાર–જાતિના ગળામાંથી બે જાતનો સૂર નીકળે છે. એક દળ ભારતનો પક્ષ કરે છે, બીજું દળ જગતમાં પ્રેમ, શાન્તિ અને ન્યાય વર્તાવવા ઇચ્છે છે.

જાતિનું હૃદય એમ બે ભાગે વહેંચાઇ જતાં બળ નબળું પડે–પોતે પોતાને વિરૂપ થઈ પડે. આજકાલ ભારતમાંનો પાશ્ચાત્ય સંપ્રદાય ખૂબ જોરથી આક્ષેપ કરે છે. તેઓ કહે છે કે, અમે જે કંઈ કામ જોરથી કરવા માગીએ છીએ, તેમાં વિલાયતના ભાઇઓ આડખીલી નાખે છે. બધી વાતોમાં નીતિનો વિચાર કર્યે પાલવે નહિ. જ્યારે ચાંચીઆ કાળા સમુદ્રને હાથ કરી રહ્યા હતા, જ્યારે કલાઇવ ભારતમાં બ્રિટિશ ઝંડો રોપવા ઊભો થયો હતો, ત્યારે નીતિની વાતો કરી હોત તો અંગ્રેજના છોકરાને ઘર બહાર એક વેંત પણ ભોંય મળી ન હોત.

પરંતુ ગમે એટલો એવો વિલાપ કરો, તોપણ ફરી એ અખંડ પ્રચંડ બળ પાછું આવશે નહિ. આજ કોઇ જુલમનું કામ કરવા જતાં સમસ્ત દેશમાં બે મત થઇ જાય છે. આજ જો કોઇ પીડાતો માણસ ન્યાયને માટે બૂમ મારે તો સ્વાર્થ ને નુકસાન થવાનો સંભવ હોવા છતાં પણ નિદાન થોડા માણસ પણ તેને ન્યાય આપવાને ઉભા થાય. એક માણસ પણ જો ન્યાયને માટે ઉભો થાય તો ગમે તેવો પ્રચંડ સ્વાર્થ પણ કંઈક શરમમાં પડે ને સંકોચ પામે, ન્યાયનો વેશ ધરવાનો પણ ડોળ કરે; અન્યાય, અનીતિ વગેરે બળને આશરે બહાર પડે અને નિઃસંકોચે દોડે, ત્યારે સામા બળ વગર બીજા કશાને ગાંઠે નહિ, પણ જો શરમાઇને બળને શરણે જાય નહિ અને ન્યાયનો ડોળ કરે તો અંદરથી જ શત્રુ જાગે. આથીજ અંગ્રેજ વિદેશમાં આજકાલ કંઇક નબળો પડયો છે અને તેથી વારંવાર અધીરો બની જાય છે.

આપણે પણ એઓનો દોષ હાથમાં આવતાં તેના

ઉપર આરોપ કરવા મંડી પડીએ છીએ. એટલા માટે ગોરા પ્રભુ કંઇક રાગ કરે છે. તેઓ કહેવા મંડી પડે છે કે, નવાબ જ્યારે જુલમ કરતા, મરાઠા જ્યારે લૂંટફાટ કરતા, ઠગલોકો જ્યારે ગળે ફાંસો નાખતા ત્યારે તમારી કોંગ્રેસના સભાપતિ અને વર્તમાનપત્રના અધિપતિઓ ક્યાં ગયા હતા? અને હોત તોપણ શું કરવાના હતા? ત્યારે તો બહારવટીઆ હતા, મરાઠા હતા, રાજપૂતો હતા, ત્યારે બળ સામે બળ વિના બીજી ગતિ ન હતી અને તો પછી ચોરની પાસે ધર્મકથા કરવાનું ય કોઇને સૂઝતું ન હતું.

આજ કોંગ્રેસ અને વર્તમાનપત્રો જે બહાર નીકળ્યાં છે તેનું કારણ પણ એ જ છે કે, અંગ્રેજ માત્ર બળની વાતો નહિ, પણ સાથે ન્યાયની પણ વાતો કરે છે. ચોરને ધર્મની વાતો સંભળાવીએ તો એ ન માને, તોય ધર્મને અનુસરતો જવાબ આપવાનો પ્રયત્ન કરે અને પછી તો એવો સભ્ય જવાબ દઇ ન શકાય, તોપણ બળ વાપરતા સંકોચ થાય આથી જ અંગ્રેજ આ દેશની સભાઓ અને વર્તમાનપત્રોના આક્ષેપોનો જવાબ આપવાનો પ્રયત્ન કરે છે તોપણ તે પોતાના જાતિભાઇઓની ધર્મબુદ્ધિથી દુઃખ પામે છે. તેઓ હવે ઉમરે મોટા થયા છે, પોતાના કલંકથી પોતે શરમાતાં શીખ્યા છે, એથી તેઓ બહુ દુઃખ પામે છે

એક હિસાબે તેઓ કંઇક દુઃખી છે એક બાજુએ ભૂખના દુઃખથી પ્રાણ ટળવળે છે, બીજી બાજુએ પારકાનું અન્ન કાઢી લેવાનું નથી એ પણ ભારે સંકટ છે! જાતિનો જીવ પણ જાળવવો જોઇએ, આબરૂ પણ જાળવવી જોઈએ બીજાની ઉપર અન્યાય કરવાથી એને તો નુકસાન થવાનું હોય તે થાય, પણ પોતાનો ધર્મનો પાયો પણ ખોદાય જ ગુલામો ઉપર જે લોકો જુલમ કરે છે તેઓના ચરિત્રનો નાશ થાય છે ધર્મને સર્વ પ્રયત્ને જો બળવાન ન રખાય તો જાતિનું બંધન ધીરે ધીરે ઢીલું પડી જાય. બીજી બાજુએથી પેટ ભરીને ખાવાનું મળે, એટલે વસ્તી વધે

ને રહેવાની જગા પણ ખૂટે; અને જેમ જેમ સભ્યતા તેમ તેમ જીવનને માટે સામગ્રીઓ પણ વધારે જોઇએ.

એટલા માટે પચીસ કરોડ ભારતવાસીનું ગમે તે થાય, પણ મોટા પગારવાળા ગોરા અધિકારીને પૈસાના ઢગલે ઢગલા આપીને એનો 'એક્ષ્ચેન્જ' નો ખાડો તો ભરી આપવો જોઇએ. એટલા માટે સરકારી તીજોરીમાં જો તાણાતાણ થાય તો કર નાખીને પણ પૈસા તો ઉભા કરવાજ જોઇએ. પણ એથી જો લેંકેશાયરને જરા મુશ્કેલી પડે તો રૂ ઉપર મહેસુલ નાખી શકાય. એને બદલે જાહેર બાંધકામોમાં કંઇક ઘટાડો કરીને અને દુષ્કાળફંડ જપ્ત કરી લઇને પણ કામ ચલાવી લેવાય.

એક બાજુથી ગોરા અધિકારીઓનું દુઃખ આંખે જોઇ શકાતું નથી, બીજી બાજુથી લેંકેશાયરને થતું નુકસાન પણ સહન થતું નથી અને આ બાજુએ વળી પચીસ કરોડ અભાગીઆનું દુઃખ પણ ના પાડી શકાય નહિ. ધર્મનીતિ આમ સંકટમાં આવી પડે છે.

અને પછી વર્તમાનપત્રોમાં કોલાહલ થઇ ઉઠે, માળા-લૂંટયાં પંખીની પેઠે સભામાં લોક કિલબિલ કિલબિલ કરી મૂકે, ત્યારે એ ગોરાને ભારે લાગી જાય.

કામ ન્યાયસર થયું નથી એમ લાગે અને રીતસર કામ કર્યા વિના કલંક ટાળી શકાય એમ નથી; એવી સ્થિતિમાં ધર્મની વાતો સંભળાવીએ તો વિષમ રાગ કરે. પછી બીજી કંઈ યુક્તિ રહે નહિ ત્યારે ઘુસ્સો મારવા ઉભો થાય. કેવળ માણસનેજ નહિ, ધર્મશાસ્ત્રની ઉપર પણ આંખ લાલ કરે.

ધારાસભાના મંત્રી અને માતબર સભાસદો છાતી ઠોકીને કહે છે કે, માત્ર ભારતવર્ષની સામે નહિ, પણ અંગ્રેજ રાજ્યની ઉપર નજર રાખીને જ્યારે કાયદા કરવા પડે, ત્યારે માત્ર આ દેશને થતા ન્યાય-અન્યાયનો વિચાર કર્યે પાલવે નહિ, અને કરીએ તો ટકે પણ નહિ. લેંકે-

શાયર એ કંઈ સ્વપ્નની વસ્તુ નથી. ભારતવર્ષનું દુ:ખ સાચું, તેમ લૅંકેશાયરનો લાભ પણ સાચો, અને લૅંકેશાયરનું બળ પાકું ! લૅંકેશાયરને છોડીને ધારાસભામાં કોઇ કાયદો કરીએ, પણ લૅંકેશાયર આપણને છોડે ? कंबल नहीं छोडता ॥ વાત સાચી છે કે કામળીના શરીરમાં જોર બહુ છે.×

ચારે બાજુની સ્થિતિને ગણકાર્યા વિના ઉતાવળે ઉતાવળે એકાદ કાયદો પસાર કરી દીધો; પણ તે અમલમાં મૂકવો એ જેવી તેવી વાત નથી, તેમ એ કાયદો રદ કરવાથી પણ માન રહે નહિ. નવાબની માફક એમ પણ ન કહેવાય કે, મને જેની જરૂર લાગશે તે કરીશ; ને બીજી બાજુએ ન્યાયબુદ્ધિમાં આવે તે કરતાં પણ વાંધા પડે. પરિણામે આ સંકટ દશાની વાત કોઇને કરતાં પણ શરમ આવે. ખરેખર, આ દુ:ખની વાત છે.

આવી સ્થિતિમાં જ્યારે આપણે દેશી સભાઓમાં ને દેશી છાપાંમાં કોલાહલ કરવા માંડીએ, ત્યારે સાહેબ લોક વચ્ચે વચ્ચે આપણને સોટી દેખાડવા મંડે અને સરકાર જો કે આપણે શરીરે હાથ લગાડતાં સંકોચાય, પણ તેના નાના નાના અધિકારીઓના હાથમાં એક વાર કોઇ કારણે આવી પડયા તો છોડે નહિ; તેમજ આ દેશમાંના અંગ્રેજનાં મોટાં મોટાં છાપાં, એક થઈ ગયેલાં કૂતરાંની પેઠે દાંત દેખાડી આપણી સામે જોરથી, શ્વાસ ખાધા વગર ભસવા મંડી પડે. ભલે અમે તો જાણે ચૂપ રહ્યા, પણ તમારા પોતાને અટકાવી જુઓ જોઇએ ! સ્વાર્થની પરવા કર્યા વગર ધર્મની ધજા લઇને તમારા જ કેટલાક જણ ઉભા છે તેમને દેશવટો આપો જોઇએ ! તમારી જાતપ્રકૃતિમાંજ જે ન્યાયપરાયણતાનો

× એક નદીમા રીંછ તરતું જતું હતું. કાંઠા ઉપરનો એક માણસ તેને કામળી ધારી લેવા પડયો. રીંછની પાસે જઇ તેને બાથ ભીડી. રીંછે સામી બાથ મારી. ઘણુંય જોર કરે, પણ બહાર અવાય નહિ; કાંઠાના લોકે પૂછયું, આવતો કેમ નથી ? જવાબમાં તેણે કહ્યું, - कंबल नहीं छोडता ॥

આદર્શ છે તેની મશ્કરી કરીને દબાવી નાખો જોઇએ !

પણ એવુ બની શકશે નહિ તમારી રાજનીતિમાં ધર્મબુદ્ધિ જેવો એક સાચો પદાર્થ છે. કોઈ કોઈ વેળા તે જીતે, કોઈ કોઇ વેળા તે હારી જાય, પણ એને સમૂળી મારી નંખાય એમ નથી. આયર્લાંડ જયારે બ્રિટાનીઆ પાસે કોઈ હક માગે ત્યારે એ જેમ એક બાજુએ ખૂનની છરીઓ પથરા ઉપર ઘસવા મંડે, તેમ બીજી બાજુએ ઇગ્લાંડની ધર્મબુદ્ધિને પોતાની તરફ ખેંચી લેવાનો ઉદ્યોગ કરે. ભરતખંડ જયારે પરદેશી ધણીને બારણે પોતાનાં દુઃખ સંભળાવવા જવાની હિંમત કરે, ત્યારે તે પણ અગ્રેજની ધર્મબુદ્ધિને પોતાની મદદમાં લેવા પ્રયત્ન કરે.

પણ જ્યાં સુધી પાશ્ચાત્ય પ્રકૃતિની આ સચેતન ધર્મબુદ્ધિ કંઇક પણ જાગતી રહેશે, જ્યાં સુધી તેમના પોતાનામાંજ પોતાના સારાનરસાનો વિચાર કરનારા હશે, ત્યા સુધી આપણી સભા સમિતિઓ વધ્યા જશે, આપણાં વર્તમાનપત્રો બોલ્યા જશે. એથી બળી ઉઠેલો જેટલા ધમપછાડા વધારે કરશે, તેટલીજ આપણા ઉત્સાહની અને ઉદ્યમની માત્રા વધી જશે.

(૧૮૯૪)





# ૪-અપમાનનો વદલો

એક વાર કોઈ ઉંચી પદવીના બંગાળી અમલદારને ઘેર કોઈ કોલેજના અંગ્રેજ પ્રોફેસરને નોતર્યો. તે વખતે જ્યુરીના હકના બીલને માટે દેશમાં કોલાહલ મચી રહ્યો હતો.

જમી રહ્યા પછી નારીમંડળ પાસેના ખંડમાં આવ્યું ગયું, અને પુરુષમંડળમાં જ્યુરીના બીલની વાત નીકળી. અંગ્રેજ પ્રોફેસર બોલ્યા કે જે દેશના લોક અર્ધા સુધર્યા, અર્ધા ભણ્યા, જેમને ધર્મનીતિનો આદર્શ ઉંચો નહિ, તેમને જ્યુરીનો અધિકાર આપવામાં આવે તો એમને હાથે નુકસાન થઈ બેસે.

એ સાંભળીને મનમાં આવ્યું કે, અંગ્રેજ એટલો મોટો સભ્ય થઇ પડયો છે કે, આપણે હાથે સભ્યતાનું રક્ષણ થઈ શકે એ વાત એને બહુ મોટી લાગે છે. આપણો નૈતિક આદર્શ કેટલો ઉન્નત થયો છે કે કેટલો પાછળ રહ્યો છે તે તો હું જાણતો નથી, પણ એટલું તો જાણું છું કે જેને ઘેર મહેમાન થઈ મિષ્ટાન્ન ઠોકીએ, તેનાં ભાઈભાંડુનું ભુંડું બોલી અપમાન કરવું, એ આપણા દેશના આચારવિચારથી તો વિરુદ્ધ છે.

પ્રોફેસર સાહેબ બીજી એક વાત બોલ્યા, એ વાત માત્ર કડવી ને અસભ્યજ નથી, પણ કોઈ પાશ્ચાત્યને મોઢેથી નીકળે નહિ એવી છે. એ સાહેબ બોલ્યા કે જીવનની પવિત્રતા ઉપર હાથ નાખવો એ કલંક છે, એ વાતનું ભાન અંગ્રેજ કરતાં હિંદીને બહુજ ઓછું છે. એને પરિણામે ખુની સામે હિંદી જ્યુરરોના મનમાં જોઇએ એટલો તિરસ્કાર થતો નથી.

આ નીતિની વાત ચોખ્ખી કે ઝાંખી અંગ્રેજના મનમાં છે કે નહિ તે તો છાતી ઠોકીને કહી શકાય નહિ, પણ એટલું અનુમાન તો નક્કી કરી શકાય કે, પોતાની જાતિનાનો પ્રાણ તેઓ અત્યંત પવિત્ર માને છે. કોઇ અગ્રેજ હિંદીનું ખૂન કરે તો તો બેશક એ દુઃખી થાય–એને 'ગ્રેટ મિસ્ટેક' (મહાન ભૂલ) ને વળી 'ગ્રેટ શેમ' (ભારે શરમ) પણ માને એય બનવાજોગ છે, પણ એ પાપની શાન્તિ માટે યુરોપિયનનો પ્રાણ દેવાનું એને કદી યોગ્ય લાગે નહિ. એના કરતાં નાની શાન્તિ જો કાયદામાં લખાઇ હોત, તો હિન્દીના ખૂન માટે શાન્તિ કરવાનું અંગ્રેજને બહુ સહેલું થઈ પડત. જે જાતિને પોતાના કરતાં અનેકગણી હલકી માને, એ જાતિ સંબંધે કાયદાના ધારામાં અપક્ષપાત હોવા છતાં, ન્યાયાધીશના અંતઃકરણમાં અપક્ષપાત રહેવો કઠણ થઇ પડે. એવે પ્રસંગે તો પુરાવાની જરા પણ ખામી કે કાયદાના શબ્દોમાં જરા પણ કાણું હોય તે એવડું મોટું થઇ જાય કે તેમાં થઈને ખુની ઝડપ લઇને બહાર નીકળી જાય.

આપણા દેશના લોકની અવલોકન કરવાની ને વાતો યાદ રાખવાની શક્તિ એટલી સાફ અને બળવાન નથી, આપણા સ્વભાવમાંજ માનસિક શિથિલતા અને કલ્પનાની અસ્તવ્યસ્તતા છે, એ દોષ સ્વીકારી લેવો પડે છે. એક બાબત આવી પડતાં તેની પહેલાં તે પ્રકારની સમસ્ત હકીકતોની છાપ આપણા મન ઉપર રહે નહિ, તેથી આપણે એનું વર્ણન કરવા જઇએ, ત્યારે અસંગત અને ઉલટપાલટ વાતો કરી નાખીએ. કચેરીમાં ભય દેખાડાય કે તર્કથી પજવાય ત્યારે હકીકતોની આપણી દોરી તૂટી જાય. આથી આપણા દેશી સાક્ષીઓની વાતોમાંથી સાચુજૂઠું ચોખ્ખી રીતે તારવી કાઢવાનું કામ પરદેશી ન્યાયાધીશને હંમેશાં કઠણ પડે છે. તેમાંએ વળી હલકી નીતિના, હલકા પેટના, હલકા મનના, નબળા હિન્દીના 'પ્રાણની પવિત્રતા' સ્વદેશીના પ્રાણની પવિત્રતા કરતાં અનેકગણી હલકી અંકાય, ત્યારે તો અગ્રેજ ન્યાયાધીશને પૂરતાં પ્રમાણ મળવાં સંભવેજ નહિ. આમ એક તો આપણા

ઉઠતો સાંભળ્યો નથી.

પણ આપણા પ્રત્યે ગોરા અમલદારની આવી અવગણના છે, એને માટે ખાસ કરીને તો આપણે પોતે જવાબદાર છીએ. કારણ કે એ વાત આપણે કદી વિસરવી જોઈતી નથી કે, કાયદાની મદદથી કઈ માન વધે નહિ, માન તો આપણા પોતાના હાથમાં છે. આપણે સભાઓ ભરીને નાકમાંથી ઉંચે સ્વરે ફરિયાદો કરવા માંડી છે, તેથી તો આપણું માન વધવાને બદલે ઘટે છે.

એક દાખલો લ્યો. ખુલનાના મેજીસ્ટ્રેટે અરજી લખનારનું ખૂન કર્યું. પહેલેથી જ બોલી રાખવું જોઈએ કે ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ બેલ સાહેબ ઘણા દયાળુ અને ઉદારચરિત સાહેબ છે તથા હિંદી લોક તરફ તેમને બેપરવાઈ ને અવગણના નથી. હું માનું છું કે, અરજી લખનારને એણે જે માર્યો તે અભિમાની પાશ્ચાત્ય પ્રકૃતિની હઠને લીધેજ, બંગાળીના તિરસ્કારને લીધે નહિ. જઠરની આગ જ્યારે સળગે ત્યારે સામાન્ય કારણથી પણ, ગમે તો બંગાળી હોય કે ગમે તો ગોરો હોય, પણ તેનો ક્રોધ સળગી ઉઠે. આમ આ પ્રસંગમાં પરદેશીના દ્વેષની વાત ઉભી કરવી ઠીક નથી.

પણ ફરિયાદપક્ષના બંગાળી બારિસ્ટરે આ મુકદ્દમા વખતે વારંવાર જણાવ્યું કે, અરજી લખનારનું ખૂન કરવું અંગ્રેજને ઘટતું નથી, કારણ કે, બેલ સાહેબ જાણતો હતો— અથવા એણે જાણવું જોઈતું હતું કે, અરજી લખનાર તેને સામો મારી શકે એમ નહોતો.

આ વાત જો સાચી હોય તો શરમ તો લાગવી જોઇએ....ને ! અને એની દેશજાતિને કારણે, ક્રોધમાં સામાને મારી બેસવું એ મરદની નબળાઈ, પણ માર ખાઇને સામો બદલો આપ્યા વિના માત્ર રોયા કરવું એ તો નામર્દની નબળાઈ. એમ કહી શકાય કે, અરજી લખનાર જો સામો સાહેબને મારત તો બેલ સાહેબ સાચા પાશ્ચાત્ય સ્વભાવ પ્રમાણે એને માટે ઉંચો મત બાંધત.

અનેક અપમાન વેઠીને પણ એક અરજી લખનાર કોઇ ગોરાને સામો મારી શકે નહિ, એ સાચેસાચી વાત વિનાસંકોચે સ્વીકારવી અને તેને આધારે અંગ્રેજને દોષિત ઠરાવવો એ તો મારા મત મુજબ કેવળ નકામું ને વળી શરમાવનારૂં લાગે છે.

માર ખાવના કેસમાં કાયદેસર અરજી કરનારને જે બદલો મળવો જોઈએ, તેમાંથી તલમાત્ર ઓછો ન મળે તે બાબત આપણું ચોક્કસ ધ્યાન બેશકજ રહેવું જોઈએ, પણ તેના માર ઉપર અને અપમાનની વેદના ઉપર સમસ્ત દેશના લોક ટોળે મળી આહા-ઉંહું કરે અને પરદેશીને માત્ર ગાળો ભાંડે તે મને રૂચતું નથી. બેલ સાહેબનું કામ સાફ નથીજ, પણ અરજી લખનારનું અને તેની પાસેના બધા લોકનું આચરણ પણ નિંદવા જેવું ગણાય અને ખુલનાના બંગાળી બારીસ્ટરનું આચરણ તો અધમ, અન્યાયભર્યું ને તેથી સૌ કરતાં ભ્રષ્ટ છે.

થોડા વખત ઉપર એનાજ જેવો બનાવ પબનામાં બન્યો. ત્યાંની નદીના ઉતારઘાટ મ્યુનિસીપાલીટીના કોઇ બ્રાહ્મણ અધિકારીએ પોલીસ સાહેબના પંખાવાળાનું તથા પાલખીવાળાનું નાકું માગ્યું, તેથી પોલીસ સાહેબે ત્યાંજ એને સીધું જોખ્યું. બંગાળી માજીસ્ટ્રેટે એ ગોરા આરોપીને કોઇ રીતે દંડ ન દેતાં સૂચના આપી છોડી દીધો. પણ જો એ પંખાવાળાએ આ કેસમાં એ બિચારા બ્રાહ્મણનું કામ દીધું હોત, તો તેને દંડયા વગર છોડત નહિ.

જે કારણથી બંગાળી માજીસ્ટ્રેટ, પ્રબળ અંગ્રેજ અધિકારીને સૂચના આપી છોડી દે ને નિર્બળ બંગાળી અપરાધીને દંડ કરી દે, એજ કારણ આપણી જાતિના મર્મમર્મમાં પેસી ગયું છે. આપણી જાતિને આપણે હાથે જે માન આપી શકીએ નહિ એ માન ભીખમાગ્યે આપણને અંગ્રેજ આપી દેશે એવી આપણે આશા રાખીએ છીએ, ઇચ્છા કરીએ છીએ!

એક બંગાળી ચૂપચાપ માર ખાય અને બીજા બંગાળી ઉભા ઉભા જોયા કરે તથા એ અપમાનનો બદલો બંગાળી મારફતે લેવાની પણ આશા નહિ, એ હકીકત કબૂલ કરતાં બંગાળીને શરમ પણ આવે નહિ ત્યારે સમજવું કે, ગોરાને હાથે માર ખાવાનું મૂળકારણ આપણા પોતાનામાંજ છે–સરકાર કોઈ કાયદા વડે, કોઇ ન્યાય વડે એ દૂર કરી શકે નહિ.

ગોરાએ કરેલાં અપમાનની આપણે વાતો સાંભળીએ છીએ, ત્યારે ક્રોધ કરીને બોલીએ છીએ કે, ગોરાના પ્રત્યે તો કોઈ ગોરો આવું કરતો નથી. વાત સાચી છે, પણ ગોરાના ઉપર રાગ કરવાને બદલે પોતાના ઉપરજ રાગ કર્યે કંઈક સારૂં ફળ આવે. જે જે કારણથી ગોરા બીજા ગોરાના શરીર ઉપર હાથ ઉંચકવાનું સાહસ કરી ન શકે, તે જ કારણને જોરે આપણે પણ ચાલીએ તો પછી નાકમાંથી સૂર કાઢીને રોવાનો વખત રહે નહિ.

બંગાળી બંગાળીની સાથે કેવો વર્તાવ કરે છે તે પણ પહેલેથી જોવું જોઇએ. કારણ કે આપણું બધું શિક્ષણ ત્યાંથીજ શરૂ થાય છે. આપણે શું આપણા નોકરને મારતા નથી? આપણા તાબાના લોક પ્રત્યે ઉદ્ધત થતા નથી? નીચ જાતના લોકનાં અપમાન કરતા નથી? આપણો સમાજ ઉંચી નીચી નાતોમાં વહેંચાઇ ગયો છે. જે માણસ જરા પણ ઉંચી નાતમાં જન્મ્યો હોય છે, તે નીચેની નાતવાળો વાળા પાસેથી માનની આશા રાખે છે. નીચેની નાતનો તલમાત્ર પણ પોતાની સ્વતંત્રતા દેખાડે તો ઉપરની નાતનાને અસહ્ય થઈ પડે છે. ઉજળી વર્ણના લોકને હિસાબે તો ખેડુત માણસ પણ નથી. બળવાનની સામે નિર્બળ નમીને ચાલે નહિ તો એની કેડો ભાંગી નાખવાનો લાગ શોધે. સિપાઇની ઉપર જમાદાર, ને જમાદારની ઉપર ફોજ-દાર માત્ર સરકારની નોકરી કરીને છૂટો ના રહે, કેવળ પોતાની પોઝીશનનું–મરતબાનું–માન ભોગવીને ધરાય નહિ, પણ એને નીચાની ગુલામગીરી પણ જોઇએ. સિપાઇની આગળ

જમાદાર રાજા, ને જમાદારની આગળ ફોજદાર રાજા; તેજ પ્રમાણે આપણા સમાજમાં નીચેના પાસે ઉપરના ઠેઠ સુધીના માન માગે. આવા માન આપવાના ભારથી દબાઇ જઈ આપણામાં હાડમાંસ સુધી ગુલામગીરીનો ભય પેસી ગયો છે. આપણા જન્મકાળથી ચાલતા આવેલા આ અભ્યાસે અને રોજ રોજ ચારે બાજુ બનતા બનાવોથી આંધળા થઇને આપણે ચાલીએ છીએ. તેને કારણે સ્વભાવથીજ એવા બની ગયા છીએ કે નીચેના ઉપર જુલમ ગુજારીએ છીએ, સરખાની અદેખાઇ કરીએ છીએ, ને ઉપરનાની ગુલામગીરી કરીએ છીએ. રોજ રોજના આ શિક્ષણમાં જ આપણા વ્યકિતગત અને જાતીય અપમાનનું મૂળ રહેલું છે. ગુરુની ભકિત, પ્રભુની સેવા અને લોકમાન્યને યથોચિત માન આપવું, એ તો મનુષ્યમાત્રનો ધર્મ છે. ને તે ધર્મનું જતન કરવુંજ જોઇએ. પણ આપણો ગુરુ, આપણો પ્રભુ, આપણો રાજા પોતાની મર્યાદા છોડીને આપણી પાસેથી તેમને જોઈતું કઢાવવાનો પ્રયત્ન કરે અને તે આપણે આપી દઇએ તો તેનું અને આપણું બંનેનું મનુષ્યત્વ ભાગે. એટલાજ કારણે આપણું મનુષ્યત્વ ભાગી ગયું છે અને એટલાજ કારણે અંગ્રેજ અંગ્રેજ સાથે જે રીતે વર્તે તે રીતે આપણી સાથે વર્તે નહિ.

ઘરના ને સમાજના શિક્ષણથી પાછા જ્યારે આપણે મનુષ્યત્વ પામીશું, ત્યારે અંગ્રેજ આપણું માન રાખતાં શીખશે, અપમાન કરતાં પાછો ભાગશે. અંગ્રેજ સરકાર પાસે આપણે અનેક વાતોની આશા રાખી શકીએ, પણ કુદરતના નિયમને ઉલટાવી નાખવો, એ એમના હાથની વાત નથી. નબળાને મારવો ને અપમાન આપવું એ તો સંસારનો સ્વાભાવિક નિયમ છે. આપણે આજે નબળા પડયા છીએ ને તેથી એ મારે છે એમાં એમનો શો વાંક?

(૧૮૯૫)



# ૯–સાચા ન્યાયનો અધિકાર

વર્તમાનપત્રના વાંચનારાને ખબર હશે કે, થોડા વખત ઉપર સતારા જીલ્લાના વાઈ નામે નગરમાં તેર આબરૂદાર હિન્દુઓ જેલમાં ગયા છે. તેમણે વખતે ગુન્હો કર્યો હશે અને સજા પણ કાયદેસર થઈ હશે. પણ આ બનાવથી સમસ્ત હિંદુ સમાજના હૈયામાં ઘા લાગ્યો છે, અને એ ઘા લાગવાનાં કારણ પણ છે.

એ નગરમાં મુસલમાન કરતાં હિન્દુની વસતી બહુ વધારે છે, અને આપસઆપસમાં કશો વિરોધ પણ નથી. એક મુસલમાન સાક્ષીએ કોર્ટમાં પણ કહ્યું છે કે, એ ગામમાં હિન્દુ સાથે મુસલમાનને કંઈ વાંધો નથી–ત્યારે વાંધો છે હિન્દુ સાથે સરકારને.

અશાન્તિની શંકા લાવીને માજીસ્ટ્રેટે અકસ્માત્ એક પૂજાપ્રસંગે હિન્દુઓને વાજાં વગાડવાની મનાઇ કરી દીધી. હિંદુઓ આપદામાં આવી પડયા. રાજાની ને દેવની બેયની પૂજા કરવા જાય તો કોઈની થાય નહિ; પણ તોય તેમણે અનેક દિવસથી વાજાંનો મોટો ડોળ ચાલતો આવતો હતો તે બંધ કરી માત્ર થોડાં વાજાંથી કોઇ રીતે ઉત્સવ પૂરો કર્યો. એથી દેવ સંતોષ પામ્યા હશે કે કેમ એ તો કોણ જાણે; પણ માજીસ્ટ્રેટ તો કોપે રાતાપીળા થઇ ગયા. નગરના તેર આબરૂદાર માણસોને જેલમાં દેવપૂજા કરવા ઠોકી દીધા.

હાકેમ ખૂબ જબરદસ્ત, કાયદો ખૂબ કઠણ, કાયદાનો અમલ ખૂબ કડક, પણ એથી હમેશની શાન્તિ થઇ કે નહિ તે માટે શંકા છે. એથી તો જ્યાં વિરોધ નથી ત્યાં વિરોધ

રોપાય, જ્યાં દ્વેષનું માત્ર બીજ છે, ત્યાં એ બીજ ઉગી નીકળે, જોરથી શાન્તિ સ્થાપતાં ઉલટી અશાન્તિ ફાટી નીકળે.

સૌ જાણે છે કે જંગલી લોક વૈદું જાણે નહિ, ત્યારે રોગીને ભૂત વળગ્યું છે એમ માની તેને ઝાડી-ઝપટી એ રોગ-ભૂત કાઢવા મંડી જાય. તેઓ કોલાહલ કરી મૂકે, નાચે ને રોગીને મારે, પ્રલયકાંડ મચાવી મૂકે. અંગ્રેજ પણ હિન્દુ-મુસલમાનના વિરોધરૂપ રોગનું એ જંગલી લોકના જેવું ઓસડ કરે, તો રોગીનું મોત થાય; બાકી રોગ તો કોઇ રીતે ટળે નહિ. એક ભૂતને ઝાડીઝાપટીને કાઢવા જતાં બીજું ભારે ભૂત આવી પડે, અને એને તો કોઇ રીતે કાઢી શકાય નહિ.

અનેક હિન્દુ માને છે કે, વિરોધ મટાડવો એ સરકારનો અંદરનો અભિપ્રાય નથી. કોંગ્રેસ વગેરેને લીધે હિંદુ મુસલમાન ધીરે ધીરે એક રસ્તે ચઢે છે એટલાજ માટે સરકાર એ બે ધર્મવાળાઓમાં ભેદ જગાવે છે, અને મુસલમાન મારફત હિંદુને દબાવી મુસલમાનને સંતોષવાની અને હિંદુઓને વશ કરવાની એની ઇચ્છા છે.

વળી લૉર્ડ લેન્સડાઉનથી માંડીને લૉર્ડ હેરિસ સુધીના સૌ કહે છે કે, એવી વાત જે મોઢે બોલે, તે પાખંડી–જુઠાબોલો.

× × × ×

આપણે પણ એમની એ વાતનો અવિશ્વાસ કરતા નથી. કોંગ્રેસ ઉપર સરકારની બહુ પ્રીતિ ન હોઇ શકે, અને મુસલમાન હિન્દુની સાથે મળીને કોંગ્રેસ બળવાન ન બનાવે એવી ઇચ્છા પણ તેમની હોય એ પૂરી રીતે સંભવે છે. તોપણ રાજ્યના બે મુખ્ય સંપ્રદાય વચ્ચે વિરોધ રોપી દેવો એ કોઇ લાંબી નજરવાળી સરકારનો ઇરાદો હોય નહિ. જુદાઇ હોય એ તો સારી, પણ એ જુદાઇ રાજ્ય-કારભારમાં શાન્ત હોય તો ઠીક પડે. સરકારનું દારૂખાનું હાથ લગાડતાં તો ઠંડું છે, પણ તેની સળગી ઉઠવાની શક્તિ કંઇ નાશ પામી નથી. હિન્દુ–મુસલમાનની અંદરની

જુદાઇ, સરકારના રાજ્યકારભારની છાવણીમાં એ દારૂની પેઠે ફ'ડી રહે એવો અભિપ્રાય સરકારનો હોય એ સંભવે છે.

એજ કારણે હિન્દુમુસલમાનની ગાળાગાળી સાંભળીને સરકાર હાલતીચાલતી નથી, પણ મારામારી એમના કારભારમાં હરકત કરે તેથી તેવે સમયે ઉંચીનીચી થાય છે.

એ તો હમેશ જોઇએ છીએ કે, બે પક્ષમાં જ્યારે વાંધો ઉઠે અને શાન્તિભંગ થશે એવી શંકા આવે ત્યારે માજીસ્ટ્રેટ ઝીણી નજરે વિચાર કરી વાંધો પતાવે નહિ, પણ બંને પક્ષનાને સરખી રીતે દબાવી દેવાનો પ્રયત્ન કરે; કારણ કે સાધારણ નિયમ તો એ છે કે, એક હાથે તાળી પડે નહિ. પણ હિન્દુમુસલમાનના વિરોધની બાબતમાં તો ઘણા માને છેજ કે, હિન્દુઓને વધારે દબાવવામાં આવે છે, અને મુસલમાનને ઘણું કરીને લાભજ થાય છે. એમ માનવાને કારણે બંને સંપ્રદાય વચ્ચે વળી વધારે વૈર થાય છે. અને જે ઠેકાણે કદીયે કશો પણ વિરોધ હોય નહિ ત્યાં પણ બિલકુલ નકામી શંકા આણીને સરકાર એક પક્ષના કાયમના હકો લઇ લે છે, ને તેથી બીજા પક્ષની સ્પર્ધા ને સાહસ વધારી મૂકે છે તથા કાયમનાં વિરોધનાં બીજ વાવે છે.

હિન્દુઓ ઉપર રાગ કરવાનું સરકારને કાંઇ ખાસ કારણ હોઇ શકે નહિ, પણ સરકારની માત્ર પૉલીસીથી સરકારનું રાજ્ય ચાલે ના; પ્રકૃતિનો નિયમ બધે સરખો છે. સ્વર્ગલોકમાં પવનદેવનો કોઇ પ્રકારે ખરાબ હેતુ હોઇ શકે નહિ, તોપણ ગરમીના નિયમને વશ થઇને મૃત્યુલોકમાં પોતાના ઓગણપચાસ વાયુને છોડી મૂકે છે. સરકાર સ્વર્ગલોકની ખબર તો બરાબર જાણી શકતી નથી, એ બધી ખબર તો લૉર્ડ લેન્સડાઉનને ને લૉર્ડ હેરિસને હશે, પણ આપણે આ લોકમાં ચારે બાજુએથી વાવાઝોડાં છૂટે છે એ સારી રીતે જાણીએ છીએ. સ્વર્ગધામમાંથી 'બીતા ના, બીતા ના' એવા નાદ વારંવાર ઉઠે છે, પણ આજુબાજુના વાયુગણમાં વારંવાર ભારે ગરમી ચઢી ગયેલી જોઇએ છીએ.

મુસલમાનો પણ જાણે છે કે, એમને માટે નિષ્ફળ વાટ જોઇ રહ્યો છે; આપણને પણ જાણીને કંપારી છૂટે કે કારણ હાથમાં ગદા લઇને જમદૂત બેઠો છે, અને વળી એ જમદૂતને ખોરાકી આપણી હાંલ્લીમાંથી કાઢીને આપવી પડશે.

હવાની ગતિને આપણે પારખી ગયા છીએ, એનું કંઇ કારણજ નથી એમ તો નથી. થોડાક વખત ઉપર 'સ્ટેટસમેન' પત્રમાં સરકારના કોઇ ઉંચા માનવંતા ગોરા સાહેબે લખ્યું હતું કે, આજકાલ સાધારણ એંગ્લો ઇંડિયનના મનમાં હિંદુઓ સામે દ્વેષભાવ દેખાય છે ને મુસલમાન ઉપર વાત્સલ્યભાવ દેખાય છે. મુસલમાન ભાઇના મોં ઉપર ગોરાના સ્તનમાંથી જ્યારે આટલું દૂધ છૂટે છે, ત્યારે તો આનંદ થાય છે. પણ જ્યારે અમારા ઉપર માત્ર પિત્તજ છોડવામાં આવે ત્યારે એ આનંદ શુદ્ધ હૃદયે સાચવી રાખવો એ તો મુશ્કેલજ છે.

માત્ર રાગદ્વેષને કારણે પક્ષપાત અને અન્યાય થઈ શકે એવું તો નથી. બીકથી હાથ કંપે, ને તેથી પણ ન્યાયના ત્રાજવાની દાંડી હાલી જાય. અમારા મનમાં શંકા થાય છે કે, ગોરા મુસલમાનથી કંઇક કંઈક ડરે છે. એટલા જ માટે રાજદંડ મુસલમાનને શરીરે તો માત્ર ઘસાય છે, પણ હિંદુને તો માથા ઉપર જોરથી પડે છે.

એનું જ નામ 'હુંડીને મારી વહુને શીખવવાની' રાજનીતિ. હુંડીનો વાંક પડશે ખાણીએ તો એ સહન કરી લે, પણ વહુ તો પારકા ઘરની કન્યા. ઘટતી સજા કરતાં પણ એને શરીરે હાથ લગાડો તો એ ફજેતી કરે. વળી ન્યાય કરવાનું કામ પણ ઘરધણીઆણીથી એકે વારે તો બંધ થાય ના. જ્યાંથી વાંધો જલદી ન ઉઠે ત્યાં શક્તિ અજમાવાય તો ફળ તરત થાય, એ વાત શાસ્ત્રપ્રમાણ છે. એટલા માટે હિન્દુમુસલમાનના ઝગડામાં બિચારા બાપડા, સંપવગરના, કાયદો-બેકાયદો સહી લેનારા હિંદુને દબાવી દીધા એટલે ઝટ નિકાલ આવ્યો. આપણે એમ કહેતા નથી કે,

સરકારની એ નીતિ છે, પણ સ્વાભાવિક રીતે, જાણ્યે અજાણ્યે-
જ કામ એ રસ્તે કરાય. નદીનું વહેણ કઠણ માટીથી ભાગી
પોચી માટીને તોડી વહી જાય.

આથી હજાર રીતે ધર્મની વાતો કહેવા છતાં પણ
સરકાર એનાથી દૂર થઈ શકે એમ માની શકતી નથી.
આપણે કૉંગ્રેસો ભરીએ છીએ, વિલાયતમાં આન્દોલન કરીએ
છીએ, અમૃતબઝાર પત્રિકામાં લેખો લખીએ છીએ, દેશના
ઉપરથી નીચે સુધીના સૌ અધિકારીઓનાં કામ ઉપર ટીકા
કરીએ છીએ, અનેક વાર તેમને બરતરફ કરાવી શકીએ
છીએ અને ઇંગ્લાંડમાંના અપક્ષપાતી ગોરાઓની મદદ લઈ
ભારતના રાજ્યકારભારીઓ વિરુદ્ધ વહીવટમાં અનેક સુધારા
કરાવી શકીએ છીએ. આપણાં એ કામથી અંગ્રેજ એટલો
બળી ઉઠ્યો છે, કે રાજ્યવહિવટના મોટા તીસમારખાં ને
બડેખાં પણ વચ્ચે વચ્ચે આગ ઓકી જાય છે. બીજી
બાજુએ રાજશક્તિને કારણે ભ્રષ્ટ થઈ પડી કૉંગ્રેસના રસ્તા-
માં ફાચર થઈ પડે છે. આ સૌ કારણોથી ગોરાના મનમાં
વિકાર થઈ ઉઠ્યો છે. સરકારને આમાં કંઈ હાથ નથી!

માત્ર આટલું જ નથી. કૉંગ્રેસ કરતાં પણ ગોરક્ષણી
સભાઓ રાજકર્તાના મનને વધારે ગભરાવે છે. એ જાણે છે
કે, ઇતિહાસની શરૂઆતથી આજસુધી આત્મરક્ષણને માટે
હિંદુ જાતિ કદી એક થઈ નથી, ને હિંદુજાતિ ગોરક્ષાને
માટે એક થઈ શકે તેથી એ કારણે હિન્દુમુસલમાન વચ્ચે
વિરોધ ઉભો થયો, ત્યારે સ્વાભાવિક રીતે જ અંગ્રેજનું મન
હિન્દુ ઉપર બળી ઉઠ્યું. ત્યારે એ વિરોધમાં કયો પક્ષ
વધારે અપરાધી છે, અથવા બેય પક્ષ થોડે ઘણે અંશે
અપરાધી છે કે નહિ, તે પક્ષપાત વિના શાંતચિત્તે વિચાર
કરી લેવાની અંગ્રેજની શક્તિ બહુ ઓછી હતી. એવે વખતે
તેઓ ડરી જઈને અમુક રાજનૈતિક સંકટ કેમ દૂર કરી
દેવું એ તરફ જ વધારે નજર રાખી હતી. ‘અંગ્રેજનો ભય’
એ લેખમાં મેં સાંતાલ લોકને દબાવી દેવાનું ઉદાહરણ
આપી દેખાડ્યું હતું કે, બીક લાગે એટલે ન્યાય વિચાર-

વાની ધીરજ રહે નહિ, ને જેઓ જાણ્યે અજાણ્યે બીકનું કારણ થઈ પડે, તેમના ઉપર તૂટી પડે એ કારણે, સરકાર નામનું જંત્ર ગમે એટલું બળનું રહે, પણ તેના નાનામોટા જંત્રીઓ ભયથી ઉંચાનીચા થઇ ઉઠે. આ વાતની તેઓ વારંવાર ના પાડે છે, પણ એનાં લક્ષણ આજસુધી અનેક વાર દેખાયાં છે અને હજીએ દેખાય છે. અને સાધારણ એંગ્લો ઇંડિયનના મનમાં, જુદાં જુદાં સ્વાભાવિક કારણે એક વાર વિકાર પેદા થયો તેનું જે ફળ ફળવું જોઇએ તે ફળ્યા વિના રહેજ નહિ. કેન્યુટ જેમ સમુદ્રનાં મોજાં ઉપર અંકુશ રાખી શકયો ન હતો, તેમજ સરકાર પણ સ્વાભાવિક નિયમ ઉપર અંકુશ રાખી શકે નહિ.

ત્યારે પ્રશ્ન ઉઠે છે કે, ભલા આ ફોકટ હિલચાલ કરવાથી અને વળી આ લેખ લખવાથી પણ ફાયદો શો ?

સરકાર પાસે દયાભાવે કે અભિમાનભાવે ભીખ માગવા માટે લેખ લખવાની જરાય જરૂર નથી, એ વાત તો હજાર હજાર વાર હું કબૂલ કરૂં છું. મારો આ લેખ મારા જાતભાઈઓને માટે છે. આપણી જાત ઉપરનો અન્યાય ને જુલમ દૂર કરવાનું આપણી જાત સિવાય બીજા કોઇના હાથમાં નથી.

કેન્યૂટે સમુદ્રનાં મોજાંને જ્યાં થોભવાનું કહેલું, ત્યાં એ મોજાં થોભ્યાં નહિ–જડ શક્તિના નિયમને વળગી યથાયોગ્ય ઠેકાણે જઇને અથડાયાં. કેન્યૂટ મોઢાના શબ્દો બોલવાથી કે મંત્રો ભણવાથી એ મોજાંને અટકાવી શકે નહિ, બાંધ બાંધીને તેમને સહજે અટકાવી શકે.

સ્વાભાવિક નિયમને અનુસરીને આપણા ઉપર પડતા ઘાને અર્ધે રસ્તે જઇ રોકવા હોય તો આપણે બાંધ બાંધવો પડે–આપણે બધાએ એક થવું પડે. સૌએ એક હૃદયના થઇ એકને થયેલી વેદના સૌએ સરખી માની લેવી જોઇએ.

દળ બાંધીને આપણે બંડ કરવું છે એમ નથી; એવી

# ६—भाषणबंधी*

આજે હું જે ભાષામાં લેખ વાંચવા ઉભો થયો છું તે ભાષા જો કે છે તો બંગાળીની ભાષા, દુર્બળની ભાષા, જિતાયલી જાતિની ભાષા, પણ તે ભાષાથી આપણા રાજકારભારીઓ ભડકે છે. તેનું એક કારણ એ છે કે, તેઓ એ ભાષા સમજતા નથી. અને જ્યાં અજ્ઞાનનું અંધારૂં, ત્યાંજ આશંકાનું ભૂત.

કારણ ગમે તે હોય, પણ જે ભાષા આપણા રાજકારભારીઓ સમજતા નથી અને જે ભાષાથી તેઓ મનમાં ને મનમાં ડરતા રહે છે, તે ભાષામાં એમને માટે બોલતાં એથીયે વધારે હું ડરૂં છું. કારણ કે આપણે શા ભાવે શું બોલીએ છીએ, આપણે માત્ર ન વેઠાતી વેદનાની વરાળ કાઢીએ છીએ કે સ્પર્ધાના ઉદ્‌ગાર કાઢીએ છીએ તેનો ન્યાય કરવાનું કામ એમનું છે, અને એ ન્યાયનું ફળ કંઇ જેવું તેવું નથી.

આપણે બંડખોર નથી, વીર નથી; મને લાગે છે કે મૂર્ખ પણ નથી. ઉંચા થયેલા રાજદંડ નીચે પીલાઇને કમોતે મરવા પણ રાજી નથી. પણ આપણા દંડધારી રાજપુરુષો ભાષાના સીમાડાની હદ બાંધીને શાન્ત બેઠા છે કે નહિ તે હું બરાબર જાણતો નથી. હું એ પણ જાણતો નથી કે, સીમાડો ક્યાં આગળ ઓળંગવાથી રાજપુરુષનો દંડ મારા ઉપર આવી

---

* 'સીડીશસ બિલ' પસાર થવાનું હતું તે પ્રસંગે ટાઉન હૉલમા વાંચેલો નિબંધ.

પડી મને લોચલેગો કરી નાખશે? આમ ઉભી કરેલી શંકાને કારણે ચાલુ કરી દીધેલા આંધળા ફોજદારી કાયદાની સીમા ઓળંગાતાં, બળતું ઉંબાડિયું પડે તેમ, રાજદંડ તૂટી પડે અને તેથી નિર્બળ જીવને જ્યાં ત્યાં જ્યારે ત્યારે સાવધાન રહેવું પડે. આવે ઠેકાણે તો સર્વ રીતે ચૂપ રહેવું એજ સુબુદ્ધિનું કામ છે; અને આપણા આ અભાગીઆ દેશમાં અનેક જણ કર્તવ્યક્ષેત્રમાંથી દૂર ખસી છાનામાના એ નિર્ભય સુબુદ્ધિ પકડી લેશે, એવાં લક્ષણ અત્યારથીજ દેખાવા લાગ્યાં છે-આપણા દેશના સભા ગજાવનારા પ્રચંડ સિંહનાદે, અંગ્રેજોના ચિત્તને પણ ચંચળ કરી મૂકતા તે કોતરમાં પેસી પોતાની વાચા ઉપર સંયમ રાખવાની સાધના સાધશે, એવો પણ એક સમય આવી પહોંચ્યો છે-એવે સમયે અભાગીઆ દેશની મૂંગી વેદના જણાવવાને રાજદ્વારે જવાનું સાહસ કરે એવા સાહસી દેશબંધુઓ દુર્લભ થઈ પડશે. શાસ્ત્રમાં લખ્યું છે કે राजद्वारे श्मशाने च यस्तिष्ठति स बान्धवः। તોય પણ શ્મશાન જ્યારે એટલું બધું રાજદ્વારની પાસે આવી પડ્યું છે ત્યારે બીકણ બંધુને માફી આપવી પડે.

બેશક, રાજા રીસાયે આપણે એટલા બધા બીએ નહિ, એવો આપણો સ્વભાવજ નથી. પણ રાજા કેમ આટલો બધો આપણાથી બીએ છે એ પ્રશ્નથીજ આપણને આટલો ગભરાટ છૂટે છે.

જો કે અંગ્રેજ આપણો એકેશ્વર રાજા છે, અને એની શક્તિ પણ અપરમપાર છે, તોપણ ભડકયા ને ભડકયા રહે છે. એ પળે પળે જોઇને આપણને નવાઇ લાગે છે. બહુ છેટે રશિયાનાં પગલાંના અવાજના ભણકાર વાગે કે તેઓ કેવા ચમકી ઉઠે છે તે આપણે જોઇએ છીએ, ને તેથી વેદના થાય છે; કારણ કે દરેક વાર એમનું હૃદય ભડકી ઉઠે ને ભારતલક્ષ્મીના ખાલી ભંડારનાં તળીઆં ખખડે, આપણા ગરીબ પીડાતા કંગાળ દેશના ચોખાના કોળીઆ પળવારમાં તોપના ગોળા બની જાય-એ ખોરાક આપણને જલદી પચે એવો નથી.

બહારના પ્રબળ શત્રુથી એમ ચમકીને સાવધાન રહેવું પડે છે, એ કદાચ સકારણ હશે; પણ એ છાની હકીકતો અને ગુંચાયલા તત્ત્વની આપણને કશી ખબર નથી.

પણ થોડા દિવસથી ઉપરાઉપરી કેટલાક અણધારેલા બનાવો આપણે એકદમ જોવા લાગ્યા છીએ. એ બનાવો વગર બોલ્યે ચાલ્યે અને વગર કારણે આપણને બીવડાવે છે. આપણે પોતે જ ભયંકર! શું આશ્ચર્ય! આની તો આપણને કદાપિ શંકા ન હતી.

એવામાં એક દિવસ આપણે જોયું કે સરકાર એકદમ ચમકીને પોતાની પુરાણી દંડશાળામાંથી કદી નહિ વાપરેલી કેટલીક સખત નિયમની પ્રચંડ સાંકળો બહાર તાણી તાણી એનો કાટ ઘસી ઘસીને સાફ કરવા મંડી છે. આજ સુધીનાં ચાલતાં આવેલાં જાડાં દોરડાંથી પણ હવે આપણને બાંધી રાખી શકતી નથી–આપણે અત્યંત ભયંકર!

એક દિવસ સાંભળ્યું કે, અમુક અપરાધીને રીતસર પકડી શકાયો નહિ ત્યારે લાલચોળ સરકારે સાક્ષીપુરાવા-વાળા ન્યાયની વાટ જોયા વિના સમસ્ત પૂના શહેરની છાતી ઉપર રાજદંડનો પથ્થર ચાંપી દીધો. આપણે વિચાર્યું કે પૂના શહેર અતિ ભયંકર! કોણ જાણે શોયે ભયંકર કાંડ છુપો છુપો વર્તાવી મૂક્યો હશે!

આજસુધી એ ભયંકર કાંડની કશી ખબરો બહાર આવી નથી.

એ કાંડ સાચો હશે કે સ્વપ્ન હશે, એ વિચારમાં ને વિચારમાં હું તો ચૂપચાપ બેસી રહ્યો હતો, એવે સમયે તારથી સમાચાર આવ્યા કે, રાજમહેલના ગુપ્તશિખરમાંથી કોઇ એક ન સાંભળેલો ન દીઠેલો ભયંકર કાયદો વીજળીની પેઠે પડીને નાતુ ભાઇઓને ઝડપ મારી કોણ જાણે ક્યાંય ઉપાડી ગયો છે. જોતજોતામાં ભયંકર વરસાદની પેઠે આખા મુંબઇ ઇલાકાની ઉપર કાળાં વાદળાં અંધારાં ઘોર થઈ ગયાં અને જબરદસ્ત રાજવહિવટના ભારે ભારે કાટકા થશે ને

પથરા વરસશે, એવો ખ્યાલ થવા લાગ્યો. કોણ જાણે અંદર શું બન્યું છે, પણ એટલું તો ચોખ્ખું દેખીએ છીએ કે વાત કંઈ સહજ નથી. દખણીની જાત બહુ ભયંકર !

જૂની કાયદાની સાંકળનો કાટ ઘસાઇ સાફ થઇ કે તરત રાજકારખાનામાંથી નવી સાંકળો ઘડવાનો પ્રચંડ હથોડાનો અવાજ આવતો સાંભળીને સમસ્ત ભારતવર્ષ કંપી ઉઠયો છે ! એક ભયંકર અવાજ ઉઠયો છે ! આપણે આટલા ભયંકર !

આપણે આજ સુધી આ વિશાળ પૃથ્વીને અચલ માનતા આવ્યા છીએ અને એ પ્રબળ વસુંધરા પ્રત્યે આપણે જેટલો ઉપદ્રવ કર્યો છે, તે સૌ પોતાની પ્રચંડ શક્તિએ સહેતી આવી છે. એક દિવસ પાછલે પહોરે નવા વરસાદને જોરે એ અચલ ધરણી કોણ જાણે પેટની શી શંકાએ હાલવા લાગી. આપણે જોયું કે પળવારની એની એ ચંચળતાથી આપણાં વહાલાં પુરાતન ઘરબાર ધૂળધાણી થઈ ગયાં.

સરકારની અચળ નીતિ પણ જો અકસ્માત્ કોઇ સામાન્ય કે કલ્પિત ભયથી ચળી જાય ને ફાટીતુટી આપણને ગળી જવા તૈયાર થાય ત્યારે એની શક્તિ અને નીતિની દૃઢતા સંબંધે આપણો જે બહુ દિવસનો વિશ્વાસ, તેના ઉપર પ્રચંડ ઘા પડે. એ ઘાથી પ્રજા ભયભીત બની જાય એ સંભવિત છે; પણ સાથે સાથે પોતાના તરફ પણ નજર કરે, એ પણ સ્વાભાવિક છે.

તેથી એ બાબતમાં આપણને કંઇક આશ્વાસન છે; કારણ કે કેવળ નિસ્તેજ નિઃસત્વ જાતિ ઉપર બળ વાપરવું જેમ નકામું છે, તેમજ તેના ઉપર શ્રદ્ધા થવી પણ અસંભવિત છે. આપણને દબાવવાને માટે બેહદ તૈયારીઓ થતી જોઇએ ત્યારે ન્યાય–અન્યાયના તર્કને દૂર રાખીને સ્વાભાવિક રીતેજ વિચારવા લાગીએ કે, વખતે આપણામાં એવી એક શક્તિ હોવી જોઇએ કે જે આપણી મૂઢતાને કારણે આપણે હમેશાં જોઇ શકતા નથી. સરકાર જ્યારે ચારે બાજુએ તોપો ગોઠવી દે છે, ત્યારે આપણી ખાતરી

થાય છે કે ખરેખર, આપણે હીરા તો નથીજ; છેક મરેલા કીડા તો નથીજ.

આપણી જાતિના અંતરમાં હજી પ્રાણ છે, એમાં શક્તિ સંચરી શકે એમ છે. એથી આપણને આનંદ થાય એવી વાત છે. આ વાતને ના પાડવી એ ચોખ્ખું કપટ છે, એવી પોલીસી ટકી શકશે નહિ અને કપટ નકામું જશે. આથી સરકાર કોઈ કેકાણે આપણી એ શક્તિ કબૂલ રાખે ત્યારે નિરાશામાં પણ આપણને અભિમાન થયા વિના રહે નહિ! પણ અરેરે, એ અભિમાન આપણો ઘાત કરાવી નાખે એવુંજ છે–છીપમાંના મોતીના જેવો એ રોગ છે. એક દિવસ માછી આવી આપણું પેટ કઠોર અભિમાનની છરી વડે ચીરી બહાર કાઢશે અને પોતાના મુગટમાં જડશે. અંગ્રેજ પોતાના આદર્શ સાથે માપીને આપણને જે અયોગ્ય માન આપે છે એ માન ગમે તો આપણી મશ્કરી કરવા આપે છે કે ગમે તો આપણો ઘાત કરવા આપે છે! આપણા જે બળ માટે વહેમ લાવી સરકાર આપણા ઉપર જુલમ કરે છે, તે બળ આપણામાં નહિ હોય તો સરકારના જુલમથી આપણે માર્યા જઈશું ને હશે તો એ જુલમથી રોજરોજ અંદરથી દૃઢ ને બળવાન થશે.

આપણે તો આપણને ઓળખીએ છીએ, પણ સરકાર આપણને ઓળખતી નથી. ના ઓળખવાનાં એકસો ને એક કારણ છે. એને વિસ્તારીને જણાવવાનું કારણ નથી. સો વાતની એક વાત એ છે કે, તેઓ આપણને ઓળખતા નથી. આપણે પૂર્વના, એ પશ્ચિમના. આપણને શામાંથી શું થાય? ઘા લાગે તો ક્યાં રોસ આવે એની એમને ગતાગમ છે નહિ. એટલા માટે જ એમને ભય લાગે છે. આપણામાં ભયંકરતાનું બીજું તો કશું લક્ષણ નથી, માત્ર એકજ છે. આપણે અજ્ઞાત–આપણે વનસ્પતિના જેવા જીવ, આપણે શાન્ત, સહનશક્તિવાળા, પરવા વગરના; અને છતાંય આપણો વિશ્વાસ નહિ; કારણ કે આપણે પૂર્વના, આપણને કોઈથી પારખી શકાય નહિ. જો આ વાત સાચીજ હોય તો હે રાજન્!

અમને વળી શા માટે ઓળખવાથી નાસો છો? જો રજ્જુમાં સર્પનો ભ્રમ થાય છે તો તુરતાતુરત ઘરના દીવા હોલવી નાખીને શા માટે તે ભ્રમ વધારી મૂકો છો? જે માત્ર એકજ ઉપાયે અમે અમારૂં પિછાન આપી શકીએ એમ છીએ, તમારી પાસે આવીને અમારૂં હૃદય ખોલી શકીએ એમ છીએ, તે પણ શા માટે બંધ કરી દો છો?

૧૮૫૭ના બળવા પહેલાં હાથે હાથે જે રોટલી વહેંચાતી હતી તે સંબંધે છાપાંમાં કશુંય લખાતું ન હતું. એવાં મૂંગાં વર્તમાનપત્ર શું ભયંકર નહિ? સાપ છાનોમાનો પેસે ને છાનોમાનો કરડે, એટલાજ માટે શું એ ભયંકર નહિ? વર્તમાનપત્ર જેટલાં વધારે ને જેટલાં સ્વતંત્ર, તેટલો દેશ પોતાનું છાપું વધારે બહાર કાઢે. કદી કોઇ ઘોર અંધારી અમાવાસ્યાની રાત્રે અમારી અબળા ભારતભૂમિ આશા બાંધીને સાહસ કરીને ગાંડી થઇ જઇ બંડ ઉઠાવવા નીકળે, ત્યારે ચોકમાં વખતે કુકડો ન પણ બોલે, રાજાનો પહેરેગીર ન પણ જાગે, કિલ્લાના દરવાજાનો દરવાન એને ન પણ ઓળખે, તોય તેનાં પોતાનાં નૂપુર, ઝાંઝર અને કંકણ પોતપોતાની વિચિત્ર ભાષામાં વાગી ઉઠે, વર્તમાનપત્રો કંઇ ને કંઈ બકી ઉઠે, કોઈનું કહ્યું માને ના. પહેરેગીર પોતાને હાથે દાબીને એ ઘરેણાંના નાદને દબાવી રાખે ને ત્યારે એની ઉંઘમાં ખલેલ તો ન પહોંચે, પણ છેવટે પહેરેગીરની દશા શી!

પણ પહેરો દેવાનો ભાર જે જાગતા લોકને માથે છે, તેજ નક્કી પણ કરે કે પહેરો શી રીતે દેવો? એ બાબતની રીત દેખાડીએ તો આપણી ધૃષ્ટતા ગણાય, અને વળી જોખમમાં પણ આવી પડાય. તેથી આપણી દુર્બળ માતૃભાષામાં આવી વાતો કરવાની ચેષ્ટા ન કરવી. ત્યારે આવી નિર્બળ, વ્યર્થ, આપદા વહોરનારી વાચાળતા શા માટે? બળવાનનો ભય નિર્બળને માટે કેવો ભયંકર છે એ દેખાડવા માટેજ.

એનું એક નાનું ઉદાહરણ આપવું ખોટું નથી. થોડા

દહાડા ઉપર હલકા વર્ગના અવિચારી મુસલમાનોનું ટોળું કલકત્તાના રાજમાર્ગ ઉપર લોહાના સળીઆ હાથમાં લઈને તોફાન કરતું હોડ્યું. નવાઈની વાત એ છે કે, એ તોફાન અંગ્રેજની સામે હતું. એમને સજા પણ પૂરી રીતે થઈ હતી. કહેવાય છે કે, ઈંટ મારીએ તો પથ્થર ખાવો પડે, પણ આ મૂઢ લોકોએ ઈંટ મારીને પથ્થર કરતાં પણ સખ્ત પથ્થર ખાધો છે. અપરાધ કર્યે દંડ તો ખમવો પડે, પણ વાત શી હતી, એ તો આજસુધી સમજાયું નથી. આ નાની કે મોટી ઘટના બની તો ગઈ, પણ આ મૂંગી પ્રજા એમાંનું કશું સમજી શકી નહિ. વાત મર્મમાં રહી ને તેથી લોકે વગર કારણે નાની વાતને મોટી માની. હેરીસન રોડને નાકેથી તુર્ક લોકના અર્ધચંદ્રવાળા રાજમહેલ સુધી લોકોએ વર્ક-વિતર્ક કરી વાતો કરવા માંડી ને તેને વળી ઘણી ફણગા ફુટ્યા. વાત અંધારામાં રહી તેથી ભયભરેલાં અંગ્રેજી છાપાંમાંથી કોઈએ લખ્યું કે, આ તોફાનને કોંગ્રેસ સાથે સંબંધ છે ને બળવાની નિશાની છે; કોઈએ લખ્યું કે મુસલમાન વસ્તીને એકે વારે ઉડાવી દેવી જોઈએ; કોઈએ લખ્યું કે આવે ભયંકર વિપદભરેલે સમયે વાયસરોય હિમાળે ચઢી ટાઢા થઈને બેસી રહે એ ઠીક નહિ.

વાત ઝાંખી રહી જાય ત્યારે એથી અકળ ભય લાગે અને બળવાનના અકળ ભેદથી નબળાનું તો જરૂર મોત થાય! મૂંગાં કરી નાખેલાં વર્તમાનપત્રો ભેદમાં ચૂપ થઈ જાય એ સ્થિતિ આપણે માટે બહુ ભયંકર. એથી આપણાં સૌ કામ રાજપુરુષની આંખે તો વહેમના અંધારામાં કાળાંજ દેખાય. અટળ અવિશ્વાસને કારણે રાજાની છરી ધારદાર બની જાય અને પ્રજાનું હૃદય ખેદથી ભારે થઇ જાય ને છૂપી નિરાશાથી ઝેરી થઇ જાય. આપણે બેશક અંગ્રેજના તાબેદાર, પણ કંઈ પ્રકૃતિનો નિયમ તો એને તાબેદાર નથી. ઘા પડે તો આપણને વેદના થાય. યુરોપીયન હજાર ઉપાય કરે તોય નિયમને તો ટાળી ન શકે. એ રાગ કરે તો ઘાની વેદના માત્ર વધે એટલુંજ. એ તો પ્રકૃતિનો નિયમ છે; પિનલકોડને

કબૂલ રાખે એમ નથી. બળતરા પેટમાંથી બહાર ન નીકળે તો પેટમાં વધ્યા જાય, એવી અસ્વાભાવિક સ્થિતિમાં રાજા-પ્રજાનો સંબંધ કેવો બગડી જાય તેની કલ્પના પણ કરતાં આપણને બીક લાગે છે.

પણ ખરી ખરાબી તો આવા આંધળા વહેમમાં નથી. આપણે માટે બીજું એક એથી પણ ખરાબ છે. માનવચરિત્ર ઉપર પરાધીનતાનું પરિણામ ખરાબજ નીવડે, એ આપણને અંગ્રેજે શીખવાડ્યું છે. અસત્ય આચરણ ને કપટભાવ એ પરાધીન જાતિનું આત્મરક્ષણનું સાધન બને છે અને તેથી જાતિના આત્મસંમાનને, તેના મનુષ્યત્વને નક્કી મારી નાખે છે. સ્વાધીનતાના પૂજારી અંગ્રેજે પોતે પ્રજાઓને પરાધીન દશામાંથી કાઢી નીચતાનું કલંક, બન્યું ત્યાંસુધી, ધોવાના ઉપાય લીધા છે અને આપણને સ્વાધીનતાને માર્ગે ચઢતાં શીખવ્યું છે. આપણે જિતાયલા, એ જિતેલા; આપણે દુબળા, એ સબળા; એ વાત આપણને પગલે પગલે યાદ દેવડાવતા નથી. એટલે સુધી પણ એ વાત ભુલાવી દેવડાવી છે કે, સ્વાધીનતા એ તો આપણો મનુષ્યત્વનો સ્વાભાવિક અધિકાર એવું આપણે માનતા થયા છીએ.

એકદમ જાગીને જોઇએ છીએ કે, દુર્બળને તો કશાય અધિકાર નહિ ! મનુષ્યમાત્રને મળી શકે એમ જે આપણે માનતા હતા, તે તો સબળો જ્યારે દયા કરે ત્યારેજ દુબળાને મળે એવું દીઠું. આ સભામાં ઉભો થઈને આજે જે હું બોલું છું તેથી કંઈ આપણે ગર્વ કરવાનો નથી. દોષ કરવા પહેલાં ને ન્યાય થવા પહેલાં જેલખાનામાં હું પોતાને જ દેખી રહ્યો છું. તેવી સ્થિતિમાં તે ગૌરવ શું ?

એક હિસાબે આ વાત સાચી છે. પણ એ સાચું હોવા છતાં એનો અનુભવ સદા થયા કરે, એ રાજા પ્રજા બંનેને માટે સારૂં નથી. ગમે એવી અવસ્થામાં પણ હૃદયનો સંબંધ જોડીને, માણસ અપમાન પામતે પામતે પણ પોતાના મનુષ્યત્વનું રક્ષણ કરવાના પ્રયત્ન કર્યા કરે.

રાજા અને પ્રજા વચ્ચેની વહીવટની સાંકળો રોજરોજ ખખડાવ્યા ન કરતાં એને મિત્રભાવના બંધનમાં બાંધી રાખી હોય તો આધીન પ્રજાનો ભાર બહુ ઓછો થઈ જાય.

છાપખાનાની સ્વાધીનતા એ એક પ્રકારના ઢાંકણ જેવી છે. એની નીચે આપણી અવસ્થાની એક હીનતાને ઢાંકી રાખી હતી. આપણી ઉપર રાજ્ય કરનારી જાતિની અનેક શક્તિઓ આપણી પાસે નથી, છતાં યે એ સ્વાધીનતાથી આપણે એક રીતે તેમની પાસે જઇ શકતા. આપણે દુર્બળ જાતિની ભ્રષ્ટ બીક અને કપટ ભૂલી જઈ ખુલ્લે હૃદયે ઉંચે માથે ચોખ્ખી વાત કહી નાખતાં શીખ્યા હતા.

જો કે ઉંચા કારભારમાં આપણો ભાગ ન હતો, તોપણ નિઃશંકતાપૂર્વક સલાહ દઈ, સ્પષ્ટ વાક્યે વિવેચન કરી, આ વિશાળ રાજકારભારના આપણે પણ ભાગીદાર છીએ, એમ માનતા. તેનાં બીજાં ફળાફળને વિચાર કરવાનો તો વખત નથી, પણ તેથી આપણી આબરૂ તો વધી હતી. આપણે જાણતા કે સ્વદેશના આ મોટા કારભારમાં આપણે નકામા પડી રહ્યા નથી—એમાં આપણું પણ કર્તવ્ય છે, આપણી પણ જોખમદારી છે. એ કારભાર ઉપર જ્યારે મુખ્યત્વે કરીને આપણાં સુખદુઃખનો, આપણાં શુભાશુભનો આધાર છે, ત્યારે તેના સંબંધે આપણે કશું વિચારવાનું નહિ, કશું બોલવાનું નહિ, બંધનનો કશો જોગ નહિ. એથી તો આપણી દીનતા, આપણી હીનતાને કશો અવધિજ નહિ. વળી આપણે અંગ્રેજી નિશાળોમાં ભણ્યા છીએ, અંગ્રેજી સાહિત્યમાંથી અંગ્રેજી કર્મવીરોનાં દૃષ્ટાન્ત આપણા હૃદયમાં પેઠેલાં છે; સર્વ પ્રકારના વહીવટમાં આપણા ભલાને માટે આપણા હાથમાં અધિકાર રહે એમાં આપણે ગૌરવ માનીએ છીએ. આજે આપણો અભિપ્રાય બતાવવાનો આપણો અધિકાર ખુંચવી લેવાય, રાજકારભાર ઉપર ટીકા કરવાનો આપણો નાનો સરખો અધિકાર પણ કલમને એક ગોદે ખુંચવી લેવાય અને ગમે તો છાનામાના મુનિવ્રત ધરીને બેસી રહેવું પડે કે કપટી અને મીઠાં વાક્યોથી પ્રબળ

રાજ્યસત્તાના પગ આગળ આપણા માથાનું બલિદાન દેવું પડે, ત્યારે તે પરાધીનતાનાં સર્વ કલંક સાથે ઉંચા મનોરથોની મૂંગી મર્મવેદના ભળે અને આપણી દુર્દશાનો પાર રહે નહિ. જે સંબંધ રાખવા માટે આપ-લેનો એક સાંકડો માર્ગ ઉઘાડો હતો, તે માર્ગમાં પણ ભય આવીને ભૂતની પેઠે ઉભો રહેશે; રાજા તરફનો પ્રજાને એ ભય કંઇ રૂપાળો કહેવાય નહિ, અને પ્રજા તરફનો રાજાનો ભય તો તેથી પણ વધારે ખરાબ.

છાપખાનાની એ સ્વતંત્રતાનું ઢાંકણુ ઉંચું કરી નાખ્યે આપણી પરાધીનતાની બધી કંગાલિયત ઉઘાડી પડી જશે. આજકાલના કોઈ કોઈ જબરદસ્ત અંગ્રેજ લેખક લખે કે જે સત્ય એ તો ઉઘાડું પડયેજ સારૂં. પણ આપણે પૂછીએ કે અંગ્રેજ વહીવટમાં એક કઠોર કઠણુ પરાધીનતાની કંગાલિયત જ માત્ર સાચી વસ્તુ છે! તેના ઉપર જીવનના લાવણ્યનું ઢાંકણુ, સ્વાધીન હલનચલન, જે વિચિત્ર લીલા મનોહર શોભા આપે છે એ સૌ મિથ્યા? એ સૌ માયા? બસો વર્ષના સંબંધ પછી આપણા માનવસંબંધમાં આટલું જ માત્ર બાકી?

(૧૮૯૯)



# ૭–समाज

બધાય જાણે છે કે, હાલમાં કોઇ દક્ષિણી બ્રાહ્મણને તેના ઉપરીએ લાત મારી, તેની ફરિયાદ ઉંચામાં ઉંચી કચેરી સુધી ગઈ; પણ છેવટે આ ફરિયાદને નજીવી ગણી ઉડાવી દેવામાં આવી.

વાત એવી શરમ આવે એવી છે કે, માસિક પત્રમાં એ બધી ઉતારવી ઠીક લાગતી નથી. માર ખાઈને સામે માર મારવો ઠીક કે આંસુ પાડીને બેસી રહેવું ઠીક કે ફરિયાદ કરવી ઠીક, એ બધી વાતોનું વિવેચન વર્તમાનપત્રોમાં થઈ ગયું છે, એટલે આ વાત ફરી આપણે ચર્ચીશું નહિ, પણ એ બનાવને ધ્યાનમાં રાખીને એમાંથી મનન કરવા જેવા જે બધા પ્રશ્નો મનમાં ઉઠે છે, તે સંબંધે જ વિચાર કરવો ઠીક છે.

ન્યાયાધીશ એ વાતને નજીવી માને છે, માટે જ જોઈએ છીએ કે એ નજીવી બની ગઇ છે અને તેથી તે એને અન્યાય કહેતા નથી. પણ એ બનાવ નજીવો મનાયાથી આપણે સમજી લઇએ છીએ કે, આપણા સમાજમાં બહુ ઝડપથી વિકાર થતો ચાલ્યો છે.

અંગ્રેજ જેને 'પ્રેસ્ટીજ' એટલે તેમનું રાજસમ્માન–મોભો–માને, તેને તે કિંમતી ગણે. કારણ કે એ પ્રેસ્ટીજનું જોર ઘણી વાર લશ્કરનું કામ કરે છે. જેમને કારભાર કરવાનો છે તેમની પાસે પ્રેસ્ટીજ રહેવું જોઇએ, એમ એ માને છે. બોર વિગ્રહની શરૂઆતમાં થોડાક ખેડુતોને હાથે અંગ્રેજ

સામ્રાજ્ય તમાચ પર તમાચ ખાવા લાગ્યું, ત્યારે ભારત-વર્ષમાંના અંગ્રેજોને કેટલી શરમ આવતી એ તો સૌ કોઈ જાણે છે. ત્યારે આપણે સૌ જાણી શકયા હતા કે આ દેશમાં અંગ્રેજના બૂટ પહેલાંની પેઠે ચેડ ચેડ બોલતા નહોતા સંભળાતા.

આપણા દેશમાં એક કાળે બ્રાહ્મણનો પણ એવો મોભો હતો. કારણ કે સમાજના વહીવટનો ભાર તે સમયે બ્રાહ્મણના હાથમાં હતો. બ્રાહ્મણ યોગ્ય રીતે સમાજનું રક્ષણ કરે છે કે નહિ, અને સમાજનું રક્ષણ કરવા જેવા મોટા ગુણ તેનામાં છે કે નહિ, એ વાતનો વિચાર જ્યાં સુધી સમાજ-માં બ્રાહ્મણોનો મોભો હતો ત્યાં સુધી, કોઈને આવતો નહિ. અંગ્રેજને પોતાનો મોભો જેટલો કિંમતી લાગે છે તેટલુંજ કિંમતી બ્રાહ્મણને પણ પોતાનું પ્રેસ્ટીજ લાગતું.

આપણો સમાજ જે ભાવે ઘડાયેલો છે, તે ભાવને કારણે તો સમાજને માટે પણ એની જરૂર હતી. જરૂર હતી માટેજ સમાજ એ પ્રકારનું સંમાન બ્રાહ્મણને આપતો.

આપણા દેશમાં રાજ્યવ્યવસ્થાએ એક મોટી વાત છે. એણે જ સમસ્ત દેશને નિયમિત રૂપે ધારણ કરી રાખ્યો છે. એણે જ વિશાળ લોકસંપ્રદાયને અપરાધમાંથી, પતન-માંથી બચાવી લેવાના પ્રયત્નો કર્યા છે. જો એમ ના હોત, તો અંગ્રેજ તેની પોલીસ અને લશ્કરને બળે પણ આવડા મોટા દેશમાં આમ આશ્ચર્યરૂપે શાન્તિ સ્થાપી શકયો ન હોત. નવાબ બાદશાહના અમલમાં પણ અનેક રાજકીય અશાન્તિ-ની વચ્ચે પણ સામાજિક શાન્તિ ચાલી આવતી હતી, ત્યારે પણ લોકવ્યવહાર ઢીલો પડી જતો નહોતો. લેવડદેવડ ચાલુ રહી હતી, કોઈ ખોટી સાખ પૂરતું નહિ. દેણદારો લેણદારને વાંકો જવાબ દેતા નહિ, અને સાધારણ ધર્મની આજ્ઞાઓ પર સૌ કોઇ વિશ્વાસ રાખતું ને તેનું માન રાખતું.

એ મહાન સમાજના આદર્શનું રક્ષણ કરવાનો અને તેમને વિધિવિધાન યાદ દેવડાવવાનો ભાર બ્રાહ્મણ ઉપર હતો.

બ્રાહ્મણ આ સમાજનો કર્તા કારવતા ને વ્યવસ્થાપક હતો. એ કામને માટે જોઈતું સંમાન પણ તેને હતું.

પૂર્વદેશની પ્રકૃતિને અનુસરીને આવા સમાજવિધાનને જો ખોટું ન માનીએ તો તો પછી તેના આદર્શને લાંબા વખત સુધી શુદ્ધ રાખવાનો અને સમાજવ્યવસ્થાને ઠીક રાખવાનો ભાર કોઈ એક સંપ્રદાય ઉપર રાખવો જ પડે. જીવનયાત્રાને સરળ અને વિશુદ્ધ રાખીને, પોતાના અભાવને ન ગણકારીને, ભણવા ભણાવવાનું અને યજ્ઞ કરવા કરાવવાનું વ્રત પાળીને, દેશના ઉંચા આદર્શને દુકાનદારીના હલકા સ્વાર્થથી બચાવી લઈ સમાજ તરફથી જે સંમાન એણે મેળવ્યું છે તે સંમાનનો એ યોગ્ય અધિકારી થાય, એવી આશા આપણે રાખી શકીશું.

યોગ્ય અધિકારમાંથી લોક પોતાનેજ દોષે ભ્રષ્ટ થાય છે. યુરોપીયન લોકોમાં પણ એ દેખી શકાય છે. દેશી લોકના ઉપર અન્યાય કરીને 'પ્રેસ્ટીજ'ના રક્ષણને નામે એ દંડમાંથી છૂટી જાય, ત્યારે સાચી 'પ્રેસ્ટીજ'થી એ ભ્રષ્ટ થઈ પડે. ન્યાયપરાયણતાની 'પ્રેસ્ટીજ' સૌ પ્રેસ્ટીજોમાં મોટી, એની સામે ભક્તિભાવે આપણું માથું એની મેળેજ નમી પડે; પણ ભય જ્યારે ગળા ઉપર ચઢી બેસીને પ્રણામ કરાવે, ત્યારે એ અપમાનનો બદલો વાળવા મનની અંદર વિદ્રોહ જાગ્યા વિના રહે નહિ.

બ્રાહ્મણે પણ જ્યારે પોતાનું કાર્ય છોડી દીધું છે, ત્યારે માત્ર હાડકાનું જોર દેખાડીને કે પરલોકનો ભય દેખાડીને સમાજમાં પોતાનું આસન રાખી શકે નહિ.

*કોઈ સમ્માન બિનાકિંમતે—મફત મળતું નથી,* માત્ર વેપાર કર્યે પણ મળે નહિ. જે રાજા સિંહાસને બેસે, તે દુકાન ખોલીને ધંધો કરી શકે નહિ. જેને સમાનતા જોઈએ છે તેણે તો ચારે બાજુથી પોતાની વાસનાઓને સંકેલી લેવી જોઈએ. આપણા દેશમાં ઘરનાં બીજાં માણસો કરતાં પિતા-માતા સાંસારિક સુખ ઓછું પામે છે-સૌને જમાડયા પછી

માતા વધ્યું કર્યું જમવા પામે છે. એમ ન કરતાં સૌ પહેલાં સૌથી સારી સામગ્રી વડે પહેલું પેટ ભરી લેવાની વાસના કરે તો એનું માન બહુ દહાડા સચવાય નહિ. સંમાન પણ જોઇએ ને તેની કિંમત પણ ગજવામાં રાખી મૂકની એ બહુ દહાડા ચાલે નહિ.

આપણા આજના બ્રાહ્મણો કિંમત આપ્યા વિના સંમાન લેવાની લાલસા રાખે છે ત્યારે તેમને માન પણ મોઢાનું મળતું થતું જાય છે; એટલુંજ નહિ, પણ બ્રાહ્મણો સમાજનું જે ઉંચું કામ કરવા યોજાયા હતા, તે કામ પણ ઢીલું પડી જવાથી સમાજની વ્યવસ્થા રોજ રોજ ઢીલી પડી જાય છે.

જો પૂર્વદેશની ભાવના પ્રમાણે આપણા દેશના સમાજનું રક્ષણ કરવું હોય, જો બહુ દિવસના જૂના સમાજને યુરોપીયન પદ્ધતિ પ્રમાણે ફેરવી નાખવો શક્ય પણ ન હોય ને યોગ્ય પણ ન હોય, તો સાચા બ્રાહ્મણસંપ્રદાયની ખરેખર જરૂર છે જ. તેઓ દરિદ્ર હશે, પંડિત હશે, ધર્મનિષ્ઠ હશે, આશ્રમધર્મના સર્વ પ્રકારે આદર્શરૂપ હશે ત્યારે એ ગુરુ થશે.

જે સમાજમાં એક દળ ધનમાનને લાત મારી જાણે, વિલાસનો તિરસ્કાર કરે, જેમનો આચાર નિર્મળ, ધર્મનિષ્ઠા દૃઢ, જેઓ નિઃસ્વાર્થભાવે જ્ઞાન લે ને નિઃસ્વાર્થભાવે આપે, તે સમાજને પરાધીનતા અથવા દરિદ્રતાથી કશું અપમાન નથી. સમાજ જેને યોગ્ય ભાવે સંમાનના આસન ઉપર બેસાડે, તેઓને હાથેજ સમાજ સંમાન પામશે.

સૌ સમાજમાં ઉપર તરતા માણસોના રૂપ પ્રમાણે આખા સમાજને રૂપ અપાય છે. ઈંગ્લાંડને જ્યારે આપણે ધનવાન માનીએ છીએ, ત્યારે ઉપરના થોડા ધનવાન લોકો તરફજ નજર રાખીએ છીએ, તેના અગણિત નિર્ધન લોક તરફ નજર કરતા નથી. યુરોપને જ્યારે આપણે સ્વાધીન કહીએ છીએ, ત્યારે જે જનસમાજનો મોટો ભાગ અસહ્ય પરાધીનતામાં પીડાય છે તેમના તરફ નજર સરખી પણ કરતા નથી. ત્યાંના સમાજના ઉપરના પડનાજ થોડાક લોક ધનવાન

છે, સ્વાધીન છે, પાશવતામાંથી મુક્ત છે. એ ઉપરના થોડાક લોક જ્યાં સુધી નીચેના લોકને સુખસંપત્તિ ને જ્ઞાનધર્મ આપવા માટે પોતાનાં સુખને સંયમમાં રાખીને ઇચ્છાપૂર્વક પ્રયત્ન કરે, ત્યાંસુધી તો સમાજને ડરવાનું કશું કારણ નથી.

યુરોપિયન સમાજમાં એ પ્રમાણે ચાલે છે કે નહિ એ વિચારવું નકામું હોઇ શકે, અને છતાં છેક નકામું નથી.

જ્યાં વિરોધને કારણે પાસેના લોકોને હાંકી કાઢવાની લાલસાથી દરેક માણસને વારે ઘડીએ લડાઈ કરવી પડે, ત્યાં કર્તવ્યના આદર્શને શુદ્ધ રાખવો બહુ કઠણ થઇ પડે અને અમુક સીમામાં આશાને બાંધી રાખવી પણ લોકને કઠણ પડે.

યુરોપનાં મોટાં મોટાં રાજ્યો એકબીજાને ઓળંગી જવાને મથી રહ્યાં છે, એવે સમયે એવી વાત તો કોઇના મોંમાંથી નીકળવાનો સંભવ નથી કે, ભલે પહેલા વર્ગમાંથી હું બીજા વર્ગમાં આવી પડું, પણ તો યે અન્યાય તો નહિ કરૂં; એવી વાત કોઈના મનમાં આવે નહિ. દરિયા અને જમીન ઉપર લશ્કર ઓછું કરી દેવાથી ભલે પાડોશી-ની નજરમાં હલકો થઈ ગયેલો લાગીશ, પણ સમાજની અંદર સુખસંતોષ અને જ્ઞાનધર્મનો વિસ્તાર કરીશ. વિરોધના બળથી જે વેગ ઉત્પન્ન થાય છે, એનાથી સૌ દોડાદોડી ચાલી રહી છે. એમ ખૂબ જોરે ચાલવું તેને યુરોપ ઉન્નતિ કહે છે; આપણે પણ તેને ઉન્નતિ કહેતાં શીખ્યા છીએ.

પણ જે ચાલવામાં પગલે પગલે ઉભું રહેવાનો નિયમ નહિ તેને ઉન્નતિ કહેવાય નહિ. જે છંદમાં યતિ નહિ, તે છંદજ નહિ. સમાજના પગ આગળ સમુદ્ર રાતદહાડો ભલે મોજાં ઉછાળી ફેણ કાઢે, પણ સમાજને સૌથી ઉંચે શિખરે તો શાન્તિ અને સ્થિતિનો નિત્યનો આદર્શ કાયમ સ્થાપવો જોઇએ.

એ આદર્શનું અચળભાવે કોણ રક્ષણ કરી શકે? જેઓ વંશપરંપરાથી સ્વાર્થના ઝઘડાથી પર હોય, પૈસેટકે દરિદ્ર રહેવામાંજ જે પ્રતિષ્ઠા માને, મંગળકર્મને જેઓ દુકાનના માલ જેવાં માને નહિ, શુદ્ધ જ્ઞાન અને ઉન્નત ધર્મની

અંદર જેમનાં ચિત્ત હંમેશાં ઉંચેજ રહે અને બીજા સર્વનો પરિત્યાગ કરીને સમાજના ઉન્નતિના આદર્શને સાચવી રાખવો એનેજ જેઓ પવિત્ર ને પૂજનીય માને તેઓ જ એ આદર્શને સાચવી શકે.

યુરોપમાં આ દોડાદોડીની વચ્ચે વચ્ચે પણ કોઈ મહાત્મા ઉઠીને આ વંટોળિયાની વચ્ચે પણ શાન્તિનો અને સ્થિતિનો આદર્શ આગળ લાવી મૂકે છે; પણ બે ઘડી ઉભા રહીને આ આદર્શ સાંભળે કોણ? મહાવેગપૂર્વક દોડતા એ પ્રચંડ વેગને એક-બે માણસો આંગળી ઉઠાવે તેથી કંઈ રોકી શકાય? વેપારના વહાણને શઢમાં ઓગણપચાસ પવન ભરાઇ ધકેલે છે, યુરોપને પાદરે જે જબરદસ્ત દોડાદોડ ચાલી રહી છે, તેમાં ઉભા રહેવાની નવરાશ કોને છે?

એમ ગાંડા થઈને દોડવાથી જે શક્તિ ઉઘડે એમાંથી આધ્યાત્મિક શક્તિ ઉઘડે એવો તર્ક આપણા મનમાં ઉઠે, પણ એની દોડ બહુ ઉતાવળી છે અને એથી આપણે ચકિત થઇ જઇએ, પણ એ પ્રલયની દિશાએ દોડે છે એવો સંદેહ આપણને ન પણ થાય.

એ દોડ કેવા પ્રકારની છે? જેમ ભગવાં કપડાંવાળું સાધુઓનું એક દળ પોતે સાધુને સાધક છે એમ જણાવે છે, તેઓ ગાંજાના નશાથી પોતાને આધ્યાત્મિક આનંદનો લાભ મળે છે એમ માને છે. નશાથી એકાગ્રતા જન્મે, આવેશ આવે, પણ-તેથી આધ્યાત્મિક સ્વાધીન સરળતા ભ્રષ્ટ થાય છે. બીજું બધું છૂટી જાય, પણ નશાનો આવેશ છૂટે નહિ-ધીરે ધીરે મન જેમ જેમ નબળું પડતું જાય, તેમ તેમ નશાની માત્રા ચઢાવતા જવું પડે. નાચી કૂદી ધર્મના ઉન્માદમાં જે આનંદ ભોગવાય તે પણ કૃત્રિમ. એ આનંદનો અભ્યાસ પડી જાય એટલે અફીણના નશાની પેઠે શોકના સમયમાં જરા આનંદ કરાવે. આત્માની અંદરની શાન્ત એકનિષ્ઠ સાધના સિવાય બીજી કોઇ કાયમની કિંમતી વસ્તુ મળે નહિ, તે સિવાય બીજી

કોઈ કાયમની કિંમતી વસ્તુનું રક્ષણ પણ ન થઈ શકે.

પણ વેગ સિવાય કામ ચાલે નહિ અને કામ સિવાય સમાજ ચાલી શકે નહિ. એટલા માટે ભારતવર્ષે પોતાના સમાજમાં ગતિ અને સ્થિતિ બંનેનો યોગ કર્યો છે. ક્ષત્રિય, વૈશ્ય વગેરે જેઓ હાથેપગે સમાજનું કામ કરી શકે એમ છે, તેમના કામની સીમા નક્કી કરેલી હતી. એટલા માટે ક્ષત્રિયો ક્ષાત્રધર્મના આદર્શનું રક્ષણ કરી પોતાના કર્તવ્યને ધર્મની અંદર ગણી લેતા. સ્વાર્થ અને પ્રવૃત્તિથી ઊંચે વિરાજતા ધર્મની ઉપર કર્તવ્યને સ્થાપ્યે, કામની અંદર પણ વિશ્રામ અને આધ્યાત્મિક લાભ મળી શકે.

યુરોપિયન સમાજ જે નિયમે ચાલે છે, તે નિયમે ચાલતાં ચાલતાં એક દિશામાં લોક ઝૂકી પડે. ત્યાંના બુદ્ધિશાળી લોક રાજકારભારમાં ઝૂકાવે છે, સાધારણ લોક ધંધારોજગારમાં ભીડ કરે છે. આજને સમયે સામ્રાજ્યની લોલુપતા બધાને ગળી બેઠી છે અને જગતને વહેંચી ખાવાની તજવીજ ચાલે છે, એવે સમયે શુદ્ધ જ્ઞાનચર્ચા કરવાનું લોકને મન થાય નહિ, તો એમાં નવાઈ નહિ. એવો સમય પણ આવી શકે કે જ્યારે જરૂર પડયે પણ લશ્કરમાં ભરતી કરવા માણસ મળે નહિ. કારણ કે પ્રવૃત્તિને કોણ ટાળી શકે? જે જર્મની એક વાર પંડિત હતું એ જર્મની આજે જો વેપારી થઈ બેસે, તો એના પાંડિત્યનો ઉદ્ધાર કરશે કોણ? જે અંગ્રેજ એક દહાડો ક્ષત્રિયભાવે દુઃખી જનનાં દુઃખ ફેડવાનું વ્રત લઈ નીકળ્યું હતું તે જ્યારે ટાંટીઆને જોરે પૃથ્વીની ચારે વાટે દુકાનો કાઢવા દોડાદોડ કરી મૂકે, ત્યારે તેનો એ પુરાતન ઉદાર ક્ષત્રિયભાવ એને કોણ પાછો લાવી આપશે?

એ ઝોકની ઉપર કામનો બધો બોજો ન રાખતાં નિયમે બંધાયેલી સુવ્યવસ્થા રાખીને કામ કરવું એ ભારતવર્ષના સમાજની પ્રણાલી. સમાજ જો સજીવ હોય, બહારના પ્રહારથી ભાગી ન પડે, તો એ પ્રણાલી પ્રમાણે હમેશાં

સમાજ સમતોલ રહે; ધક્કાધક્કી કરીને એક બાજુ ભરી કાઢે ને બીજી બાજુ ખાલી કરી દે, એવું થાય નહિ. સૌ પોતપોતાના આદર્શનું રક્ષણ કરે ને પોતપોતાનાં કામ કરી ગૌરવ માને.

પણ કર્મને એક પ્રકારનો વેગ હોય છે; એ વેગે કરીને તે પોતાનું પરિણામ ભૂલી જાય. ત્યારે કર્મ પોતેજ પોતાનું લક્ષ્ય બની જાય. માત્ર કર્મના વેગના મોંમાં પોતાને છોડી દેવામાં સુખ પડે; કર્મનું ભૂત કર્મીના ઉપર ચઢી બેસે.

માત્ર એટલું જ નહિ, પણ કર્મ કરવું એ જ જ્યારે છેવટનો હેતુ થઇ પડે ત્યારે ઉપાયનો વિચાર કરવાનો વિવેક માર્યો જાય. સંસારની સાથે, આવી પડેલા પ્રસંગની સાથે કામ કરનારાએ અનેક પ્રકારે જોગ રાખવો ઘટે.

તેથી જે સમાજમાં કર્મ છે, તે સમાજમાં કર્મને નિયમમાં રાખવા અંકુશની જરૂર છે. આંધળું કર્મ મનુષ્યત્વની ઉપર ચઢી ન બેસે એવી તજવીજ રાખવી જોઈએ. કામ કરનારને બરાબર રસ્તો દેખાડવા માટે, કર્મના કોલાહલની મધ્યે શુદ્ધ સૂર બરાબર અચળ રાખવાને માટે, એવા એક દળની જરૂર છે, કે જે બને ત્યાંસુધી પોતાને કર્મ અને સ્વાર્થમાંથી મુક્ત રાખી શકે. એ દળ તે બ્રાહ્મણસમાજ.

એ બ્રાહ્મણસમાજ જ સાચી રીતે સ્વાધીન છે. તેઓજ સાચી રીતે સ્વાધીનતાના આદર્શને નિષ્ઠા રાખીને અને કઠણ તાપ સહીને પણ સાચવી શકશે. સમાજ એમને એ જ અવસર આપે, એ જ સામર્થ્ય આપે, એ જ માન આપે. એમની મુક્તિ તે સમાજની જ મુક્તિ. તેઓ જે સમાજમાં પોતાને મુક્તભાવે રાખી શકે, તે સમાજને ક્ષુદ્ર પરાધીનતાનો કશો ભય નથી, કશી વિપદ નથી. બ્રાહ્મણ–અંશની મધ્યે તે સમાજ સદા પોતાના મનની, પોતાના આત્માની સ્વાધીનતા મેળવી શકે. આપણા દેશનું હાલનું બ્રહ્મમંડળ જો દૃઢભાવે, ઉન્નતભાવે, સાવધાનભાવે સમાજના આ પરમધનનું રક્ષણ કરે, તો બ્રાહ્મણનું અપમાન સમાજ કદી પણ થવા દે નહિ. ન્યાયાધીશના મોંમાંથી કદી એવા શબ્દ

નીકળવા પામે નહિ કે બ્રાહ્મણને લાત મારવી એ નજીવી વાત છે વિદેશી હોવા છતા ન્યાયાધીશ માનપાત્ર બ્રાહ્મણનું માન સાચવતાં એની મેળે શીખશે.

પણ જે બ્રાહ્મણ સાહેબની ઑફિસમાં નીચી મુડીએ ચાકરી કરે, જે બ્રાહ્મણ પોતાના અવકાશને પૈસા માટે વેચી મારે, પોતાના મહાન અધિકારને ડૂબાડી દે—જે બ્રાહ્મણ વિદ્યાલયમાં વિદ્યા વેચે, ન્યાયમંદિરમાં ન્યાય વેચે, જે માણસ પૈસાના કારણે પોતાના બ્રાહ્મણત્વને ધિક્કારપાત્ર બનાવી દે, તે પોતાનો આદર્શ બચાવી શકે શી રીતે? તેમની પાસેથી શ્રદ્ધાપૂર્વક ધર્મનું વિધાન લેવાને જશે કોણ? એ બ્રાહ્મણ તો આજે સર્વ લોકોની ભીડમા સૌની સાથે સમાનભાવે પેસી જઇ પરસેવાવાળે શરીરે ઠેલાઠેલી અને કાઢાકાઢી કરવામાં ભેળાઇ ગયો છે. ભક્તિએ કરીને એ સમાજને ઉંચો લેતો નથી, ઉલટો એની નીચે લટકાઇને એને ઉતારી પાડે છે.

કોઇ સંપ્રદાયનો દરેક માણસ પોતાના ધર્મનું શુદ્ધ ભાવે રક્ષણ કરે નહિ તો અનેક મુશ્કેલીઓ આવી પડે, તે હું જાણું છુ. અનેક જણે બ્રાહ્મણ જન્મી ક્ષત્રિય અને વૈશ્યના જેવા આચાર આચર્યા છે, એવાં ઉદાહરણ પુરાણમાંથી મળી આવે છે છતાં પણ જો સંપ્રદાયની અંદર આદર્શ સજીવ રહી શકે, ધર્મ પાળવાના પ્રયત્નો થાય, કોઇ આગળ થાય—કોઇ પાછળ પડે પણ એજ માર્ગે ચાલતા હોય, ને અનેક માણસના આચારમાં તે આદર્શના પ્રત્યક્ષ ઉદાહરણ દેખા દે, તો એ પ્રયત્નથી, એ આચાર આચરનાર પુરુષોથી જ સમસ્ત સંપ્રદાય સાર્થક થાય.

આજના આપણા બ્રાહ્મણસમાજનો એ આદર્શ નથી માટેજ બ્રાહ્મણના છોકરા અંગ્રેજી ભણીને અંગ્રેજી ફૅશન પકડે—પિતાને એથી કંઇ અસંતોષ પણ થાય નહિ શાથી? એમ. એ. પાસ થયેલા મુખોપાધ્યાય કે વિજ્ઞાનપંડિત ચટ્ટોપાધ્યાય જે વિદ્યા શીખ્યા છે, તે વિદ્યા વિદ્યાર્થીને ઘેર બોલાવી આસન માંડીને શીખવાડી શકે નહિ વિદ્યાને જાણે

સમાજને ઋણી કરવાનું ગૌરવ હોત, તો તેઓ પોતાના બ્રાહ્મણસમાજને શા માટે મૂર્ખ રાખત ?

પ્રાચીનકાળમાં જ્યારે બ્રાહ્મણ એકલોજ દ્વિજ નહોતો, ક્ષત્રિય અને વૈશ્ય પણ દ્વિજના સંપ્રદાયમાં હતા, જ્યારે બ્રહ્મચર્ય ધારણ કરીને વિદ્યા ભણવા જવા માટે તેમને જનોઇ પહેરવાં પડતાં, ત્યારે આ દેશમાં બ્રાહ્મણનો આદર્શ ઉંચો હતો; પણ ચારે બાજુએ સમાજ જ્યારે નીચો હોય, ત્યારે કોઇ પણ વિષયમાં સમાજ પોતાને ઉંચે રાખી શકે નહિ, ધીરે ધીરે નીચે ને નીચે તાણે, નીચે ને નીચે ઉતરતો જાય.

ભારતવર્ષમાં જ્યારે બ્રાહ્મણ માત્ર દ્વિજ બાકી રહ્યો, જ્યારે તેને આદર્શની યાદ આપવા માટે, તેની પાસેથી બ્રાહ્મણત્વની જવાબદારી માગવા માટે, ચારે બાજુએ કોઇ રહ્યું નહિ, ત્યારે તેના દ્વિજત્વનો શુદ્ધ કઠણ આદર્શ જલદીજ ભ્રષ્ટ થવા લાગ્યો. ત્યારેજ તે જ્ઞાને, વિશ્વાસે અને રુચિએ ધીરે ધીરે અધમ અધિકારીઓના દળમાં આવી પડ્યો; ચારે બાજુ જ્યાં ઘાસનાં ઝુંપડાં હોય, ત્યાં તો પોતાની ખાસ વિશિષ્ટતા સાચવવા માટે રૂપાળો માંડવો બાંધવો ભલો—ત્યાં તો સાત માળની હવેલી બાંધવાની મહેનત લેવાનું ને ખર્ચ કરવાનું મન થાય નહિ.

પ્રાચીન કાળે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય હતા, એટલે કે આખોય આર્ય સમાજ દ્વિજ હતો. જેને શૂદ્રનું નામ આપ્યું હતું એ તો સાંતાલ, ભીલ, કોળી લોક હતા. આર્ય સમાજની સાથે તેમના શિક્ષણનો, રીતિનીતિનો અને ધર્મનો પૂરો યોગ થઇ શકે એમ નહોતો; પણ તેથી કંઇ વાંધો આવતો નહિ. કારણ કે આખોય આર્યસમાજ દ્વિજ હતો, એટલે કે સમાજનું શિક્ષણ તો એકજ તરેહનું હતું. ભેદ હતો માત્ર કર્મમાં. શિક્ષણ એક પ્રકારનું હોવાથી એકબીજાને પોતાના આદર્શમાં શુદ્ધ રાખવામાં આ રીતે મદદ થતી. ક્ષત્રિય અને વૈશ્ય, બ્રાહ્મણને બ્રાહ્મણત્વમાં રાખવામાં મદદ કરતા, અને બ્રાહ્મણ પણ ક્ષત્રિયવૈશ્યને ક્ષત્રિયવૈશ્ય

થવામાં મદદ કરતા. સમાજના શિક્ષણનો આદર્શ સરખી રીતે ઉંચે ચઢે નહિ તો એમ બની શકે નહિ.

આજે સમાજને જો માથાની જરૂર હોય, એ માથાને જો ઉચું રાખવું હોય અને એ માથાને જો બ્રાહ્મણ માનવો હોય તો તેની ખાંધને અને ગરદનને એકેવારે માટી સાથે રાખ્યે ચાલશે નહિ. સમાજ જો ઉંચો નહિ હોય તો એનું માથું ઉંચે રહી શકશે નહિ, અને સમાજને સર્વ પ્રયત્ને ઉંચો કરી રાખવો એજ એ માથાનું કામ છે.

આપણા આજના સમાજના વૈદ્ય, કાયસ્થ, વાણીઆ વગેરે ભદ્ર સંપ્રદાયના લોકને જો આપણો સમાજ દ્વિજ માનવા ના પાડે, તો પછી બ્રાહ્મણની ઉન્નતિની આશા રાખવી નહિ. એક પગે ઉભા રહીને સમાજ બગલાવૃત્તિ કરી શકે નહિ.

વૈશ્ય તો જનોઇ પણ પહેરે છે. મહીં ગહીંથી કાયસ્થ પણ કહે છે કે, અમે ક્ષત્રિયો છીએ, અને વાણીઆ કહે છે કે અમે વૈશ્ય છીએ; એ વાતમાં અવિશ્વાસ કરવાને પણ કંઇ કારણ નથી. આકાર, પ્રકાર, બુદ્ધિ, શક્તિ એટલે કે આર્યત્વના લક્ષણમાં તેમનામાં અને બ્રાહ્મણોમાં કંઈ ફેર દેખાતો નથી. બંગાળમાં જ્યાં બ્રાહ્મણ, કાયસ્થ, સોની એ બધા એકઠા થઇ બેઠા હોય ત્યાં જઇને જનોઇ જોયા વિના એ બધાને પારખવા બેસીએ તો બની શકે નહિ. પણ સાચીજ રીતે જે અનાર્ય છે, તેમાંથી એમને ઓળખી કાઢવા એ તો સહજ છે. શુદ્ધ આર્ય લોહીની સાથે અનાર્ય લોહી ભેળાયું છે એ તો આપણા રંગથી, રૂપથી, ધર્મથી, આચારથી અને માનસિક દુર્બળતાથી સાફ જણાઈ આવે છે. પણ એ મિશ્રણ તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય–એ સૌ સંપ્રદાયમાં થયું છે.

ગમે તેમ હોય પણ શાસ્ત્રવિહિત ક્રિયાકર્મનું રક્ષણ કરવા માટે સમાજે ખાસ કરીને બ્રાહ્મણને સ્વતંત્રતા આપીને યોજ્યો હતો. ક્ષત્રિય વૈશ્યને એ પ્રમાણે ખાસ કરીને પોતાના પૂર્વના આચારની મુશ્કેલીઓમાં ભરાઇ રહેવાનું .બંગાળામાં

કંઈ કારણ નહોતું. એની ખુશી હોય તો જુદ્ધે જાય, ખુશી હોય તો વેપાર-વણજ કરે, એમાં સમાજનું કંઈ જાય આવે નહિ. અને જે લોક સુદ્ધ, વેપાર, ખેતી કે કારીગીરી પોતાની મરજીમાં આવે તે કરે તેમને તો ખાસ નિશાનીઓ કરીને અળગા પાડવાની જરૂર નહોતી. લોક ધંધોરોજગાર તો પોતાની ગરજે કરે, એને કોઇ ખાસ વ્યવસ્થાની તો પરવા નથી. ધર્મનો માર્ગ કંઈ એવો નથી; એ તો પ્રાચીન નિયમે બંધાયલો છે; તેનું આયોજન, તેની રીતિપદ્ધતિ તો આપણી ઈચ્છા પ્રમાણે કંઈ થઇ શકે નહિ.

આપણો સમસ્ત સમાજ વિશેષ કરીને દ્વિજસમાજ છે. જો એમ ન હોય, જો આ સમાજ શૂદ્રસમાજ હોય તો બ્રાહ્મણ થોડાક જ હોવાને કારણે આ સમાજ યુરોપિયન આદર્શ પણ પામશે નહિ, અને ભારતીય આદર્શ પણ ખોઇ નાખશે.

બધા ઉંચા પ્રકારના સમાજમાં લોક ઉપર કંઇ ને કંઇ જવાબદારી હોય છે. જે સમાજમાં બહુ લોક પોતાને હલકા માની લઈ આરામમાં પડી, જડ બની ભોગવિલાસને વહાલા કરે, તે સમાજ મરે; ના મરે તો એના કરતાં મરવું ભલું.

યુરોપ કર્મનું માર્યું સદા સર્વદા પ્રાણ આપવાને તૈયાર રહે છે. આપણે જો ધર્મને કાજે પ્રાણ દેવા તૈયાર ન હોઈએ તો એ પ્રાણ અપમાન પામવા છતાં પણ અભિમાન કરવું એમાં તે આપણી શી શોભા?

યુરોપિયન લશ્કર યુદ્ધના ઉત્સાહથી ને પગારના લોભથી તથા ગૌરવના આશ્વાસનથી પ્રાણ દેવા તૈયાર થાય; પણ ક્ષત્રિય તો એ કશાની પરવા કર્યા વિના પણ પ્રાણ દેવા તૈયાર થાય. કારણ કે યુદ્ધ એ સમાજનું જરૂરનું કામ છે, એક સંપ્રદાય પોતાનો ધર્મ માનીને એ કઠણ ભાર ઉપાડી લે; તો કામની સાથે ધર્મરક્ષણ પણ થાય. આખો દેશ એકઠો થઇને યુદ્ધને માટે તૈયાર થઇ જાય તો 'મિલિટરી-ઝમ'નું બળ વધી જાય અને દેશનું ભારે અનિષ્ટ થાય.

વેપાર પણ સમાજરક્ષણને માટે બહુ જરૂરનું કર્મ

છે. એ સામાજિક કર્મને જો કોઇ સંપ્રદાય પોતાનો ધર્મ માની ઉઠાવી લે, એમાં પોતાનું કુળગૌરવ માને તો ધર્મની રક્ષા થાય ને વાણિયાવૃત્તિ બધે ફરી વળી સમાજની બીજી શક્તિઓને ગળી જાય નહિ. અને વળી કર્મમાં ધર્મનો આદર્શ સદા જાગ્રત રહે.

ધર્મ અને જ્ઞાનપ્રાપ્તિ, યુદ્ધ અને રાજકાર્ય, વ્યાપાર અને કારીગીરી, એ સમાજનાં ત્રણ જરૂરનાં કામ છે. એમાંથી કશાય વિના ચાલે નહિ. એમાંથી દરેકમાં ધર્મગૌરવ ને કુળ ગૌરવ મૂકીને તે અમુક અમુક સંપ્રદાયને સોંપ્યે તેમની સીમા પણ સચવાય અને તેની ઉન્નતિ કરવાના પ્રસંગ પણ મળે.

કર્મનો નશો જ આપણા ઉપર ચઢી બેસી આપણા આત્માને દબાવી દે, એ શંકા ભારતવર્ષને આવેલી તેથીજ ભારતવર્ષમાં માણસ લડાઈ કરે, વેપાર કરે; પણ તેથી એ માણસ કંઇ માત્ર એકલો સિપાઈ નહિ કે એકલો વેપારી નહિ. કર્મને કુળવ્રત માનવાથી, કર્મને સામાજિક ધર્મ કરી લીધાથી સમાજનું કામ સરે, અને એ કામ પોતાની સીમાને ઓળંગી, સમાજના સામંજસ્યને ભાગી, મનુષ્યના મનુષ્યત્વને ઢાંકી દઈ આત્માના રાજ્યસિંહાસન ઉપર ચઢી બેસે નહિ.

જેઓ દ્વિજ છે તેમને એક વાર કામમાંથી છૂટા થવું પડે; ત્યારે તે બ્રાહ્મણ નહિ, ક્ષત્રિય નહિ, વૈશ્ય નહિ; ત્યારે તે નિત્યકાળનો માણસ. તે વેળાએ કર્મ એને માટે ધર્મ રહેતું નથી, તેથી એ સહેજે છોડી શકાય. એમ દ્વિજ-સમાજે વિદ્યા અને અવિદ્યા બંનેનું રક્ષણ કર્યું હતું. તેઓ કહેતા કે अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते–અવિદ્યાથી મૃત્યુને તરી જઇ વિદ્યાથી અમૃત મેળવી શકાય. પણ એવી રીતે થવું જોઇએ કે કર્મને બહુ મહત્ત્વ ન અપાય. જો અપાય તો મૃત્યુને તરી પણ ન જવાય. અમૃતને પ્રાપ્ત કરવાનું જે લક્ષ્ય તેથી પણ ભ્રષ્ટ થવાય–એને માટે અવકાશ જ મળે નહિ. એટલા માટે કર્મને નિયમમાં–

સીમામાં રાખી, એને ધર્મ સાથે જોડી દેવું ઇષ્ટ છે; એને પ્રવૃત્તિના હાથમાં, આવેશના હાથમાં, કર્મપૂરના વેગના હાથમાં છોડી ન દેવું જોઇએ. આટલા જ માટે ભારતવર્ષમાં જુદા જુદા સંપ્રદાયના હાથમાં જુદાં જુદાં કામ સોંપી દીધાં છે.

કર્મ અને ધર્મને સમતોલ રાખવા માટેનો, માણસના ચિત્તમાંથી કર્મના જુદા જુદા પાશને ઢીલા રાખીને તેને એક બાજુએ સંસારવ્રતમાં પરાયણ રાખવાનો અને બીજી બાજુએ મુક્તિનો અધિકારી કરવાનો આ વિના તો બીજો કોઇ ઉપાય દેખાતો નથી.

હવે પ્રશ્ન એ થશે કે, સમાજને બાંધીરૂંધીને પોતે તેમાં પુરાઈ રહે તો માનવીની સ્વાધીન પ્રકૃતિ પીડાઇ મરે. માણસને નાનો કરીને સમાજને મોટો કરવાનો કંઈ અર્થ નથી. મનુષ્યનું મનુષ્યત્વ સાચવવા માટેજ સમાજ છે.

એનો ઉત્તર એ કે, ભારતે સમાજને બાંધીને વ્યવસ્થામાં મૂક્યો છે, તે સમાજની અંદર બંધાઇ જવા માટે નહિ; પણ પોતાને અનેક તરેહની અંધ વ્યર્થ ચેષ્ટાઓમાં ફેંકી દીધા વિના, પોતાની નિયમિત શક્તિને અનંતની તરફ એકાગ્ર કરવાને માટેજ જાણી જોઇને બહારના વિષયોની મર્યાદા બાંધી છે. નદીના કિનારાથી બંધાઇને પાણીનો વેગ ઉતાવળો ને અમુક દિશામાં થાય છે એમ સમાજબંધનની પાળોથી એ શક્તિ વેગવાળી થાય અને અંધાઇ રહે નહિ, એ જ એનો ઉદ્દેશ હતો. એટલાજ માટે ભારતવર્ષનાં સમસ્ત ક્રિયાકર્મમાં, સુખ-શાન્તિ-સંતોષમાં મુક્તિનો સાદ છે—આત્માને ભૂમાનંદ બ્રહ્મની મધ્યે વિકસિત કરી દેવાને માટેજ એ સમાજ પોતે બનાવેલી સાંકળોએ બંધાયો હતો. જો તે એ લક્ષ્યથી ભ્રષ્ટ થાય, જડને વશ થઈ એ પરિણામની અવગણના કરે તો કેવળ બંધન જ થઇ જાય, તો અતિ ક્ષુદ્ર સંતોષશાન્તિનો કશો અર્થ રહે નહિ. ભારતવર્ષનું લક્ષ્ય ક્ષુદ્ર નહોતું; ભારતવર્ષે તો માન્યું છે

કે भूमैव सुखं नाल्पे सुखमस्ति-અનંતે જ સુખ, અલ્પમાં સુખ નહિ. ભારતના બ્રહ્મવાદીઓ વદે છે કે येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम्-જેનાથી અમરપદ મળે નહિ તેને લઇને તે હું શું કરું ? કેવળ પરિવારની અને સમાજની સુવ્યવસ્થાથી જ હું અમર થઈ શકીશ નહિ. એથી મારા આત્માનો વિકાસ થઈ શકશે નહિ. સમાજ જો મને સંપૂર્ણ સાર્થકતા આપે નહિ તો સમાજ મારો કોણ ? સમાજને સાચવવાને માટે જે મને વધવા દે નહિ તેને હું માનું નહિ, યુરોપ પણ એ તો કહે છે જ કે વ્યક્તિને જે સમાજ પાંગળું કરી દબાવી દે તે સમાજની વિરુદ્ધ વિદ્રોહ ન કરે તે હીન-દીન-અધમ. ભારતવર્ષ પણ બિલકુલ સંકોચ વિના નિર્ભય થઇને બોલ્યો છે કે आत्मार्थे पृथिवीम् त्यजेत्। સમાજને મોટો કરીએ તો ઉપાય મોટો થઇ જાય, ઉદ્દેશ્ય નાનું થઇ જાય. ભારતે એવું કર્યું નથી. એથી એક બાજુએ જેમ એનાં બંધન દૃઢ, તેમ બીજી બાજુએ તેનો ત્યાગ પણ સંપૂર્ણ. સાંસારિક પરિપૂર્ણતામાં વીંટાઇને ભારતવર્ષે પોતાને કેદી નથી બનાવ્યો; પણ એને પૂર્ણ સ્વતંત્રતા આપી છે. જ્યારે સંઘરવાનું સંઘરાઇ રહ્યું, ભંડાર ભરાઇ રહ્યા, પુત્ર ઉંમરે આવી વિવાહ કર્યા, અને ત્યાગનો અવસર આવ્યો કે બરાબર તેજ ક્ષણે સંસારનો પરિત્યાગ કરવાની વ્યવસ્થા હતી. જ્યાંસુધી શ્રમ કરો, ત્યાંસુધી તમે છો; જ્યાં શ્રમ થઇ રહ્યો ત્યાં આરામથી ફળભોગ કરતા જડ થઇ બેસી રહેવાના એમ પણ નહિ. સંસારનાં કામકાજથીજ સંસારમાંથી મુક્તિ મળી, એટલે ત્યારપછી આત્માની અબાધ અનંત ગતિ-એનો અર્થ નિશ્ચેષ્ટ થવું એવો નથી. સંસારને હિસાબે એ જડતા જેવું દેખાય, પણ કુંભારનો ચાક જેમ ખૂબ ફર્યે ફરતો દેખાય નહિ, તેમ આત્માના અનંત વેગમાં આવ્યે તે નિશ્ચળ જેવો દેખાય. આત્માના એ વેગને ચારે બાજુએ ગમે તેમ ફરવા ન દેતાં એક દિશાએ એકધારો ફરે એવી શક્તિ આપવી એ સમાજનું કર્તવ્ય હતું. આપણા સમાજમાં પ્રવૃત્તિને અંકુશમાં રાખી સદા-

સર્વદા તેને નિઃસ્વાર્થ મંગળસાધનામાં પ્રેર્યા રાખવાની જે વ્યવસ્થા છે, તે બ્રહ્મલાભનું પહેલું પગથીઉં છે, એમ માનીને આપણે ગૌરવ અનુભવીએ છીએ. વાસનાને નાની કરીએ તો આત્માને મોટો કરી શકાય, એટલા માટે આપણે વાસનાને મોટી રાખીએ છીએ, તે કંઇ માત્ર સંતોષ અનુભવવા માટે નહિ. યુરોપ પણ મરવાને તો રાજી છે, પણ વાસનાને ટુંકી કરવા માટે નહિ; આપણે પણ મરવાને તો રાજી છીએ, પણ આત્માને તેની પરમગતિથી-પરમસંપદથી તેને અટકાવવાને માટે નહિ. આજ દુઃખને દહાડે એ વાત આપણે ભૂલી ગયા છીએ કે એ આપણો સમાજ હજી યે આપણો છે, પણ તેમાં થઇને આપણી પ્રવાહધારા येनाहं नामृता स्याम् किमहं तेन कुर्याम्-એ ગાન ગાતી ગાતી બ્રહ્મ તરફ-મોક્ષ તરફ દોડતી જતી નથી. આજ તો-

માળા હતી જેનાં ફૂલ ગયાં ખરી,

રહી ગળે માત્ર દોરી—

એ દશા થઈ પડી છે.

આથી જ આપણો એ પુરાતન સમાજ આપણને બળ આપી શકતો નથી, ગૌરવ આપી શકતો નથી; આધ્યાત્મિક ઉન્નતિને રસ્તે દોરી જઇ શકતો નથી, માત્ર આપણને ચારે દિશાએથી ઘેરી રહ્યો છે. એ સમાજનો મહાન ઉદ્દેશ્ય જ્યારે આપણે સાચી રીતે સમજી શકીશું તેજ પળે આપણે મોટા થઇશું, મુક્ત થઇશું, અમર થઇશું. જગતમાં આપણી પ્રતિષ્ઠા થશે, પ્રાચીન ભારતના તપોવનમાં ઋષિઓએ જે યજ્ઞ આદર્યો હતો, તે સફળ થશે અને પૂર્વપુરુષો આપણામાં કૃતાર્થ થઈ આપણને આશીર્વાદ આપશે.

(૧૯૦૨)



# ૮–સમાજભેદ

ગયા જાન્યુઆરી માસમા 'કૉન્ટેમ્પોરેરી રિવ્યુ' પત્રમા ડૉ ડિલને 'વાઘ ચીન અને બકરીનુ બચ્ચુ યુરોપ' એ નામે એક લેખ લખ્યો છે તેમા યુદ્ધ પ્રસગે ચીના લોક ઉપરનો યુરોપનો પાર વિનાનો જુલમ વર્ણવ્યો છે જગીસખા, તેમૂર લગ વગેરે માનવજાતિના શત્રુઓની ઇતિહાસપ્રસિદ્ધ દારુણ કીર્તિ યુરોપની બર્બરતા આગળ નીચી મૂડીએ ઉભી રહે છે–ઝાખી પડી ગઇ છે

યુરોપ પોતાની દયાધર્મભરી સભ્યતાનુ ગૌરવ બતાવી સદા એશિયાનો ધિક્કાર કરે છે એનો જવાબ દેવાથી આપણને કઇ સુખ થાય એમ નથી, કારણકે દુર્બળ દોષ દેખાડે તેનાથી સબળને કઇ હાનિ તો થાય નહિ, ઉલટુ દુર્બળને એથી કઇ ને કઈ આપદા આવી પડે

એશિયાચરિત્રની ક્રૂરતા, બર્બરતા અને અજ્ઞનતા એ તો જાણે યુરોપિયન સમાજમા સાધારણ કહેવતરૂપે થઇ પડી છે આથી યુરોપે એશિયાને આદર્શરૂપે માનવો નહિ એવી ધૂન આજકાલ ખ્રિસ્તીસમાજને ખૂબ જોરથી લાગી છે

આપણે જ્યારે યુરોપની નિશાળમા પહેલવારકા પાઠ ભણવા બેઠા, ત્યારે એ પાઠમાથી આપણને ધૂન લાગી કે માણસ માણસમા ભેદ નહિ એટલા માટે આપણા એ નવા પડયા સાથેનો આપણો બધો ભેદ ટળી જાય એવુ કરવાને માટે આપણે બધી તૈયારીઓ કરવા માડી એટલામા તો પડયાજીએ પોતાની ધર્મપોથી બંધ કરી દીધી ને બોલ્યા

કે પૂર્વપશ્ચિમનો ભેદ એવડો મોટો છે કે ટાળ્યો ટળે ના.

ઠીક ભાઇ! ભેદ છે જ તો ભલે રહ્યો. વિચિત્રતાથી સંસાર નીરોગ રહે. પૃથ્વીમાં બધે ટાઢતડકો સરખો નથી, એથી તો વાયુ વાય છે. સભ્યતાના જુદા જુદા આદર્શ જુદે જુદે રૂપે સાર્થક થઇને પોતાની સ્વતંત્રતા ભલે સાચવે–એજ સ્વતંત્રતામાં એકબીજાની પાસેથી એકબીજાને જ્ઞાનની લેવડદેવડ થાય.

આજ તો જોઇએ છીએ કે, ગાળાગાળી ને ગોળાગોળીની લેવડદેવડ થાય છે. નવી ખ્રિસ્તી સદીની શરૂઆત એ રીતે થઈ.

ભેદ તો છેજ એમ માની લઇને પણ બુદ્ધિ વડે, પ્રીતિ વડે, હૃદયના વિનય વડે એ ભેદના અંતરમાં ઉતરવાની શક્તિ જો ન હોય, તો ખ્રિસ્તી શિક્ષણમાં ઓગણીસસો વર્ષોએ કર્યું શું ? પૂર્વના કિલ્લાની ભીંતો તોપના ગોળાથી તોડીને એકાકાર કરશો કે ચાવી લઇને એના દરવાજા ઉઘાડી અંદર પેસશો ?

મિશનરીઓ ઉપર ચીના લોકોએ હલ્લા કર્યા તેથી આ વિપ્લવનો પાયો નંખાયો છે. યુરોપ તો એ વાત સહેજે માની લે કે, ધર્મ ફેલાવવામાં અને શિક્ષણ વિસ્તારવામાં ચીનાઓએ અધીરા અને અનુદાર થઇ જઇને આ જે વાંધા નાખ્યા છે તેથી એમણે પોતાને હાથે જ સાબિત કરી દીધું છે કે, તેઓ પોતેજ બાર્બર–જંગલી છે; બાકી, મિશનરીઓ કંઇ ચીનનું રાજ્ય જીતી લેવા ગયા નહોતા.

પણ અહીં પૂર્વપશ્ચિમનો જે ભેદ છે તે ભેદ ધીરજ અને શ્રદ્ધા વડે સમજવાના પ્રયત્નો યુરોપ કરતો નથી, કારણ કે એનાં કાંડાંમાં જોર છે.

ચીનનું રાજ્ય ચીના રાજાનું. જો કોઇ રાજ્ય ઉપર હુમલો કરે તો રાજા રાજામાં લડાઇ થાય, એથી પ્રજાને જે કંઇ હાનિ થાય તે બહુ ઉંડી નહિ. પણ યુરોપમાં રાજ્ય રાજાનું નહિ, સમસ્ત પ્રજાનું. રાષ્ટ્રતંત્ર એજ યુરોપિ-

યન સભ્યતાનું કલેવર. એ કલેવર ઉપર પ્રહાર થાય અને તેમાંથી રક્ષણ થાય નહિ તો એનો પ્રાણ બચે નહિ; એટલા માટે બીજા કોઈ પ્રહાર સંબંધે તેઓ પરવા કરે નહિ. વિવેકાનંદ વિલાયતમાં જઇ જો વેદાન્તનો પ્રચાર કરે ને ધર્મપાલ જો બુદ્ધધર્મનો પ્રચાર કરે, તો તેથી કંઈ યુરોપના શરીરને ઘા લાગે નહિ; કારણ કે યુરોપનું શરીર તો રાષ્ટ્રતંત્ર જીબ્રાલ્ટરના પહાડનું. એનું તો સમસ્ત ઇંગ્લાંડ પ્રાણ દઈને રક્ષણ કરે, પણ ખ્રિસ્તી ધર્મનું રક્ષણ કરવા સાવધાન રહેવાની જરૂર તેમને લાગે નહિ.

પૂર્વદેશમાં બરાબર એથી વિરુદ્ધ પૂર્વની સભ્યતાનું શરીર ધર્મ. ધર્મ એટલે 'રીલીજિયન' નહિ, પણ સામાજિક કર્તવ્યતંત્ર–રીલીજિયન, પૉલીટીકસ સૌ એની અંદર જ સમાઇ જાય. તેના ઉપર ઘા કરવાથી સમસ્ત દેશ ખળભળી ઉઠે; કારણ કે એનું મર્મસ્થાન સમાજની અંદર જ છે, તેની જીવનશક્તિ બીજી કોઇ જગાએ નથી. ઢીલી રાજયશક્તિ વિશાળ ચીનના સર્વ પ્રદેશોમાં સચોટ દેખાય નહિ. રાજધાનીથી દૂર દૂર દેશના પ્રદેશોમાં રાજાની આજ્ઞા પહોંચે, રાજાનો પ્રતાપ પહોંચે નહિ; પણ તોય ત્યાં શાન્તિ છે, વ્યવસ્થા છે, સભ્યતા છે. ડૉ. ડિલનને એથી નવાઇ લાગે છે. માત્ર થોડે જ બળે આટલું મોટું રાજ્ય કબજે રાખવું એ કંઇ જેવી તેવી વાત નથી.

પણ એ વિશાળ ચીન દેશ કંઇ હથિયારથી કબજે રહ્યો નથી, માત્ર ધર્મથી જ રહ્યો છે. પિતાપુત્ર, ભાઇબહેન, પતિપત્ની, આડોશીપાડોશી, રાજાપ્રજા, ગોર–યજમાન, એ બધાને મળીને એ ધર્મ બહાર ગમે એટલો વિપ્લવ હોય, અને રાજગાદી ઉપર ગમે તે ભલે બેસે, પણ આ ધર્મ વિશાળ ચીનની નીચે રહીને અખંડ નિયમબળે એ વિશાળ જનસમાજને નિયમમાં રાખી રહ્યો છે. એ ધર્મ ઉપર ઘા થયે ચીનને મૃત્યુવેદના થાય અને આત્મરક્ષણને માટે નિર્દય પણ બની ઉઠે; તેવે સમયે એને કોણ રોકી રાખે? તેવે સમયે તો રાજા પણ કોણ ને રાજાની સેના ય કોણ? ત્યારે

ચીન સામ્રાજ્ય નહિ, પણ ચીનજાતિ જાગી ઉઠે.

એક નાનું ઉદાહરણ આપવાથી આપણી વાત ચોખ્ખી થઇ જશે. પાશ્ચાત્ય પરિવારને અમુક માણસ જીવે ત્યાં સુધી તેનો સંબંધ રહે. આપણો પરિવાર તો કુળનું એક અંગ છે. આટલા ભેદમાં બધો ભેદ આવી જાય. પાશ્ચાત્ય માણસ એ ભેદ સમજવા ઉંડો ઉતરે નહિ, તેથી હિન્દુ પરિવારનું દુઃખ એ કોઇ રીતે સમજી શકે નહિ અને તેથી અનેક બાબતોમાં અધીરો થઈ જઇ તેને તરછોડી નાખે. કુળસૂત્રે બંધાયલો હિન્દુ પરિવાર જીવતા ને મરેલા સૌ સાથે સંબંધ રાખે તેથી એ પરિવારમાંથી વિખૂટો પડીને એમાંનો કોઇ નીકળી જાય, ત્યારે એ પરિવારને કેવો કારી ઘા લાગે, એ અંગ્રેજ સમજી શકે નહિ. કારણ કે અંગ્રેજ પરિવાર તો ધણીધણીઆણી સિવાય બીજા કોઇને માને નહિ. એટલા જ માટે હિન્દુસંસારમાં વિધવાવિવાહનું વિધાન હોવા છતાં એનો પ્રચાર થયો નથી; કારણ કે સજીવ પ્રાણી જેમ પોતાના કોઇ સજીવ અંગનો ત્યાગ કરે નહિ, તેમજ હિન્દુ પરિવાર પણ વિધવાનો ત્યાગ કરી પોતાને પાંગળો કરી નાખવા ઇચ્છે નહિ. બાળવિવાહ પણ હિન્દુપરિવારમાં એ જ કારણથી સારો મનાયો છે. કારણ કે પ્રેમસંચારની ઉંમર થતાંજ પતિપત્નીની એકતા થાય, પણ સમસ્ત પરિવારમાં એક થઇ જવાનો–મળી જવાનો–વખત તો નાનપણનો જ.

વિધવાવિવાહના નિષેધથી અને બાળલગ્નના વિધિથી બીજી રીતે તો અનેક હાનિ હોઇ શકે, પણ હિન્દુસમાજની ભાવના જે જાણે તે તેને બર્બરતા–જંગલીપણું–માનીને ઉડાવી દેવાનો પ્રયત્ન કરે નહિ. અંગ્રેજને ભારતવર્ષ કબજે રાખવો હોય તો જિબ્રાલ્ટર, માલ્ટા, સુએઝ અને એડનનું રક્ષણ કરવુંજ પડે; તેમ હિન્દુપરિવારનું રક્ષણ કરવું હોય તો ઘા ખમતે ખમતે પણ હિન્દુએ આ નિયમ પાળવા પડે.

પરિવારને અને સમાજને આમ સજડ બાંધી રાખવો એ સારૂં કે નહિ, એવો તર્ક અંગ્રેજ કરી શકે. આપણો

ઉત્તર દઈશું કે રાષ્ટ્રીય સ્વાર્થને સૌથી ઉપર રાખીને રાજકીય જડ ઉંડી ઘાલવી કે નહિ એના ઉપર પણ તર્ક થઈ શકે. દેશનાં બીજાં બધાં પ્રયોજનને ધીરે ધીરે દબાવી દઈ લશ્કરને વધારી મૂકવાની ચિંતાએ આખું યુરોપ પીડાઈ રહ્યું છે–સેનાસંપ્રદાયના અતિશય ભારથી સામાજિક સમતોલપણું ભાગી પડયું છે. એનો છેડો કયાં? નિહિલિસ્ટોના અગ્નિઉત્પાતમાં કે એકબીજા સામેના પ્રલયના સંગ્રામમાં? આપણે સ્વાર્થ અને સ્વેચ્છાચારને અનેક બંધને બંધાઈ મરીએ છીએ એ જો સાચું જ હોય, તો યુરોપ સ્વાર્થ અને સ્વાધીનતાને રસ્તે છૂટી લગામે ઘોડા દોડાવી મૂકે છે તેથી સદા જીવતો રહેશેજ કે કેમ, એની તો પરીક્ષા હજી બાકી છે.

ગમે તેમ હો, પણ પૂર્વપશ્ચિમના આ બધા ભેદો વિચાર કરીને સમજવા જેવા છે. યુરોપની પ્રથાઓનો જ્યારે વિચાર કરવા બેસીએ, ત્યારે યુરોપના સમાજતંત્ર સાથે તેનો મેળ કરીને વિચાર ન કરીએ તો અનેક સમય આપણે પણ તેમને અન્યાયથી તરછોડી બેસીએ એવો સંભવ છે. એનું એકજ પ્રમાણઃ–વિલાયતી સમાજમાં કન્યાને બહુ વરસ સુધી કુમારી રાખવાનો જે સંપ્રદાય છે, તેના ઉપર આપણે ટીકા કરીએ છીએ–આપણે એ પ્રથાથી ટેવાયલા નથી એટલા માટે એ સંબંધે આપણે નાના પ્રકારની શંકાઓ કરીએ છીએ. પણ બાળવિધવાને મરતા સુધી આપણે એવીજ દશામાં રાખીએ છીએ. તેના ઉપર તો પરાયા માણસને એથીયે વધારે શંકા ઉપજે એ વાત આપણે ત્યારે સમૂળી ભૂલી જઇએ છીએ. કુમારીને પ્રસંગે આપણે કહીએ છીએ કે, માનવપ્રકૃતિ નિર્બળ છે, પણ વિધવાને પ્રસંગે કહીએ છીએ કે, શિક્ષણસાધનાથી પ્રકૃતિને વશ કરી શકાય. પણ ખરી વાત તો એ છે કે, એ બધા નિયમો કોઇ નીતિતત્ત્વને કારણે બંધાયા નથી, પણ પ્રયોજનને કારણેજ બંધાયા છે. નાની ઉંમરે કુમારીનો વિવાહ કરવો એ જેમ હિંદુને માટે જરૂરનું છે, તેમજ વૈધવ્યનો વિધિ પણ જરૂરનો છે; એટલાજ માટે હાનિઓ છતાં પણ હિન્દુઓમાં બાળવિવાહ થાય છે, શંકાને

સ્થાન હોવા છતાં મરણસુધી વૈધવ્ય પળાય છે. પ્રયોજનને કારણેજ યુરોપમાં કુમારિકાઓના વિવાહ મોટી ઉંમરે થાય છે ને વિધવાના પુનર્વિવાહ થાય છે. ત્યાં નાની ઉંમરની કન્યાને જુદું ઘર માંડવું બને નહિ અને કોઇ વિધવા પરિવારનું અંગ ન હોવાથી અનેક વાર પરિવારનો આશ્રય પામે નહિ. યુરોપના સમાજતંત્રના રક્ષણને માટે અનુકૂળ હોવાથી એમ કરવું ત્યાં ભલું છે, બીજું જે કંઇ ભલું તે તો આકસ્મિક જ છે–ગૌણ છે.

એમ પ્રયોજનને અનુસરી જે આચાર બંધાય, તેની સાથે ધીરે ધીરે ભાવની સુંદરતા જડાતી જાય. ઉંમરે આવેલાં કુમાર–કુમારીઓની સ્વતંત્ર પ્રેમસુંદરતા યુરોપના ચિત્તમાં કેવી સજ્જડ ચોંટી છે તે યુરોપનું સાહિત્ય વાંચવાથી ખાત્રી થશે. એ પ્રેમના આદર્શનું યુરોપિયન કવિઓએ દિવ્યભાવે ઉજળું વર્ણન કર્યું છે.

આપણા દેશમાં પતિવ્રતા ગૃહિણીનો કલ્યાણપરાયણ ભાવ મધુર બની હિન્દુ ચિત્તનું રક્ષણ કરે છે. બીજાં સૌ સૌંદર્ય કરતાં એ ભાવનાસૌંદર્યને આપણા સાહિત્યમાં અગ્રસ્થાન મળ્યું છે. એ વિષેનું વિવેચન હું બીજા નિબંધમાં કરીશ.

પણ એટલા માટે જે સ્વાધીન ભાવનાસૌંદર્યે સમસ્ત યુરોપિયન સમાજને ઉજળો કરી મૂક્યો છે, તેનો અનાદર કર્યે તો આપણી અંધતા ને મૂઢતાજ સાબીત થશે. સાચી વાત તો એ છે કે, એ સૌંદર્ય આપણા હૃદયને સ્પર્શે છે. જો એમ ના હોત, તો અંગ્રેજી કાવ્યકથા આપણે માટે મિથ્યા થાત. હિન્દુ કે અંગ્રેજમાં જાતિભેદ છે, તેમ સૌંદર્યમાં તો જાતિભેદ હોઇ શકે નહિ. અંગ્રેજ સમાજના આદર્શના સૌંદર્યને સાહિત્ય જ્યારે ખોલી દેખાડે, ત્યારે તે આપણી જાતિના સંસ્કાર ઉપર વિજય મેળવીને આપણા હૃદયમાં પ્રવેશ કરે, તેમજ આપણા હિન્દુ પરિવારના આદર્શમાં જે કલ્યાણકારી સૌંદર્ય છે તે જો અંગ્રેજ ન જોઈ શકે, તો એ અંગ્રેજ પણ એટલે અંશે બર્બર.

યુરોપિયન સમાજે અનેક મહાત્માલોકને જન્મ આપ્યો છે; ત્યાં સાહિત્ય-શિલ્પ-વિજ્ઞાન રોજ રોજ ઉન્નત થતાં ચાલે છે; એ સમાજ પોતાનો મહિમા પોતે પગલે પગલે સાબિત કરતો આગળ ચાલે છે; એનો પોતાનો ઘોડો નિરંકુશ બની-ને ઉન્મત્ત નહિ બની જાય તો એના રથને બહારથી કોણ કોઇ અટકાવી શકશે નહિ, તેની કલ્પના આપણાથી થઇ શકતી નથી. એવા ગૌરવશાળી સમાજને શ્રદ્ધાથી જોવાને બદલે જેઓ એના ઉપર વ્યંગ આક્ષેપ કરે છે એવા દેશી લેખકો અજાણતાં પોતાનીજ મશ્કરી કરે છે.

બીજી બાજુએ, હજારો વરસનો સતત વિપ્લવ જે સમાજને ભાંયભેગો કરી શક્યો નથી, હજારો દુર્ગતિ સહેન કરીને પણ જે સમાજે ભારતવર્ષને દયાધર્મના ક્રિયાકર્તવ્ય-ની અંદર સંયમિત કરી રાખ્યો છે, ને તેને રસાતળમાં જતાં ઝાલી રાખ્યો છે, જે સમાજ સાવધાન રહી હિન્દુ-જાતિની બુદ્ધિવૃત્તિનું એવે ભાવે રક્ષણ કરતો આવ્યો છે કે બહારથી સામગ્રી મળતાંની સાથેજ પ્રકટી ઉઠે, જે સમાજે મૂઢ અશિક્ષિત જનમંડળની પ્રવૃત્તિ ઉપર પગલે પગલે અંકુશ મૂકીને, પરિવાર અને સમાજના હિતને માટે આત્મત્યાગ કરતાં શીખવ્યું છે, તે સમાજને પાદરીઓ શ્રદ્ધાપૂર્વક જુએ નહિ, ત્યારે તો તેઓ પોતેજ શ્રદ્ધાને યોગ્ય નથી. એમણે એટલું તો સમજવું જોઇએ કે, આ વિશાળ સમાજ એક મહાપ્રાણી સમાન છે-જરૂર પડયે પણ એના એકાદ અંગ ઉપર ઘા કરતા પહેલાં આખા પ્રાણીના શરીરતત્ત્વને તપાસી જોવાની ખાસ જરૂર છે.

સાચી રીતે તો સભ્યતા સભ્યતામાં ફેર છે-એ ફેર થવામાં વિધાતાનો કંઇક અભિપ્રાય છે. એ ભિન્નતાની અંદર જ્ઞાનને અને સહૃદયતાને લઇને પ્રવેશી શકાય તો જ એ વિચિત્રતા સાર્થક થાય. જે શિક્ષણ અને અભ્યાસ એ પ્રવેશનાં બારણાં ભીડી દે, તે બર્બરતાની નીસરણીનું પહેલું પગથીઉં. એથી જ અન્યાય, અવિચાર, નિર્દયતા પેદા થાય.

સાચી સભ્યતાનું લક્ષણ શું ? स सर्वज्ञ सर्व एवाविवेश– તે સર્વને જાણે છે અને સર્વ મધ્યે પ્રવેશે છે, એ સૂત્રને જે અનુકૂળ છે તેજ સાચી સભ્યતા. જે પાશ્ચાત્ય સભ્યતાની સદા મશ્કરી કરે–તેનો તિરસ્કાર કરે તે હિંદુઆણી હિંદુસભ્યતા તો નહિજ; તેમજ જે પૂર્વની સભ્યતાનો સંપૂર્ણ અસ્વીકાર કરે તે સાહેબી, યુરોપિયન સભ્યતા નહિ. જે આદર્શ બીજા આદર્શ સાથે વેર રાખે એ આદર્શજ નહિ.

આજકાલ યુરોપમાં એ આંધળે વેરભાવે સભ્યતાની શાન્તિમાં પાપ ભરવા માંડયું છે. રાવણ જયારે સ્વાર્થે આંધળો બની અધર્મ કરવા મંડી પડયો, ત્યારે લક્ષ્મી તેને છોડી ચાલતી થઈ ગઈ. આધુનિક યુરોપના દેવમંડપમાંથી લક્ષ્મી જાણે બહાર ચાલી આવી છે; એટલા જ માટે બોર ગામડાંમાં આગ લાગી છે, ચીનમાં પશુબળે લાજ છોડી દીધી છે અને ધર્મોપદેશકોનાં નિર્દય વચનોથી ધર્મ પીડાવા લાગ્યો છે.

(૧૯૦૨)





# ९-पूर्वनी अने पश्चिमनी सभ्यता

ફ્રેન્ચ પંડિત ગિઝોએ યુરોપિયન સભ્યતાની પ્રકૃતિ સબંધે જે કહ્યું છે તે વિવેચન કરવા જેવું છે. પ્રથમ તો તેનો મત નીચે ઉતારૂ છું.

તે કહે છે કે આજની યુરોપિયન સભ્યતાની માતા પૂર્વના કાળમાં શું એશિયામાં કે શું બીજે બધે, પ્રાચીન ગ્રીસ રોમમાં પણ માત્ર એકજ માર્ગે ચાલતી હતી દરેક સભ્યતા જાણે એકજ મૂળમાંથી ઉગી હોય એમ એકજ ભાવનો આધાર લઇને ચાલી છે. સમાજમાં તેનાં દરેક અનુષ્ઠાન, તેના આચારવિચાર, તેના અંગવિકાસ સૌ એકજ સ્થાયીભાવ ઉપરજ જીવે છે

જેમકે, ઇજીપ્તમાં માત્ર પુરોહિતોના વહીવટ નીચેજ બધો સમાજ બંધાઇ પડયો હતો તેના આચારવિચાર ઉપર, તેના કીર્તિસ્તંભો વગેરે ઉપર પણ માત્ર તેનોજ પ્રભાવ. ભારતવર્ષમાં પણ બ્રાહ્મણતંત્રેજ સમસ્ત સમાજને એકભાવે બાંધી દીધો હતો

વચ્ચે વચ્ચે એમાં જુદા પ્રકારની શક્તિનો વિરોધ થતો નથી, એમ કહેવાનું કારણ નથી, પણ એ શક્તિ મૂળશક્તિની સામે હારી પડી છે.

એ એકજ પ્રકારની શક્તિને બળે જુદા જુદા દેશ જુદે જુદે રૂપે લાભ પામ્યા છે સમગ્ર સમાજમા એવા ભાવની એકતાને કારણે ગ્રીસ આશ્ચર્યવેગે અપૂર્વ પ્રકારની ઉન્નતિ કરી શકયો હતો. બીજી કોઇ જાતિ એટલા ટુંક વખત

માં એવી ઉન્નતિ કરી શકી નથી. પણ ગ્રીસ એમ ઉન્નતિની સીમાએ પહોંચ્યું ન પહોંચ્યું એટલામાં તો જીર્ણ થઇ ગયું. એની અવનતિ પણ એટલી જ ઝડપે થઇ ગઇ. જે મૂળભાવનો રસ પીને ગ્રીસ પોતાની સભ્યતાને ઉછેરતું હતું તે રસજ જાણે ખૂટી પડયો હોય, અને બીજી કોઈ નવી શક્તિ આવીને તેને પોષી શકે નહિ કે તેનું સ્થાન લઈ શકે નહિ એવી દશા થઇ ગઇ.

બીજી બાજુએ, ભારતવર્ષ અને ઈજીપ્તની સભ્યતાનો મૂળભાવ એક તો ખરો, પણ તેણે સમાજને અચળ કરી રાખ્યો, પણ તેની સરળતામાં બધું જડ થઈ ગયું; દેશ નાશ પામ્યો નહિ, સમાજ ટકી તો રહ્યો, પણ કશું નવું નહિ. સમાજ આગળ વધ્યો જ નહિ, સૌ એક જગાએ આવીને બંધાઇ પડયું, થંભી ગયું.

બધી પ્રાચીન સભ્યતાઓ કશા ને કશામાં બંધાઇ પડી. એ કોઇને પાસે આવવા દેતી નહિ, એ પોતાની ચારે બાજુએ વાડ બાંધીને બેસતી. એ ઐક્ય, એ સરળતાનો ભાન સાહિત્યમાં અને લોકના આચારવિચારમાં પણ રાજ્ય ચલાવતો. એજ કારણથી પ્રાચીન હિન્દુઓના ધર્મનો ને શાસ્ત્રનો; ઇતિહાસનો ને કાવ્યનો સૌનો એકજ પ્રકારનો ચહેરો દેખાય છે. એમના જ્ઞાનનો ને કલ્પનાનો, એમની જીવનજાત્રાનો ને અનુષ્ઠાનનો સૌનો એકજ ઘાટ; એટલે સુધી કે ગ્રીસનું જ્ઞાન ને બુદ્ધિ વિશાળ હોવા છતાં તેના સાહિત્યમાં અને શિલ્પમાં આશ્ચર્યપ્રકારે એકરૂપતા દેખાય છે.

યુરોપની આજની સભ્યતા એથી જુદીજ તરેહની છે. એ સભ્યતાની ઉપર એક વાર આંખ ફેરવી જાઓ તો જોઈ શકો કે તે કેવી વિચિત્ર છે, કેવી અટપટી છે, કેવી નિર્બંધ છે. એના ઉંડાણમાં સમાજતંત્રનાં બધા પ્રકારનાં મૂળતંત્રો હાજર છે; લૌકિક અને આધ્યાત્મિક શક્તિ, પુરોહિતતંત્ર, રાજતંત્ર, પ્રધાનતંત્ર, પ્રજાતંત્રની સર્વ શક્તિઓ, સર્વ અવસ્થાઓ એકઠી થયેલી દેખાશે; સ્વાધીનતા, પ્રભુતા અને

શક્તિ ધીરે ધારે તેમા આવી મળી છે એ સૌ વિચિત્ર શક્તિઓ સ્થિર નથી તેઓ પોતપોતાની અદર જ લડે છે, પણ તેમાની કોઈ પણ એક બીજી બધીને જીતી લઈ ગાખા સમાજને પોતાના અધિકાર નીચે લાવી શકતી નથી એ વિરોધી શક્તિઓ એકજ કાળે સાથે માથે રહીને સમાજનુ કાજ કરે છે, તેમા વિચિત્રતા હોવા છતા, લડતી ઝઘડતી છતા જાણે એકજ પરિવારની હોય એમ સાથે સાથે રહે છે યુરોપિયન સભ્યતા ઓળખવાની આ નિશાની

આચારમા, વિચારમા ને ભાવમા એવી રીતે વિચિત્રતા અને વિરોધ તેઓ રાતદહાડો એકબીજાને ઓળગે છે, લાતો માર છે, બાધે છે, બદલી નાખે છે અને એકબીજામા પેસી પણ જાય છે એક બાજુએ સ્વતત્રતાની ઉત્કટ વાસના, બીજી બાજુએ બધાવાની પણ પુરેપુરી શક્તિ માણસ મા ણુમના વિશ્વાસથી આશ્ચર્યરૂપે બધાય, અને વળી બધનો તોડવા માટે વિશ્વમા કોઈની ઉપર પણ નજર રાખ્યા વિના પોતાની ઇચ્છા પ્રમાણે એકલો ચાલ્યા જવાની ઉદ્ધત વાસના સમાજ જેટલો વિચિત્ર છે, મન પણ એટલુજ વિચિત્ર છે

અને સાહિત્યમા પણ એ ીજ વિચિત્રતા એ સાહિત્ય મા માનવમનના પ્રયત્નો જુદી તરેહના, વિષયો જુદી જાત ના અને ગળી તા દૂર દિશામા જનારી એજ કારણે સાહિ ત્યનો બહારનો ઘાટ અને આદર્શ પ્રાચીન સાહિત્યના જેવો શુદ્ધ સરળ અને સપૂર્ણ નથી સાહિત્ય અને શિલ્પમા ભાવ સ્ફુટ હોય, સરળ હોય, એક હોય તોજ રચનાની સુદરતા અદ્ભુત બને પણ આજના યુરોપમા ભાવ અને વિચાર બે હદ વધી પડયા છે, તેથી રચનામા એવી શુદ્ધ સરળતા સાચવી રાખવી ધીરે ધીરે કઠણ થતી જાય છે

વર્તમાન યુરોપની સભ્યતાના દરેકે દરેક અશમા એ વિચિત્ર પ્રકૃતિ આપણે જોવા પામીશુ બેશક, એમા મુશ્કેલી તો છે જ એના દરેક અશ જુદા જુદા કરીને જોઈએ, તો પ્રાચીન કાળની સરખામણીમા આ સભ્યતા ટુકી લાગે, પણ

સમગ્રસ્વરૂપે જોઇએ તો જ એનો સાચો પ્રભાવ આપણે જોઇ શકીએ.

× × × ×

ગિઝો કહે છે કે વિશ્વજગતમાં આ વિચિત્રતાનો સંગ્રામ જામેલો છે. એ તો સ્પષ્ટ છે કે કોઇએક નિયમ, કોઇ એક તરેહનું બંધારણ, કોઇ એક સરળ સ્વભાવ, કોઇ એક અમુક શક્તિ વિશ્વને દબાવી, તેને એકબીજામાં ઢાળી સમસ્ત વિરોધી પ્રભાવને દૂર કરી, સમસ્ત ઉપર સત્તા ચલાવી શકે નહિ. વિશ્વમાં નાના પ્રકારની શક્તિઓ છે, નાના પ્રકારનાં તત્ત્વ છે, નાના પ્રકારનાં તંત્ર છે. તે એકઠાં થઇને યુદ્ધ કરે છે, એકબીજાને ઘડે છે, કોઇ કોઇને પુરી રીતે દબાવી શકે નહિ, કોઈ કોઈથી દબાઈ જાય નહિ.

અને એ સર્વ બંધારણ, તત્ત્વ અને ભાવની વિચિત્રતા–તેમનો સંગ્રામ અને વેગ એક અમુક એકતા તરફ, એક અમુક વિશેષ આદર્શ તરફ ચાલે છે. યુરોપિયન સભ્યતા પણ એ વિશ્વતંત્રનું પ્રતિબિંબ છે. એ કંઇ અમુક સાંકડા વાડામાં બંધાઈને અચલ બની નથી. જગતમાં સભ્યતા આજ પ્રથમ વાર પોતાનું ખાસ સ્વરૂપ છોડી દઇ પ્રકટ થઈ છે. આજ પ્રથમ વાર વિશ્વના વિકાસની પેઠે તેનો વિકાસ ભિન્ન ભિન્ન રૂપે, અનેકરૂપે અને અનેક દિશામાં દેખા દે છે. યુરોપની સભ્યતા એમ અનાદિ સત્યને માર્ગે ચાલી છે, એણે જગદીશ્વરની કાર્યપ્રણાલીની ધારા પકડી છે, ઈશ્વરે જે રસ્તો નિર્માણ કર્યો છે તે રસ્તે એ સભ્યતા ચાલી છે. એ સભ્યતાની શ્રેષ્ઠતાનું તત્ત્વ એ સત્યની ઉપર જ આધાર રાખે છે.

ગિઝોનો મત આપણે આ રીતે ઉતાર્યો.

યુરોપની સભ્યતાએ આજે પ્રચંડ સ્વરૂપ ધારણ કર્યું છે એમાં તો કશો સંદેહ નથી. યુરોપ, અમેરિકા, ઑસ્ટ્રેલિયા–એ ત્રણ મહાદેશો એ સભ્યતાના વહેણને પોષે છે. એટલા બધા જુદા જુદા દેશો ઉપર એક મહાસભ્યતાની પ્રતિષ્ઠા થઇ છે, પૃથ્વીમાં આવું આશ્ચર્ય આજ સુધી કદી બનેલું

નહિ, એટલે એની સરખામણી કરવી કોની સાથે? ક્યા ઇતિહાસનો પુરાવો મૂકીને એના પરિણામનું માપ કાઢવું? બીજી બધી સભ્યતા તો એક દેશની સભ્યતા—એક જાતિની સભ્યતા એ જાતિએ જ્યાં સુધી ઇંધણાં જોગવ્યાં છે, ત્યાંસુધી તો તે બળતી રહી છે, ત્યાર પછી તે હોલવાઈ ગઈ કે રાખ થઈ પડી છે. યુરોપિયન સભ્યતાના હોમના અગ્નિમાં સમિધ હોમવાનો ભાર લીધો છે અનેક દેશોએ, અનેક જાતિઓએ; ત્યારે આ યજ્ઞહુતાશન શું હોલવાશે, કે વ્યાપી જઈને સમસ્ત પૃથ્વીને ગળી જશે? આ સભ્યતામાં પણ કામ કરવાની શક્તિ તો છે, કોઈ પણ સભ્યતા આકારપ્રકાર વિનાની તો હોઈ શકે નહિ; પોતાનાં સર્વ અંગને એ હલાવે ચલાવે એવી કોઈ શક્તિ જરૂર તેનામાં છે. એ શક્તિના વિજયપરાજય ઉપરજ એ સભ્યતાની ઉન્નતિનાશનો આધાર રહેલો છે. એ શક્તિ કઈ? એની અનેક ચેષ્ટાઓનું અને સ્વતંત્રતાનું એકતાસૂત્ર ક્યાં આગળ છે?

યુરોપિયન સભ્યતાને દેશ દેશમાં ખંડ ખંડ કરીને જોઈએ તો બીજા બધા વિષયોમાં તેની સ્વતંત્રતા અને વિચિત્રતા નજરે પડે, માત્ર એકજ વિષયમાંજ તેમાં એકતા દેખી શકાય અને તે તેનો રાષ્ટ્રીય સ્વાર્થ છે.

ઇંગ્લાંડ અથવા ફ્રાન્સ કહે કે બીજા બધા વિષયોમાં જનસાધારણમાં અભિપ્રાયનો મતભેદ હોઈ શકે, પણ પોતાના રાષ્ટ્રના સ્વાર્થનું પ્રાણપણે રક્ષણ કરવાનું આવે, પોષણ કરવાનું આવે, ત્યાં મતભેદ ચાલે નહિ, ત્યાંજ તેઓ એકાગ્ર, તેઓ પ્રબળ, તેઓ નિષ્ઠુર; ત્યાંજ ઘા લાગ્યે સમસ્ત દેશ એક મૂર્તિ ધારણ કરીને ઉભો થાય. આપણામાં જેમ જાતિનું રક્ષણ કરવાનું બળ સંસ્કારને બળે આવે છે, તેમ એમનામાં પણ રાષ્ટ્રના સ્વાર્થનું રક્ષણ કરવાનું બળ અંદરના સંસ્કારથીજ સૌની અંદર આવે છે.

ઇતિહાસના કયા છુપા નિયમે કરીને અમુક દેશની સભ્યતા અમુક ભાવને ગ્રહણ કરે છે, એ નક્કી કરવું બહુ

કઠણ છે; પણ એટલું તો નક્કી છે કે એ ભાવ તેનાથીયે ઉંચા ભાવને દબાવી ગુંગળાવે ત્યારે તેનો નાશ પાસેજ હોય છે.

દરેક જાતિને જેમ તેનો એક જાતિધર્મ હોય છે, તેમજ જાતિધર્મ ઉપર પણ એક બીજો શ્રેષ્ઠ ધર્મ હોય છે—અને તે માનવધર્મ. આપણા દેશના વર્ણાશ્રમધર્મે જ્યારે એ ઉંચા માનવધર્મને લાત મારી, ત્યારે એ માનવધર્મે વર્ણાશ્રમનો ઘાત કર્યો—

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।

એક સમયે આર્ય સભ્યતાએ આત્મરક્ષણને માટે બ્રાહ્મણ-શૂદ્ર વચ્ચે પડદા બાંધ્યા. પણ કાળે કરીને એ પડદાએ વર્ણાશ્રમધર્મના ઉંચા ધર્મને આપટવા માંડયો. વર્ણાશ્રમે પોતાનું રક્ષણ કરવા પ્રયત્ન કર્યા, પણ ધર્મનું રક્ષણ કરવા કશો પ્રયત્ન ન કર્યો. જ્યારે ઉંચા પ્રકારના મનુષ્યત્વના વિચારમાંથી એણે શૂદ્રોને ચોકેવારે બાતલ કરી નાખ્યા, ત્યારે ધર્મે એમનું વેર વાળ્યું. ત્યારે બ્રાહ્મણત્વ પ્રાચીન કાળની પેઠે પોતાના જ્ઞાનધર્મમાં આગળ ચાલતું અટકી પડ્યું. અજ્ઞાન જડ શૂદ્ર સંપ્રદાય પોતાના ભારે ભારથી સમાજને ખેંચીને નીચેની દિશામાં ખેંચી રાખવા લાગ્યો. શૂદ્રને બ્રાહ્મણ દબાવી ઉંચે આવવા દે નહિ, ત્યારે શૂદ્રે બ્રાહ્મણને પકડી નીચે ખેંચી રાખ્યો. આજેય ભારતમાં વર્ણાશ્રમ હોવા છતાં પણ શૂદ્રના સંસ્કાર, નીચ પ્રકારના અધિકારીનું અજ્ઞાન બ્રાહ્મણ-સમાજ સુધી વ્યાપી ગયું છે.

પાશ્ચાત્યોના આગમનથી જ્યારે જ્ઞાન બંધનમાંથી છુટી આવ્યું, જ્યારે સૌ મનુષ્યો મનુષ્યત્વ મેળવવાના અધિકારી થયા, ત્યારે બ્રાહ્મણધર્મની મૂર્છા વળવાનાં લક્ષણ દેખાવા લાગ્યાં. આજે બ્રાહ્મણ-શૂદ્ર સૌ મળીને હિંદુ જાતિની અંદર રહેલા આદર્શને શુદ્ધ મૂર્તિએ જોવાને માટે પ્રયત્નો કરી રહ્યા છે. શૂદ્ર આજે જાગ્યા છે, માટેજ બ્રાહ્મણ ધર્મ હાલવા લાગ્યો છે.

ગમે તેમ હો, પણ આપણો બ્રાહ્મણ ધર્મ સાંકડો બની

જઇને નિત્ય ધર્મને ઠેર ઠેર કાપવા મંડયો હતો. માટે જ ઉન્નતિને રસ્તે જતો અટકી પડીને વાંકે રસ્તે ચાલ્યો.

યુરોપની સભ્યતાનો પાયો રાષ્ટ્રસ્વાર્થ ઉપર; એ રાષ્ટ્રસ્વાર્થ જો ફાટી જઇને ધર્મની સીમાઓ ફેંકી દે, તો તેના વિનાશનાં પણ છિદ્ર પડે ને એ છિદ્રમાં થઇને શનિ અંદર પેસે.

સ્વાર્થનો સ્વભાવ રહ્યો વિરોધ. યુરોપની સભ્યતાને સીમાડે સીમાડે એ વિરોધના કાંટા રોજ રોજ વધારે ને વધારે ઉગતા ચાલે છે. આખી પૃથ્વીને માટે ઠેલાઠેલી ને મારામારી થશે એની નિશાનીઓ દેખાવા માંડી છે.

એ પણ જોઇએ છીએ કે, યુરોપના એ રાષ્ટ્રસ્વાર્થે ધર્મનો ઉઘાડી રીતે તિરસ્કાર કરવા માંડયો છે. 'બળીઆના બે ભાગ' એ નીતિનો સ્વીકાર કરતાં હવે એમને લાજ આવતી નથી.

એ પણ ચોખ્ખી રીતે જોઇએ છીએ કે, જે ધર્મનીતિ એક એક માણસને માટે જરૂરની છે તે આખા રાષ્ટ્રનું કામ કરવા જતાં અડચણ કરે તો છોડી દેવી જોઇએ, એવું પણ સર્વ રીતે સ્વીકારાવા લાગ્યું છે. રાષ્ટ્રતંત્રમાં જૂઠું બોલવું, આચરવું, સત્ય છુપાવવું, કપટ કરવું—એ હવે શરમભર્યું મનાતું નથી. જે સૌ જાતિઓ માણસમાણસના વ્યવહારમાં સત્યની મર્યાદા રાખે, ન્યાયાચારને સારો માને, તે સૌ જાતિઓ રાષ્ટ્રતંત્રમાં તે સૌ વાતોને ધક્કો મારવા લાગી છે. એથીજ ફ્રેન્ચ, અંગ્રેજ, જર્મન, રૂસ એ બધા લોક એક બીજાને કપટી ને પ્રપંચી કહી ગાળો દે છે.

એથી એમ સાબિત થાય છે કે, યુરોપિયન સભ્યતા રાષ્ટ્રસ્વાર્થને એટલું બધું મહત્ત્વ આપે છે કે ધીરે ધીરે અભિમાની બની જઇને મહાધર્મ ઉપર પણ હાથ ઉગામવા તૈયાર થઇ ગઇ છે. આજ તો ગયા સૈકાના ભ્રાતૃભાવના મંત્રના મોંમાં યુરોપ થુંકે છે. આજે તો ખ્રિસ્તી મિશનરીઓના મોંમાંથી નીકળતા ભાઇ શબ્દમાં ભ્રાતૃભાવનો સૂર સંભળાતો નથી.

પ્રાચીન ગ્રીક અને રોમન સભ્યતાના મૂળમાં પણ એજ રાષ્ટ્રસ્વાર્થ હતો. તેથીજ તેમની રાષ્ટ્રીય હવેલી તૂટી પડતાં-

ની સાથે સાથેજ ગ્રીક અને રોમન સભ્યતા પણ તૂટી પડી. હિન્દુ સભ્યતા તો રાષ્ટ્રીય ઐક્ય ઉપર ચણાઇ નહોતી. તેથી આપણે સ્વાધીન હોઇએ કે પરાધીન હોઇએ, પણ એ હિન્દુ સભ્યતાને સમાજની અંદરના ભાગમાંથી વળી પાછી સજીવન કરી શકાશે, એવી આશા આપણે છોડી શકતા નથી, છોડવા જેવી નથી.

'નેશન' શબ્દ આપણી ભાષામાં નથી, એ ભાવ આપણા દેશમાં હતો નહિ. આજ યુરોપિયન શિક્ષણને પ્રભાવે રાષ્ટ્રીય મહત્ત્વને આપણે આદર આપતાં શીખ્યા છીએ. પણ તેનો આદર્શ આપણા અંતઃકરણમાં નથી. આપણો ઇતિહાસ, આપણો ધર્મ, આપણો સમાજ, આપણું ઘર-કુટુંબ એ નેશન બાંધવાના મહત્ત્વને કબૂલ રાખે નહિ. યુરોપ સ્વાધીનતાને જે સ્થાન આપે છે, આપણે મુક્તિને તેજ સ્થાન આપીએ છીએ. આત્માની સ્વાધીનતા સિવાય બીજી સ્વાધીનતાને આપણે ઓળખતા નથી. રિપુનું બંધન એ આપણે હિસાબે મુખ્ય બંધન છે-તેને છેદી નાખ્યે આપણું પદ રાજામહારાજાના પદ કરતાંયે ઉંચું થાય. આપણા ગૃહસ્થના કર્તવ્યમાં સમસ્ત જગત પ્રત્યેનાં કર્તવ્યોનો સમાવેશ થઇ જાય. આપણે ઘરની અંદરજ સમસ્ત બ્રહ્માંડ અને બ્રહ્માંડપતિની સ્થાપના કરી છે. આપણાં સમસ્ત કર્તવ્યોનો આદેશ આ એકજ મંત્રમાં સમાઇ ગયો છેઃ-

ब्रह्मनिष्ठो गृहस्थः स्यात् तत्त्वज्ञानपरायणः ।
यद्यत् कर्म प्रकुर्वीत तद्ब्रह्मणि समर्पयेत् ॥

એ આદર્શ પામી શકાય તો 'નેશનલ' કર્તવ્યથી પણ એ મોટું છે. આજે એ આદર્શ આપણા સમાજમાં જીવંત નથી, એટલા માટે તો આપણને યુરોપની અદેખાઇ આવે છે. એ આદર્શને જો આપણે ઘેરઘેર સજીવન કરી શકીએ તો આપણને બંદુક અને ડમડમ ગોળીઓની જરૂર ન રહે. ત્યારે આપણે સાચેસાચી સ્વાધીનતા મેળવીશું, ત્યારે આપણા વિજેતા કરતાં કોઇ રીતે ન્યૂન હોઇશું નહિ. પણ એમની પાસે કરેલી પ્રાર્થનાઓથી આપણને જે કંઇ મળશે એથી

આપણે કોઇ રીતે મોટા થઈશું નહિ.

પંદર–સોળ સૈકાઓ એ કંઇ બહુ લાંબો કાળ ન કહેવાય. 'નેશન'જ સભ્યતાનું પરિણામ છે, એવી તો તેની છેલ્લી પરીક્ષા હોઇ શકે નહિ. પણ એ તો જોઈએ છીએ કે, તેના આચારવિચાર સારા નથી. એ અન્યાય, અવિચાર અને અસત્ય વડે પૂર્ણ ફૂલી છે અને ભયંકર નિર્દયતા એનાં હાડકાંની અંદર પ્રસરી ગઇ છે.

એ નેશનના આદર્શને આપણે આદર્શરૂપે લીધાથી આપણામાં પણ શું અસત્ય આવ્યું નથી? આપણી રાષ્ટ્રીય સભા વગેરે સંસ્થાઓમાં શું નાના પ્રકારની ચતુરાઈ, અસત્ય, પોતાનાં મન સંતાડવાની ખબરદારી ખીલી નથી? આપણે ચોખ્ખેચોખ્ખું સત્ય બોલતાં શીખીએ છીએ? આપણે શું અંદરોઅંદર બોલવા નથી લાગ્યા કે પોતાના સ્વાર્થને માટે કરવામાં જે દૂષણરૂપ છે, તે રાષ્ટ્રીય સ્વાર્થને માટે કરવામાં દૂષણરૂપ નથી?

ખરી રીતે દરેક સભ્યતા કોઇ ને કોઇ એક આસન ઉપર બેઠેલી હોય છે. એ આસન ધર્મને આધારે રહેલું છે કે નહિ તેજ વિચારવાની વાત છે. જો તે ઉદાર વ્યાપક ન હોય, જો તે ધર્મને પીડીને વધેલું હોય તો તેમાંથી થયેલી ઉન્નતિ જોઇને આપણે તેની અદેખાઇ ન કરવી જોઇએ અને તેનેજ ઇષ્ટ માનીને તેના ઉપર આપણી સભ્યતાને સ્થાપવાની લાલસા ન રાખવી જોઇએ.

આપણી હિન્દુ સભ્યતાના મૂળમાં સમાજ છે, યુરોપીઅન સભ્યતાના મૂળમાં રાષ્ટ્રનીતિ છે. સામાજિક મહત્ત્વથી માણસ માહાત્મ્ય મેળવી શકે, રાષ્ટ્રનીતિના મહત્ત્વથી પણ મેળવી શકે. પણ યુરોપિયન પદ્ધતિએ નેશન ઘડવી એજ સભ્યતાની એકમાત્ર પ્રકૃતિ અને મનુષ્યત્વનું એકમાત્ર લક્ષ્ય છે એમ જો આપણે માની બેસીએ તો જરૂર આપણે ભૂલ કરીએ છીએ. (૧૯૦૨)



# ૧૦--अतिशयोक्ति*

પૃથ્વીના પૂર્વછેડાના લોક–આપણે બહુ વધારીને વાતો કરીએ છીએ. આપણે આપણા પશ્ચિમના ગુરુ મહાશયોની પાસેથી ઠપકો ખાવો પડે છે. જે લોક સાત સમુદ્ર પાર થઈને આપણા ભલાને માટે ઉપદેશ દેવાને આવે છે, તેમની વાતો આપણે માથું નમાવી સાંભળવી જોઈએ. કારણ કે આપણુ હતભાગીઓની પેઠે એ લોક માત્ર વાતોજ કરી જાણતા નથી. વાતો કેમ કરી સંભળાવાય તે પણ એમને ખબર છે. આપણા બંને કાનમાં એ દખલ કરે છે.

પણ ઉપદેશ ને ઠપકા તો આપણે વારંવાર સાંભળ્યા છે; આપણે કેટલા અધમ છીએ એ તો આપણી નિશાળની ભૂગોળવિદ્યાનાં પાનાંમાં વાંચીએ છીએ ને કોન્વોકેશન હૉલમાં પેટ ભરીને સાંભળીએ છીએ. આપણો નબળો જવાબ એ સાંભળે એમ નથી; તો પછી ક્યાં સુધી ચૂપ બેસી રહેવું ? નમ્યું માથું કેટલુ નમાવવું ?

ખરી વાત એ છે કે, બધી જાતિઓમાં અત્યુક્તિ ને અતિશયોક્તિ હોય છેજ; એ તો પોતાનું બિલકુલ સ્વાભાવિક ને સામાનું એકે વારે અસંગત લાગે. જ્યારે આપણે આપણી વાતો વધારી વધારીને કરીએ છીએ, ત્યારે અંગ્રેજ છાનો-માનો બેઠો હોય, ને જ્યારે અંગ્રેજ પોતાની વાતો વધારી વધારી નેકરતો હોય, ત્યારે આપણે છાનામાના બેઠા હોઇએ. આપણને લાગે કે અંગ્રેજ વધારીને વાતો કરે છે; અને અંગ્રેજ

* દિલ્હી દરબારની તૈયારીઓ વખતે લખેલો

મારે કે પૂર્વદેશના લોકને પ્રમાણનું ભાન નથી.

આપણા દેશમાં મહેમાનને કહીએ કે " બધું આપનુંજ છે–ઘર આપનું, બારપણ આપનું." અંગ્રેજ એના પોતાના-જ ઘરના રસોડામાં પગ મૂકતાં રાંધનારીને પૂછે કે "રસોડામાં આવી શકું કે ?" આ બંને એકજ પ્રકારની અતિશયોક્તિ.

સ્ત્રી મીઠાની વાડકી ધણી તરફ ખસેડી મૂકે ત્યારે અગ્રેજ ધણી બોલેઃ "થેન્ક યુ !" એ પણ અતિશયોક્તિ. આપણા દેશમાં ખેતરમાં નોતરેલા પરોણા કેરીઓ ખાઇ–ચૂસીને, વળી ગોઠી છેડે બાંધીને ખેતરના ધણીને કહે કે " અમને બહુ સંતોષ થયો"–એટલે અમારો સંતોષ એજ તમારૂં ઇનામ; ત્યારે ખેતરનો ધણી કહે કે "હું કૃતાર્થ થયો." આને પણ અતિશયોક્તિ કહી શકાય.

આપણા દેશમાં (બંગાલમાં) સ્ત્રી સ્વામીને પત્ર લખે ત્યારે 'શ્રીચરણેષુ' એવું લખે, તે અંગ્રેજને અતિશયોક્તિ લાગે. અંગ્રેજ જેને તેને 'માય ડિયર' લખે. આવો અભ્યાસ આપણને ન હોવાથી આપણને એ અતિશયોકિત લાગે.

બેશક, એવાં તો હજારો દષ્ટાંત હશે. એ બધી સમાજમાં ચાલતી વંશપરંપરાથી ઉતરી આવેલી અતિશયોક્તિનાં દષ્ટાંતો, રોજરોજના વ્યવહારમાં આપણે નવી નવી અતિશયોક્તિ બનાવી કાઢીએ છીએ–એ જ પૂર્વની જાતિનો દોષ.

તાળી એક હાથે પડે નહિ, તેમ વાત પણ એકલાથી થાય નહિ. જ્યાં શ્રોતાવક્તા એકબીજાની વાતો સમજી શકે, ત્યાં એની મેળેજ અતિશયોક્તિ યોજાય. સાહેબ કાગળની નીચે આપણને 'યોર્સ ટ્રુલી' લખે ત્યારે એ એના આપણી સાથેના એવા ઘાડા સંબંધનો તરજુમો કરી આપણે પેટમાં વિચારીએ તો લાગે કે, સાચી રીતે સાહેબ આપણો છે જ નહિ. વળી વાઇસરોય સાહેબ આપણા ઉપરના પત્રમાં પોતાને 'આપનો તાબેદાર સેવક' લખે ત્યારે એમાંથી સોળે સોળ આના બાદ કર્યા પછી જે કંઇ વધે એમાંથીયે ફરી સોળ આના બાદ કરવાનુ મન થાય. એ બધી તો રિવાજની અતિ-

શયોક્તિ. પણ ચાલતી ભાષામાં પણ અંગ્રેજ ઠગલેંડમાં અતિશયોક્તિ કરે છે. 'ઇમેન્સલી' 'ઇમ્મેન્જરેબ્લી' 'એક્સ્ટ્રીમ-લી' 'ઇન્ફીનીટલી' 'એબ્સોલ્યુટલી' વગેરે વગેરે શબ્દો જો અર્થે સાચીજ રીતે માની લેવામાં આવે તો પૂર્વદેશની અતિશયોક્તિ આ જન્મમાં તો માથું ઉંચું કરી શકે નહિ.

બહારની વાતોમાં આપણે ઢીલા છીએ એ હકીકત તો આપણે કબૂલ કરવી જોઇશે. બહારની ચીજને આપણે ઠીક ઠીક જોઇ શકતા નથી, ઠીક ઠીક સમજી પણ શકતા નથી. જ્યારે ત્યારે આપણે બહારના નવને છ ને છને નવ કરી નાખીએ છીએ. જાણી જોઇને આવો દોષ ન કરીએ તો એ-વડો દોષ-એક તો પાપ, ને તેના ઉપર વળી અજ્ઞાન. ઇન્દ્રિયને એટલી આળસુને બુદ્ધિને એટલી ગાફેલ રાખીએ તો દુનિયામાં આપણા આ બે મુખ્ય આધાર માટી થાય. વૃત્તાન્ત તરફ જરાય ધ્યાન ન આપીએ ને સિદ્ધાન્તને કલ્પનાબળથી વધારી મૂકીએ તો આપણે આપણને જ ઠગો દઇએ. જ્યાં જ્યાં ભૂલ કરીએ, ત્યાં ત્યાંજ ઠોકર ખાઇએ. કાણું હરણ દેખતી આંખ તરફ નજર રાખીને નીરાંતે ચરે, પણ કાણી આંખ તરફથી પારધિનું તીર આવીને એનો પ્રાણ લે. આપણી કાણી આંખ મૃત્યુલોક તરફ છે, એ બાજુથીજ આપણને ઘા પડયા છે. એ બાજુના ઘા ખાઇને આપણે મર્યા પડયા છીએ. પણ સ્વભાવ પડયો તે જાય ના ને!

પોતાનો દોષ કબૂલ કર્યો એટલે હવે પારકાનો દોષ દેખાડવાનો અવસર આવશે. બધે લોક એવા પ્રયત્નથી નિંદા કરે છે, હું પણ કરૂં છું. પણ જે લોક ન્યાય આપવા નીકળે, તેમનો ન્યાય કરવાનો બીજાને પણ અધિકાર હોય. એ અધિકાર છોડી દેવો ગમતો નથી. એથી પારકાને કંઇ લાભ થશે એમ માનતો નથી, પણ અપમાન થવાને પ્રસંગે પોતાના લાભની વાત છોડી દેવી ગમે નહિ.

આપણે જોયું છે કે આપણી અતિશયોક્તિ આળસુ બુદ્ધિને કારણે છે, તે ઉપરાંત બહુ દિવસની પરાધીનતાને

કરણે પણ આપણાં મન બગડયાં છે. જેમ આપણે જ્યારે ત્યારે વખતે કે કવખતે, જરૂરે કે બીનજરૂરે બૂમ પાડી ઉઠીએ છીએ કે 'અમે રાજભક્ત!' પણ ભક્તિ કરવી કોની તેનું તો ઠેકાણું પણ નહિ–કાયદાના પોથાની કે કમિશ્નર સાહેબના ચપરાસીની કે પોલીસના હવાલદારની? સરકાર છે તો ખરી, પણ તેમાં માણસ કયા? હૃદયનો સંબંધ જોડવો કોની સાથે? ઑફિસને છાતી સાથે ભીડાય નહિ. વચ્ચે વચ્ચે અપ્રત્યક્ષ રાજાનું મરણ થાય કે અભિષેક થાય ત્યારે તે વખતે ફંડ ઉઘરાવવાને બહાને રાજભક્તિ દોહી લેવાના પ્રયત્ન થાય. બીકના માર્યા સૂકી ભક્તિ ઢાંકવાની અતિશયોક્તિ માટે પણ રાજપાત્રને કાના સુધી ભરી આપવું પડે. જે વાત સ્વાભાવિક નથી, તેને પૂરવાર કરવા જતાં લોક વધારે જોરથી બૂમ પાડી ઉઠે–એ વાત તો ભૂલીજ જાય કે ધીરા રાગમાં બેસૂરો સૂર પકડાઇ જતાં વાર લાગે, બૂમ પાડવામાં એ બેસૂરો સૂર ચારગણો ગાજી ઉઠે.

પણ આ પ્રકારની અતિશયોક્તિમાં આપણો એકલાનો દોષ નથી. એથી પરાધીન જાતિની ભીરુતા ને હીનતા તો દેખાઇ આવે છે, પણ એ અવસ્થામાં આપણા રાજ્યાધિકારીઓની મોટાઇ અને સત્ય સ્નેહ કંઇ દેખાઇ આવતો નથી. તળાવનું પાણી સપાટીમાં નથી એવી વાત કોઈ મૂરખો ગંભીર બનીને કરે, તોપણ એના સરદાર વિના બીજો કોણ આવી વાત માને? આજકાલ આપણા લોક કહે છે કે અમે તો રાજભક્ત–અમે તમારી પગરજ તળે વેચાયલા દાસ! ને સામ્રાજ્યને મદે મત્ત થયેલા અંગ્રેજ એવી વાતો સાંભળવા ચહાય, એટલુંજ નહિ પણ એવી વાતો ડુંડુબી વગાડીને જગતને સંભળાવે!

આ બાજુએ આપણા ઉપર પાદશાહનો વિશ્વાસ એમના મનમાં નથી, આટલા મોટા દેશને હથિયાર વિનાનો કરી મૂક્યો, બારણે એકાદ જંગલી ઘાતકી જનાવર આવી ચઢે, તો ઘરને આગળો મારી અંદર પેસી જવા વિના આપણને બીજો ઉપાય ના મળે, અને જગતના મોં સામે સામ્રાજ્યનું

બળ દેખાડવા આપણી અટલ રાજભક્તિ જાહેર કરવા આપણે હાજરજ છીએ! મુસલમાન રાજ્યોમાં દેશનાયક થવાનો, સેનાનાયક થવાનો, આપણો અધિકાર રદ થયો નહોતો; મુસલમાન બાદશાહ પદખામાં સામંતસરદારને લઈને રાજસભામાં બેસતો એ કાંઇ મશ્કરી નહોતી. તે વખતના રાજાઓ સાચીજ રીતે બાદશાહતના મિત્રો હતા, રક્ષક હતા અને માનપાત્ર હતા. આજ તો રાજાઓને મોટાનું માન આપવાનું અને તેમને પાછળ ઘસડી જઈ દેશવિદેશમાં રાજભક્તિનું નાટક પણ એમનીજ પાસે કરાવવાનું. આડંબર જૂના વખત કરતાં ચારગણો. જ્યારે ઇંગ્લાંડની સામ્રાજ્યલક્ષ્મી સાજ સજીને બેસે, ત્યારે કૉલોનીઓ (સંસ્થાનો) રાજ્યકર્તાના મુકુટમાં ચળક–ચળક કરે; અને ભારતવર્ષના પ્રાચીન કુળના રાજવંશીઓ એના ચરણના નૂપુરમાં ઘુઘરીની પેઠે બંધાઇને માત્ર ઝંકાર કરવાનું કામ કરે. આ વખતના વિલાયતી દરબારમાં જગતની સામે એ જાહેર થયું છે. અંગ્રેજનું સામ્રાજ્ય તે જગન્નાથજીનું મંદિર; ત્યાં કેનેડા, ન્યુઝીલાંડ, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા પોતાનાં જાડાં શરીર ને ફૂલેલી ફુંડ લઇને હાંકારાહાંકાર કરતાં પંડ્યાગીરી કરતાં ફરે છે, પણ બિચારૂં સૂકલું ભારતવર્ષ તેને દરવાજે ધક્કા ખાય છે, એને મંદિરમાં પેસવાનોય અધિકાર નહિ, ઠાકોરજીનો ભોગ પણ એના નસીબમાં એવોજ. પણ જે દહાડે જગતના રાજમાર્ગ ઉપર ઠાકોરજીનો ગગનભેદી રથ નીકળે, તેજ માત્ર એક દહાડે રથનો વાંસ પકડી એને ખેંચવાને માટે ભારતવર્ષને હાંક પડે! તે દહાડે કેટલી વાહવા, કેટલી તાળીઓ, કેટલો મિત્રભાવ! તે દહાડે કર્ઝનની બેડીઓમાંથી છૂટેલા ભારતના રાજાઓનાં મણિમાણેક લંડનના રાજમાર્ગ ઉપર ચળક–ચળક થાય, અને લંડનની હૉસ્પિટલો ઉપર રાજભક્ત રાજાઓનો દાનવરસાદ મુસળધાર વરસે, અને એ બધું ભારતને નીચે માથે સાંભળી રહેવું પડે! આ બધી ઘાલમેલ પશ્ચિમની અતિશયોક્તિ. આ બધી નકલ માત્ર અતિશયોક્તિભરેલી– એમાં કશુંય સાચું નહિ!

પૂર્વના લોકોની અત્યુક્તિ ને અતિશયોક્તિ ઘણેક વખતે તેમના સ્વભાવની ઉદારતાને લીધેજ હોય છે. પશ્ચિમના લોકની અતિશયોક્તિ માત્ર ઠઠારેલીજ હોય છે, બનાવટી કહીએ તો ય ચાલે. દિલઉદાર મોગલ બાદશાહના સમયમાં દિલ્હીમાં દરબાર જામતો. આજ તો એ દિલેય નથી, એ દિલ્હી પણ નથી; ત્યારે એક નકલી દરબાર કરવો પડશે. સોએક વર્ષથી રાજાઓ પોલિટિકલ એજંટોના હાથમાં સપડાઈ ગયા છે; સામ્રાજ્ય ચલાવવામાં એમને સ્થાન નથી, કામ નથી, એમને સ્વાધીનતા નથી. અકસ્માત્ એક દહાડો અંગ્રેજ સમ્રાટના નામને મહિમા વિનાની થઈ પડેલી દિલ્હીમાં સલામ કરાવવા માટે ભારતને હાંક મારી, ભોંયે ઘસડતા પોતાના પોષાકના પાલવને શીખ અને રાજપૂત રાજકુમારો પાસે ઉપડાવી, અચાનક આવેલા ઠોળીઆની પેઠે એક દહાડો સમારોહનો ભસકો ઉઠી આવ્યો: ત્યાર પછી બધું સૂનું, બધું લૂખું !

હાલની ભારતસામ્રાજ્ય ઑફિસે પણ કાયદેસર ચાલે–એમાં રંગઢંગ નહિ, ગીતવાદ્ય નહિ, એમાં પ્રત્યક્ષ માણસ નહિ. અંગ્રેજના રમતખેલ, નાચગાન, આનંદવિલાસ સૌ પોતાનામાંજ. એમની આનંદશાળાઓમાંથી એમના આનંદવિનોદની કુશકી પણ ભારતદેશની સામાન્ય પ્રજાને માટે ઉડી બહાર આવે નહિ. આપણી સાથે અંગ્રેજનો સંબંધ ઑફિસના બાંધ્યા કામથી ને હિસાબના ચોપડા ઉપર સહી કરાવવાથી પૂરો થાય. પૂર્વના બાદશાહો અને નવાબો સાથે આપણો સંબંધ અન્નવસ્ત્રનો, શિલ્પશોભાનો, આનંદઉત્સવનો–એમ અનેક રીતે હતો. એમના રાજમહેલોમાં આનંદનો દીવો સળગ્યે એનું અજવાળું ચારે કોરની પ્રજાના ઘર ઉપર પડે; તેને દરવાજે જે નોબત બેસે તેનો આનંદધ્વનિ ગરીબની ઝૂંપડીમાં પણ વાગી ઉઠે.

અંગ્રેજ સિવિલિયનો પરસ્પરને નોતરાં તેડાં કરી ભાઈબન્ધી દાખવે, એ બધું પોતાને માટે. જ્યાં પાંચ અંગ્રેજ બેઠા છે ત્યાં આનંદની લહેર ઉડે છે, પણ એની ગંધ પણ

બહાર નીકળતી નથી. આપણે માત્ર છેટેથી દેખી શકીએ છીએ-આકરો બારણે બેઠા ભડકયા ભડકયા ઉપર પાડેલા કાણામાંથી પંખાની દોરી ખેંચે છે, ગાડીવાળો ગાડીના ઘોડાની લગામ પકડી ચમરીથી ઘોડાના મચ્છર ઉરાડે છે અને બળેલા ભારતવર્ષના તપેલા સંબંધમાંથી નાસી જવા રાજપુરુષો સીમલાની શીતળ ટેકરીને રસ્તે ઉંચે શ્વાસે દોડયા જાય છે. ભારતવર્ષમાં અંગ્રેજ રાજ્યનો બહોળો વહીવટ એકેવારે આનંદ વગરનો, એકેવારે રસ વગરનો છે-એનો માર્ગ ઑફિસ અદાલતની દિશાએ; જનસમાજના હૃદયની દિશાએ નહિ. ત્યારે આજ એકદમ મ્યાનમાંથી દરબાર શો કાઢયો? સમસ્ત રાજ્યવહીવટ સાથે એનો યોગ કયાં આગળ? આડવેલીએ ફૂલ ફૂટે, ઑફિસના વળીવાંસને તો ગુલાબ ફૂલ ફૂટે ના! આ તો સૌ રેતીના રણમાં ઝાંઝવાના જળ જેવો ખેલ છે; એ પાણી થાક ઉતારવા માટેનું નથી, તરસ મટાડવા માટેનું નથી.

પહેલાંના દરબાર બાદશાહોનો પ્રતાપ જાહેર કરવા નહોતા ભરાતા, કોઇની પાસે તીણે સૂરે સલામ કરાવવા માટે નહોતા ભરાતા-એ તો સ્વાભાવિક્જ હતા. એ સૌ ઉત્સવે બાદશાહ નવાબોની ઉદારતાના પ્રવાહ ઉછળતા ને વહેતા. એ પ્રવાહથી કામનાવાળાઓની કામના પૂરી થતી; દીનજનનાં દુઃખ ધોવાતાં; એથી આશાનંદ દૂર દૂર સુધી વહી જતા. આવતા દરબારમાં કયા દુઃખીનું દુઃખ જવાનું છે, કયા દરિદ્રની દરિદ્રતા ટળવાની છે? તે દિવસે જો કોઇ અભાગીઓ ખોટી આશા રાખીને હાથમાં અરજી લઇ સમ્રાટના પ્રતિનિધિ પાસે જવાની ઉમેદ રાખે તો પીઠ ઉપર સિપાઇના દંડા લઇને રોતો રોતો પાછો ના આવે?

માટે જ કહું છું કે, આવતો દિલ્હી દરબાર પશ્ચિમની અતિશયોક્તિ, નકલી અતિશયોક્તિ છે. આ બાજુ હિસાબ-કિતાબ, દુકાનદારી; પેલી બાજુ પૂર્વના બાદશાહોની નકલ કર્યા વિના પણ ન ચાલે. આપણો આખો દેશ ભૂખે સૂશે તે દિવસે મોટા દરબારનો આડંબર દેખીને આપણે કંપી

ઉઠયા છીએ, એમ માનીને રાજકારભારીઓ આપણને ટંડા પાડવા કહે છે કે, ખર્ચ કંઈ બહુ થશે નહિ, ને જે થશે તેમાંનું અર્ધું'ક તો પાછું વાળી લેવાશે. પણ ખર્ચમાં કસર કરો તો ઉત્સવ થાય નહિ. કોથળીનું મોઢું ખેંચી બાંધી ઉત્સવ કરવા નીકળતાં પોતાના પૈસા તો બચે, પણ બીજાના બચાવવાનું દિલ ના થાય. તેથીજ આવતા દરબારમાં સમ્રાટ્‌નો નાયબ થોડા ખરચે ચલાવી તો શકે; પણ આડંબરને ફુલાવી દેવાને માટે રાજાઓને તો ખર્ચ કરવા પડશે. દરેક રાજાને છેવટે અમુક ઘોડા, અમુક હાથી, અમુક માણસો તો લઇ જવાંજ પડશે, ને સાંભળ્યું છે કે તેને માટે સૂચનાઓ તો અપાઈ પણ ગઈ છે. એ બધા રાજાઓના હાથીઘોડાથી ને લાવલશ્કરથી અને એટલે થોડે ખર્ચે બાદશાહનો ચતુર સુબો બને એટલો ભારે ઠાઠ ઠઠારી મૂકશે, પણ આપણે સંપ્રદાયે રાજકીય ઉત્સવનો જેને પ્રાણ કહી શકાય તે ઉદારતા, તે દાનશીલતા એમાં જરાય નહિ હોય. એક આંખ કોથળીની દોરી ઉપર ને બીજી આંખ પુરાતન બાદશાહોની નકલ ઉપર રાખ્યે કામ કંઈ થાય નહિ. એ સૌ કામ તો સ્વાભાવિક રીતે થાય ત્યારેજ થાય ને શોભા પામે.

એટલામાં આપણા દેશના એક નાના રાજાએ સમ્રાટના આ અભિષેકને કારણે પોતાની પ્રજાને હજારોના કરની માફી આપી છે. મનમાં આવે છે કે, ભારતવર્ષનો રાજકીય ઉત્સવ શી રીતે ઉજવાય, તેનો પાઠ ભારતવર્ષના આ રાજાએ અંગ્રેજ કારભારીઓને શીખવ્યો છે; પણ જે નકલ કરે, તે સાચો પાઠ શીખે ના; એ તો માત્ર આડંબર કરી શકે. તપેલી રેતી સૂર્યની પેઠે તાપ આપે, પણ પ્રકાશ આપે ના. તેથી આપણા દેશમાં અસહ્ય અતિશયોક્તિનું ઉદાહરણ આપવું હોય તો તપેલી રેતીનું અપાય છે. આવતા દિલ્હી દરબારમાં પણ એમ પ્રતાપ તો મોટો દેખાશે, પણ આશા ને આનંદ તો દેખાશે નહિ. માત્ર દંભ દેખાડવાથી સમ્રાટ્‌ને પણ શોભા નહિ—ઉદારતા નીચે, દયા નીચે, દાન નીચે એ અસહ્ય દંભને ઢાંકી દેવામાંજ રાજાને શોભા. આવતા દરબાર-

માં ભારતવર્ષ પોતાના રાજારજવાડાને લઈને બાદશાહના સુબાની સામે માથું નમાવવા જશે, પણ બદલામાં બાદશાહ એને શું માન આપશે, શી સંપદ્ આપશે, શો અધિકાર આપશે ? કશુંજ નહિ. એથી ભારતની નબળાઇ સાબિત થશે, એટલુંજ નહિ, પણ એવા પોલા દરબારની કંજુસાઈથી રાજમહિમા પૂર્વદેશમાં ઘટયા વિના નહિ રહે.

જે સો કામ પાશ્ચાત્ય રિવાજ પ્રમાણે થાય, તે આપણા રિવાજને મળતાં ન પણ આવતાં હોય તોય એ બાબતમાં આપણે ચૂપ થઈ બેસી રહેવું પડે. દાખલા તરીકે, આપણા દેશમાં તો રાજા પધારે કે કોઇ શુભ કર્મ આદરે, ત્યારે જે ઉત્સવ–આમોદ થતા, તેનું ખર્ચ રાજાઓજ કરતા. વળી જન્મતિથિ વગેરે પ્રસંગે રાજા પ્રજાને કંઈક લાભ આપતા. અહીં તો એથી છેક ઉલટું થાય છે. રાજા જન્મે કે મરે, ચઢે કે પડે, ત્યારે રાજા તરફથી પ્રજા પાસેથી પૈસા કઢાવવા લક્ષણીનું પાનિયું ચૌટામાં નીકળે; રાજા, રાય બહાદુર વગેરે ખિતાબના રાજકીય લીલામની દુકાન મંડાય. અકબર, શાહજહાં વગેરે બાદશાહો પોતાની કીર્તિ પોતેજ રાખી ગયા છે—આજકાલ તો રાજકારભારીઓ જુદી જુદી જગાએ વિવિધ ચતુરાઈએ લોક પાસેથી મોટા મોટા કીર્તિસ્તંભ કરાવી લે છે. આજે બાદશાહનો પ્રતિનિધિ સૂર્યવંશી ક્ષત્રીરાજાઓને સલામ કરાવવા બોલાવે છે, તે પોતાના ગજવામાંથી કંઇ નહેર ખોદાવશે કે કંઇ ધર્મશાળા બંધાવશે કે કેળવણીને માટે કે શિલ્પચર્ચાને માટે કંઇ પૈસા ખરચશે ? તે દિવસોમાં તો બાદશાહો, નવાબો ને રાજકારભારીઓ આ બધાં શુભ કાર્યો કરીને પ્રજાનાં હૃદયની સાથે યોગ દેતા. આજ રાજકારભારીઓનો તો પાર નથી, એમના પગાર પણ એવા જાડા છે કે દુનિયાભરમાં પંકાય છે; પણ આ દેશમાં દાન કે સત્કર્મ કરીને કશી નિશાની રાખી જતા નથી. વિલાયતી દુકાનમાંથી માલ ખરીદે, વિલાયતી દોસ્તોની સાથે મોજમજા ઉડાવે ને છેવટે વિલાયતના ખૂણામાં જઇ બેસી મરતાસુધી હિન્દુસ્તાનનું પેન્શન ખાય.

ભારતવર્ષમાં લેડી ડફરીનને નામે જે બધાં દવાખાનાં ખોલાયાં છે, તેના પૈસા છૂટકે નાછૂટકે આ દેશની પ્રજાનેજ આપવા પડયા છે. એ રીત બહુ સારી પણ હોઇ શકે, છતાં તે આ દેશની રીત તો નથીજ-તેથી એ પ્રકારનું ભલું કામ આપણા હૃદયમાં વસતું નથી. વસે કે ના વસે, તોય વિલાયતનો રાજા વિલાયતી રીતે ચાલે, એમાં બોલવાનું કશું હોય નહિ. પણ કોઇ વેળા દેશી કોઇ વેળા વિલાયતી થાય ત્યારે માનવું શું ? વળી આડંબરની વેળાએ દેશી રીત પકડે અને ખર્ચપત્રની વેળાએ વિલાયતી રીત પકડે ત્યારે તો આપણને બહુ વિચિત્રજ લાગે. આપણા વિલાયતી કારભારીઓ માની બેઠા છે કે, પૂર્વના લોકોનું હૃદય આડંબરથી લોભવાઇ જાય છે, એટલા માટે ત્રીસકરોડ જીવડાંને દબાવી દેવાને માટે દિલ્હી દરબાર નામે એક ભારે અતિશયોક્તિ બહુ વિચાર કરી કરીને, હિસાબમાં બહુ કસાકસી કરીને ખડી કરી દીધી છે-જાણતા નથી કે પૂર્વના લોકનું હૃદય તો દયાદક્ષિણ્યથી અને મંગળકાર્યથી લોભવાય છે. આપણો જે ઉત્સવસમારોહ, તેમાં નોતરેલા અણનોતરેલા સૌને પીરસાય, તેમાં एहि एहि देहि पीयताम् भुज्यताम् શબ્દોનો તો પાર નહિ. એમાં પૂર્વના દેશોની અતિશયોક્તિ હશે, પણ એ પેટના ઉમળકાની છે, સ્વાભાવિક છે. અને પોલીસની ચોકીએ ઘેરાયલો, સંગીનથી કાંટાળો થઇ ગયેલો, શંકાથી સંકોચ કરાવતો, કંજુસાઇથી સાંકડો થઈ ગયેલો, દયાહીન, દાનહીન જે આ દરબાર-જે માત્ર દંભ ઉભો કરે એ પશ્ચિમના દેશની અતિશયોક્તિ. એથી તો અમારૂં હૃદય પીડાય છે, લજવાય છે, અમારી કલ્પના ખેંચાતી નથી અને પાછી આવે છે. ઉદારતાથી આ દરબાર ઉજળતો નથી.

એ તો વાત થઇ નકલી અતિશયોક્તિની; પણ નકલ બહારના ડોળને કારણે અસલને પહોંચી શકે એ તો સૌ કોઇ જાણે છે. આથી સાહેબ જ્યારે સાહેબી છોડી નવાબી લે, ત્યારે જે અતિશયોક્તિ બહાર પડી જાય, તે પણ નકલી. એના સ્વભાવની અતિશયોક્તિ હાથ આવે નહિ. વિલાયતી

અતિશયોક્તિનો એક દાખલો ઠીક યાદ આવે છે. સરકારેજ એ દાખલા ઉપર પથ્થરનો થાંભલો ઉભો કરીને એને અમર કર્યો છે. એ દાખલો તે બળવા વખતના કાનપુરના કતલી કૂવાવાળી અતિશયોક્તિ.

પહેલેજ કહી દીધું છે કે, પૂર્વના લોકોની તે અતિશયોક્તિ આપણે બહુ વાપરી દઈએ છીએ, કાપીકૂપીને ઠીકઠાક કરતાં આપણને આવડે નહિ. જુઓને, આપણાં કપડાંજ ઢીલાં ઢીલાં, જોઈએ તે કરતાં બહુ વધારે–સાહેબનાં કપડાં કાપી કુપીને ઠીક માપસર, કાપી કાપીને અને રંગ કરી કરીને એવાં કરી નાખે કે આપણે હિસાબે તો મર્યાદાની હદ પણ તૂટી જાય. આપણે જોઈએ તો પુષ્કળ નાગા, જોઈએ તો પુષ્કળ ઢાંકયા. આપણી વાતો પણ એવીજ–જોઈએ તો એકે વારે મૂંગા જેવા, જોઈએ તો બહુબોલા. આપણો વહેવાર પણ એવો–જોઈએ તો બહુ સાંકડો, જોઈએ તો બહુ ઉભળકાભર્યો.

પણ અંગ્રેજની અતિશયોક્તિ સ્વાભાવિક રીતે આવી વધારે પડતી નથી–તે અતિશયોક્તિ તો ખરી, પણ ઠીંગણી. રેતી ઉડતી ના હોય, ત્યાં પણ દરિયા દેખાડે; પણ ચતુરાઈ એવી વાપરે કે એમાં કંઇ મણા નહિ. પૂર્વની અતિશયોક્તિનો મોટો ભાગ શોભા; એજ એનો અલંકાર; એથી વિનાસંકોચે પોતે પોતાની જાહેરાત આપે. અંગ્રેજી અતિશયોક્તિનો મોટો ભાગ મહીં ઉંડો હોય અને ઉપરથી ખરાપણાનો સાજ સજીને ખરા સત્યની હારમાં બેસી જાય.

આપણે હોત તો કહી નાખત કે કતલી કૂવામાં હજારો માણસો મર્યાં છે. હકીકતોને એકદમ એક ધકકે અતિશયોક્તિના દરિયામાં ધકેલી દેત. હોલ્વેલ સાહેબે તો, કેટલા માણસો મર્યા તેની સંખ્યા નક્કી કરીને તેની યાદી કરી. કૂવાની લંબાઈ પહોળાઈ માપી, ફુટનો હિસાબ પણ આપ્યો! એ સંખ્યામાં કયાંય કશુંય કાણું મળે ના. પણ સામી કોરાઘી ગણિતશાસ્ત્રી એની વિરુદ્ધ ફરી બેસશે, એનો ખ્યાલ એને

બિચારાને રહ્યો નહિ. હૉલ્વેલનું જુઠાણું કેટલે ઠેકાણે કેવી રીતે પકડાઇ જાય છે તે અક્ષયકુમાર મિત્રે સિરાજુદ્દૌલ્લા નામના પુસ્તકમાં દેખાડી આપ્યું છે. હૉલ્વેલની એજ અતિશયોક્તિ આપણા ઉપદેશક કર્ઝન સાહેબને હાથે જોર કરીને રાજમાર્ગની માટી તોડી ફૂટી નીકળી છે ને પથ્થરની આંગળી વડે આકાશ દેખાડે છે.

પૂર્વના અને પશ્ચિમના સાહિત્યમાં પણ એ બે પ્રકારની અતિશયોક્તિના દાખલા મળી આવે છે. પૂર્વની અતિશયોક્તિનો દાખલો અરેબીઅન નાઇટસ, ને પશ્ચિમની અતિશયોક્તિનો દાખલો કિપ્લીંગનું 'કીમ' અને તેણે આપેલું ભારતનું ચિત્ર. અરેબીઅન નાઈટ્સમાં પણ ભારતની વાતો છે, ચીનની વાતો છે; પણ એ વાતો તો ટાઢા પહોરની–એમાંથી કાલ્પનિક સત્ય સિવાય બીજા સત્યની કોઈ આશા રાખી શકે ના, એ ચોખ્ખું ને ચટ છે; પણ કિપ્લીંગ પોતાની કલ્પનાને સંતાડી રાખી એવા ઢંગ માંડે છે, કે જાણે સત્યજ લખતો હોય, જાણે સોગન ઉપર જુબાની આપતો સાક્ષી રજેરજ સાચું બોલતો હોય ને ! એવી સ્થિતિમાં કિપ્લીંગનાં ગપ્પાંમાંથી અંગ્રેજ વાચક સાચું માની બેસે એમાં નવાઈ નહિ.

અંગ્રેજ વાચકને એમજ ભોળવી પડાય, કારણ કે એને હકીકતો વહાલી. ભણતી વખતે ય એને ચોક્કસ હકીકતો જોઇએ, ખેલતી વખતેય ચોક્કસ હકીકતો તારવી ન શકે તો એને મઝા પડે નહિ. જોયું છે કે અંગ્રેજી રસોડામાં મસલાને રાંધી બને ત્યાંસુધી આખું રાખે. એ સ્વાદિષ્ટ છે એટલાજ માટે એમાં પૂરો સ્વાદ પડે નહિ, પણ સાચેસાચું એ અંગ્રેજભોજ્ય પ્રાણી છે એવો અનુભવ કરવામાં પણ સ્વાદ પડે. બ્રિટિશ ખાણું તે માત્ર ખાણુંજ છે એમ નથી. એને પ્રાણીવિદ્યાનો અલૌકિક ગ્રંથ પણ કહી શકાય. કોઇ તરકારીમાં પંખીના શરીર ઉપર લોટ ચઢાવીને ઢાંકી દીધું હોય તો તેના પગ કાપીને તેના ઉપર મૂકે. એટલી બધી અંગ્રેજને હકીકતની ચીવટ છે. પોતાની બાબતની કલ્પનામાં પણ

અંગ્રેજ વાચક હકીકતના આંકડા માગે; ત્યારે કલ્પનાને પણ સાચા જેવી કરી દેખાડવી પડે ને ! માણસ અસંગત જગાએ પણ સાપ જોવા ચાહ્ય, તેને વાઢી દેખાડી દેવો પડે. એ સાપ કાઢે તો પોતાની ઝોળીમાંથી, પણ દેખાડ કરે કે નીકળ્યો જોનારના ખોળામાંથી. કિપ્લીંગ પણ પોતાની કલ્પનાને બળે સાપ કાઢે છે તો પોતાની ઝોળીમાંથી, પણ હકીકતોમાં અંજાઈ પડેલો અંગ્રેજ વાચક લેખકની ચતુરાઇબળે એમજ સમજે કે આ સાપના ઢગલેઢગલા એશિયાના ખોળામાંથી નીકળી પડે છે.

બહારના આંકડાભરી હકીકતોની આપણા લોકને એટલી લોલુપતા નથી. આપણે તો કલ્પનાને કલ્પના જાણી તેમાં પણ રસ લઇએ. એટલા માટે ચકલાચકલીની વાતો સાંભળીએ તોપણ તેમાં લીન થઇ જઇએ—લેખકને કંઇ છળ કરવાની કશી જરૂર નથી, કાલ્પનિકને વાસ્તવિક સત્યની દાઢી-મૂછ પહેરાવવાની જરૂર નથી; પણ આપણે નિરુદ્ધ દિશામાં જઇએ છીએ. આપણે વાસ્તવિક સત્યને પણ કલ્પનાનો રંગ ચઢાવી તેને કાલ્પનિક કરી નાખીએ છીએ; એથી આપણને માઠું લાગતું નથી. આપણે વાસ્તવિક સત્યને કલ્પનામાં ભેળવી નાખીએ—યુરોપ કલ્પનાને વાસ્તવિક સત્યનાં લૂગડાં પહેરાવી દે, આપણા એ સ્વભાવદોષને કારણે આપણને બહુ નુકસાન થયું છે—ત્યારે અંગ્રેજનો સ્વભાવદોષ અંગ્રેજને નુકસાન કરે નહિ ? ઢાંકયું અસત્ય ત્યાં શું ઘેર ઘેર સહાલતું નથી ? ત્યાંનાં વર્તમાનપત્રોમાં બનાવટી ખબરો કેમ પેસે છે એ કોઇથી ઢાંકયું નથી; ત્યાં વેપારીઓના મહેલમાં ને શેરબજારમાં શી શી ભયંકર બનાવટો થાય છે એ કોઇનું અજાણ્યું નથી. વિલાયતના વેપારીઓ અદ્‌ભુત ચિત્તે અદ્‌ભુત રંગે અદ્‌ભુત અક્ષરે પોતાની જાહેરાતોમાં કેવી અતિશયોક્તિને મિથ્યોક્તિ કરે છે એ આપણે જાણીએ છીએ—અને આપણે પણ સાફખોટું મેળવી બેશરમા થઈ એ રીત લેતા થઇએ છીએ. વિલાયતના પૉલીટીકસમાં બનાવટી બજેટ તૈયાર કરવાં, પ્રશ્નના બનાવટી ઉત્તર યોજી કાઢવા વગેરેના આરોપ

એક પક્ષ બીજા પક્ષ ઉપર મૂકયે જ જાય છે. ત્યાંની પાર્લામેન્ટ અને પાર્લામેન્ટરી ભાષામાં ને કદી કદી તો તેની હદ ઓળંગી જઇને મોટા મોટા લોકને જૂઠા, લુચ્ચા, સાચું છુપાવનારા વગેરે શબ્દોની પુષ્પાંજલિથી વધાવી લેવાય છે. એ પ્રકારના નિંદાવાદને અતિશયોક્તિનું શિખર કહેવાય કે નહિ એ જુદી વાત છે, પણ ઇંગ્લાંડનું પૉલીટીકસ જુઠાણાથી જીર્ણ થઇ ગયું છે એ તો કબૂલ કરવું પડશે.

ગમે તેમ હોય, પણ આ સૌ વિચાર કરતાં એટલું તો જણાય છે જ કે, અતિશયોક્તિને અતિશયોક્તિનાંજ કપડાં પહેરાવવાં સારાં છે, અને ચતુરાઇને કાપીકૂપી વાસ્તવનાં કપડાં પહેરાવી ઠાઠમાઠથી ગંભીરરૂપે બેસાડવી એથી તો ઉલટી આપદા થઇ પડે. (૧૯૦૩)





# ૧૧–નવું વર્ષ*

આપણે હિસાબે આજે કામની કિંમત મોટી છે. ગમે તો પાસે, ગમે તો દૂર, ગમે તો દિવસે, ગમે તો સંધ્યાકાળે, ગમે ત્યારે પણ કામ તો કરવું જ જોઇએ. શું શું કરું, ક્યાં ક્યાં જીવ આપું, ક્યાં પ્રાણ સમપું એજ શતદહાડો આપણે ખોળીએ છીએ. યુરોપમાં પહેરેલી લગામે મરવું એ મોટા ગૌરવની વાત ગણાય છે. કાજ અકાજ, અકારણ કાજ, ગમે તે ઉપાયે જીવનના અંત સુધી ગાંડાની પેઠે દોડાદોડી કરી મરવી જોઇએ! એ કાજનો નશો જ્યારે એકે એકે અનેક જાતિઓને ચઢવા માંડે, ત્યારે પૃથ્વી ઉપર શાંતિ રહેવી કઠણ; ત્યારે તો, અગમ્ય હિમાલયના શિખર ઉપર જે હરણ જીવતું ફરતું હતું, તે અકસ્માત શિકારીની ગોળીએ પડે પણ ખરું. જે જીવજંતુ માણસ ઉપર વિશ્વાસ રાખીને સુખે વિહરે છે તેના લોહીથી જળ થળ ને હવા રંગાય તો નવાઇ નહિ. વાણિયાની તોપ એકદમ આવીને ચીનના ગળામાં અફીણનો ગોળો ઉતારી પણ દે, અને આફ્રિકાનાં જંગલોથી ઢંકાયેલી કાળાશ સભ્યતાને વજ્રદંડે ઘવાઇ રડી–કકળી મરણ પામે.

અહીં આશ્રમમાં નિર્જન પ્રકૃતિની અંદર સ્તબ્ધ બેસીએ છીએ ત્યારે અંતરમાં સ્પષ્ટ રીતે લાગે છે કે, હોવું એ જગતનો અંતિમ હેતુ છે, કરવું એ નહિ. પ્રકૃતિમાં કર્મને તો છેડો નથી, પણ એ કર્મને પડદા પાછળ રાખીને પ્રકૃતિ પોતે હોવાની મધ્યે પ્રકાશ પામે છે. પ્રકૃતિના મોં

* શાન્તિનિકેતન આશ્રમમાં વાંચેલો નિબંધ

તરછોડી કાઢીએ છીએ, જેને જાણી શકતા પણ નથી, અંગ્રેજી નિશાળની બારીએ બેસીને જેનો વિચારનો પડછાયો પણ દેખતાં આંખ લાલ કરી નાખીએ છીએ ને મોં ફેરવી લઈએ છીએ, એ જ આપણું સનાતન ભારતવર્ષ. એ આપણી વિલાયતી તાળીઓને અનુસરી નાચવા માટે સભાએ સભાએ રખડતો ફરતો નથી; એ તો આપણી નદીઓની ગરમ રેતીવાળા તીરે લંગોટી મારીને એકલા તૃણાસન ઉપર આસન વાળી મૂંગો બેઠો છે. એ બળવાન, પ્રચંડ, દારુણ, સહનશીલ, ઉપવાસી તેના હાડપિંજર જેવા દેહની અંદર પ્રાચીન તપોવનનું અમૃત, અશોક, અભય અને હોમ વગેરે સામગ્રી હજીયે બળે છે, અને આજનો મોટો આડંબર, દોડાદોડી, તાળીઓ, લાંબાં લાંબાં વાક્યો, આપણી પોતાની બનાવટો જેને ભારતવર્ષમાં સૌથી સાચી ને સૌથી મોટી માની બેઠા છીએ, એ તો સૌ પશ્ચિમસમુદ્રમાંથી ઉઠી આવેલું ફીણ છે; આ સૌ એક વાવાઝોડું આવશે કે ક્યાંય ચારે દિશાઓમાં ઉડી જશે—એનું ઠેકાણું પણ નહિ રહે. ત્યારેજ જોઇ શકીશું કે, અચળ શક્તિ તો સંન્યાસીનાં તેજસ્વી ચક્ષુઓમાં બળે છે, તેની જટા તો વાયુમાં કંપે છે. વાવાઝોડાના સૂસવાટામાં ચીપી ચીપીને બોલતાં અંગ્રેજી ભાષણો ઉડી જશે, ત્યારે સંન્યાસીના કઠણ જમણા હાથ ઉપરના લોઢાના કડા ઉપર તેનો લોઢાનો દંડ પડશે, ને મેઘનાદ કરતાં પણ વધારે ભયંકર નાદ ઉઠશે. ત્યારે આપણે આ સોબતી વિનાના, એકલા વસતા ભારતવર્ષને આપણે ઓળખીશું; જે શુદ્ધ તેને તરછોડી કાઢીશું નહિ, જે મૌન તેનો અવિશ્વાસ કરીશું નહિ, જે વિદેશની અઢળક વિલાસસામગ્રીને તિરસ્કારી કાઢે તેને આપણે દરિદ્ર માની લઇશું નહિ. હાથ જોડીને તેની સામે આવીને બેસીશું, અને વગર બોલ્યે ચાલ્યે તેના પગની ધૂળ માથે ચઢાવી ચાલ્યા આવ્યા ઘેર આવીશું ને વિચાર કરી જોઇશું.

આજ નવે વર્ષે આ એકાન્ત પ્રદેશમાં ભારતવર્ષનો બીજો એક ભાવ પણ આપણે સમજી લઈશું. એ ભારતવર્ષનો

એકાન્તવાસ છે. એકાન્તવાસનો અધિકાર એ બહુ મોટો અધિકાર છે. એ પ્રાપ્ત કરવો જોઈશે. એ મેળવાય તોપણ સાચવવો કઠણ છે. આપણા પૂર્વજોએ ભારતવર્ષને એ એકાન્તવાસનું દાન કર્યું છે. રામાયણ–મહાભારત જેમ આપણી જાતીય સંપત્તિ છે, તેમ એકાન્તવાસ પણ આપણી જાતીય સંપત્તિ છે.

એક અજાણ્યો પરદેશી મુસાફર પોતાના વિચિત્ર પોશાકમાં ફરવા લાગે, ત્યારે કુતૂહલે ગાંડા થઈ જઇને લોક તેની પાછળ દોડે, તેને પ્રશ્નો પૂછવા મંડી જાય, તેને કાયર કરી નાખે, તેના ઉપર વહેમ પણ આણે—આમ સૌ દેશમાં થાય છે, પણ ભારતવર્ષમાં મુસાફરને કોઇ કાયર કરે નહિ, એનાથી કોઇ કાયર થાય નહિ. ચીન દેશના સાધુ ફાઈહ્યાન અને હ્યાનત્સાં જેમ પોતાનામાં ફરતા હોય, તેમ ભારતવર્ષમાં પ્રવાસ કરી ગયા છે. પરંતુ યુરોપમાં કદી એમ બની શકે નહિ. ધર્મની એકતા બહારથી તો ત્યાં દેખાતી નથી. જ્યાં ભાષા, આકૃતિ, પોશાક સૌ સ્વતંત્ર; જ્યાં કુતૂહલના નિર્દય પ્રહાર પગલે પગલે પડે ત્યાં એ બધાંની વચ્ચેથી ચાલવું બહુ કઠણ પડે. પણ ભારતવર્ષ એકાન્તને સેવી જાણે છે, પોતાની ચારે બાજુએ નિર્જનતાને લઈને ચાલે છે. એથી કોઈ તેના શરીર ઉપર આવી પડે નહિ. અજાણ્યો પરદેશી તેની પાસે ઘસાઇને જઈ શકે ને તોય જગા પામે. જે લોક સદા દળ બાંધીને, ભીડ કરીને અને રસ્તા રોકીને બેસે છે ત્યાં થઇને મુસાફરની લાત કોઇને વાગી યે બેસે, ને બદલામાં મુસાફરને લાત ખાવી પણ પડે. સૌ કોઈ એને પ્રશ્નો ઉપર પ્રશ્નો પૂછે ને પરીક્ષામાં પાસ થઇ થઇને એક એક પગલું આગળ ભરી શકે; પણ ભારતવર્ષમાં તો ગમે ત્યાં જાઓ, પણ આ પ્રકારની મુશ્કેલી નડશે નહિ. એને જગ્યાની તાણાતાણ નથી, એની એકાન્ત કોઈ ઝૂંટવી લે નહિ. ગ્રીક હો કે આરબ હો, ચીનો હો કે ગમે તે હોય; જંગલમાં જાણે જતો હોય એમ એને કોઇ અટકાવ કરે નહિ. વનસ્પતિની પેઠે પોતાની ચારે કોરે જગા રાખી શકે; અહીં આવીને આશ્રય લે ને વળી છાયા પણ પામે;

જાય ત્યારે વગરબોલ્યે ચાલ્યો જાય.

આ એકાન્તવાસનું મહત્ત્વ જે સમજી શકે નહિ તે ભારતવર્ષને પણ સમજી શકે નહિ. અનેક સદીઓથી પ્રબળ વિદેશી, ગાંડા સુવરની પેઠે ભારતવર્ષને એક છેડેથી બીજા છેડા સુધી પોતાના દાંતથી ચીરતો ફર્યો છે, તોપણ ભારતવર્ષ પોતાના એકાન્તવાસને બળે અખંડ રહ્યો છે, કોઈ તેનું મર્મસ્થાન ચીરી શક્યું નથી. યુદ્ધવિરોધ ન કરવા છતાંય ભારતવર્ષ પોતાને પોતાની અંદર સહજે સ્વતંત્ર રાખી શક્યો છે–એટલા માટે હથિયારબંધ પહેરેગીર રાખવાનું એને પ્રયોજન હતું નહિ. કર્ણ જેમ સ્વાભાવિક કવચ લઈને જન્મ્યો હતો, તેમ ભારતવર્ષ પોતાનાં સ્વાભાવિક કવચથી રક્ષા પામે છે. સર્વ પ્રકારના વિરોધ–વિપ્લવની વચ્ચે પણ તેની અટલ શાન્તિ તેની સાથે સાથે અચળ સ્વરૂપે સદાય રહે; તેથી તે ભાગી પડતો નથી, તેનો નાશ થઈ જતો નથી, કોઈ એને ગળી શકતું નથી–ઉન્મત્ત ભીડમાં પણ એ એકલો બિરાજે છે.

યુરોપ ભોગ ભોગવે એકલો, પણ કામ કરે ટોળે મળીને. ભારતવર્ષનો આચાર એથી વિપરીત જ છે; એ ભોગ કરે ભાગ વહેંચીને, કર્મ કરે એકલો. યુરોપની ધનસંપદ્ અને આરામસુખ એકલાનું, પણ તેનું દાનધ્યાન, સ્કૂલ–કૉલેજ, ધર્મચર્ચા, વણજવેપાર એ સૌ દળ બાંધીને થાય. આપણી સુખસંપત્તિ એકલાની નહિ, આપણાં દાન ધ્યાન, આપણું અધ્યાપન, આપણું કર્તવ્ય એકલાનું.

આ ભાવનો જાણી જોઈને નાશ કરવાને કરેલી પ્રતિજ્ઞા નકામી છે; એવી પ્રતિજ્ઞાથી કશું ફળ થયું નથી, થશે પણ નહિ. એટલે સુધી કે વેપારવણજની વિશાળ થાપણ એક જગાએ જમાવી દઈ તેના વણછામાં નાના નાના ઉદ્યોગોને જોર કરી નિષ્ફળ કરી નાખવા એને પણ હું ઠીક માનતો નથી. ભારતવર્ષનું વણાટ માર્યું ગયું છે તે એક થવાની જોગવાઈને અભાવે નહિ, પણ તેનાં જંત્રની ઉન્નતિને

અભાવે. શાળ જો સારી હોય અને દરેક શાળવી જો કામ કરે–તેની કમાણીમાંથી પેટ ભરે, સંતોષે પોતાની જીવન-જાત્રા ચલાવે, તો સમાજમાં સ્વાભાવિક દરિદ્રતા અને અદે-ખાઈનું ઝેર જામવા પામે નહિ, અને માન્ચેસ્ટરનાં જટા-વાળાં કારખાનાં તેનો નાશ પણ કરી શકે નહિ. યંત્રતંત્રને અત્યંત સરળ અને સહજ બનાવી સૌના અધિકારનાં કરવાં, સૌને સૌ સુલભ કરી દેવું એ આપણી પ્રાચીન ભાવના છે. આ વાત આપણે સર્વેએ સર્વદા મનમાં રાખવી જોઇશે.

આનંદનું બળ, શિક્ષણનું બળ, હિતકર્મનું બળ એ સૌને એકેવારે ગુંચવી નાખી દુઃસાધ્ય કરી મૂકવાથી મંડળ-ના હાથમાં કામ જઇ પડે. તેથી કામની સામગ્રી અને ઉત્સાહ ધીરે ધીરે એવો મોટો થઈ પડે કે માણસ તેમાં ઢંકાઈ જાય. સ્પર્ધાના નિર્દય પ્રહારથી મજૂર યંત્ર કરતાં પણ હલકો થઇ જાય. બહારથી સભ્યતાની મોટી સામગ્રી દેખીને મૂઢ બની જવાય. એને તળીએ દારુણ નરમેધ યજ્ઞ રાતદિવસ ચાલતો રહે; પણ તે છુપો રહે. પણ વિધાતાની નજરથી તે છૂપો રહી શકે નહિ. વચ્ચે વચ્ચે સામાજિક ધરતીકંપ થઇ આવે, ત્યારે તેનાં પરિણામ બહાર પડી જાય. યુરોપમાં મોટાં દળ નાના દળને દળી નાખે. મોટો રૂપિયો નાની પાઇને ઘસી પાતળી કરી નાખે ને છેવટે આંખો મીંચી ગોળીની પેઠે તેને ગળી જાય.

કામના ઉદ્યોગને બેહદ વધારી મૂકી, કામને મોટું કરી દઇ, કામ કામમાં ઝઘડા વધારી દઈ, અશાન્તિ અને અસંતોષનું ઝેર વલોવી કાઢવું, એ બધી વાતનો વિચારજ જવા દો. વિચાર કરતાં આપણે જોઇ શકીશું કે આ સૌ કાળા ધુમાડા ઓકતાં માયાવી કારખાનાંની અંદર ચારે બાજુએ માણસનું આજે તાલકુ પાકી જાય છે, તેથી તો એનો એ-કાન્તવાસનો સહજ અધિકાર, એકલા રહેવાની આબરૂ પણ ચાલી જાય છે. ના મળે સ્થાનનો અવકાશ કે ના મળે કાળનો અવકાશ કે ના મળે ધ્યાનનો અવકાશ. એમ પોતાની જાતે-જ પોતે અતડી સ્થિતિમાં આવી પડવાથી, કામમાંથી જરા

પણ વખત બચતા કલાલની દુકાને જઈ દારૂ પીએ, ગાંડા થાય ને પોતાની જાતને પોતાના હાથમાંથી વછોડી દેવાના પ્રયત્નો કરે શાન્તિમાં બેસવાની, એકાન્તમાં બેસવાની કે આનંદમાં રહેવાની કોઈની તાકાત રહે નહિ

શ્રમજીવીની-મજૂરની તો આ દશા. જેઓ ભોગી તેઓ નવા નવા ભોગની નવી નવી સામગ્રીઓથી થાકી જાય. જમણ, ખેલ, રમત, નાચગાન, ઘોડદોડ, શિકાર, ઘોડાગાડી વગેરેમાં વાવાઝોડાની આગળ સૂકા પાંદડાની પેઠે બિચારા ઉડતા ફરે વંટોળીઆમાં ગુંચાએલો બિચારો ન તો પોતાને કે ન તો જગતને સારી રીતે જોઈ શકે, એને તો બધુ ધાબળ દેખાય, જ્યા વાર એના આનંદચક્રનો વંટોળીઓ ધસી જાય, ત્યારે પણ એટલી વાર માટે એ પોતાના આત્મા કે વિશાળ જગત સાથે મેળ દેવાનો લાગ સાધતા એને મુશ્કેલ લાગે

ભારતવર્ષે ભોગના માહાત્મ્યને સગાંવહાલામાં અને આડોશીપાડોશીમાં વ્યાપી દઈ નાનું કરી દીધુ છે, અને કામની જંજાળને પણ સરળ બનાવી દઈ માણસમાણસમાં વહેંચી દીધી છે આથી ભોગ કરતા, કર્મ કરતા અને ધ્યાન ધરતા પણ મનુષ્યત્વની ચર્ચા કરવાને માણસને અવકાશ મળે, વેપારી પણ ધ્યાન દઈને કથા સાંભળી શકે, કારીગર પણ નિરાંતે રાગ કાઢીને રામાયણ વાંચી શકે એ અવકાશના વિસ્તારથી મલિનતાની જાડી વરાળગાંથી ઘરને, મનને સમાજને અનેક રીતે નિર્મળ રાખી શકાય, ગંધાતો વાયુ એક જગાએ ભરાઈ રહેતો અટકે અને મલિનતાની જંજાળ દેહ ઉપર જામી જાય ના એકબીજા પાસેથી કાઢાકાઢી કરવાનો-મારામારી કરવને જે ભયંકર દાવાનળ સળગી ઉઠે, તે આ કારણથી ભારતવર્ષમાં શાન્ત રહે છે

એકલા રહીને કામ કરવાનું ભારતવર્ષનું જે આ વ્રત તે આપણે દરેક ગ્રહણ કરીએ તો આજના નવા વર્ષનો આશીર્વાદ-વરસાદ અને કલ્યાણ-વર્ષણ સફળ થશે દળ બાંધવાની, પૈસા લૂંટવાની અને સૌ કોઈને કુવાની મૂકવા ની પરવા કર્યા વિના આપણે જે જ્યાં હોય ત્યાં, પોતાના

પ્રદેશમાં, પોતાના ગામમાં, પોતાના મહેલ્લામાં, શાન્ત ચિત્તે, ધીરજ રાખીને, સંતોષ રાખીને પુણ્યકર્મ મંગળકર્મ સાધવાનો આરંભ કરી દઈએ. આડંબરના અભાવથી ક્ષોભ ન પામતાં, ઓછી સામગ્રીથી ન ગભરાતાં, દેશી ભાવથી ન લજવાતાં આપણી ઝુંપડીમાં રહીને, ભોંય ઉપર બેસીને, અંગવસ્ત્ર ઓઢીને આપણા કામમાં લાગી જઈએ, ધર્મની સાથે કર્મને, કર્મની સાથે શાન્તિને જોડી રાખીએ; વિદેશીઓ શાબાશીની તાળીઓ પાડે એટલા માટે ચાતકની પેઠે એમના હાથ તરફ તાકી ન રહીએ; તો ભારતવર્ષના અંદરના સાચા બળથી આપણે બળવાન થઈ જઈએ. બહારથી તો આપણને લાતો મળે, બાકી બળ તો ના મળે. જાતના બળ વિનાનું બીજું બળ નહિ. ભારતવર્ષ જ્યાં પોતાના બળે બળીઓ છે, તે સ્થાન શોધી કાઢી તેને કબજે કરીએ તો ક્ષણમાત્રમાં આપણી બધી લાજ ચાલી જાય.

ભારતવર્ષે નાનામોટાને, સ્ત્રીપુરુષ સૌને મર્યાદા આપી છે, એ મર્યાદા ખોટી લાલસાએ આપણી થઈ શકે નહિ. પરદેશીઓ બહારથી એને દેખી શકે નહિ. જે માણસ પોતાના પૂર્વજોના જે કર્મક્ષેત્રમાં જન્મ્યો છે, તે કર્મક્ષેત્ર તેના માટે સરળ છે, સુલભ છે, તેમાં રહેવામાંજ તેનું ગૌરવ છે, તેમાંથી ભ્રષ્ટ થતાં તેની મર્યાદા તુટે. માણસને ધારણ કરી રાખવાનો એક માત્ર ઉપાય એ મર્યાદાજ છે. પૃથ્વીમાં અવસ્થાનો ભેદ તો રહેવાનોજ. ઉંચી અવસ્થા તો થોડા લોકનાજ ભાગ્યમાં હોય—બાકી બધા જો એવા લોકની સાથે પોતાના ભાગ્યની સરખામણી કરી મનમાં ને મનમાં અમર્યાદા અનુભવે, તો તેઓ પોતે ઉભી કરેલી આ દીનતામાં ખરેખર ક્ષુદ્ર બની જાય. વિલાયતમાં મજૂરો તન તોડીને કામ તો કરે છે ખરા, પણ એ કામમાં મર્યાદાનો યોગ કરતા નથી; તે પોતે પોતાને હીન માનીને ખરેખરા હીન બની જાય છે. એ રીતે યુરોપમાં પંદર આના લોક દીનતાથી, અદેખાઇથી અને નિષ્ફળ પ્રયત્નથી અસ્થિર બની ગયા છે. યુરોપિયન મુસાફર પોતાના દરિદ્ર હલકા લોકના વર્ગને હિસાબે આપણા દરિદ્ર

ને હલકા લોકનો વિચાર કરે ને માને કે તેમના દુખ અને અપમાન આપણામા પણ છે પણ એકેવારે એ વાત ખોટી છે ભારતવર્ષમા કર્મના ભેદ છે, જ્ઞાતિના ભેદ નક્કી થયેલા છે, માટેજ તો ઉંચી જાતના લોકને નીચી જાતના લોકનુ અપમાન કરવાનુ કશું કારણ નથી માટેજ બ્રાહ્મણના છોકરા ને ધોબી કાકા હોય છે એકબીજા વચ્ચેની ભેદની લીટીઓ એની મેળેજ જળવાય છે એકબીજામા જવા-આવવાનો સબધ, માણસ માણસના હૃદયનો સબધ વગરવાધે ચાલ્યા કરે છે, પોતાના નહિ એવી બીજી જાતિના લોકના હાથપગ એથીજ ઉપની જાતિના લોક ભાગી નાખતા નથી જગત મા નાનામોટાનો ભેદ રહેવાનોજ હોય, સ્વાભાવિક રીતેજ બધેય નાનાઓની સખ્યા વધારે ને મોટાઓની સખ્યા ઓછી રહેવાનીજ હોય, તો તો સમાજના મોટા ભાગને અમર્યાદાની લાજમાથી ઉગારી લેવાનો જે ઉપાય ભારતે શોધી કાઢયો છે, એ શ્રેષ્ઠજ છે એમ માનવુ પડશે

સુરોપમા અમર્યાદાનો પ્રભાવ એટલે સુધી વ્યાપી ગયો છે કે ત્યા આજે અમુક સ્ત્રીઓ સ્ત્રીરૂપે જન્મી છે તેથી પણ લાજ પામે છે ગર્ભ ધારણ કરવો, સ્વામીની તથા સતાનની સેવા કરવી એમા પણ એને સંકોચ લાગે છે અમુક કામ મોટુ નથી, માણસ મોટો છે, માણસાઇ સાચવીને કામ કરાય તો એમા અપમાન નથી-ગરીબાઇમા લાજ નથી, સેવા મા લાજ નથી, હાથે કામ કરવામા લાજ નથી,-સૌ કામમા સૌ અવસ્થામા સહેજે માથુ ઉંચુ રાખી શકાય, એ ભાવ સુરોપમા મળે નહિ એજ કારણે બળીઆ કે બળહીન નો શ્રેષ્ઠ થવાને માટે સમાજમા નિષ્ફળતા, અપાર વૃથા પ્રવૃત્તિઓ અને આત્મઘાતી ઉદ્યમો કર્યે જ જાય છે ઘર વાળવુ, પાણી ભરવુ, ભાઇભાડુને ને અતિથિને ખવરાવીને પછી ખાવુ, એ સુરોપની આખમા જુનમ ને અપમાન લાગે છે આપણે હિસાબે તો એ ગૃહલક્ષ્મીનો ઉંચો અધિકાર છે એમા જ એ પુણ્ય માને છે, એમા જ એ માન સમજે છે સાભળ્યુ છે કે, વિલાયતમા એવા બધા કામ કરવામા જે લોક પડયા

છે, તેઓ ભાવનાથી પડીને ભ્રષ્ટ થઇ ગયા છે; કારણ કે કામને હલકું માનીને તો માણસ પોતે હલકો થઈ જાય છે. આપણી લક્ષ્મીદેવી સેવાના કામમાં જેટલી વધારે લીન થાય, હલકાં કામને પુણ્યકર્મ માની લીન થાય, પ્રતાપ વિનાના સ્વામીની દેવતા માની ભક્તિ કરે, એટલીજ એમની શ્રી-સૌંદર્ય-પવિત્રતા વધી જાય, એમને પુણ્યપ્રકાશે ચારે બાજુની તુચ્છતા પલાયન કરી જાય.

યુરોપ તો કહે છે કે, સૌ માણસોનો સૌ થવાનો અધિકાર છે, એ ભાવનામાં જ માણસનું ગૌરવ છે; પણ ખરી રીતે તો સૌને સૌ થવાનો અધિકાર તો છે જ નહિ, એ શુદ્ધ સત્ય નમ્રતા રાખીને પહેલેથી સ્વીકારી લેવામાં લાભ છે. વિનયથી માનીને સ્વીકારી લેવામાં નાનમ નથી. વહાલીના ઘરમાં લાલીનો કંઇ અધિકાર નથી, એ વાત નક્કી હોવાથી વહાલીના ઘરનો વહીવટ કરવામાં કંઇ ભાગ ન મળે તો તેથી કરીને લાલીને કંઇ નાનમ નથી. પણ કદી લાલીના માથામાં બગાડ થાય ને માની લઇએ કે વહાલીના ઘરનો વહીવટ જબરદસ્તીથી પણ મારે કરવો જોઇએ અને એટલા માટે એ વારંવાર બાથોડીઆં મારે, તો પછી એના અપમાનનો અને દુઃખનો પાર રહે નહિ. આપણા દેશમાં નક્કી કરેલી સીમામાં પોતપોતાને સ્થાને રહી પોતાને માટે નક્કી થયેલા અધિકાર પાળવામાં જ મર્યાદા ને શાન્તિ છે, એથી પ્રસંગ મળતે પણ મોટો નાનાને દૂભવે નહિ અને નાનો મોટાને દૂભવે નહિ.

યુરોપ કહે કે એજ સંતોષ. વિજયની આકાંક્ષાનો એ અભાવજ જાતિના મૃત્યુનું કારણ છે. યુરોપીઅન સભ્યતાનું મરણ થાય ખરૂં, પણ આપણી સભ્યતાનો તો એ પાયોજ છે. જે લોક વહાણમાં બેઠા છે, તેમને માટે જે વિધિ હોય તેનો તે વિધિ જે લોક ઘરમાં બેઠા હોય તેમને માટે હોય નહિ. યુરોપ જો કહે કે સર્વ સભ્યતા સરખી છે, અને એકસરખી સભ્યતાનો આદર્શ માત્ર યુરોપમાંજ છે, તો તેમનાં એ અભિમાનભર્યાં વચનો સાંભળી

આપણા રત્નને ઠીંકરામાં મૂકીને ઉકરડે ફેંકી દેવું પાલવે નહિ.

જો સંતોષમાં મરણ છે એમ માનીએ તો અતિલાલસામાં મરણ નથી એમ કોણ કહેશે? સંતોષ જડ થઈ ગયાથી કામ ઢીલું પડી જાય એ વાત સાચી હોય તો અતિલાલસાનો મદ વધવાથી અનેક નકામાં નકામાં અને ભયંકર કામ વધી જાય એની કોનાથી ના પડાશે? પહેલા રોગથી જો મોતે મરાય, તો બીજા રોગથી કમોતે મરવું પડે. યાદ રાખજો કે, એ બન્નેની માત્રા વધી ગયે વિનાશ જ થાય.

ત્યારે હવે વધારે વિવેચન કર્યા વિના એટલું માની લેવુંજ જોઈશે કે, સંતોષ, સંયમ, શાન્તિ, ક્ષમા–એ સૌ ઉંચી સભ્યતાનાં અંગ છે. એથી પરસ્પર ચકમક ઝરે નહિ, ઠોકાઠોકી થાય નહિ; તણખા પણ ખરે નહિ અને હીરા જેવો શુદ્ધ સુંદર પ્રકાશ નીકળે. એ સુંદર પ્રકાશ કરતાં એ તણખાની કિંમત જે લોક વધારે આંકે તે માત્ર અનાર્યતાનું–બર્બરતાનું લક્ષણ છે. ગમે તો યુરોપિયન સભ્યતાની નિશાળમાં એ બર્બરતા શીખવાય તોપણ એ તો બર્બરતા.

આપણી પ્રકૃતિના અચલ સ્થાનમાં બેઠેલા ભારતવર્ષને આજે નવા વર્ષને દિને હું નમસ્કાર કરૂં છું. જોઉં છું કે ફળલોલુપ કર્મના ભયંકર ધક્કામાંથી છૂટું રહી તે શાન્તિના ધ્યાનાસનમાં બેઠું છે. અનેક જન પથ્થરની ઘંટીમાંથી છૂટું રહી પોતાના એકાન્તવાસમાં આવી બેઠું છે, સ્પર્ધાના કઠણ ઘસારામાંથી અને ઈર્ષ્યાની મેશમાંથી છૂટું રહીને પોતાની અવિચળ મર્યાદામાં વિંટાઇ બેઠું છે. આ જ કર્મની વાસનામાંથી, માનવસંઘના પ્રહારમાંથી અને વિજયના મદમાંથી મુક્તિ. એ મુક્તિએ જ ભારતવર્ષને બ્રહ્મને માર્ગે ભયહીન, શોકહીન, મૃત્યુહીન પરમ મુક્તિને માર્ગે ચઢાવ્યો છે. યુરોપ જેને 'ફ્રીડમ' કહે છે એ મુક્તિ આપણી આ મુક્તિ આગળ હીણી પડી જાય છે. એ ફ્રીડમ ચંચળ, દુર્બળ, ભીરુ–એ અભિમાની, નિર્દય–એ બીજાની સામે આંધળું. એ ધર્મને પણ પોતાની બરોબરીમાં ગણે નહિ. સત્યને પણ

ખરીદી લઈ ગુલામ બનાવવા ઈચ્છે છે ! એ સામા ઉપર માત્ર પ્રહાર કરે, સામાના પ્રહારની બીકે રાતદહાડો પોતે અન્તર ને હથિયાર સજી કાંટાળું બને–આત્મરક્ષાને કારણે–પોતાના પક્ષના લોકને પણ એક પ્રકારની ગુલામગીરીમાં બાંધી મૂકે. એની અસંખ્ય સેના એ મનુષ્યત્વને દળી નાખનારૂં મહાભયંકર જંત્ર. એવું રાક્ષસી 'ફ્રીડમ' કોઈ કાળે ભારતવર્ષની તપસ્યાનો અંતિમ વિષય હતોજ નહિ; કારણ કે આપણો જનસમાજ બીજા દેશ કરતાં વાસ્તવિક રીતેજ વધારે સ્વતંત્ર હતો. આજે પણ અનેક તિરસ્કાર થતે પણ એ 'ફ્રીડમ' આપણા સમાજનું અંતિમ લક્ષ્ય બની શકશે નહિ. ના બને એજ સારૂં. એ 'ફ્રીડમ' કરતાં જે ઘણું ઉંચું, ઘણું વિશાળ મહત્ત્વ–જે મુક્તિ ભારતવર્ષની તપસ્યાનું ધન, એને જો આપણે આપણા સમાજમાં નોતરી લાવીએ, આપણા અંતરમાં ઉતારીએ, તો ભારતવર્ષના નાગા પગની ધૂળ વડે પૃથ્વીના મોટા મોટા રાજમુકુટ પણ પવિત્ર બનશે.

નવા વર્ષ સંબંધેના મારા વિચારો હું અહીંજ સમાપ્ત કરૂં છું. આજ આપણે પુરાતનમાં પ્રવેશ કરીએ છીએ, કારણ કે પુરાતનજ નવીનતાનો અક્ષય ભંડાર છે. આજે જે નવપલ્લવનાં ઉત્સવવસ્ત્ર વનલક્ષ્મીએ ધારણ કર્યાં છે, એ વસ્ત્ર આજનાં નથી–જે ઋષિ કવિઓએ ત્રિષ્ટુભ્ છંદમાં તરુણ ઉષાનાં વંદનગાન ગાયાં છે, તેઓએ પણ વનલક્ષ્મીને આ સુંવાળાં પીળાં–લીલાં વસ્ત્રોમાં સજાયેલી જોઈ છે. ઉજ્જયિનીના ઉદ્યાનમાં કાલિદાસની મુગ્ધ દૃષ્ટિ સામે વાયુએ કંપતાં ફૂલોથી બહેકી ઉઠતી દિશાઓ બાલસૂર્યનાં કિરણોથી ઝળહળી ઉઠી હતી. નવીનતાની અંદર પુરાતનને અનુભવે અમાપ યૌવનસમુદ્રમાં આપણું જીર્ણ જીવન સ્નાન કરવા પામે. આજના નવા વર્ષમાં હજારો પુરાતન વર્ષોને અનુભવેજ આપણી દુર્બળતા, આપણી લાજ, આપણાં લાંછન, આપણા ભેદ ટળશે. માગી આણેલાં ફૂલપાનથી ઝાડને સાજ સજાવીએ તો આજ હોય, કાલે ના હોય; એવી નવીનતાનો નાશ થતો કોઈથી અટકાવાય નહિ. નવું બળ, નવી સુંદરતા બીજે

ક્યાંકથી માગી આણીને આપણે આપણી જાતને સાજ સજાવીએ તો બે પહોર પછી કલંકની માળા બનીને એ આપણા શરીરની હાંસી કરાવશે; ધીરે ધીરે એમાંથી ફૂલપાન ખરી જઈને આપણે ગળે માત્ર બંધનનો દોરોજ રહી જશે. વિદેશનો વેશ-પોશાક મરડાટ અમળાટ આપણાં ગામ ઉપર જોતજોતામાં બેડોળ બની જશે; વિદેશનું શિક્ષણ રાજનીતિ આપણા મનમાં જોતજોતામાં નિર્જીવ ને નિષ્ફળ બની જશે; કારણ કે એની પાછળ બહુ કાળનો ઇતિહાસ નથી, એ અસંગત છે, એની સાંકળ તૂટેલી છે. આજના નવા વર્ષને દિને આપણે ભારતવર્ષના ચિરપુરાતનમાંથીજ આપણી નવીનતા લઈશું–સાંજે જ્યારે વિશ્રામનો ઘંટ વાગશે ત્યારે પણ એ ખરી પડશે નહિ–ત્યારે એ નહિ કરમાયેલી માળા આશીર્વાદ આપીને આપણા પુત્રને ગળે પહેરાવીને તેને નિર્ભય ચિત્તે સરળ હૃદયે વિજયને માર્ગે મોકલી દઈશું! જય થશે, ભારતવર્ષનો જય થશે! જે ભારત પ્રાચીન, જે ઢાંકયું, જે મોટું, જે ઉદાર અને જે અબોલું તેનોજ જય થશે; આપણે અંગ્રેજી બોલનારા અવિશ્વાસ કરીએ છીએ, મિથ્યા વાણી બોલીએ છીએ, કૂદકા મારીએ છીએ, આપણે વર્ષે વર્ષે "મળી મળી જઈએ સાગરલહરિ સમાના" તોય અચળ સનાતન ભારતને હાનિ થવાની નથી. ભસ્મચોળ્યા મુનિઓ ચારે વાટે મૃગચર્મ પાથરી બેઠા છે. આપણી બધી ચંચળતા પૂરી થઈ રહેશે, આપણાં પુત્ર-કન્યાને કોટ-ફ્રૉક પહેરાવી આપણે વિદાય થઈ જઈશું, તોય પણ એ ભારત આપણા પૌત્રોની વાટ જોતું ઉભું રહેશે, એની એમ વાટ જોયેલી નકામી નહિ જાય. એ બધા આ વૃદ્ધ સંન્યાસી સામે હાથ જોડીને ઉભા રહેશે ને બોલશે "પિતામહ, અમને મંત્ર આપો."

તે બોલશેઃ ॐ इति ब्रह्म।

તે બોલશેઃ भूमैव सुखं नाल्पे सुखमस्ति ।

તે બોલશેઃ आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन।

(૧૯૦૩)

# ૧૨–भारतवर्षनो इतिहास

ભારતવર્ષનો જે ઇતિહાસ આપણે વાંચીએ છીએ ને ગોખીને પરીક્ષા આપીએ છીએ, એ તો માત્ર ભારતવર્ષની અંધારી રાતના ભુંડા સ્વપ્નની એક કથા. કયાંકથી કોઇક આવી પડ્યા, કાપાકાપી મારામારી થઇ પડી, બાપદીકરામાં ભાઇભાઈમાં સિંહાસન લેવા તાણાતાણી ચાલી; એક દળ બેસી જાય તો વળી કયાંકથી બીજું એક દળ આવી ખડું થઈ જાય; પઠાણ, મોગલ, પોર્ટુગીઝ, ફ્રેંચ, અંગ્રેજ વગેરેએ મળીને સ્વપ્નને વધારે ને વધારે ગુંચવી નાખ્યું.

પણ લોહીરંગે રંગાયેલા એ સ્વપ્નપડદાની અંદર ભારતવર્ષને વીંટીને તેના ઉપર નજર નાખીએ તો સાચા ભારતવર્ષને જોઇ શકાય નહિ. ભારતવર્ષ કયાં ? એ પ્રશ્નનો કોઇ ઉત્તર આ ઇતિહાસ આપી શકે એમ નથી. જાણે અહીં કોઇ ભારતવાસીજ નથી–કેવળ જેમણે મારામારી કરી છે, કાપાકાપી કરી છે તેજ અહીં છે.

પણ તે સમયના ભૂંડા દિવસોમાં પણ મારામારી ને કાપાકાપીજ મુખ્ય વ્યાપાર હતો એવું તો ન હતું. વંટોળીઆને દિવસે વંટોળીઓજ સૌથી મોટો, એવું તો એના સખ્ત સપાટા ખાતે છતે પણ કબૂલ કરી લેવાય નહિ–તે દિવસે પણ ધૂળથી ઘેરાયલા આકાશ નીચે ગામડાંમાં ઘેરઘેર જન્મમરણ ને સુખદુઃખનો જે પ્રવાહ સતત ચાલ્યો જાય છે, તે એ ધૂળે ઢંકાયેલો રહે, તોપણ માણસને મન તો વંટોળીઆ કરતાં મોટો. પણ પરદેશી મુસાફરને તો વંટોળીઓજ મોટો દેખાય. ધૂળથી એની આંખો પુરાઈ જાય એટલુંજ નહિ પણ

એ આખોય ઢંકાઈ જાય કારણકે એ તો ઘરની અંદર નથી, ઘરની બહાર રસ્તાની ધારે ઉભો છે એટલા માટે પરદેશીનો લખેલો ઇતિહાસ તો ધૂળનો ઇતિહાસ–એમાંથી મળે આપણને વટોળીઆની વાતો, ઘરની અંદરની વાતો એમાંથી મળી શકે નહિ એ ઇતિહાસ વાંચીએ ત્યારે એમ થાય કે જાણે ત્યારે ભારતવર્ષ હતો નહિ પણ માત્ર મોગલો, પઠાણો પવનમાં ઘેરાઈને સૂકાં પાંદડાંના વંટોળ ઉપાડતા ઉત્તરથી દક્ષિણમાં ને પશ્ચિમથી પૂર્વમાં ચક્રાવે ચઢયા હતા

પણ જ્યારે વિદેશ હતો, ત્યારેય દેશ તો હતો, નહિ તો એ બધા વંટોળીઆની વચ્ચે કબીર, નાનક, ચૈતન્ય, તુકારામ વગેરેને કોણે જન્મ આપ્યો? તે વખતે માત્ર દિલ્હી ને આગ્રા હતા એમ નથી, કાશી અને નવદ્વીપ (નદિયા) પણ હતા ત્યારે સાચેસાચ ભારતવર્ષમાં જે જીવનપ્રવાહ વહેતો, જે ચેષ્ટાના તરંગ ઉઠતા, જે સામાજિક ફેરફારો થતા તેની કશી ખબરો આ ઇતિહાસમાંથી મળી શકે એમ નથી

નિશાળમાં ચાલતી ઇતિહાસની ચોપડીઓ અને ભણનારા એ ભારતવર્ષ સાથેજ આપણો તો સાચો જોગ છે એ જોગનું બહુ કાળનું ઐતિહાસિક સૂત્ર ખોવાઈ જાય તો આપણું હૃદય ગભરાય આપણે કંઈ ભારતવર્ષના ભાંગી આવેલા ઠીકરા નથી બહુ સદીઓથી આપણાં જટામૂળ મૂળીઆં ભારતવર્ષના મર્મમાં પેસતા ગયા છે પણ આજ વાત આપણાં બાળક ભૂલી જાય એવો ઇતિહાસ કમનસીબે એમને ભણવો પડે છે, જાણે કે ભારતવર્ષમાં આપણે તો કંઈજ નથી, જે છે તે સૌ જાણે એ નવા પેઠેલ જ

આપણા દેશ સાથેનો આપણો સંબંધ એટલો નબળો કરી નાખીએ તે આપણો પ્રાણ હરવાનો રૂપ! એવી દશામાં તો સ્વદેશને આસને વિદેશને બેસાડતાં આપણને શંકા થાય ના, ભારતવર્ષના અગૌરવથી આપણને લાજ આવે ના આપણે સહેજ બોલી નાખીએ કે, પૂર્વે આપણું કશુંજ હતું નહિ, અને આજે આપણા વેશપોશાક, આચારવ્યવહાર બધું પરદેશની નિશાળમાંથી આપણે શીખી લેવું જોઈએ

જે બધા દેશ ભાગ્યશાળી છે તે તો પોતાના પુરાતન સ્વદેશને દેશના ઇતિહાસમાંથી શોધી કાઢવા પામે છે. નાનપણથી બાળકને ઇતિહાસજ તેના દેશ સાથેનું ઓળખાણ કરાવે. આપણા દેશમાં બરાબર એથી ઉલટું દેશના ઇતિહાસેજ આપણા સ્વદેશને સંતાડી રાખ્યો છે. મહમુદની ચઢાઇથી માંડીને લૉર્ડ કર્ઝનના અભિમાની દિલ્હી દરબાર સુધીનો ઇતિહાસ એજ આપણા દેશનો ઇતિહાસ ! પણ એ તો ભારતવર્ષ ઉપર ઉડી આવેલા વંટોળીઆનો ઇતિહાસ–એ આપણને આપણા દેશની કશી ઓળખાણ કરાવી શકે નહિ, એ તો દેશની ઓળખાણ ઉપર ધૂળ છાવરે, એટલું એજ. એ ઇતિહાસ કૃત્રિમ વીજળીનો દીવો લાવીને એવી જગાએ ધરે કે તેથી આપણા ઇતિહાસની સાચી દિશાઓ ઉપર તો અંધારૂંજ રહે, ને દેખાય માત્ર અંધારામાંથી તરી આવતાં નવાબની વિલાસશાળામાં નાચતી નર્તકીઓનાં હીરા–મોતી; બાદશાહના દારૂના પ્યાલામાંથી નીકળતાં ફેણુ ને ઘેનથી તથા જાગરણથી થયેલી બાદશાહની લાલચોળ આંખો. એ ઇતિહાસે ઉભા કરેલા અંધારામાં આપણાં પ્રાચીન દેવમંદિરોનાં શિખર ઢંકાઇ જાય ને બાદશાહે પોતાની પ્રિયતમાના પડદા ઉપર ઉભી કરેલી આરસની કબરોનાં કોતરણીવાળાં શિખરો ગગન ચુંબતાં નજરે પડે. એ અંધારામાં ઘોડાની ખરીઓના અવાજ, હાથીઓના બરાડા, હથિયારના ખડખડાટ, દૂર સુધીના તંબુઓની હારોનો સફેદ રંગ, કિનખાબની ચાદરોનો ચળકતો રંગ, મસ્જિદોના ફીણ જેવા સફેદ પથ્થરના મંડપો, ખોજાઓની ચોકીવાળાં ચૂપ અને લેદભર્યાં અંતઃપુરો–આ સૌ વિચિત્ર નાદ, વિચિત્ર રંગ, વિચિત્ર ભાવ. એને શું ભારતવર્ષનો ઇતિહાસ કહેવો? ખરે, એ તો માત્ર પા ઘડીની ઇન્દ્રજાળ છે. અરેબીઅન નાઇટ્સની કથા જેવી આ કથાએ ભારતવર્ષના સાચા ઇતિહાસને ઢાંકી રાખ્યો છે, ને એ કથાઓ માત્ર આપણા વિદ્યાર્થીઓના નસીબમાં પરીક્ષાઓને માટે ગોખવાની રહી છે. પછી જ્યારે પ્રલય–રાત્રે મોગલો પકાયો

મૂર્છાવશ થયા, ત્યારે એમનાં શબ ખોતરવા શ્મશાન-ભૂમિમાં દૂરદૂરથી કેટલાંક ગીધડાં આવી પહોંચ્યાં અને છળ કપટ કરીને એ શબ ખાતા તેઓ અંદર અંદર મારામારી કરવા મંડી પડયાં—આને પણ શું ભારતવર્ષનો ઇતિહાસ કહેવો ? ત્યાર પછી પાંચ પાંચ વર્ષનાં ટુંકાં ટુંકાં ખાનાંવાળા શેતરંજ જેવું અંગ્રેજનું રાજ્ય. એમાં તો ભારતવર્ષ એથી યે વધારે નબળો પડી ગયો; શેતરંજમાં ને આ રાજ્યમાં ફેર એટલોજ કે શેતરંજનાં ખાનાં કાળાં ધોળાં સરખાં, અને અંગ્રેજ શેતરંજનાં ખાનાં પંદર આના ધોળાં. આપણને પેટ ને અન્નને કારણે સારો વહિવટ, સારો ન્યાય, સારી કેળવણી સૌ વ્હાઇટવે-લેડલોની દુકાને ખરીદવા જવું પડે છે, કારણ કે બીજી બધી દુકાનો બંધ થઇ છે. એ કારખાનામાં ન્યાયથી માંડીને વેપાર સુધી સૌ સારૂંજ હોઇ શકે; કારણ કે બીજી બધી દુકાનો બંધ થઇ છે, અને તેમાં પણ આપણે માટે તો એ કાર-ખાનામાં એક ખૂણે કારકુનો છપાય છે, એમાં જ ઘડાવાનું.

સર્વ દેશનો ઇતિહાસ સરખોજ હોય, એ ભુંડો ખ્યાલ છોડયા વિના છૂટકો નથી. રૉથસ્ચાઇલ્ડનું જીવન જેમણે વાંચ્યુ છે, તેમને ક્રાઇસ્ટનું જીવન લખતાં તેના હિસાબનાં ખાતાંપતરાં અને ઑફીસની ડાયરી ખોળવાની તલપ લાગે, પણ એવા કાગળો ન જડે ત્યારે તિરસ્કાર કરીને બોલે કે, જેનામાં એક પૈસાની અક્કલ તો હતી નહિ, તેનું તે વળી જીવન કેવું ? તેમજ ભારતવર્ષના જાતીય દફતરમાંથી એના રાજાઓની વંશાવળી અને જયપરાજયના કાગળપત્રો જડે નહિ ત્યારે ભારતવર્ષના ઇતિહાસ સંબંધી જેઓ નિરાશ થઇ જઇને કહે કે જ્યાં 'પૉલીટીક્સ' નહિ, ત્યાં વળી ઇતિહાસ કેવો ? એવા લોક અનાજના ખેતરમાં રીંગણાં ખોળવા જાય ને ના મળે ત્યારે મનમાં ક્ષોભ લાવી-ને અનાજના ખેતરને ખેતરમાંજ ગણે નહિ. બધાં ખેતરમાં એકસરખો પાક ન પાકે, એમ માની દરેક ખેતરમાં જુદાજુદા પાકની આશા રાખે એ ખરો બુદ્ધિશાળી ને ચતુર ગણાય.

ક્રાઇસ્ટના હિસાબમાં ખાતાં ના જડે, ત્યારે તેના

ઉપર તિરસ્કાર થાય, તો પણ, તેના સંબંધે બીજા વિષયોની તપાસ કરતાં ઘણું જડી આવે ને ખાતાં પતરાંની કિંમત ઘટી જાય; તેમજ જાતીય ઈતિહાસમાં પણ ભારતવર્ષને દીનહીન માનવા છતાં બીજી બાજુઓએ તપાસ થાય તો એની એ દીનતા ચાલી જાય. ભારતવર્ષ ઉપર એ સાચી દિશામાંથી નજર ન નાખતાં આપણે નાનપણથી જ એને હીણો માનતા આવ્યા છીએ, ને તેથી આપણે જાતેજ હીણા થઇ ગયા છીએ. અંગ્રેજનો છોકરો જાણે કે મારા વડવાઓએ અનેક જુદ્ધ જીત્યાં છે, દેશ જિત્યા છે, વણજવેપાર ખેડ્યા છે, તેથી એ પોતે પણ રણગૌરવનો, રાજ્યગૌરવનો ને ધનગૌરવનો અધિકારી થવાની ઇચ્છા કરે. આપણે જાણીએ છીએ કે, આપણા વડવાઓએ નથી તો દેશ જીત્યા કે નથી તો વેપાર કર્યા; એટલુંજ શીખવાને માટે આપણે આપણો ઇતિહાસ ભણવાનો ! એમણે શું કર્યું છે, એ જાણીએજ નહિ એટલે આપણે શું કરવાના તે પણ જાણીએ નહિ; પછી બાકી રહી પારકાની નકલ કરવાની !

અને દોષ દેવો કોને ? નાનપણથી જ આપણે જે ભણતર જે રીતે ભણીએ છીએ, એને પરિણામે ધીરે ધીરે આપણા દેશ ઉપરની મમતા ઘટતી જાય ને છેવટે દેશથી અવળા ફરી બેસી દેશવિદ્રોહી પણ થઇ બેસીએ.

આપણા દેશના ભલેલા સુદ્ધાં વારંવાર મૂર્ખની પેઠે બોલી ઉઠે છે કે દેશ તમે કહો છો કોને ? આપણા દેશની વિશેષ ભાવના કઈ ? તે છે પણ ક્યાં ? ને હતી પણ ક્યાં ? એમ પ્રશ્નો કર્યે કંઇ ઉત્તર મળે નહિ; કારણ કે પ્રથમ તો એ વાત એવી સૂક્ષ્મ છે, એવી મહત્ત્વની છે કે માત્ર યુક્તિથી કંઈ સમજી શકાય નહિ. અંગ્રેજ હયો કે ફ્રેંચ હયો, પણ કોઇ એક જાતિ પોતાના દેશની ભાવના શી છે, દેશનું સાચું મર્મસ્થાન ક્યાં છે તે એક બે વાતો બોલી સમજાવી શકે નહિ; એ તો દેહમાં રહેલા પ્રાણના જેવું પ્રત્યક્ષ સત્ય છે, પણ એ દેખાડી શકાય નહિ કે તર્કથી સાબિત કરી શકાય નહિ. એ તો નાનપણથી આપણા

જ્ઞાનની અંદર, આપણા સ્નેહની અંદર, આપણી કલ્પનાની અંદર અનેક શુભ માર્ગે નાના પ્રકારે નાના આકારે ઉતરે. એ પોતાની વિચિત્ર શક્તિ વડે આપણને શુભ સાથે ઘડે આપણા પ્રાચીન સાથે આપણા અર્વાચીનનો વિચ્છેદ થતાં દે નહિ-એની કૃપાએજ આપણે મોટા, આપણે અખંડ એ વિચિત્ર ઉદ્યોગપરાયણ શુભ પુરાતન શક્તિ સંબંધી જિજ્ઞાસુ ની પાસે એ ચાર વાતોમાં શી રીતે સાબીત કરી શકીએ ?

પણ ભારતવર્ષની મુખ્ય સાર્થકતા શેમાં છે, એવું જો કોઈ પૂછે તો તેનો તો ઉત્તર છે ભારતવર્ષનો ઇતિહાસ એ ઉત્તર આપી શકે એમ છે ભારતવર્ષે પુરાતન કાળથી માત્ર એકજ સાધના સાધતું આવ્યું છે અનેકતામાં એકતા સ્થાપવી, જુદા જુદા માર્ગોને એક લક્ષ્ય તરફ વાળવા અને બહુના એકનો નિઃસંશયપણે અંતરતરરૂપે અનુભવ કરવો-બહાર જે આ અનેકતા અને વિરુદ્ધતા દેખાય છે, તેનો નાશ ન કરતાં એની નીચે-અંદર રહેલા શુભ યોગને સાધવો

એ એકને પ્રત્યક્ષ કરવો ને તેને ઉંડે સુધી વિસ્તારવો એ / ભારતવર્ષનો સ્વભાવ છે એના એ સ્વભાવને કારણેજ એ રાજગૌરવ પ્રત્યે બેદરકાર રહ્યો છે, કારણ કે રાજગૌરવના મૂળમાં તો વિરોધ રહેલો છે જેઓ પારકાને સાચી રીતે પારકા માની શકે નહિ-ઉંડા અંતરમાંથી માની શકે નહિ, તેઓ રાજગૌરવને જીવનનો અંતિમ હેતુ માની શકે નહિ પારકાને દબાવીને તેની જગ્યાએ પોતે ચોંટી જવાનો ઉદ્યમ એજ પોલીટીક્સનો પાયો, અને પારકાની સાથે પોતાનો સ્નેહસંબંધ જોડવાનો એજ ધર્મનીતિનો અને સામાજિક ઉન્નતિનો પાયો યુરોપિયન સભ્યતાએ જે એકતાનું શરણુ લીધુ છે, એ એકતાજ વિરોધજનક છે. ભારત સભ્યતાએ જે એકતાનું શરણું લીધુ છે, તેથી જોય શકાય છે યુરોપિયન રાજકીય એકતાની અંદર જે વિરોધની ફાચર બેઠેલી છે, તેને બીજાની સામે ઘરી તો શકાય, પરંતુ પોતાનામાં પણ સાચી એકતા થવા દે નહિ. તેથીજ-એ ફાચરને બળેજ-ત્યાં માણસ માણસમાં, રાજા

પ્રજામાં, ધનવાન દરિદ્રમાં વિચ્છેદ ને વિરોધ સદા જાગતાં રહે છે. તેઓ સૌ મળીને પોતપોતાના નક્કી થયેલા અધિકાર વડે સમગ્ર સમાજને ચલાવે છે એમ નથી, તેઓ તો એકબીજાની વિરુદ્ધ ઉભા રહે, સામા પક્ષનું બળ વધી જાય નહિ એ જોતા સૌ પક્ષ સાવધાન થઇને બેસે; પણ જ્યાં સૌ મળીને ઠેલાઠેલી કરે, ત્યાં બળનું સમતોલ રહી શકે નહિ—ત્યાં દિવસ જતે લોકો યોગ્યતાના પ્રમાણમાં શ્રેષ્ઠતા મેળવે અને વેપારબળે ધનવાનના ધનભંડાર ભરાઇ જાય, પણ એવા સમાજનું સમતોલ બળ તો તૂટી જાય અને એ બધા જુદા જુદા વિરોધીભાવોને તોડજોડથી એક કરી રાખવાને સરકારને કાયદા ઉપર કાયદા ઘડવા પડે. બીજું પરિણામ આવેજ નહિ; કારણ કે વિરોધ જેનું બીજ, વિરોધજ તેનું ફળ. વચ્ચે જે મોટું જાડું ફૂલેલું દેખાય છે તે વિરોધબીજમાંથી ફાલીફૂલી મોટું થયેલું બળવાન વિષવૃક્ષ.

ભારતવર્ષે ભેદભાવમાં સંબંધ બંધન બાંધવાના પ્રયત્ન કર્યા છે. જ્યાં સ્વાભાવિકજ ભેદભાવ છે, ત્યાં એ ભેદભાવને એને પોતાને ખીલે બાંધી રાખી—સંયમમાં રાખી બીજે બધે ભેદભાવ ટાળવાના પ્રયત્ન કર્યા છે. બધાને એક કરવા માટે કાયદા બાંધ્યે કંઇ એકતા થાય નહિ. જે એક થઇ શકે નહિ, તેમને એક કરવાનો ઉપાય એજ કે, તેમને જુદા જુદા અધિકાર આપીને જુદા જુદા રાખવા કે જેથી વિરોધ થવાજ પામે નહિ. જુદાને કાયદો કરી બળ વડે એક કર્યા તો એક દહાડો પાછા તે બળ વડે તૂટી જશે. અને તે દહાડો પ્રલયકાળ સમાન. જોગસાધનાનું આ રહસ્ય ભારત અસલથીજ જાણતો. ફ્રેંચ વિપ્લવ કાંડાને જોરે માનવજાતિના સમસ્ત ભેદભાવને લોહી રેડીને ધોઇ નાખશે એમ છાતી ઠોકીને કહેતા; પરંતુ ફળ ઉલટુંજ આવ્યું છે. યુરોપમાં રાજશક્તિ સામે પ્રજાશક્તિનો, ધનશક્તિ સામે જનશક્તિનો વિરોધભાવ અત્યંત જોરથી વધ્યે જાય છે. ભારતવર્ષનું પણ લક્ષ્ય તો હતું એક સૂત્રે સાંધવાનું, પણ એનો ઉપાય હતો કંઇ જુદોજ. ભારતવર્ષે સમાજની સૌ

જુદી વિરોધી શક્તિઓને સીમામા બાધી દઈ અને એક બીજાથી જુદી રાખી સમાજકલેવરને એક આખુ બનાવ્યુ હતુ અને એ જુદા જુદા અગને પોતપોતાના જુદા જુદા કામમા યોજી આખા શરીરને પુષ્ટ બનાવવાની વ્યવસ્થા કરી હતી પોતાના અધિકારની મર્યાદા તોડીને બીજાના વિરોધની સાકળો ખખડાવવાનો પ્રસગજ આવ્યો ન હતો પરસ્પરના વિરોધને માર્ગે સમાજની સૌ શક્તિને યોજી દઈ સગ્રામયત્ર રચવાની ને તેમા ધર્મકર્મ અને ઘરબાર સૌ હોમી રાખ કરી નાખતા એનો જીવ ચાલ્યો નથી એનુ લક્ષ્ય તો એ હતુ કે એકતા, મેળ, શાન્તિ અને સ્થિતિ સ્થાપીને તેમાથી મુક્તિ પામવાનો અવકાશ મેળવવો

વિધાતાએ ભારતવર્ષમા જુદી જુદી જાતિઓને ખેચી આણી છે ભારતવાસી આર્યો જે શક્તિ પામ્યા છે, તે શક્તિ વિષે વિચાર અતિ પ્રાચીન કાળથી ભારતવર્ષ કરતો આવ્યો છે એકતા સાધનારી એ સભ્યતા તે માનવજાતિની સભ્યતા એ સભ્યતાનો પાયો નાખવાને માટે ભારતવર્ષે નાના પ્રકારની સામગ્રીનો ઉપયોગ કર્યો છે પારકો માનીને એણે કોઈને પાછા કાઢયા નથી, અનાર્ય બોલીને એણે કોઈને બહાર કાઢયા નથી, અસગત માનીને એણે કશાને હસી કાઢયુ નથી ભારતવર્ષે સર્વને સઘર્યા છે, સર્વને સ્વીકાર્યા છે એમ બધાને એકઠા કરીને પણ આત્મરક્ષણ કરવા જતા આ અનેક પ્રકારની સામગ્રીને વ્યવસ્થામા, સયમમા રાખવાના ઉપાય લેવા ઘટે, એ બધાની સાઠમારીમા ઢોરૂ પાઇને છોડી મૂકેના પશુની પેઠે છોડી મૂકવામા આવે અને એકબીજાની સાથે બઝાડવામા આવે એથી કઈ કામ ચાલે નહિ. એમને સ્વતત્ર રાખીને પણ મૂળભાવે બાધીને બધાને એક કર્યા, સામગ્રી ગમે ત્યાથી આવી હશે, પણ સયમ ભારતવર્ષનો સુરોપ એીજને દૂર રાખી, તેનો નાશ કરી સમાજને સલામત રાખવા ઇચ્છે છે, અમેરિકા, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલાડ, કેપ કોલોની વગેરે પ્રદેશોમા આ બળતનો પાકો અનુભવ આપણને મળી ચૂકયો છે એનુ કારણ

એવું છે કે, તેમના પોતાના સમાજમાં સુવ્યવસ્થિત સંયમ-સાંકળ નથી-પોતાની અંદર બીજા સંપ્રદાયનાને યોગ્ય સ્થાન આપી શકતો નથી, અને જે સમાજનાં અંગ છે, એ સૌ સમાજ ઉપર બોજાસ્વરૂપ થઇ પડે છે-એવી સ્થિતિમાં બહારના લોકને એ સમાજ કેવી રીતે સ્થાન આપી શકે? પોતાનાજ જ્યાં ઉપદ્રવ ઉભો કરે, ત્યાં પારકાને પોતાનાં કરી લેવાની એમની તાકાત શી? જે સમાજમાં નિયમ છે, એકતાનું વિધાન છે, સર્વને સ્વતંત્ર સ્થાન અને અધિકાર છે, તેજ સમાજ બીજાને પોતાનો કરી શકે. ગમે તો પારકાને કાપી, મારી, ખોદી કાઢી પોતાના સમાજનું અને સભ્યતાનું રક્ષણ કરી શકાય કે ગમે તો પારકાને પોતામાં મેળવી લઇને સુવ્યવસ્થિત સંયમથી સ્થાન કરી અપાય-આ બેમાંથી એક રસ્તો હોઇ શકે. યુરોપે પ્રથમ રસ્તો લઇને સમસ્ત વિશ્વની સાથે વિરોધ કરી મૂકયો છે-ભારતે બીજો રસ્તો લઇને સર્વેને ધીરે ધીરે પોતાના કરી લેવાના ઉપાય લીધા છે. જો ધર્મ પ્રત્યે શ્રદ્ધા હોય, જો ધર્મનેજ માનવ સભ્યતાનો અંતિમ આદર્શ માનવામાં આવે, તો ભારતવર્ષના રસ્તાનેજ ઉત્તમ માનવો પડશે.

પારકાને પોતાનો કરી લેવામાં જ પ્રતિભા રહેલી છે. બીજાની અંદર સમાવેશ કરી લેવાની શક્તિ અને બીજાને પોતાનો કરી લેવાની કરામત એમાં જ પ્રતિભા રહેલી છે. ભારતવર્ષમાં એ પ્રતિભા આપણે જોઇ શકીએ છીએ. ભારતવર્ષે વિનાસંકોચે બીજામાં સમાવેશ કરી લીધો છે, અને સહેજે બીજાની સામગ્રીને પોતાની કરી લીધી છે. વિદેશીઓ જેને મૂર્તિપૂજા કહે છે, તેને જોઇને ભારતવર્ષ ડરી ગયો નથી; પોતાનાં નાક ચઢાવી દીધાં નથી. ભારતવર્ષે પુલિન્દ, શબર, વ્યાધ આદિ અનાર્ય જાતિઓ પાસેથી બીભત્સ સામગ્રીઓ લઇને તેની અંદર પોતાનો ભાવ ઉતારી દીધો છે-તેના દ્વારા પોતાનો આધ્યાત્મિક ભાવ પ્રકટ કરી દીધો છે. ભારતવર્ષ કશાનો ત્યાગ કરે નહિ, સર્વનું ગ્રહણ કરીને તેને પોતાનું બનાવી દીધું છે.

એ એકતાવિસ્તાર અને સંબંધબંધન કેવળ સમાજ-વ્યવસ્થામાં જ નહિ, પણ ધર્મનીતિમાંય જોઈએ છીએ ગીતામાં જ્ઞાન, પ્રેમ અને કર્મની મધ્યે જે સંપૂર્ણ યોગ સ્થાપવાનો પ્રયત્ન જોઈએ છીએ, તેમાં ભારતવર્ષની જ વિશેષતા છે યુરોપમાં 'રીલીજિયન' નામે જે શબ્દ છે, તેના અર્થનો શબ્દ ભારતવર્ષની ભાષામાં હોઈ શકે નહિ, કારણ કે ભારતવર્ષના ધર્મમાં માનસિક વિચ્છેદને સ્થાન નથી આપણી બુદ્ધિ, શ્રદ્ધા, આચાર, આપણો આ લોક અને પરલોક સૌને સાથે બાંધીને જ આપણો ધર્મ ઉદ્ભવ્યો છે ભારતવર્ષ તેના વિભાગ કરીને એકને પર્વદિવસે પહેરવાનો ને બીજાને પહેરી ફાડવાનો પોશાક બનાવતો નથી હાથનું જીવન, પગનું જીવન, માથાનું જીવન, પેટનું જીવન જેમ અલગ થઈ નહિ, તેમ વિશ્વાસનો ધર્મ, આચરણનો ધર્મ, રવિવારનો-દેવળનો ધર્મ, બાકીના છ દિવસનો ધર્મ અને ઘરનો ધર્મ, એમ ભારતવર્ષે ધર્મના જુદા જુદા ભાગ કરી રાખ્યા નથી ભારતવર્ષને ધર્મ તે સમસ્ત સમાજનો ધર્મ તેનું મૂળ માટીમાં ને માથું આકાશમાં તેના મૂળને ને માથાને છૂટું રાખીને ભારતવર્ષ જુએ નહિ ધર્મને ભારતવર્ષ ભૂલોક-આકાશલોકવ્યાપી, માનવના સમસ્ત જીવનવ્યાપી એક મહાવૃક્ષ સમાન માને

પૃથ્વીના સભ્ય સમાજ સામે ભારતવર્ષ ઘણાને એક કરવાનો આદર્શ મૂકે છે, એ એના ઇતિહાસથી સિદ્ધ થઈ શકશે એકને વિશ્વ મધ્યે અને નિજને આત્મા મધ્યે અનુભવી એ એકને અનેકમાં સ્થાપી, જ્ઞાનદ્વારા પ્રકટ કરી, કર્મદ્વારા સ્થાપન કરી, પ્રેમદ્વારા પ્રાપ્ત કરી, જીવનદ્વારા પ્રચાર કરી અનેક બાધા વિપત્તિ-દુર્ગતિ-સુગતિ વચ્ચે થઈને ભારતવર્ષે પોતાનો માર્ગ કર્યો છે ઇતિહાસમાં થઈને જ્યારે ભારતના એ નિત્યના ભાવનો અનુભવ કરીશું, ત્યારે જ આપણા અર્વાચીન સાથેનો પ્રાચીનનો વિચ્છેદ ટળી જશે.

(૧૯૦૨)



# ૧૩–ધર્મવિરોધનું દૃષ્ટાન્ત

બીજી એક જગાએ મેં લખ્યું છે કે, આ દેશમાં જ્યુરી દ્વારા ન્યાય કરવાનો અધિકાર આપવાની બાબતમાં એક અંગ્રેજ પ્રોફેસરે કહેલું કે આ દેશના અર્ધસભ્ય લોકને પ્રાણના માહાત્મ્યનું (સેન્કટીટી ઓફ લાઇફનું) ભાન નથી, માટે એમને જ્યુરીનો અધિકાર આપવો એ સર્વથા અયોગ્ય છે.

પ્રાણનું માહાત્મ્ય આપણા કરતાં અંગ્રેજ વધારે સમજે છે, એ વાત સાચી ના હોય તોપણ જાણે કે આપણે સ્વીકારી લઇએ. ત્યારે એટલા માટે તો જ્યારે એ ખૂન કરે ત્યારે એનો અપરાધ આપણા કરતાં પણ મોટો. પણ આપણે જોઇએ છીએ કે, કોઈ અંગ્રેજ દેશીનું ખૂન કરે ત્યારે પણ અંગ્રેજ ન્યાયાધીશ અને અંગ્રેજ જ્યુરીની કચેરી-માંએ ખૂની ફાંસીની સજા ખાય નહિ. પ્રાણનું માહાત્મ્ય પોતે બહુ ઝીણી રીતે જાણે છે. એવાં પ્રમાણ વખતે ખૂની માનતો હશે કે, અંગ્રેજ તેની પાસે છે, પણ દેશી લોકને એનાં એ પ્રમાણ સો દેખાતાં નથી

એવા ન્યાયથી આપણને બે બાજુએથી ઘા લાગે. પ્રાણ જે જવાનો તે તો જાય જ, ને તેના ઉપર માન જાય એ જુદું. એથી આપણી જાતિનું જે અપમાન થાય તેથી આપણાં બધાંનાં શરીર ઉપર ઘા લાગે.

ઇગ્લાંડમાં ગ્લોબ નામે એક વર્તમાનપત્ર છે અને ત્યાંના ભદ્રલોકમાં આબરૂ પામેલું છે. તેમાં લખ્યુ છે કે, ટૉમિ ઍટકિન ( પલટણનો એક ગોરો ) દેશી લોકને મારી નાખવાના ઇરાદાથી મારે નહિ, પણ માર ખાઇને દેશી

મરી જાય એને માટે ટૅામિ ખિચારાને થાડા દંડ તો થાય છેજ, ને તોય દેશી વર્તમાનપત્રો ચીત્કાર કરી મરે છે.

ટૅામિ એટકિન માટે દરદ તો બહુ દેખાય છે, પણ 'સૅન્કટીટી ઓફ લાઇફ' ક્યાં આગળ ? જે પાશવ ઘાને બળે ખરોળ ફાટે, એ ઘાનું બળ એ ભદ્ર વર્તમાનપત્રના આક્ષેપમાં પણ નથી શું ? પોતાની જાતના ખુની ઉપર સ્નેહદૃષ્ટિ રાખીને માર્યા ગએલા માણસના સગાસંબંધીના વિલાપને ક્રોધ કરી તિરસ્કારે, એથી તેઓ શું ખૂનને પોષતા નથી ?

થોડાક વખતથી આપણે જોતા આવ્યા છીએ કે, યુરોપિયન સભ્યતામાં ધર્મનીતિનો આદર્શ સાધારણ રીતે અભ્યાસ ઉપર આધાર રાખે છે. ધર્મ સમજવાની શક્તિ એ સભ્યતાના અંતઃકરણની અંદર પ્રકટેલી નથી. એટલા માટે અભ્યાસની સીમા બહાર એ આદર્શને રસ્તો જડી શકે નહિ ને અનેક વાર આડે રસ્તે માર્યો જાય.

યુરોપિયન સમાજમાં ઘેરેઘેર કાપાકાપી મારામારી થઇ શકે નહિ. એમ કરવાથી ત્યાંના સાધારણ સ્વાર્થમાં વિરોધ આવે. એર દઇને કે હથિયાર મારીને ખૂન કરવાનો અભ્યાસ યુરોપમાંથી કેટલીક સદીઓ થયાં ચાલ્યો ગયો છે.

પણ હથિયાર વિના-લોહી પાડ્યા વિના પણ ખૂન તો થઇ શકે, પણ અંતરમાં સ્વાભાવિક ધર્મજ્ઞાન થાય તો એવું ખૂન પણ નિંદાય અને પછી થવાનો સંભવ રહે નહિ.

એક ખાસ દૃષ્ટાન્ત લઇને એ વાત વધારે સ્પષ્ટ કરીએ.

હેન્રી સૅવેજ લૅંડોર નામે એક પ્રખ્યાત મુસાફર હતો. ટિબેટના તીર્થસ્થાન લાસામાં જવાની એને ભારે તાલાવેલી લાગેલી. બધાને એ વાતની ખબર છે કે, ટિબેટના લોકો યુરોપિયન પ્રવાસીઓ અને મિશનરીઓ ઉપર શંકાની નજરે જુએ છે. તેમના દુર્ગમ ઘાટરસ્તા વિદેશીઓ જાણતા નથી, એ હકીકત એમના રક્ષણને માટે એમના લાભની છે. એ લાભ જ્યૉગ્રેફીકલ સોસાઇટીના હાથમાં સોંપી દઈ નિરાંતે ઉંઘવાને તેઓ રાજી થાય નહિ, તો એમનો દોષ કાઢી શકાય નહિ.

પણ બીજાના વાંધા માનવા નહિ, કોઈના વાંધાને ગાંઠવું નહિ, એ તો યુરોપનો ધર્મ છે. પ્રયોજન કંઇ હોય કે ન હોય, પણ વિપત્તિ ઓળંગી જઇ બહાદુરી કર્યે પણ યુરોપમાં એવી વાહવા બોલાય કે એવી બહાદુરી કરવાનું મન ઘણાને થઇ જાય. યુરોપના બહાદુર લોક દેશવિદેશમાં વિપત્તિ ખોળતાજ ફરે છે. ગમે તે ઉપાયે પણ લાસામાં યુરોપિયન પગ મુકાય તો યુરોપના સમાજમાં એની આબરૂની મણા રહે નહિ.

આથી પર્વત પરના બરફના અને ટિબેટના લોકોના વાંધાની પરવા ન કરતાં લાસા જવું તો જોઈએજ. લૅંડોર સાહેબે આલમોરાથી કુમાયુન તરફ જાત્રા શરૂ કરી અને ચંદનસિંહ નામે એક હિંદુ ચાકરને સાથે લીધો.

કુમાયુન પ્રાન્તમાં ટિબેટના સીમાડા ઉપર બ્રિટિશ રાજ્યમાં શોકા નામે એક પહાડી જાત છે. ટિબેટન લોકોના ભયથી ને ત્રાસથી તેઓ કંપતા રહે છે. ટિબેટનોની પીડામાંથી બ્રિટિશ રાજ્ય આ લોકનું રક્ષણ કરી શકતું નથી, એવા આક્ષેપ લૅંડોર સાહેબે વારંવાર કર્યા છે. એ શોકા લોકમાંથી જ સાહેબને કુલિ-મજૂર લેવા પડવાના હતા. બહુ મહેનતે ત્રીસ માણસો એકઠા કરી શકાયા.

ત્યાર પછી પ્રવાસ શરૂ થયો. મજૂરો કોઇ રીતે નાસી ન જાય એ તરફ સાહેબનું મુખ્ય ધ્યાન રોકાયું. તેમને નાસી જવાને યોગ્ય કારણ પણ હતાં. લૅંડોરે પોતાના પ્રવાસ-વર્ણનના પચીસમા પ્રકરણમાં લખ્યું છે કે "એ મજૂર લોક જ્યારે વગર બોલ્યેચાલ્યે ગંભીરભાવે પીઠ ઉપર બોજો લઇને દયામણી રીતે હાંફતા હાંફતા ઉંચા ને ઉંચા પહાડ પર ચઢયા જતા હતા, ત્યારે મનમાં બીક લાગતી હતી કે એમાંથી કેટલાક ગમે ત્યારે પણ પાછા જતા રહેશે."

મારે પૂછવાનું એટલું જ કે એવી શંકા જ્યારે તમારા મનમાં થાય છે ત્યારે એ હતભાગીઓને તેમની મરજી વિરુદ્ધ મોતના મોંમાં લાત મારીને હાંકી જવા એને શું

નામ આપવું ઘટે ? તમારી તો થશે વાહવા, ને તેની ઉપર વળી ધન મળવાનો પણ સારી રીતે સંભવ છે–તમે તો એ આશાએ જીવમટોસટનું કામ કરી શકો, પણ એ એની આશાએ એ કષ્ટ સહી શકે ?

વિજ્ઞાનના ઉન્નતિયુગમાં જીવચ્છેદ (વીવીસેક્શન) ઉપર યુરોપમાં અનેક તર્કવિતર્ક થાય છે. જીવતા જંતુઓ ઉપર પરીક્ષા કરતી વખતે વેદના ન થાય એવું ઔષધ આપવું જોઈએ, એવા પણ વિચાર થાય છે. પણ બહાદુરી કરી વાહવા લેવાને માટે મજૂરોને તેમની ઇચ્છા વિરુદ્ધ લઈ જવાને માટે પીડા કરવામાં આવે, પ્રવાસવર્ણનમાં એ પીડાનું પણ વર્ણન થાય, સમાલોચકો એના ઉપર તાળીઓ પાડે, એ ગ્રંથની આવૃત્તિ ઉપર આવૃત્તિઓ પ્રકટ થાય ને ખપી જાય, હજાર હજાર વાચનારાઓ એ બધાં વર્ણન વિસ્મયથી વાંચે અને આનંદથી એની ચર્ચા કરે, પણ બરફના કઠણ રસ્તે એ શાન્ત શેર્પી-કુલીઓએ શતદહાડો અસહ્ય દુઃખ ભોગવ્યું–એમને શું મળ્યું ? લૅન્ડોર સાહેબ માનો કે લ્હાસામાં પહોંચ્યા, પણ તેથી જગતપર એવો તે શો ઉપકાર થઈ જવાનો હતો ? અને એ બિચારા ભયભીત થઈ ગયેલા, નાસી જવાને આતુર માણસોને પીડીને ભાતો મારી મૃત્યુને માર્ગે ધકેલવા એ સારૂ માની શકાય ? પણ એને માટે તો લેખકને સંકોચ થતો નથી, ને વાચકને ય દયા આવતી નથી !

તિબેટનો બાહુ નિર્દયતાએ પીડે છે, અને મારી નાખે છે, જે કારણે સેંકડો લોક તિબેટનોથી બચે કંપે છે, તેમને તિબેટનોના પંજામાંથી ઉગારી લેવાને અંગ્રેજ રાજ્ય કેવું અશક્ત છે, એ તો લૅન્ડોર જાણતો હતો–એ એમ પણ જાણતો હતો કે જે ઉત્સાહે, ઉલ્લાસને ને ગર્વોભને પોતે સાહસ ખેડતો હતો, તેમાંનું લેશ માત્ર એ બિચારા શોમ્બાઓને તો ન હતું. અને ડૉ. ય લૅન્ડોર પોતાના પુસ્તકમાં ૧૮૫ મે પૃષ્ઠે જે નાન્દેમાં જે ભાવે પોતાના મજૂરોના કષ્ટનું વર્ણન કરે છે તેનો તરજૂમો નીચે આપ્યો છે–

“ દરેક મજૂર હાથે મોં ઢાંકીને આકુળવ્યાકુળ થઈ જઈ

રડતો હતો. કાચિના બે ગાલ ઉપર આંખમાંથી આંસુ વહ્યાં જતાં હતાં, ઢીલા ધ્રુસકે રડતો હતો અને ડાકુ તેમજ બીજા જે એક ટિબેટને મારું કામ લીધું હતું, અને જે બધાએ બીકના માર્યા પોતાના વેશ બદલી નાખ્યા હતા, તેઓ પોતાના બોજાની પાછળ સંતાઈ બેઠા હતા. અમારી અવસ્થા જો કે ભયભરી હતી, તોપણ અમારાં માણસોની આ ભયાતુર દશા દેખીને મને હસવું આવ્યા વિના રહ્યું નહિ."

ત્યાર પછી એ અભાગીઆ નાસી જવાનો પ્રયત્ન કરે તો લેંડોરે તેમને એવી ધમકી આપીને શાન્ત કરી દીધા કે, જે કોઇ નાસી જવાનો કે સામે થવાનો પ્રયત્ન કરશે તેને ગોળી છોડી મારી નાખીશ.

લેંડોર સાહેબ સહેજસાજ કારણમાં પણ ગોળી મારવા કેવો ઉશ્કેરાઈ જાય છે, તેનું પ્રમાણ બીજે ઠેકાણે આપ્યું છે. ટિબેટી વહીવટદારોએ લેંડોરને પોતાની હદમાં પેસવાની જ્યારે મના કરી, ત્યારે તેણે પાછા ફરવાનો ડોળ કર્યો. એક ખીણમાં ઉતરીને દૂરબીન માંડી જોયું તો જણાયું કે, પહાડના શિખર ઉપર આશરે ત્રીસેક માથાં પથ્થરની આડમાંથી દેખાતાં હતાં. સાહેબ લખે છે કેઃ "મને બહુ ક્રોધ ચઢ્યો. જો ઈચ્છા જ હોય તો ખુલ્લી રીતે મારી પાછળ કેમ આવે નહિ—દૂર રહીને શામાટે પહેરો ભરે ? આથી મેં મારી આકસોગજી રાઈફલ લીધી ને જમીનપર સપાટ સૂતો, પછી જે માથું સૌથી સ્પષ્ટ દેખાયું તેના ઉપર નિશાન તાક્યું."

અહીં એ આથીની તો મજા છે ! છુપાવાનો લેંડોર સાહેબને કેટલો બધો તિરસ્કાર છે ! તે પોતે, અને તેની સાથે એક જણ મિશનરી હિંદુ જાત્રાળુનો વેશ લઈને, ટીબેટ જતા હતા; મનાઈ થતાં હિંદુસ્તાનમાં પાછા ઉતરવાનો ડોળ કરીને છાનામાના લાસા જવાનો પ્રયત્ન કરી રહ્યા હતા એનું તો કંઇ નહિ, ને એમની એ ચોરી ઉપર સામે છુપાઈને પહેરો ભરાય એ વાત લેંડોર સાહેબને એટલી અસહ્ય લાગી કે પોતે લાંબા થઇને જમીન ઉપર સપાટ સૂઇ ગયા અને એમ સામો ન દેખે એ રીતે છુપાઈને પોતા

આઠસો-ગજી રાઈફલ તાકી બોલ્યા કે "એ બાયલાઓને સમજ પાડી દેવાની મને ઇચ્છા થાય છે" ફરથી છુપા ઈને રાઈફલ ચલાવવામા સાહેબે જે બહાદુરી બતાવી તે માટે વિચાર કરનારે તો ત્યા કોઈ હતુ નહિ આપણા પૌર્વાત્યોની દુર્બળતાની તો અનેક વાતો આપણે સાભળી છે, પણ સોય કથરોટ કુંડાની ખોડ કાઢે એના જેવી વાત કરતા પશ્ચિમના લોકો પેઠે આપણને આવડે નહિ ખરી વાત તો ભાઈ એ જ છે કે, કાડામા જોર હોય તો ન્યાય કરવાની સત્તા પોતાના હાથમા લેતા વાર કેટલી? અને એવુ થાય ત્યારે પારકાનો તિરસ્કાર કરવાનો અભ્યાસ બધ થઈ જાય અને પોતાના સબધમા ન્યાયને અવકાશ જ મળે નહિ

બોશિયા આફ્રિકામા પ્રવાસીઓ અનિશ્ચુક નોકરો અને મજૂરો ઉપર જે જુલમ ગુજારે છે, દેશ ખોળવાની લાહ્યમા છળે-બળે-કોશલે જે રીતે એમને ફુલાના અને મોતના મોંમા ધકેલી લેઈ જાય છે એ બાબુ કોઈથી અજાણ્યુ નથી અને 'સિન્કટીટી ઓફ લાઈફ' સબધે ગૌ બધી પાશ્ચાત્ય સભ્ય જાતિઓને બહુ તીવ ભાન હોય તોપણ એ કોઈ જગાએ એમને આડ કરતી નથી એનુ કારણ એ છે કે ધર્મબોધ પાશ્ચાત્ય સભ્યતાનુ અદરનુ અગ નથી- સ્વાર્થરક્ષણના પ્રાકૃતિક નિયમે બહારથી જ એનુ નામ દેવાય છે એટલા જ માટે યુરોપના સીમાડા બહાર એમના ધર્મની પ્રકૃતિમા વિકાર થઈ જાય છે એ તો શુ પણ એ સીમાડાની અદર પણ જ્યા સ્વાર્થનો પ્રશ્ન પ્રબળ થઈ ઉઠે, ત્યા દયાધર્મનુ રક્ષણ કરવુ એને યુરોપ નબળાઈ માની હવે તો એનો પણ તિરસ્કાર કરે છે વિગ્રહને સમયે સામા પક્ષનુ સર્વસ્વ બાળી મૂકવુ, તેમના અનાથ સ્ત્રી બાળકોને કેદ કરી લેવા એ બધી વાતોની વિરુદ્ધ તમે બોલો તો તમારી વાતોને 'સેટીમેટાલિટિ' ગણી કાઢે યુરોપમા સાધારણ રીતે અસત્યપરાયણતા દૂષણરૂપ મનાય છે અને તો પણ પોલીટીકસમા એક પક્ષ બીજા પક્ષ ઉપર હમેશા અસત્યનો આરોપ મૂકયેજ જાય છે એ જ કારણે ચીન-

વિગ્રહમાં યુરોપિયન સેનાનો ઉપદ્રવ બર્બરસ્તાની સીમા ઓળંગીને ચાલ્યો હતો અને કોંગો પ્રદેશમાં સ્વાર્થોન્મત્ત બેલ્જીઅમનો વ્યવહાર પૈશાચિકતાએ જઈ પહોંચ્યો છે.

દક્ષિણ અમેરિકામાં નિગ્રો ઉપર શા શા જુલમ થાય છે, તે ન્યુયૉર્કમાં પ્રકટ થતા 'પોસ્ટ' નામના વર્તમાનપત્રમાંથી બીજી જુલાઈના વિલાયતના 'ડેલી ન્યૂસ' માં કરેલા ઉતારાથી સમજાશે. નજીવે બહાને સીદી સ્ત્રીપુરુષોને પોલીસ ખેંચી જાય, માજીસ્ટ્રેટ ત્યાં એમનો દંડ કરે, કોર્ટમાં ઉભેલા ગોરાઓ એ દંડ ભરી દે અને એટલા પૈસા પેટે તેઓ એ બિચારા સીદીઓને ગુલામ બનાવીને લઈ જાય. ત્યાર પછી ચાબુક, લોઢાની સાંકળો અને એવે એવે અનેક ઉપાયે તેમને ગરબડ કરતા ને નાસી જતા અટકાવે. એક સીદી બાઈને તો ચાબુકો મારી મારીને મારી નાખી છે. એક બીજી સીદી બાઈને બે ધણી કરવાને અપરાધે કેદ કરી હતી. એ પોલીસ અટકમાં હતી તે વખતે એક ગોરા બારિસ્ટરે એનો કેસ હાથમાં લીધો ને કોર્ટમાં હાજર કરતા પહેલાંજ પોલીસ અટકમાંથી એને નિર્દોષ ઠરાવી છોડાવી દીધી. પછી બારિસ્ટરે પોતાની ફીના દાવામાં એ સીદી બાઈને મેકી કેમ્પમાં ચૌદ મહિના સુધી કામ કરવાને મોકલાવી દીધી. ત્યાં એને નવ માસ સુધી ચાવી–તાળામાં બંધ કરીને અટકાવી રાખી. પછી એની ઇચ્છા વિરુદ્ધ જોરથી એક બીજા માણસ સાથે પરણાવી દીધી ને એને જણાવી દીધું કે, તારા પહેલા ધણી સાથેનો વિવાહ ગેરકાયદેસર છે અને તેથી એની પાસે જઈ શકશે નહિ. આ ધણીની સાથેજ રહેવું પડશે. એક વાર એ નાસી જાય છે એ શંકાએ એની પાછળ કૂતરાઓ છોડી દીધા હતા અને તેના શેઠ શેઠાણીએ તેને પોતાના હાથે ચાબુકનો માર માર્યો હતો અને તેની પાસે સોગન લેવરાવ્યા હતા કે, ચૌદ માસની સજા પૂરી થયા પછી પણ મહિને પાંચ ડૉલરના પગારથી તેજ જગાએ કામ કરીશ.

'ડેલી ન્યૂસ' કહે છે કે, રશિયામાં યાહુદીઓની હત્યા

અને કૉંગોમા બેલ્જિયમનો જુલ્મ વગેરે જોઈએ છીએ ત્યારે અન્ય કોઈ ઉપર દોષનો આરોપ દેવો મુશ્કેલ લાગે છે

× × ×

આપણા દેશમા ધર્મનો જે આદર્શ છે, તે હૃદયની સામગ્રી છે એને બહારની સીમાથી રોકી રખાય નહિ આપણે જો એક વાર "સૅન્કટીટી ઑફ લાઈફ" સ્વીકારી લઈએ તો પછી પશુપક્ષી–કીટપતંગ કશાને એની સીમાબહાર રાખીએ નહિ ભારતવર્ષ એક વાર માંસભક્ષી હતો, ત્યારે એને માસનો નિષેધ છે માંસભક્ષી જાતિએ પોતાને સંયમમા મૂકી એકે વારે માંસાહારનો ત્યાગ કર્યો છે લાગે છે કે, જગતમા એવું બીજું દૃષ્ટાન્ત છે જ નહિ ભારતવર્ષમા જોઈ શકીએ છીએ કે, ગરીબમાં ગરીબ માણસ પણ જે ઉપાર્જન કરે, તે દૂર દૂરના સગાંસબંધીઓ સાથે વહેંચીને ખાતા સંકોચ ન પામે સ્વાર્થનો પણ એક પ્રકારનો ન્યાય્ય અધિકાર છે, એ વાતને આપણે અનેક પ્રકારના સંકટો વેઠીને પણ અને ત્યા સુધી દબાવી રાખી છે આપણા દેશમા બળ અને યુદ્ધમા ધર્મરક્ષા કરવાનું વિધાન છે–હથિયાર વિનાનાને, નાસતાને, શરણે આવેલા શત્રુને માટે આપણા ક્ષત્રિયોનો જે ધર્મ-વિહિત ધર્મ હતો છે, તે યુરોપને તો હસવા જેવો લાગશે અને તેનું એ જ માત્ર કારણ છે કે ધર્મને આપણે અંતરનું ધન માની અંદર કરીએ છીએ સ્વાર્થનો પ્રાકૃતિક નિયમ આપણે ધર્મને ઘડી કાઢતો નથી, પણ ધર્મનો નિયમ આપણા સ્વાર્થને સંયમમા રાખવાની ચેષ્ટા કરે છે એટલા માટે આપણે બહારના વિષયોમા દુર્બળ હોઈએ, તેથી જો કે આપણે બહારના શત્રુથી પરાજય પામીએ, તથાપિ આપણા સ્વાર્થ અને સબળતા ઉપર ધર્મના આદર્શને વિજયી કર્યાના પ્રયત્નને કારણે ગૌરવ પ્રાપ્ત કર્યું છે, તે કદી વ્યર્થ જશે નહિ–એવો પણ એક દહાડો આવશે (૧૯૦૪)



# ૧૪–स्वदेशी समाज*

આપણા દેશમાં યુદ્ધવિગ્રહ, રાજ્યરક્ષા અને ન્યાયકાર્ય રાજા કરતા, પણ વિદ્યાદાનથી માંડીને જલદાન સુધીનુ સઘળું કામ સમાજ એવી સરળતાથી કરી શકતો કે આજ સુધીમાં અનેક રાજાનાં રાજ્યો આપણા દેશ ઉપર થઇને નદીના પ્રવાહની પેઠે વહી ગયાં, તોપણ આપણા ધર્મનો નાશ કરી આપણને પશુ જેવા કરી શક્યાં નહિ, સમાજનો નાશ કરી આપણને કેવળ દરિદ્ર કરી દીધા નહિ. રાજા રાજામાં લડાઇનો અંત નહિ, પણ આપણા મર્મર શબ્દે શોભતા વેણુકુંજમાં, આપણા આંબા અને આમલીના વનની છાયામાં દેવમંદિર બંધાય, અતિથિશાળા સ્થપાય, તળાવ ખોદાય, ગુરુમહાશય આંક ગોખાવે, ટોલમાં× શાસ્ત્ર ભણાવવાનુ બંધ થાય ના, ચંડીમંડપમાં રામાયણનો પાઠ થાય અને કીર્તનના અવાજથી ગામનાં આંગણાં ગાજે. બહારની સહાયતાની અપેક્ષા સમાજ રાખે નહિ, અને બહારના ઉપદ્રવથી દરિદ્ર થાય નહિ.

પાણીનુ બહુ દુઃખ છે, એવી વાતો તો આજે આપણા દેશમાં સામાન્ય થઇ પડી છે. સૌથી વધારે શોકની વાત તો તેના મૂળકારણ સંબંધે છે. આજે સમાજનું મન સમાજની અંદર નથી, આપણું મન બહારની દિશાએ છે.

---

* બંગાળામા જળકષ્ટ નિવારવા સરકારે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો ત્યાર પછી આ નિબંધ લખાયો હતો

× પ્રાચીન પ્રણાલીની પાઠશાળાને બંગાળામા ટોલ કહે છે.

કોઇ નદી જે ગામની બરાબર પાસે થઇને વહી જાય છે તે ગામની પાસેથી તે નદી ખસી જાય, ને તેનો પ્રવાહ દૂર ચાલ્યો જાય, તો તે ગામનું જળ ચાલ્યું જાય, ફળ ચાલ્યું જાય, સ્વાસ્થ્ય ચાલ્યુ જાય, વ્યાપાર ચાલ્યો જાય, બાગનું જંગલ થઇ જાય, પહેલાંની સમૃદ્ધિમાં બનેલાં ઘર ખંડેર થઈ પડે, તેની તૂટેલી ભીંતોની ફાટોમાં વડપીપળા ઉગી નીકળે ને તેમાં ઘુવડ-ચામાચીડિયાંને આશરો મળે.

મનુષ્યનો ચિત્તપ્રવાહ નદીના પ્રવાહ જેવીજ ચીજ છે એ ચિત્તપ્રવાહથી બંગાળાનાં છાયાશીતલ ગામ બહુ દિવસ સુધી નીરોગ અને આનંદિત રહ્યાં હતાં-આજે બંગાળાના એ ગામોથી બંગાળીઓની ચિત્તધારા ખસી ગઈ છે, તેથીજ એનાં દેવાલય જીર્ણ-એનો જીર્ણોદ્ધાર કરનાર કોઇ નથી; એનાં જળાશયો પુરાઇ ગયાં છે-એને ફરી દુરસ્ત કરનાર કોઇ નથી, સમૃદ્ધ ઘરો ખાલી થઈ પડ્યાં છે-ત્યાં ઉત્સવનો આનંદધ્વનિ સંભળાતો નથી તેથીજ આજે જળદાનની વ્યવસ્થા કરનાર સરકાર બહાદુર, સ્વાસ્થ્યદાનની વ્યવસ્થા કરનાર સરકાર બહાદુર, વિદ્યાદાનની વ્યવસ્થા માટે પણ સરકાર બહાદુરને બારણે મોંમાં તરણું ઘાલી ફરવું પડે છે. જે ઝાડ એક વાર પોતાનાં ફૂલ પોતેજ ફુટાવતું, તેને આજે આકાશમાંથી ફૂલવૃષ્ટિ થાય એ આશાએ સર્વ સૂકલી ડાળીઓ ઉંચી કરી પ્રાર્થના કરવી રહી છે. વખતે એની પ્રાર્થના મંજૂર પણ થાય, તોયે એ સૌ આકાશકુસુમને લીધે એનું વળવાનું શું?

અંગ્રેજીમાં જેને 'સ્ટેટ' કહે છે તેને આપણા દેશમાં આધુનિક ભાષામાં સરકાર કહે છે એ સરકાર પ્રાચીન ભારતમાં રાજશક્તિરૂપે હતી. પણ વિલાયતના સ્ટેટ અને આપણી રાજશક્તિ વચ્ચે ભેદ છે વિલાયતે દેશનાં સમસ્ત કલ્યાણધર્મનો ભાર સ્ટેટના હાથમાં સોંપી દીધો છે-ભારતવર્ષે તેમાંનો કંઇક ભાગજ સોંપ્યો છે.

૧. જેઓ દેશના ગુરુસ્થાને હતા; જેઓ સમસ્ત દેશને

વિનાપગારે વિદ્યાશિક્ષા, ધર્મશિક્ષા દેતા આવ્યા છે; તેમને પાલન કરવાનું, તેમનો આદર કરવાનું કર્તવ્ય રાજાનું ન-હોતું એમ નહિ. પરંતુ માત્ર અંશભાગે, ખરી રીતે તો સામાન્ય રીતે એ કર્તવ્ય પ્રત્યેક ગૃહીનું છે. રાજા જો એ સહાયતા બંધ કરે, અકસ્માત્ દેશ કદી અરાજક થઇ જાય, તથાપિ સમાજની વિદ્યાશિક્ષા, ધર્મશિક્ષા એકદમ અટકી પડે નહિ. પ્રજાને માટે તળાવો રાજા ખોદાવતા નહોતા એમ નહિ, પરંતુ સમાજના ધનવાન લોક જેમ ખોદાવતા, તેમજ એ પણ ખોદાવતા. રાજા બેદરકાર રહે તો દેશનું જળપાત્ર ખાલી થઇ જતું નહિ.

વિલાયતમાં બધા માણસો પોતાના આરામ-આમોદ અને સ્વાર્થસાધનમાં પડયા છે, તેઓ કર્તવ્યભારથી પીડાતા નથી, તેમનો સમસ્ત મોટો કર્તવ્યભાર રાજશક્તિને સોંપાયો છે. આપણા દેશમાં રાજશક્તિને કંઇક સોંપાયું છે-ખરૂં, છતાં પણ પ્રજા સાધારણ પણ સામાજિક કર્તવ્યોથી બંધાએલી છે. રાજા યુદ્ધ કરવા જાય, શિકાર કરવા જાય, રાજકાર્ય કરે અથવા આમોદપ્રમોદમાં દિન ગાળે; એને માટે ધર્મ ન્યાયને જવાબદાર થશે. પણ જનસાધારણ પોતાના મંગળને માટે તેના ઉપર બિલકુલ આધાર રાખીને બેસી રહે નહિ, સમાજનું કાર્ય સમાજના પ્રત્યેક ઉપર આશ્ચર્યપણે અને વિચિત્રરૂપે વહેંચાઇ ગયું છે.

એમ હોવાથી જેને આપણે ધર્મ કહીએ છીએ તે સમાજમાં સર્વત્ર સંચરી રહ્યો છે. આપણે પ્રત્યેકે સ્વાર્થ, સંયમ અને આત્મત્યાગની વિવેચના કરી છે. આપણે પ્રત્યેકે ધર્મપાલન કરવું જોઇએ.

આથી સ્પષ્ટ સમજી શકાશે કે, જુદી જુદી સભ્યતાની પ્રાણશક્તિ જુદે જુદે સ્થાને રહેલી છે. પ્રજાના કલ્યાણનો ભાર જ્યાં સ્થપાયેલો છે, ત્યાંજ દેશનું મર્મસ્થાન છે. એ સ્થાને ઘા કરવાથી દેશનો પ્રાણ સંકટમાં આવી પડે. વિલા-યતમાં જો રાજશક્તિ નાશ પામે તો સમસ્ત દેશ નાશ

પામે, એટલાજ માટે યુરોપમા પોલીટીકસ એ બહુ અગત્ય નો વિષય ગણાય છે આપણા દેશમા સમાજ જો પાગળો થઈ પડે, તોજ દેશ એ પ્રમાણે સ કટમા આવી પડે આજ કારણે આટલા દિવસ સુધી રાષ્ટ્રીય સ્વાધીનતા માટે આપણે પ્રાયઃપણે પ્રયત્ન કરતા નહિ, પણ સામાજિક સ્વાધીન તા ખૂબ યત્નથી બચાવતા આવ્યા છીએ. ત્યા દરિદ્રને ભિક્ષા દાનથી માડીને પ્રજાજનને ધર્મશિક્ષાદાન સુધીનુ સમસ્ત કામ વિલાયતમા સ્ટેટ ઉપર આધાર રાખે છે, પણ આપણા દેશમા પ્રજાજનની ધર્મવ્યવસ્થા ઉપર આધાર રાખે છે, એટલા માટે અગ્રેજ સ્ટેટને બચાવે તોજ બચે અને આપણે ધર્મવ્યવસ્થાને બચાવીએ તોજ બચીએ

ઇંગ્લાંડમા સ્વાભાવિક રીતેજ સ્ટેટને જાગતુ રાખવામા લોક સહાય મ ડયા રહે. મા ટે આપણે અગ્રેજની પાઠશા ળામા ભણીને નક્કી કર્યુ છે કે, જ્યારે ત્યારે સરકારને આર ખોસી સાવધાન કરવી એજ જનસમાજનુ મુખ્ય કર્તવ્ય છે આપણે એ જાણ્યુ નહિ કે, પારકાના શરીરને રોજરોજ બ્લીસ્ટર લગાડવાથી પોતાના વ્યાધિની પરીક્ષા થઇ શકતી નથી

આપણને તર્ક કરવા સારા લાગે છે, તેથી અત્યારે પણ આ તર્ક ઉઠવો અસભવિત નથી કે, જનસમાજનો કર્મભાર જનસમાજના સર્વાગમા સ ચારી રાખવો સારો કે એને વિશેષભાવે સરકાર નામની અમુક એક જગાએ મૂકી દેવો સારો ? મારુ કહેવુ એમ છે કે, આ તર્ક વિદ્યાલયની ડીબેટીગ સોસાઇટીમા થઈ શકે, પણ અત્યારે તો આ તર્ક આપણા કોઈ કામમા આવે નહિ

કારણ કે એ વાત આપણે સમજવીજ જોઇએ કે, વિલાયતના રાજ્યનુ સ્ટેટ આખા સમાજની સપાટીની ઉપર જ અખડરૂપે સ્થપાયેલુ છે, એ ત્યાના સ્વાભાવિક નિયમે સ્થપાયુ છે, માત્ર તર્કથી એ મળી શકે નહિ અત્યત સારુ હોય તોપણ મળી શકે નહિ

આપણા દેશમા સરકાર બહાદુર એટલે સમાજમાંનો

કોઇ નહિ, સરકાર સમાજની બહારની વસ્તુ છે. તેથી કરીને જે કંઇ વિષયની તેની પાસે જેટલે અંશે આશા રાખીએ, તે બદલ સ્વાધીનતા એટલે અંશે ખોવી પડે. જે કર્મ સમાજ સરકાર પાસે કરાવી લે, તે કર્મ સંબંધે તે પોતાને અકર્મણ્ય બનાવી દે, અને એ અકર્મણ્યતા આપણા દેશની સ્વભાવસિદ્ધ વસ્તુ નહોતી. આપણે જુદી જુદી જાતિઓની જુદા જુદા રાજાઓની સ્વાધીનતા સ્વીકાર કરતા આવ્યા છીએ, પણ સમાજ આજ સુધી પોતાનાં સમસ્ત કાર્યો પોતેજ કરતો આવ્યો છે; નાના મોટા કોઇ કામમાં બહારના બીજા કોઇને હાથ નાખવા દેતો નહિ. આથી રાજલક્ષ્મી કદી દેશવટો પામે તોપણ સમાજલક્ષ્મી ઘેરજ રહી શકે.

આજે આપણે સમાજનાં સમસ્ત કર્તવ્ય એકેએક સમાજ બહારના સ્ટેટને આપણી મેળે હાથે ઉઠાવી ઉઠાવીને સોંપવા તૈયાર થઇ ગયા છીએ. આજ સુધી હિંદુસમાજની અંદર રહી નવા નવા સંપ્રદાયોએ પોતાની અંદર અનેક પ્રકારના આચારવિચાર પ્રવર્તાવ્યા છે, હિન્દુસમાજ એમનો તિરસ્કાર કરતો નથી, આજથી બધું અંગ્રેજને કાયદે બંધાઇ ગયું છે, દરેક ફેરફાર પોતાને અહિંદી કહી પોકારવા તૈયાર થઇ ગયો છે. એથી જણાઇ આવે છે કે, આપણાં મર્મસ્થાન—જે મર્મસ્થાને આપણા પોતાના અંતેં મધ્યે જતન કરીને આજ સુધી સાચવી રાખતા આવ્યા છીએ એજ આપણું અંતરતમ મર્મસ્થાન ઉઘાડું થઇ પડયું છે, અશક્ત થઇ પડયું છે. એજ સંકટ છે, બાકી પાણીનું સંકટ એ કંઇ સંકટ નથી.

પૂર્વે જેઓ બાદશાહના દરબારમાં માન પામતા હતા, નવાબો જેમની સલાહ અને સહાયતાની અપેક્ષા કરતા હતા, તેઓ એ રાજપ્રસાદને યથેષ્ટ માનતા નહિ—રાજપ્રસાદ કરતાં સમાજપ્રસાદને તેઓ ઉંચો માનતા. તેઓ સંમાનને માટે પોતાના સમાજ તરફ દૃષ્ટિ કરતા. રાજરાજેશ્વરનો રાજધાની દિલ્હી તેમને જે સંમાન આપી શકતી નહિ, એ છેવટના સંમાનને માટે તેમને પોતાના અભ્યાદે

કરત ? ત્યારે તો આપણે તેને વિલાયતી ઢગની ન બના વતાં દેશી પદ્ધતિનો મેળો ભરત. ત્યા ગાન અને આમોદ પ્રમોદ કરતા દૂરદૂરાન્તરથી દેશના લોક એકત્ર થત, ત્યા વેપારની અને ખેતીની દેશી વસ્તુઓનુ પ્રદર્શન થાત, ત્યા ભલા ભલા કથાકારો, કીર્તનકારો લાભ આપત અને પામત. ત્યા બહુઇ ફાનસ વગેરેની સહાયતાથી લોક સમાજને સ્વાસ્થ્ય વગેરેનો ઉપદેશ સ્પષ્ટ રીતે આપી શકાત અને આપણે જે કંઇ કહેવાનુ હોય, જે કંઈ સુખદુખની વાતો હોય તે તે ભલેનૂરે એકઠા મળી આપણી સરળ દેશી ભાષામાં કરી શકત.

આપણો દેશ મોટે ભાગે ગામડામાં વસ્યો છે, એ ગામડાને જ્યારે જ્યારે પોતાની નાડીઓમાં બહારના લોહી નો અનુભવ કરવાનુ મન થઈ આવે, ત્યારે મેળા એ એનો મુખ્ય ઉપાય છે એ મેળાજ આપણા દેશમાં બહાર નુ ઘેર લવવાનું મુખ્ય સાધન છે. એ ઉત્સવમાં ગામડાં પોતાની ત્રુટીઓ ભરી જાય અને પોતાનુ હૃદય ખોલી દાન કરવાનુ અને ગ્રહણ કરવાનું એ મુખ્ય સ્થાન છે જેમ આકાશના જળથી જળાશય ભરવાનો સમય વર્ષાઋતુ છે, તેમજ વિશ્વને ભાવે ગામડાનુ હૃદય ભરી દેવાનો યોગ્ય અવસર મેળો છે

એવા મેળા આપણા દેશમાં અત્યત સ્વાભાવિક છે સભાના હેતુથી લોકને બોલાવો તો શકાશીલ થઇને એ આવશે, એમના મન ખુલતા બહુ વાર લાગશે, પણ મેળા-મા લોક એકઠા થાય એ તો મન ખોલીનેજ આવે આથી મેળામાજ લોકના મન મેળવવાના પ્રસગ મળે ગામમા પાણી. પાણી. હાસકંધો બંધ થાય ત્યારેજ તેમની પાસે બેસવાનો પ્રસગ મળે.

આપણા દેશમા એવો જિલ્લો નથી કે જ્યાં જુદે જુદે સ્થળે વર્ષમા જુદે જુદે પર્વે મેળો ન ભરાતો હોય. પ્રથમ એવા મેળાની તાલિકા અને વિવરણનો સંગ્રહ કરવો

એ આપણું કર્તવ્ય છે. ત્યારપછી એ સમસ્ત મેળાને દેશના લોકની સાથે યથાર્થ રીતે પરિચિત થવાના હેતુથી વ્યવસ્થા કરવી.

દરેક જિલ્લાના ભદ્ર શિક્ષિત લોક પોતાના જીલ્લાના મેળાઓને જો નવે ભાવે જાગ્રત કરે, નવે પ્રાણે સજીવ કરી દે, પોતાનું હૃદય એમાં સંચારી દે, એ સર્વ મેળામાં જો હિંદુમુસલમાન વચ્ચે સદ્ભાવ સ્થપાય, કોઈ પણ પ્રકારે નિષ્ફળ રાજકીય વિષય દાખલ થવા ન દઈને વિદ્યાલય, રસ્તા, જળાશય, એના ઘાટ, ગોચર વગેરે જીલ્લાની જરૂરીઆતો પૂરી પાડવાના વિચાર ચાલે, તો થોડાજ સમયમાં સ્વદેશને સચેત કરી દેવાય.

મને વિશ્વાસ છે કે, ફરી ફરીને આપણા દેશનાં જુદાં જુદાં સ્થળોમાં મેળા કરવાને એક મંડળ તૈયાર થાય અને તેઓ નૂતન નૂતન જાત્રા ( ધાર્મિક નાટકો, રામલીલાની પદ્ધતિ ઉપર ) કીર્તન કથા વગેરે રચી, સાથે બાયોસ્કોપ, જાદુઈ ફાનસના દેખાવો, વ્યાયામ જાદુના ખેલ વગેરેની વ્યવસ્થા કરે તેના ખર્ચને માટે તો ચિંતા રાખવાનું કારણ નથી. જો તેઓ એકંદરે પ્રત્યેક મેળાને માટે જમીનદારને પાકનો કંઈ અંશ આપવા અને દુકાનદારને તેના વેચાણુના નફાનો કંઇક અંશ આપવા પ્રાર્થના કરે તો એ અંશ મેળવવાનો અધિકાર મળી શકે અને એ સુવ્યવસ્થાથી મેળાને લાભકર બનાવી શકાય. એ લાભમાંથી બધી વ્યવસ્થાનો ખર્ચ ઉઠાવી શકાય અને ખર્ચ કરતાં બાકી વધે તે દેશના કાર્યમાં વાપરી શકાય તો એ મેળાના લોક સાથે દેશના હૃદયનો સંબંધ ગાઢ બની ઉઠે. લોકો દેશને અનેક રીતે જાણી શકે અને તેમના દ્વારા દેશનાં કેટકેટલાંક કાર્ય થઇ શકે એ તો વર્ણવતાં પાર આવે નહિ.

આપણા દેશમાં ચિરકાળથી આનંદ-ઉત્સવ દ્વારા લોકને સાહિત્યરસ અને ધર્મશિક્ષણ દેવાયું છે. આજ અનેક કારણે જમીનદારો મોટે ભાગે નગરમાં વસવા જાય છે;

તેમનાં પુત્રકન્યાના વિવાહાદિ પ્રસંગે જે કંઈ આમોદપ્રમોદ કરે છે તે કેવળ નગરના ધનવાન બંધુઓને નાટકશાળામાં ને નાચગાનમાં બોલાવી પૂરાં કરે છે અનેક જમીનદાર એવે પ્રસંગે પ્રજા પાસેથી ઉઘરાણું કરતા અચકાતા નથી આમ ગામડાના 'इतरे जना.' મિષ્ટાન્નની વ્યવસ્થા તો કરી આપે, પણ એ 'મિષ્ટાન્ન'માંથી કણમાત્ર પણ એ 'इतरे जना.' ભોગવી શકે નહિ, ભોગવી શકે માત્ર "यान्घवा" અને "साहेवा" આથી બંગાળાના સૌ ગામ દિવસે દિવસે નિરાનંદ થઈ પડયાં છે, અને જે સાહિત્ય દેશના આબાલવૃદ્ધ નરનારીઓના મનને સરસ અને શોભન કરી રાખતું, તે રોજ રોજ સાધારણ લોકથી દૂર થતું જાય છે આપણો એ કલ્પિત મેળાસંપ્રદાય જો સાહિત્યની ધારા, આનંદનો સ્રોત ગામડાને બારણે એક વાર ફરી વહેવરાવે, તો આ શસ્ય શ્યામલા બંગાલભૂમિનું અંતઃકરણ દિવસે દિવસે શુષ્ક મરુભૂમિ થતું ન જાય

એ વાત આપણે બરાબર મનમાં રાખવી જોઈશે કે, જે મોટાં જળાશયો આપણને જળદાન અને સ્વાસ્થ્ય દાન દેતા, તે સૌ દૂષિત થઈ જઇ માત્ર આપણને જળકષ્ટ આપે છે, એટલું જ નહિ પણ રોગનું અને મૃત્યુનું પણ વિતરણ કરી આપે છે, તેમજ આપણા દેશમાં જે સૌ મેળા ધર્મને નામે ચાલ્યા છે, તેમાંના પણ ઘણાખરા દૂષિત થઇ જઇ લોકશિક્ષાને માટે કેવળ અયોગ્ય થઇ પડયા છે. સંભાળ રાખ્યા વિનાના ખેતરમાં અનાજ તો પાકતું નથીજ, પણ ઉલટા કાંટા ઉગી આવે છે. એવી સ્થિતિમાં આપણે આપણા ઉદ્દેશ્યનો-એ મેળાઓનો-જો આપણે ઉદ્ધાર ન કરીએ તો સ્વદેશના, ધર્મના આપણે અપરાધી થઇએ

આપણા દેશી લોકની સંગે દેશી ધારા મિલાવવાનો ઉદ્દેશ્ય શું હોઇ શકે, તેનું આ માત્ર એક દૃષ્ટાન્ત દીધું અને એ ઉદ્દેશ્યને નિયમે બાંધી વ્યવસ્થિત કરીને શું કરવાથી દેશવ્યાપી મંગળ વર્તાવી શકાય તેનો માત્ર આભાસ આપ્યો.

જેઓ રાજદ્વારે ભિક્ષાવૃત્તિ કરવી એજ દેશનાં મુખ્ય મંગળ વ્યાપાર છે એમ માનતા નથી, તેમને અન્ય પક્ષવાળા 'પેસીમિસ્ટ' એટલે આશાહીન મંડળના માને છે—અર્થાત રાજાની પાસે કંઈ આશા નથી એમ માની આપણે નિરાશા માનીએ છીએ, તેટલી નિરાશા અમૂલક છે એમ તેઓ માને છે.

હું સ્પષ્ટ કરીને કહું છું કે, રાજા આપણને વચ્ચે વચ્ચે દંડા મારી તેને બારણેથી હાંકી મૂકે છે એમ જાણીને પોતાના ઉપરજ નિર્ભર રહેવું વધારે સારૂં છે. કદીજ એવી દુર્લભ દ્રાક્ષ પામવાની હતભાગ્ય શિયાળની આશાનો આશ્રય હું તો ન કરૂં. હું તો એજ કહું છું કે, પરાયાની કૃપાભિક્ષા એજ યથાર્થ "પેસિમિસ્ટ" (આશાહીન) દીનનું લક્ષણ. ભોંમાં તરણું લઈશું નહિ તો આપણી ગતિ નથી, એ શબ્દ હું કદી ઉચ્ચારીશ નહિ. મને સ્વદેશમાં વિશ્વાસ છે, આત્મશક્તિમાં સમ્માન છે. હું નિશ્ચય જાણું છું કે, ઉપાય ગમે તે હો, પણ આપણે પોતામાં સ્વદેશીય સ્વજાતીય એકતા પ્રાપ્ત કરીને આજે જે સાર્થકતા પ્રાપ્ત કરવા ઉત્સુક બન્યા છીએ, તેની ભીંત જો પારકાની પરિવર્તનશીલ પ્રસન્નતા ઉપરજ ચણાય, જો એ વિશેષભાવે ભારતવર્ષના પોતાના ઉપર ન હોય, તો તે ફરી ફરી વ્યર્થ થઈ જશે, તેથી ભારતવર્ષનો યથાર્થ માર્ગ કયો છે તે માટે આપણે ચારે બાજુ તપાસ કરવી જોઈશે.

માણસની સાથે માણસનો આત્મીય સંબંધ સ્થાપવો એ ચિરકાલથી ભારતવર્ષની મુખ્ય ચેષ્ટા હતી, દૂર આત્મીયની સંગે પણ સંબંધ રાખવો જોઈશે, સંતાન ઉંમરમાં આવે તોપણ એ સંબંધ શિથિલ થશે નહિ, ગામના લોકોની સાથે પણ વર્ણ અને અવસ્થાનો વિચાર કર્યા વિના યથાયોગ્ય આત્મીય સંબંધ રાખવો જોઈશે; ગુરુ–પુરોહિત, અતિથિ–ભિક્ષુક કે જમીનદાર–પ્રજાવૃંદ સર્વની સાથે યથાયોગ્ય સંબંધ બંધાઈ રહ્યો છે એ માત્ર શાસ્ત્રવિહિત નૈતિક સંબંધ નથી, એ તો હૃદયનો સંબંધ છે. એમાંના કોઈ પિતૃસ્થાને, કોઈ પુત્રસ્થાને, કોઇ ભ્રાતૃસ્થાને ને કોઈ મિત્રસ્થાને છે,

આપણે જે કોઈના સંબંધમાં આવીએ છીએ, તેની સાથે કોઈ યથાયોગ્ય સંબંધ બાંધી બેસીએ છીએ, એટલા માટે કોઈ પણ અવસ્થામાં માણસને આપણે આપણા કાર્યસાધનની કળ કે કળનું અંગ ગણી શકતા નથી. એની સારી નરસી બંને બાજુ હોઈ શકે, પણ એ આપણું દેશી, એથી યે મોટું–એ પૂર્વનું.

જાપાનના યુદ્ધવ્યાપારમાંથી મારી એ વાતનું ઉજ્જવલ દૃષ્ટાન્ત મળશે. યુદ્ધવ્યાપાર કળનો વ્યાપાર છે, એમાં તો સંદેહ નહિ. સૈન્યને કળની પેઠે ઉઠવું પડે, કળની પેઠે ચાલવું પડે. પણ છતાંયે જાપાનનો પ્રત્યેક સૈનિક એ કળ છોડીને આગળ ચાલ્યો–તે અંધ જડવત્ નથી; રક્તોન્મત્ત પશુવત્ પણ નથી; મિકાડોની સાથે અને એ સૂત્રે સ્વદેશની સાથે એ પ્રત્યેક સૈનિક બંધાયો છે; એ સંબંધની પાસે પોતાના સર્વસ્વને તે હોમી દે છે. એ પ્રમાણે આપણા પ્રાચીન કાળમાં પ્રત્યેક ક્ષેત્રસૈનિક પોતાના રાજાને કે પ્રભુને સંબંધે બંધાઈ ક્ષાત્રધર્મમાં પોતાને સમર્પી દેતો. રણક્ષેત્રમાં એ શેતરંજનાં પ્યાદાંની પેઠે મરતો નહિ; માણસની પેઠે હૃદયને સંબંધે, ધર્મને ગૌરવે મરતો. એથી યુદ્ધવ્યાપાર અનેક વખત વિરાટ આત્મહત્યારૂપ થઈ પડતો, અને પાશ્ચાત્ય સમાલોચકો બોલી ઉઠે: "એ ચમત્કાર–પણ એ યુદ્ધ નહિ!" જાપાને એ ચમત્કારને યુદ્ધ સાથે મિલાવ્યો અને પૂર્વે પશ્ચિમનો ધન્યવાદ પ્રાપ્ત કર્યો.

ગમે તેમ હોય, પણ એ આપણી પ્રકૃતિ છે. પ્રયોજનના સંબંધને આપણે હૃદયના સંબંધે શુદ્ધ કરી લઈએ, ત્યારે વ્યવહાર કરી શકીએ. તેથી અનાવશ્યક બોજો પણ કંઈક આપણે ઉઠાવવો પડે. પ્રયોજનનો સંબંધ તો સાંકડો; ઑફિસમાંજ એ પૂરો થાય. પ્રભુસેવક વચ્ચે જો કેવળ પ્રભુસેવકનોજ સંબંધ રહે, તો પગાર દેવામાં કામ કરવામાં એનો નિકાલ આવે. પણ જો એમાં કોઈ પ્રકારે આત્મીય સંબંધનો સ્વીકાર કરવામાં આવે તો જ એ બોજાને તાણીને પુત્રકન્યાના વિવાહ અને શ્રાદ્ધશાન્તિ સુધી જવાય.

આ સંબંધે બીજું એક આધુનિક દૃષ્ટાન્ત આપું. હું રાજશાહી અને ઢાકાની પ્રાંતિક પરિષદ્‌માં ગયો હતો. એ પરિષદ્‌નું કામ હું અતિ મહત્ત્વનું માનું છું એમાં તો સંદેહ નહિ. પણ આશ્ચર્ય તો એ જોયું કે, તેમાં સાચા કામ કરતાં અતિથિસત્કારની ધામધૂમ વધારે હતી. જાણે વરરાજાની જાન ગઈ હોય તેમ આહાર-વિહાર અને આમોદ-પ્રમોદને માટે એટલો બધો ઉપદ્રવ, કે આમંત્રણ કરનારનો દમ નીકળી જાય. જો એ કહી દે કે, તમે સૌ સ્વદેશનું કામ કરવા આવ્યા છો, મારે માટે કંઈ આવ્યા નથી; ત્યારે આવું વિવિધ પ્રકારનું રહેવાનું, વિવિધ પ્રકારનું સૂવા બેસવાનું; સોડાલેમોનેડ, ગાડીઘોડા—આ બધું ખર્ચ અમારે માથે કેમ ? જો એ એવું કહી દે તો કંઈજ અન્યાય નહિ. પણ કામનું પ્રયોજન દેખાડી ખસીજ જવું એ આપણી જાતના લોકનું કામ નહિ. આપણે શિક્ષણના માર્યા ભયંકર કામગરા થઈ બેસીએ તો યે આમંત્રણ કરનારને કામ કરતાં આતિથ્યમાં વધારે ધ્યાન આપવું પડવાનું. આપણે કામને પણ હૃદયના સંબંધથી દૂર કરવા ઈચ્છતા નથી. ખરી રીતે તો એ પરિષદ્‌માં આતિથ્યથી જેટલું આપણું મન આકર્ષાતું હતું, તેટલું કાર્યવિભાગથી આકર્ષાતું નહોતું. પરિષદ્ પોતાના વિલાયતી વ્યાપારમાંથી એ દેશી હૃદયને એકે વારે બાતલ કરી શકી નહિ. આમંત્રણ કરનાર અતિથિઓને અતિથિભાવે આત્મીય ભાવે માન આપવું એ પોતાનો ધર્મ માનતા હતા. તેમનો પરિશ્રમ, ખર્ચ, કષ્ટ વગેરે કેટલું બધું હતું એ તો જે ત્યાં હતા તેજ જાણે. કોંગ્રેસમાં પણ આતિથ્યનો જે અંશ છે, એ અંશ ભારતવર્ષીય છે, અને એજ અંશ દેશમાં ખરું કામ કરે—જે અંશ કામનો તે તો માત્ર ત્રણ દિવસનો, બાકી તો આખા વર્ષમાં તેનો તો શબ્દેય સંભળાય નહિ.

અતિથિસેવાની ભાવના વિશેષરૂપે ભારતવર્ષનો સ્વભાવ છે, તેનું અનુશીલન પ્રબળરૂપે ચાલુ રહે તો દેશમાં અતિ આનંદના કારણરૂપ થઈ પડે. જે આતિથ્ય ઘેરઘેર થાય છે,

તેથીયે વધારે પરિતૃપ્તિ માટે પ્રાચીનકાળમા મોટા મોટા યજ્ઞ થતા—આજ તો બહુ દિવસથી એ લુપ્ત થઇ ગયા છે પણ ભારતવર્ષ એ ભૂલી ગયો નથી, માટેજ દેશના કામને કારણે સઘ ભરાયો, અને એ ભારતલક્ષ્મીએ પોતાની અત્યદ્દ્ત પુરાતન અતિથિશાળાનુ દ્વાર ખોલી દીધું, પોતાના યજ્ઞ ભડારની વચ્ચે પોતાનુ હમેશનુ આસન ગ્રહણ કર્યું એમ કરીને કોગ્રેસ-પરિષદ્‌મા-જ્યા વિલાયતી તરેહની વક્તૃતા થાય છે અને ફડાફડ ફડાફડ તાળિયો પડે છે ત્યા પણ—એ ઘોર સભાઓમા પણ—આપણી જે માતા સ્મિતમુખે પોતાના ઘરની સામગ્રી, પોતાને હાથે બનાવેલુ મિષ્ટાન્ન પોતાને હાથે સર્વેને પીરસી ખવરાવી ચાલી જાય, પછી ત્યા શુ થાય છે એની તો એ પરવા પણ ન કરે માના મુખ ઉપર કઇક હાસ્ય ફૂટે—જો એ જાણે કે પુરાતન યજ્ઞની પેઠે આ અધુનિક યજ્ઞમા માત્ર ભણેલાગણેલાજ નથી આવ્યા, માત્ર ઘડિયાળધારી લોકજ નથી આવ્યા, પરતુ બોલાવ્યા અણુ બોલાવ્યા પામરથી માડીને સર્વ પ્રકારના લોક અજાણુતેજ એકઠા થયા છે, તો એ અવસ્થામા સખ્યાતું ભોજ્ય ઓછું થાય, આડબર પણ ઓછો થાય, પરતુ—આનદમગળ અને માતાને આશીર્વાદે બીજુ સૌ કામકાજ પણ પરિપૂર્ણ થઇ જાય

ગમે તેમ હોય, પણ એ તો સ્પષ્ટ દેખાય છે કે, ભારતવર્ષ કામ કરવા બેસે તોય માનવસબધનુ માધુર્ય ભૂલી શકે નહિ, એ સબધની સમસ્ત જવાબદારી સ્વીકારી લે

આપણે એ સમસ્ત—મોટે ભાગે અનાવશ્યક—જવાબદારી સહેજે સ્વીકારી છે, માટેજ ભારતવર્ષમા ઘેર ઘેર, ઉંચનીચના, ગૃહસ્થ—અતિથિના ગાઢા સબધની વ્યવસ્થા સ્થપાઈ છે એટલાજ માટે ટોલ (ગુરુને ઘેર ચાલતી શાળા), પાઠશાળા, જલશય, અતિથિશાળા, દેવાલય, અપગ પાલન વગેરે માટે કોઇ દિવસ કોઇને વિચારવુ પડતુ નથી

આજ જો એ સામજિક સબધ છૂટી જાય, જો અન્નદાન, જલદાન, આશ્રયદાન, સ્વાસ્થ્યદાન, વિદ્યાદાન વગેરે

સામાજિક કર્તવ્ય છિન્ન સમાજમાંથી છૂટી બહાર પડી રહે, તો એકેવારે અંધારૂં નહિ થઈ જાય ?

ઘર અને ગામનો ક્ષુદ્ર સંબંધ ઓળંગી પ્રત્યેકને વિશ્વ સાથે યોગ દઇ અનુભવ કરાવવાને માટે હિન્દુ ધર્મે માર્ગ બતાવ્યો છે. હિન્દુધર્મ સમાજની પ્રત્યેક વ્યક્તિને પ્રતિદિન પંચયજ્ઞ દ્વારા દેવતા, ઋષિ, પિતૃપુરુષ, સમસ્ત મનુષ્ય અને પશુપક્ષી સાથે પોતાનો મંગળ સંબંધ યાદ કરાવ્યા કરે છે. એ ધર્મ જો યથાર્થ રીતે પાળવામાં આવે, તો વ્યક્તિગત ભાવે પ્રત્યેકને માટે અને સાધારણભાવે વિશ્વને માટે મંગળકર બની ઉઠે.

એ ઉચ્ચ ભાવથી આપણા સમાજમાં પ્રત્યેકની સાથે સમસ્ત દેશનો નૈત્યિક સંબંધ બાંધવો શું અસંભવિત છે ? પ્રતિદિન સ્વદેશને સ્મરી દરેક જણ એક પૈસો, એથી યે ઓછું એક મૂઠી કે અધીં મૂઠી ચોખા, સ્વદેશબલિરૂપે દાન ના કરી શકે ? હિંદુધર્મ શું આપણામાંથી પ્રત્યેકને આ આપણા દેવતાના વિહારસ્થળ, પ્રાચીન ઋષિના તપસ્યાના આશ્રમ, પિતૃપિતામહની માતૃભૂમિ, ભારતભૂમિની સાથે પ્રત્યક્ષ સંબંધે ભક્તિને બંધને બાંધી શકશે નહિ ? સ્વદેશની સાથે આપણો મંગળસંબંધ—એ શું આપણામાંથી પ્રત્યેકને વ્યક્તિગત થશે નહિ ? આપણે શું સ્વદેશનાં જલદાન, વિદ્યાદાન વગેરે મંગળ કર્મો પારકાના હાથમાં સોંપી દઇ દેશમાંથી આપણી ચેષ્ટા, ચિંતા અને હૃદયને એકેવારે વિચ્છિન્ન કરી દઈશું ? સરકાર આજે બંગાળ દેશને જલકષ્ટ નિવારણ માટે પચાસ હજાર રૂપિયા આપે છે અને ધારો કે આપણી હિલચાલના પ્રચંડ બળે પચાસ લાખ આપ્યા ને જલકષ્ટ એકેવારે નિવારાયું; તો ય ફળ શું ? ફળ એ થયું કે સહાયતા અને કલ્યાણને સૂત્રે દેશનું જે હૃદય આજ સમાજમાં રહી કામ કરતું હતું અને તૃપ્તિ પામતું હતું, તે આજે વિદેશીના હાથમાં સમર્પણ કરાયું. જ્યાંથી સમસ્ત દેશ ઉપકાર પામશે ત્યાંજ એ પોતાનું સમસ્ત હૃદય દોરશે. સ્વાભાવિક રીતે જ દેશે દેશનું દ્રવ્ય અનેક માર્ગે એનેક

આકારે વિદેશમાર્ગે દોડયું જાય છે, એવો આપણો આક્ષેપ કરીએ છીએ; પણ દેશનું હૃદય જો જાય, દેશ સાથેનો સમગ્ર કલ્યાણસંબંધ એકેએકે જો વિદેશી સરકારને સોંપી દેવામાં આવે, આપણા હાથમાં કશુંય બાકી ન રહે, તો પરદેશ વહેતા દ્રવ્યપ્રવાહ કરતાં શું ઓછા આક્ષેપનું કારણ છે ? આ કારણે આપણે સભાઓ ભરીએ, દરખાસ્ત કરીએ અને એ પ્રમાણે દેશને અંદર તથા બહાર સંપૂર્ણભાવે પારકાના હાથમાં ફેંકી દેવાની ચેષ્ટા કરીએ એ તે દેશહિતૈષિતા ? કદી નહિ. એ પ્રયત્ન કદી આ દેશમાં આદર પામશે નહિ; કારણ, એ ભારતવર્ષનો ધર્મ નથી. અતિ દૂરના સંબંધવાળા અનાથ આત્મીયને પણ પારકાની ભીખ ઉપર લટકતો રાખી શકીએ નહિ–તેમને પણ તેમનાં સંતાન સહિત સમાન સ્થાન આપ્યું છે; બહુ કષ્ટે પેદા કરેલું ધન પણ બહુ દૂરના કુટુંબીની સાથે વહેંચી ખાતાં આપણે કદીયે એવો વિચાર લાવતા નથી કે, એ અસામાન્ય વ્યાપાર છે, ત્યારે આપણે એમ કહીશું કે આપણી જનની જન્મભૂમિનો ભાર વહન કરી શકીશું નહિ ? વિદેશીઓ ચિરદિન આપણા દેશને અન્નજળની અને વિદ્યાની ભિક્ષા આપશે, અને આપણું કર્તવ્ય એજ રહેશે કે, ભિક્ષાનો ટુકડો મનમાનતો ન મળતાં આપણે ચીસોજ પાડયા જઇએ ? કદી નહિ–કદી નહિ ! સ્વદેશનો ભાર આપણે પ્રત્યેક અને પ્રતિદિન ગ્રહણ કરીશું– એમાંજ આપણું ગૌરવ, એજ આપણો ધર્મ. આપણો સમાજ એક મહાન સ્વદેશી સમાજ થઇ શકે એ સમય આવ્યો છે. હું એકલો નથી, હું ક્ષુદ્ર હોવા છતાં મારો કોઇ ત્યાગ કરી શકશે નહિ અને ક્ષુદ્રમાં ક્ષુદ્રનો પણ હું ત્યાગ કરી શકીશ નહિ, એવું ભાન પ્રત્યેકને થાય એવો સમય આવ્યો છે.

આજ જો કોઇને કહીએ કે, સમાજનું કાર્ય કરો, તો 'શી રીતે કરૂં, કયાં કરૂ, કોની પાસે શું કરૂં' વગેરે વિચારતાં માથામાં ચક્કર આવશે. મોટે ભાગે લોકો પોતાનું કર્તવ્ય સમજી શકતા નથી એમ કહીએ તોપણ ચાલે.

આવી સ્થિતિમાં વ્યક્તિગત પ્રયત્નોને અમુક માર્ગે આકર્ષણ કરી લેવા માટે એક કેન્દ્ર હોવું જોઇએ. આપણા સમાજમાં કોઈ પણ મંડળ એ કેન્દ્રનાં સ્થળ ઉપર અધિકાર ભોગવતું નથી. આપણા દેશનાં અનેક મંડળ શરૂઆતના ઉત્સાહના ધક્કાને બળે જોકે અનેક ફૂલ ફૂટાવે છે, પણ છતાંયે તેને ફળ આણી શકતાં નથી. એનાં ઘણાં કારણો છે, પણ એક મુખ્ય કારણ એ છે કે, આપણાં મંડળોની પ્રત્યેક વ્યક્તિ પોતાના મંડળના ઐક્યનું દૃઢભાવે રક્ષણ કરી શકતી નથી–શિથિલ જવાબદારી પ્રત્યેકને ખભેથી ખસી પડે છે ને આશ્રય પામવાનું સ્થાન એને જડતું નથી.

આપણો સમાજ હવે એ પ્રકારે ચાલશે નહિ. કારણ કે બહારથી જે ઉદ્યત શક્તિ દરરોજ સમાજને પોતાનો કરતી જાય છે, તે શક્તિ ઐક્યબદ્ધ દૃઢ છે; એણે આપણી શાળાઓથી માંડીને હમેશની દુકાન અને બજાર સુધી પોતાનો અધિકાર જમાવી પોતાનુંજ આધિપત્ય સ્થૂલ સૂક્ષ્મ આકારે સ્થાપી દીધું છે. એની વિરુદ્ધ સમાજની આત્મરક્ષા કરવી હોય તો અત્યંત નિશ્ચિતભાવે એ સમાજને પોતાને ઉભો કરવો પડશે. એમ કરવાનો એક ઉપાય છે–એક વ્યક્તિને અધિપતિત્વ સમર્પવું, સમાજના પ્રત્યેકને એજ એકમાં પ્રત્યક્ષ કરવું, તેના સંપૂર્ણ શાસનનું વહન કરવામાં અપમાન ન માનતાં સ્વાધીનતાનું અંગ સમજવું.

એ સમાજપતિ કદી સારો હોય, કદી નરસો પણ હોય; પણ સમાજ જો જાગ્રત રહે, તો એકંદરે કોઇ પણ વ્યક્તિ સમાજનું સ્થાયી અનિષ્ટ કરી શકે નહિ. વળી, એમ અધિપતિનો અભિષેક એ સમાજને જાગ્રત રાખવાનો સહજ ઉપાય છે. સમાજ અમુક એક સ્થાનમાં પોતાનું ઐક્ય પ્રત્યક્ષભાવે પ્રાપ્ત કરે તો એની શક્તિ અજેય બની જાય.

એની નીચે દેશના ભિન્ન ભિન્ન અમુક અંશમાં ભિન્ન ભિન્ન નાયક યોજાય. સમાજના સમસ્ત અભાવ–મોચન, મંગળકર્મ–સાધન અને વ્યવસ્થારક્ષણ તેઓ કરે અને

સમાજપતિ આગળ જવાબદાર રહે

પહેલા કહ્યુ છે કે, સમાજની પ્રત્યેક વ્યક્તિ દરરોજ અતિ અલ્પ પરિમાણમા પણ કંઇક સ્વદેશને માટે અર્પણ કરી શકે એ સિવાય વિવાહાદિ શુભ દિને પ્રત્યેક ઘર જેમ ગામના ધર્માદામા આપે છે, તેમ તેને સ્વદેશી સમાજમા પણ કંઇક આપવુ ભારે ન પડે અમુક સ્થળે એનો સગ્રહ કરવાથી પછી દ્રવ્યનો અભાવ લાગશે નહિ આપણા દેશમાં ઇચ્છાપૂર્વક આપેલા દાનથી મોટા મોટા મઠમદિર ચાલે છે, એ દેશમા સમાજ શુ ઇચ્છાપૂર્વક પોતાનુ આશ્રય સ્થાન પોતે રચી શકે નહિ ? વિશેષ કરીને અન્નથી, જલથી, સ્વાસ્થ્યથી, વિદ્યાથી દેશનુ સૌભાગ્ય થાય, તો કૃતજ્ઞતા કદી નકામી નહિ થાય

બેશક, અત્યારે હુ બગાળાની સામે દૃષ્ટિ રાખીને બોલું છું બગાળામા અધિનાયક સ્થાપીને આપણી સામાજિક સ્વાધીનતાને જો આપણે ઉજ્જવળ અને સ્થાયી કરી શકીએ, તો ભારતવર્ષના અન્ય વિભાગો પણ આપણુ અનુકરણ કરશે અને એમ ભારતવર્ષનો પ્રત્યેક પ્રદેશ જો પોતાની અદર ઐક્ય પ્રાપ્ત કરી શકે, તો પરસ્પરની સાથે સહયોગિતા કરવી એ પ્રત્યેકને માટે અત્યત સહજ થાય એક વાર ઐક્યનો નિયમ એક સ્થાને પ્રવેશ પામી સ્થપાય તો પછી તે સર્વત્ર વ્યાપે, પણ જુદે જુદે સ્થાને જુદા જુદા ઢગ કરાય તો એક થાય ના

આત્મશક્તિ એક વિશેષ સ્થાને સચિત કરવી, એ વિશેષસ્થાનનુ ભાન થવુ, એ વિશેષસ્થાનમાથી સર્વત્ર પ્રયોગ કરવાની વ્યવસ્થા થવી એ આપણે માટે કેટલુ જરૂરનુ થઇ પડયુ છે, તે કઇક આલોચના કર્યાથીજ સ્પષ્ટ રીતે સમજી શકાશે સરકારે પોતાના કામની સરળતાને માટે કે પછી ગમે તે કારણને લઇને, બગાળાના બે ભાગ કરી નાખ્યા છે આપણે ભય પામીએ છીએ કે એથી બગાળ દુર્બળ થઇ જશે એ ભય પ્રકટ કરીને આપણે રો-કૂટ કરી મૂકી

છે; પણ જો એ રો-કૂટ નિષ્ફળ જાય તો શું બધું પતી ગયું? દેશને ખંડિત કરી નાખે તો અમંગળ થવાનો જે સંભવ છે, તેને દૂર કરવાને માટે દેશમાં ક્યાંય કશીય વ્યવસ્થા થશે નહિ. વ્યાધિનું બીજ બહારથી આવીને શરીરમાં ન ભરાય એ તો સારૂજ છે, પણ કદી ભરાઈ પેઠું તો લાત મારી તેને કાઢી નાખવાની, ફરી સ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાની શક્તિ શું નથી? એ શક્તિ જો આપણે સમાજમાં સુદૃઢ સુસ્પષ્ટ કરી દઇએ, તો બહારથી કોઇ બંગાળાને નિર્જીવ કરી શકે નહિ. સમસ્ત વાતે આરોગ્ય આપવું, ઐક્યને આકર્ષી રાખવું, મૂર્છિતને સચેતન કરી દેવું એ તો એનું કર્તવ્ય છે. આજકાલ વિદેશી રાજપુરુષ સત્કર્મના ઇનામરૂપે આપણુને ઉપાધિ આપે છે, પણ સત્કર્મને માટે સાધુવાદ અને આશીર્વાદ આપણે સ્વદેશ પાસેથીજ પામીએ, તો જ સાચો ધન્યવાદ છે. સ્વદેશ ધન્યવાદ આપે એવી શક્તિ આપણે આપણા સમાજમાં જો સ્પષ્ટ રીતે સ્થાપીએ નહિ, તો હમેશની પેઠે એ સાર્થકતાથી આપણે વંચિત રહીશું. આપણા દેશમાં ક્યારે ક્યારે સામાન્ય કારણે હિન્દુ-મુસલમાનમાં વિરોધ ઉઠે છે, એ વિરોધ મટાડી દઇ બંને પક્ષમાં પ્રીતિશાન્તિ સ્થપાય બંને પક્ષ પોતપોતાના અધિકાર નિયમિત કરી દે, એવું વિશેષ કર્તૃત્વ સમાજના કોઇ પણ સ્થાને જો ના થાય, તો સમાજ વારેવારે ક્ષતવિક્ષત થઇ ઉત્તરોત્તર દુર્બળ થતો જાય.

પોતાની શક્તિમાં અવિશ્વાસ કરતા નહિ. નક્કી જાણજો કે, સમય આવ્યો છે; નક્કી જાણજો કે ભારતવર્ષમાં ઐક્ય બાંધવાનો ધર્મ હમેશને માટે રહેલો છે. નાના પ્રકારની પ્રતિકૂળ સ્થિતિમાં આવી પડ્યા છતાં, ભારતવર્ષ બરાબર પોતાની વ્યવસ્થા કરી શક્યું છે; તેથીજ આજે રક્ષા પામ્યું છે. એ ભારતવર્ષ ઉપર મને વિશ્વાસ છે, એ ભારતવર્ષ આજ આ ક્ષણે ધીરે ધીરે નૂતનકાળની સાથે પોતાના પુરાતન આશ્રયને એકરૂપે ગાંઠતું આવ્યું છે. આપણે પ્રત્યેક સજ્ઞાનભાવે તેમાં હાથ દઇએ-જડ થઇને વા વિદ્રોહને ભયે તેમાં જરાયે વિરુદ્ધતા ન કરીએ!

બહારનાની સાથેનો હિંદુસમાજનો સંબંધ આજે કંઇ નવો નથી ભારતવર્ષમાં આર્યો આવ્યા, ત્યારે તેમની સાથે આદિમવાસીઓ સાથે તુમુલ વિરોધ થયેલો એ વિરોધમાં આર્યો વિજય પામેલા, પણ આદિમ આસ્ટ્રેલિયનો કે અમેરિકનોની પેઠે નાશ નહિ પામેલા, તેઓ આર્ય મંડળથી દૂર જઇ નહિ પડેલા, તેમના આચારવિચાર જુદા હોવા છતાં તેમને સમાજતંત્રમાં સ્થાન મળ્યું. તેમના મળવાથી આર્યસમાજ વિચિત્ર-નવરૂપ બન્યો.

એ સમાજ વળી એક વાર છિન્નભિન્ન થઇ ગયો છે. બૌદ્ધપ્લાવના સમયમા બૌદ્ધધર્મના આકર્ષણથી ભારતવર્ષની સાથે અનેક પરદેશીઓનો ગાઢો સંબંધ બંધાયો. વિરોધસંબંધ કરતાં આ મિલનસંબંધ ઘણો ગંભીર છે. વિરોધમાં આત્મરક્ષાની ચેષ્ટા અગાબર જાગ્રત રહે છે-મિલનમા અજાણતા પણ બધું એકાકાર થઇ જાય. ભારતવર્ષમાં એમજ બનેલુ એ એશિયાવ્યાપી ધર્મપ્લાવનમાં જુદી જુદી જાતિઓના આચારવિચાર, ક્રિયાકર્મ, આહારવિહાર સૌ તણાઇ ગયું હતું, કોઇએ રોકયુ ન હતું

પણ એ અતિમહાન ઉચ્છૃંખલતા સામે પણ વ્યવસ્થા સ્થાપનની શક્તિ ભારતમાથી ગઇ ન હતી જે કંઇ ઘરનુ, જે કંઇ બહારનુ, એ સમસ્તને એક કરી લઇ ફરી વળી ભારતવર્ષે પોતાનો સમાજ વ્યવસ્થિત કરી દીધો પહેલાંના કરતા સમાજ વળી વધારે વિચિત્ર બની ઉઠયો, પરંતુ એ સર્વ વિચિત્રતામા પણ સર્વત્ર ઐક્ય સ્થાપી શકયો આજ અનેક જિજ્ઞાસા કરે છે કે, નાના પ્રકારના વિરોધથી, નાના પ્રકારના ખંડવિખંડથી ભરેલા આ હિન્દુધર્મનું, આ હિન્દુસમાજનું ઐક્ય કયે સ્થળે ? સ્પષ્ટ ઉત્તર દેવો કઠણ છે. બહુ મોટી પરિધિનુ કેન્દ્ર ખોળી શકવુ એવુંજ કઠણ છે, પરંતુ કેન્દ્ર છે તો ખરૂં જ ને તે પણ બહાર નહિ, પરંતુ અંદર નાના ગોળાને સમજવો કઠણ નથી, પણ ગોળ પૃથ્વીને જેઓ ખંડ ખંડ કરી જુએ છે, તેમને તો એ ચપટીજ દેખાશે. એજ પ્રમાણે હિન્દુ સમાજે નાના પ્રકારના ચિત્રવિચિત્ર

ખંડોને એક કરી લઇ ઐકયને સૂત્રે ગાંઠયા છે. એ ઐકય આંગળી કરીને દેખાડી દેવું તે કઠણુ છે, પણુ એ સમસ્ત દેખીતા વિરોધોની વચ્ચે પણુ દઢભાવે રહ્યું છે એ તો આપણે સ્પષ્ટભાવે જોઈ શકીએ છીએ.

ત્યાર પછી ભારતવર્ષને મુસલમાન પ્રજાઓનો સંબંધ થયો. આ સંબંધની સમાજ ઉપર કશીજ છાપ પડી નહોતી, એમ કહી શકાય નહિ. તે વારે હિન્દુ સમાજમાં પરસંબંધમાં જોડાવાની પ્રક્રિયા સર્વત્ર ચાલી રહી હતી. હિન્દુ-મુસલમાન સમાજનું એવું સંયોગસ્થળ રચાયું હતું કે જ્યાં બંને સમાજની સીમારેખા ભળી જાય; નાનકપંથી, કબીરપંથી અને નીચેના વર્ગનો વૈષ્ણવસમાજ આ સીમારેખાનાં દૃષ્ટાન્ત છે. આપણા દેશમાં સાધારણુ લોકોમાં જુદે જુદે સ્થાને ધર્મ અને આચારની તોડજોડ ચાલે છે, શિક્ષિત લોક તેની કંઇ ખબર રાખતા નથી. જો એવી એવી ખબર રાખે તો જોઇ શકે કે, આજે પણુ અંદર અંદર પરસ્પર જોડાવાની સજીવ પ્રક્રિયા બંધ નથી.

આજે બીજો એક પ્રબળ વિદેશી ધર્મ આચારવ્યવહાર અને શિક્ષાદીક્ષા લઈને આવી ઉભો છે. એમ પૃથ્વીના ચાર પ્રધાન ધર્મને આશ્રયે ઉભેલા ચાર મહાસમાજ છે. હિંદુ, બૌદ્ધ, મુસલમાન અને ખ્રિસ્તી. આ સૌ ભારતવર્ષમાં આવી મળ્યા છે. વિધાતાએ મહાન્ સમાજસંમેલનને માટે જાણે ભારતવર્ષમાં જ એક મહાન રાસાયનિક પ્રયોગશાળા ખોલી છે.

અહીં મારે એક વાતનો સ્વીકાર કરવો પડે છે કે, બૌદ્ધવિકાસને સમયે સમાજમાં એવું મિશ્રણુ અને ઉથલપાથલ થઇ ગઇ હતી કે પાછળના હિન્દુ સમાજમાં એક પ્રકારનું ભયનું લક્ષણુ રહી ગયું હતું. નવીનતા અને પરિવર્તનમાત્ર તરફ સમાજની નસેનસમાં શંકા પેસી ગઈ. એવા ચિરસ્થાયી ભયની અવસ્થામાં સમાજ આગળ ચાલી શકે નહિ. બહારના વિરોધ સામે જય મેળવવાનું તેને અસાધ્ય

થઇ પડયું. જે સમાજ માત્ર આત્મરક્ષાને માટેજ પોતાની સમસ્ત શક્તિનો પ્રયોગ કરે, તે સમાજ તોડજોડની વ્યવસ્થા પછી કરી શકે નહિ. ભયને માટે સાવધાન પણ રહેવું જોઇએ, અને સાથે સાથે આગળ વધવું પણ જોઈએ; નહિ તો એ પાંગળો બની બચી શકે તો ખરો, પણ સાંકડી જગામાં બંધાઇ પડે-એનું નામ એક પ્રકારે જીવનમૃત્યુ.

બૌદ્ધ વિપ્લવ પછીનો હિંદુ સમાજ, પોતાની પાસે હતું તેનું પ્રાણપણે રક્ષા કરવાને માટે, પારકાના સંબંધથી સર્વ રીતે દૂર રહેવાને માટે, પોતે જાળમાં પુરાયો. આથી ભારતવર્ષ પોતાનું મહત્ત્વપદ ગુમાવી બેઠો. એક સમયે ભારતવર્ષ પણ પૃથ્વીમાં ગુરુપદે હતો; ધર્મમાં, વિજ્ઞાનમાં અને દર્શનમાં ભારતવર્ષના ચિત્તસાહસની સીમા ન હતી; એજ ચિત્ત, સર્વ દિશાએ દુર્ગમ દૂર દેશપ્રદેશ ઉપર પ્રકાશ પાડવા પોતાની પોતાની શક્તિ પ્રેરતું. એમ ભારતવર્ષે ગુરુનું જે પદ પ્રાપ્ત કર્યું હતું તે પદથી એ આજે ભ્રષ્ટ થઇ પડયો છે; આજે એને શિષ્યત્વ સ્વીકારવું પડયું છે. એનું કારણ એ કે, આપણામાં ભય પેસી ગયો છે. સમુદ્રયાત્રા ચારે બાજુના ભયથી આપણે બંધ કરી દીધી છે. શું જલસમુદ્ર કે શું જ્ઞાનસમુદ્ર! આપણે હતા વિશ્વના તે પેસી ગયા ગામડામાં. સંચય અને રક્ષા કરવાને માટે સમાજમાં જે ભીરુ સ્ત્રીશક્તિ છે, એજ શક્તિએ કૌતૂહલપર, પરીક્ષાપ્રિય, સાધનશીલ પુરુષશક્તિને હરાવી તેના ઉપર અધિકાર મેળવ્યો છે. તેથી આપણે જ્ઞાનરાજ્યમાં પણ દૃઢ સંસ્કારબદ્ધ સ્ત્રીશક્તિને વશ થઈ પડયા છીએ. જ્ઞાનના વાણિજ્યમાં ભારતવર્ષે જે કંઇ આરંભ્યું હતું, જે સદાસર્વદા વધીફૂલીને જગતના ઐશ્વર્યને વિસ્તારી મૂકતું હતું, તે આજ અંતઃપુરના અલંકારના ડબામાં પેસી પોતાને સુરક્ષિત માને છે; એ આજ વધતું નથી, જે ખોવાઇ જાય છે એ ખોવાઇજ જાય છે.

વસ્તુતઃ આપણું એ ગુરુપદ ખોવાયું છે. રાજ્યશક્તિ પ્રાપ્ત કરવી એ તો આપણા દેશે કદી પરમસંપત્તિ

માનીજ નહોતી-એ શક્તિએ આપણા દેશના સર્વ લોકના હૃદયમાં વાસ કર્યોજ નહોતો-તેના અભાવથી આપણા દેશને એટલી બધી ઉણપ લાગતી નહોતી; બ્રાહ્મણત્વનો અધિકાર, જ્ઞાનનો અધિકાર, ધર્મનો અધિકાર, તપસ્યાનો અધિકાર એજ આપણા સમાજના પ્રાણનો યથાર્થ આધાર હતો. જ્યારથી તપસ્યાને હડસેલી મૂકી આચારે તેનું સ્થાન લીધું-જ્યારથી પોતાની ઐતિહાસિક મર્યાદા ભૂલી આપણા દેશમાં બ્રાહ્મણ સિવાયના સર્વેએ પોતાને શૂદ્ર-અર્થાત્ અનાર્ય માની લીધા,-સમાજને તપસ્યાનું નવું નવું ફળ, નવું નવું ઐશ્વર્ય આપવાનો ભાર જે બ્રાહ્મણ ઉપર હતો, તેજ બ્રાહ્મણ જ્યારે પોતાનું યથાર્થ માહાત્મ્ય ભૂલી સમાજના દરવાજા ઉપર આવી ઉભા ને માત્ર ચોકી કરવાનો ભાર ગ્રહણ કર્યો-ત્યારથી આપણે બીજાને પણ કંઇ દઈ શકતા નથી; આપણું જે કંઇ હતું, તેને પણ નકામું કરી દીધું, બગાડી દીધું.

નક્કી જાણવું કે, પ્રત્યેક જાતિ વિશ્વમાનવનું અંગ છે. વિશ્વમાનવને દાન કરવાથી, સહાયતા આપવાથી શી સામગ્રી ઉત્પન્ન કરી શકીએ છીએ, એનો ઉત્તર સારી રીતે આપવામાંજ જાતિની પ્રતિષ્ઠા રહેલી છે. જ્યારથી એ ઉત્પન્ન કરવાની પ્રાણશક્તિ કોઈ જાતિની નાશ પામે, ત્યારથીજ પક્ષાઘાતના અંગની પેઠે એ જાતિ વિશ્વમાનવના અંગમાં ભારરૂપ થઈ પડે; કેવળ ટકી રહેવામાં તો ગૌરવ નથી.

ભારતવર્ષ રાજ્યને માટે મારામારી કરે નહિ, વાણિજ્યને માટે ઝુંટાઝુંટી કરે નહિ. જે ટિબેટ-ચીન-જાપાન યુરોપને ભયે સમસ્ત બારીબારણાં બંધ કરવા તૈયાર છે, તેજ ટિબેટ-ચીન-જાપાન ભારતવર્ષને ગુરુ માની આદરપૂર્વક તેને પોતાના ઘરમાં જવા આમંત્રણ આપતા હતા. ભારતવર્ષે પોતાની સેનાથી અને વાણિજ્યદ્રવ્યથી સમસ્ત પૃથ્વીનાં હાડમાંસ તોડી નાખ્યાં નથી, એ તો સર્વત્ર શાન્તિ, સાન્ત્વના અને ધર્મવ્યવસ્થા સ્થાપન કરી માનવ-

સમાજની ભક્તિને પાત્ર થયું છે. એમ જે ગૌરવ એણે પ્રાપ્ત કર્યું છે, તે તપસ્યા દ્વારા કર્યું છે અને એ ગૌરવ–રાજ્ય ચક્રવર્તીપણા કરતાં પણ મોટું છે.

એ ગૌરવ ગુમાવી બેસી જ્યારે આપણે ગાંસડાં–પોટલાં બાંધી ભયભીત ચિત્તે ખૂણામાં આવી ભરાયા, એજ સમયે અંગ્રેજને આવવાનું પ્રયોજન થયું. અંગ્રેજને પ્રબળ આઘાતે કરી પલાયન કરનાર આ ભીરુ સમાજનાં ક્ષુદ્ર આવરણ અનેક સ્થાનેથી તૂટી ગયાં છે. બહારના ભયથી ભાગી જેમ જેમ દૂર ગયા, તેમ તેમ એ ભય હો–હો કરીને ગરદન ઉપર આવીને તૂટી પડયો–એને ઠેલી કાઢવાની કોની શક્તિ હોય! એ ઉત્પાતથી આપણો કિલ્લો તૂટી પડયો, અને એમાંથી બે વસ્તુ આપણને સ્પષ્ટ થઇ. આપણી કેવી આશ્ચર્યશક્તિ હતી તે આપણને સ્પષ્ટ થઇ અને આપણે કેવા આશ્ચર્ય રીતે અશક્ત થઇ પડયા છીએ તે પણ સ્પષ્ટ થતાં વાર લાગી નહિ.

આજ આપણે સ્પષ્ટ રીતે સમજી શકયા છીએ કે, ઘરમાં અંગ ઢાંકીને બેસી રહી આત્મરક્ષા કરી શકાય નહિ. પોતામાં રહેલી શકિતને સર્વ રીતે જાગ્રત કરવી, ચલાવવી એજ આત્મરક્ષાનો સાચો ઉપાય છે; એજ વિધાતાનો નિયમ. અંગ્રેજ ત્યાં સુધી આપણા ચિત્તને અભિભૂત કરશેજ, જ્યાંસુધી આપણું ચિત્ત જડત્વ ત્યજી તેના પોતાના ઉદ્યમમાં કામે નહિ મંડે. ખૂણે બેસી કેવળ ' ગયું ગયું ' બોલીને હાહાકાર કરી મરવાથી કંઇ ફળ થનાર નથી. સર્વ વિષયમાં અંગ્રેજનું અનુકરણ કરી કપટવેશ ધારણ કરી બચવાની ચેષ્ટા કરવી તે તો પોતાનેજ છળવાની વાત છે. આપણે અસલ અંગ્રેજ થઇ શકવાના નથી, નકલી અંગ્રેજ થયે આપણે અંગ્રેજને હઠાવી શકવાના નથી.

આપણી બુદ્ધિ, આપણું હૃદય, આપણી રુચિ પ્રતિ દિન પાણીને મૂલ્યે વેચાય છે, તે અટકાવી દેવાનો માત્ર એકજ ઉપાય છે. આપણે પોતે જે છીએ, તેજ સજ્ઞાન ભાવે,

સબળભાવે, સચક્ષભાવે, સંપૂર્ણભાવે બની ઉઠવું.

આપણી જે શક્તિ બંધાઇ ગઇ છે, તે વિદેશી વિરોધના આઘાતેજ મુક્ત થશે; કારણ કે આજ પૃથિવીમાં એનું કામ પડયું છે. આપણા દેશના તાપસો તપસ્યા દ્વારા જે શક્તિ સંચય કરી ગયા છે એ મહામૂલ્ય છે, વિધાતા એને નિષ્ફળ કરશે નહિ. એટલા માટે સમય આવતાં તેણે નિશ્ચેષ્ટ ભારતને કઠિન દુઃખ દઇને જાગ્રત કર્યું છે.

બહુમાં ઐક્યપ્રાપ્તિ, વિચિત્રમાં ઐક્યસ્થાપન, એ તો ભારતવર્ષનો અંતરનો ધર્મ છે. ભારતવર્ષ પાર્થક્યને વિરોધ માને નહિ—પરને શત્રુ હોવાની કલ્પના કરે નહિ. એટલાજ માટે ત્યાગ ન કરી, વિનાશ ન કરી, એક વિરાટ્ વ્યવસ્થામાં સર્વને સ્થાન આપે. એથીજ એ સર્વ અભિપ્રાયોનો સ્વીકાર કરે; સ્વસ્થાનમાં રહી, સર્વના માહાત્મ્યને નિહાળી શકે.

ભારતવર્ષમાં આ ગુણ હોવાથી, કોઇ સમાજને આપણે વિરોધી માની ડરી શકીએ નહિ. પ્રત્યેક નવા નવા સંઘાતથી—નવા નવા સંબંધથી આપણે તો આપણા વિસ્તારનીજ આશા રાખી શકીએ. હિંદુ, બૌદ્ધ, મુસલમાન અને ખ્રિસ્તી ભારતવર્ષના ક્ષેત્રમાં પરસ્પર લડી મરશે નહિ, અહીં તો એકતા શોધી લેશે. એ એકતા અહિંદુ થશે નહિ, એ વિશેષભાવે હિંદુ થશે. તેનાં અંગ પ્રત્યંગ ગમે તેટલાં દેશવિદેશનાં હોય, પણ તેનો પ્રાણ—તેનો આત્મા ભારતવર્ષનો થશે.

ભારતવર્ષના વિધાતાએ આપેલા યોગનું જો આપણે સ્મરણ કરીએ, તો આપણું લક્ષ્ય સ્થિર થાય, લજ્જા દૂર થાય; ભારતવર્ષની અંદર જે એક મૃત્યુહીન શક્તિ છે, તેની ભાળ જડે. આપણે મનમાં રાખવુંજ જોઇશે કે, યુરોપના જ્ઞાનવિજ્ઞાનને અનંત કાળ સુધી આપણે માત્ર શિષ્યની પેઠે ગ્રહણ કરીએ એમ નહિ, પણ ભારતવર્ષની સરસ્વતી જ્ઞાનવિજ્ઞાનનાં સમસ્ત દલને અને ભેદને એક શતદલ પદ્મમાં વિકસિત કરી મૂકશે, તેની ખંડતા દૂર કરશે. ઐક્ય સાધવું એજ ભારતવર્ષની પ્રતિભાનું મુખ્ય કાર્ય છે. ભારત-

વર્ષ કોઈનો ત્યાગ કરવા કોઈને દૂર કરવા ઇચ્છતું નથી, ભારતવર્ષ સકળને સ્વીકાર કરવાનો, સકળનું ગ્રહણ કરવાનો, વિરાટ્ એકની અંદર સકળને પોતપોતાની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાનો પંથ આ વિવાદમાં પડેલા, આવરણથી ઘેરાયેલા સંસારને એક દિવસ દેખાડી દેશે.

એ મંગળ દિન આવે તે પહેલાં–'એક વાર તું મા કહી શબ્દ કર!' જે એક માત્ર મા દેશના પ્રત્યેકને ગોદમાં ખેંચી લેવા, અનેક્તા ટાળવા, રક્ષા કરવા પ્રયત્ન કર્યા કરે છે, જે પોતાના ભંડારમાંથી ચિરસંચિત જ્ઞાનધર્મ નાના આકારે, નાના પ્રયોજને આપણા સર્વના અંતઃકરણમાં અશ્રાન્તભાવે સંચાર કરી, આપણા ચિત્તને લાંબી પરાધીનતાની રાત્રિએ વિનાશથી બચાવતી આવી છે, તેને મદમત્ત ધનવાનોની શિક્ષાશાળાના ખૂણામાં સ્થાન કરી આપવાની દોડાદોડી ન કરતાં, દેશને મધ્યસ્થળે સંતાનથી વીંટાઈ વળેલી યજ્ઞશાળામાં તેનું સ્થાન સ્થાપો! આપણે શું એ જનનીના જીર્ણ ગૃહનો ઉદ્ધાર કરી શકીશું નહિ? સાહેબની દુકાનોનાં બીલ ચૂકવી શકીએ નહિ, આપણા સાજ–અસબાબ આડંબરમાં ખામી આવે, એટલા માટે આપણી જે માતા એક દિન અન્નપૂર્ણા હતી, તેને આજે પારકાના રસોડાને બારણે ખાવાને માટે ભીખ માગવી પડશે? આપણો દેશ એક દિન ધનને તુચ્છ કરી જાણતો હતો, એક દિન દારિદ્રયમાંજ શોભા અને મહિમા માનતાં શીખ્યો હતો, તે આજ આપણે શું ટકાની પાસે ધૂળમાં સાષ્ટાંગે આળોટી આપણા સનાતન સ્વધર્મને અપમાનિત કરીશું? આજ આપણે એ શુદ્ધ, નિયમિત અને અલ્પસંતુષ્ટ જીવનયાત્રા ગ્રહણ કરી આપણી તપસ્વિની જનનીની સેવામાં નિયુક્ત નહિ થઈ શકીશું? આપણા દેશમાં કેળાનાં પાતરાંમાં ખાતાં તો કોઈ દિન શરમ નહોતી, શરમ તો એકલા ખાવામાં હતી. એ શરમ પાછી આવશે નહિ? શું આજ સમસ્ત દેશોને પીરસવા માટે તૈયાર થવા આપણે પોતાના કોઈ આરામનો, કોઈ આડંબરનો પરિત્યાગ કરી શકીશું નહિ? એક દિન

આપણે માટે કેવળ સહજ હતું તે શું આજે આપણે માટે એકેવારે અસાધ્ય થઈ પડયું છે ?–કદી નહિ. અત્યંત દુ:સમયે પણ ભારતવર્ષનો નિ:શબ્દ પ્રકાંડ પ્રભાવ ધીરભાવે ગૂઢભાવે વિજયી બન્યો છે. હું નિશ્ચય માનું છું કે, આપણી બે–ચાર દિવસની આ નિશાળની મુખસ્થ વિદ્યા એ ચિરપ્રભાવને ભેદી શકશે નહિ. હું નિશ્ચય માનું છું કે, ભારતવર્ષનો ગંભીર સાદ પ્રતિક્ષણે આપણા અંતરમાં ધ્વનિ કરી રહ્યો છે, અને આપણે અજાણતે પણ ધીરે ધીરે એ ભારતવર્ષની તરફજ ચાલીએ છીએ. આજ જે સ્થળેથી માર્ગ આપણા મંગળ-દીપક વડે પ્રકાશતા ઘર તરફ જાય છે, તેજ સ્થળે આપણે ગૃહયાત્રાને આરંભે તે દિશામાં ઉભો રહી 'એક વાર તું મા કહી શબ્દ કર !'

(૧૯૦૫)





# ૧૫-પરિશિષ્ટ

કર્ણે જ્યારે તેના સહજ કવચનો ત્યાગ કર્યો ત્યારે તેનુ મૃત્યુ થયુ, ગાંડીવ ઉપાડવાની અર્જુનની શક્તિ ગઇ ત્યારે તે સામાન્ય દસ્યુને-કાબાને હાથે પરાજય પામ્યો એથી જાણી શકાશે કે, સર્વની શક્તિ એક સ્થાને નથી-કોઇ દેશ પોતાના અસ્ત્રશસ્ત્રમા પોતાનુ બળ ભરી શકે, કોઇ દેશ પોતાના સર્વાંગમા શક્તિકવચ ધારણ કરી જય પ્રાપ્ત કરે

યુરોપનુ જે સ્થળે બળ, તે સ્થળે આપણુ બળ ન હોય યુરોપ પોતાની આત્મરક્ષાને માટે જે સ્થાને ઉદ્યમ પ્રયોગ કરે, તે સ્થાને આપણી આત્મરક્ષાને માટે ઉદ્યમ પ્રયોગ કરવો વૃથા છે યુરોપની શક્તિનો ભડાર સ્ટેટ અર્થાત્ સરકાર છે એ સ્ટેટે દેશના સમસ્ત હિતકર કાર્યોનો ભાર ગ્રહણ કર્યો છે સ્ટેટજ ભિક્ષાદાન કરે, સ્ટેટજ વિદ્યા દાન કરે, ધર્મરક્ષાનો ભાર પણ સ્ટેટ ઉપર, તેથી સ્ટેટના શાસનને સર્વ પ્રકારે સબળ, કર્મિષ્ઠ અને સચેતન કરી રાખવુ, તેને અદરની વિકળતાથી અને બહારના હુમલાથી બચાવવુ, એજ યુરોપીય સભ્યતાની પ્રાણરક્ષાનો ઉપાય છે

આપણા દેશની કલ્યાણશક્તિ સમાજની અદર જ છે એ શક્તિ ધર્મરૂપે આપણા સમાજમા સર્વત્ર વ્યાપી રહેલી છે એટલાજ માટે આજસુધી ધર્મને, સમાજને બચાવવો એજ આત્મરક્ષાનો એકમાત્ર ઉપાય ભારતવર્ષ માનતું હતું, રાજત્વ તરફ નહિ પણ સમાજ તરફ એટલા માટે તેની દૃષ્ટિ હતી, એટલાજ માટે સમાજની સ્વાધીનતા એજ યથાર્થ ભાવે ભારતવર્ષની સ્વાધીનતા હતી કારણકે મગળ કરવાની

સ્વાધીનતા, ધર્મરક્ષાની સ્વાધીનતા એજ સ્વાધીનતા છે.

આજસુધી નાના પ્રકારનાં વિઘ્નોમાં એ સ્વાધીનતા અખંડ હતી. પણ આજ આપણે અચેતનભાવે, મૂઢભાવે પારકાના હાથમાં પ્રતિદિન સોંપતા જઈએ છીએ. અંગ્રેજને આપણું રાજ્ય જોઈતું હતું, તે એને મળ્યું છે, આપણે હાથે કરીને વિનામૂલ્યે સોંપી દીધું છે.

એનું એક પ્રમાણ જુઓ. અંગ્રેજના કાયદાએ આપણી સમાજરક્ષાનો ભાર લીધો છે. ગમે તો એ યથાર્થભાવે રક્ષા કરે, પણ એથી ખુશી થયે પાલવશે નહિ. પૂર્વે સમાજ વિદ્રોહીસમાજ પાસેથી દંડ પામી અંતે સમાજની સાથે નિકાલ કરી લેતો, અને અંદર અંદર સમજૂત થઈ જતી તેનું ફળ એ થતું કે, જે કોઇ સામાજિક પ્રથાથી જુદા ચાલે, તે જુદા સંપ્રદાયરૂપે સમાજના કોઇ વિશેષ સ્થાને આશ્રય લે. એમ કહી શકાય નહિ કે, હિંદુસમાજમાં આચારવિચારમાં કોઇ વિવિધતા નથી. વિવિધતા તો છેજ, પણ એ વિવિધતા સામાજિક વ્યવસ્થાની દોરીએ બંધાઇ પરસ્પરને આઘાત કરે ના.

આજ એવું થવાની તેની શક્તિ ગઈ છે. કોઇ અંશે કોઈ દળ જુદું થઇ ગયુ કે તે હિન્દુસમાજમાંથી કપાઇ ગયુ. પૂર્વે એમ કપાઇ જવું, એ ભયસ્વરૂપ મનાતું; કારણ કે તે સમયે સમાજ એવો સબળ હતો કે સમાજનો અનાદર કરી દૂર થવું એ સહજ નહોતું. તેથી જે દળ કોઇ કારણથી જુદાઈ કરે તે ઉદ્ધતભાવે સમાજની બહાર નીકળી જાય ના. સમાજ પણ પોતાની શક્તિ સંબંધે નિઃસંશય હતો, તેથી અંતે ઉદાર થઈ જુદા સંપ્રદાયવાળાને યથાયોગ્યભાવે પોતાના અંગમાં જોડી દેતો.

આજ તો જે દળ કંઇક જુદું ચાલે, તેનો સમાજ ત્યાગ કરે છે. કારણ કે કોણ હિંદુ, કોણ અહિંદુ તેનો નિર્ણય કરવાનો ભાર અંગ્રેજના કાયદાએ લીધો છે અને સમજૂતી કરવાનો ભાર અંગ્રેજના હાથમાં નથી, સમાજના હાથમાં ય,

નથી. એનું કારણ એ કે, જુદા થવાને કારણે કોઈને લાભ નુકસાન નથી—અંગ્રેજના રચેલા સ્વતંત્ર કાયદાનો આશ્રય લેવામાં વિશેષ બાધ નથી. આથી આજ હિંદુસમાજ કેવળ માત્ર ત્યાગ કરી શકે. માત્ર ત્યાગ કરવાની શક્તિ બળરક્ષાનો—પ્રાણુરક્ષાનો ઉપાય નથી.

દાંત આવે છે, ત્યારે બાળક વેદનાથી વ્યાકુળ થાય છે; પણુ જ્યારે તે આવી રહે, ત્યારે મોં એજ દાંતનું રક્ષણુ કરવા તૈયાર રહે છે. દાંત આવતાં થયેલી વેદનાને યાદ કરી એ સૌ દાંતને વિદાય દેવાની શરીર તૈયારી કરે, તો કહીશું કે એની સ્થિતિ સારી નથી, શરીર શક્તિહીન થયું છે.

એ પ્રમાણે કોઈ પ્રકારે નવી સમૃદ્ધિને પોતાની કરી લેવાની શક્તિ સમાજમાં બિલકુલ ન રહે; તેનો ત્યાગ કરીને નિરુપાયભાવે બેસી રહે એ સમાજ જીવતો હોવાનું લક્ષણુ નથી. વળી તેનો ત્યાગ કરવાને માટે અંગ્રેજના કાયદાની સહાયતા લેવી એ તો સામાજિક આત્મહત્યાનો ઉપાય.

જ્યાં સમાજ પોતાના ટુકડા કરે ને એ ટુકડા બહાર ફેંકી દે, ત્યાં એ પોતાને જ નાનો કરી દે, એટલુંજ નહિ પણુ ઘરની સામેજ એક વિરોધી દળ ઉભું કરે. ધીરેધીરે જેમજેમ એ વિરોધી પક્ષ મોટો થતો જાય છે, તેમ તેમ હિંદુસમાજ તેમનાથી ઘેરાતો જાય છે. કેવળ ખોવાનુંજ હોય, તો તો નક્કી આમ દુશ્ચિન્તાનું કારણુ છે. પ્રાચીનકાળે આપણી આ દશા નહોતી. આપણે ખોતા નહોતા. આપણે વ્યવસ્થાબદ્ધ સમસ્તની રક્ષા કરતા હતા, એજ આપણું વિશેષત્વ—એજ આપણું બળ હતું.

માત્ર એટલુંજ નહિ, કોઇ કોઇ સામાજિક પ્રથાને અનિષ્ટકર માનીને, આપણે અંગ્રેજના કાયદાને ઘુસાડી દીધો છે, એ કોઈથી અજાણ્યું નથી. જે દિવસે પરિવારનાં સંતાનોની વ્યવસ્થા કરવા પોલીસને બોલાવવી પડે, તે દિવસે પરિવારરક્ષાની ચેષ્ટા કેવી? તે દિવસે તો વનવાસ જ ભલો.

મુસલમાન સમાજ આપણી શેરીમાં જ છે અને ખ્રિસ્તી સમાજ આપણા સમાજની ભીંત ઉપર જળના ધોધની પેઠે

ધસી આવે છે. પ્રાચીન શાસ્ત્રકારોના સમયમાં એ પ્રશ્ન જ ઉપસ્થિત થયો ન હતો; જો થયો હોત, તો હિંદુસમાજની સાથે એ સર્વ પરસમાજનો અધિકાર પણ નક્કી કરત—એવું કરત કે જેથી પરસ્પર વિરોધ થાય નહિ. આજ વાતવાતમાં જુદા જુદા પક્ષો વચ્ચે જે દ્વંદ્વ જાગે છે, એ દ્વંદ્વ જ આ અશાન્તિ, અવ્યવસ્થા અને દુર્બળતાનું કારણ છે.

જ્યાં એ દ્વંદ્વ બહાર સ્પષ્ટભાવે નીકળી આવતું નથી; ત્યાં અંદર ઘુમાય છે. આ ક્ષયરોગ તે સામાન્ય રોગ નથી. આમ સમાજ બીજાની સાથેનો પોતાનો સંબંધ નક્કી કરવાનો કંઇ પ્રયત્ન કરતો નથી; પોતાનો ક્ષયરોગ નિવારવા પણ કંઈ પ્રયત્ન કરતો નથી. એની મેળે થાય છે એમ થવા દે છે; જ્યારે રોગ વધી જાય છે ને દુઃખ ઉભરાઈ આવે છે, ત્યારે માથે હાથ દઇ વિલાપ કરે છે; પણ આજ સુધી હલેસું ફેંકી દઇ વિલાપ કરીને પ્રવાહને કોઇ અટકાવી શક્યું નથી; રોગનું ઔષધ વિલાપ ન હોય.

વિદેશી શિક્ષણે, વિદેશી સભ્યતાએ આપણા મનને, આપણી બુદ્ધિને જો આમ હરાવી દીધી ન હોત, તો આપણી સ્વાધીનતા એમ સહજે નાશ ન પામી જાત.

ભારે રોગથી જ્યારે રોગીનું મસ્તક વ્યાકુળ થાય, ત્યારે વૈદ્યને ભય લાગે. એનું કારણ કે, શરીરમાંના રોગને ચઢી વાગતા અટકાવવા માટેની વ્યવસ્થા તે મસ્તક જ કરી શકે. એ જો હારી ગયું તો વૈદ્યને જે મુખ્ય સહાયતા મળવાની તે ચાલી જાય.

પ્રબળ અને વિચિત્ર શક્તિશાળી યુરોપીય સભ્યતાએ આપણા મનને બહુ સહેજે હરી લીધું છે. એ મનજ સમાજનું મસ્તક છે; વિદેશી પ્રભાવને હાથે એ હારી જાય તો સમાજ પોતાની રક્ષા કરી શકે શી રીતે?

એમ વિદેશી શિક્ષાની પાસે સમાજનો શિક્ષિત વર્ગ પોતાના હૃદય–મનને હારી બેઠો છે; તેથીજ કોઈ એને ગાળ દે છે, કોઇ એની હાંસી કરે છે; પણ એ શાન્તભાવે વિચાર નથી કરતો કે આનું કારણ શું?

વૈદ્યો કહે છે કે, શરીર જ્યારે સબળ અને સક્રિય હોય, ત્યારે રોગના હુમલાને ઠેલી શકાય; નિદ્રિત અવસ્થામાં મૅલેરિયા, શરદી, ખાંસી વગેરે ચઢી વાગે.

વિલાયતી પ્રભાવને રોગની સાથે સરખાવ્યો એટલા માટે ક્ષમા માગું છું. પોતપોતાને સ્થાને સૌ દીપે, અસ્થાને પડેલી સારી વસ્તુ પણ ઉત્પાત કરે. આંખનું કાજળ કપાળે લગાડીએ તો લાજ આવે. મારી ઉપમાનું આ તાત્પર્ય છે.

ગમે તેમ, પણ આપણું ચિત્ત જો સર્વ વિષયમાં સતેજ, સક્રિય હોત તો આજે વિલાયત આપણા એ ચિત્તને વિહ્વળ કરી શકત નહિ.

દુર્ભાગ્યે જ્યારે અંગ્રેજ તેનું કળબળ, તેનું વિજ્ઞાન-દર્શન લઈને આપણે બારણે આવી ઉભો, ત્યારે આપણું ચિત્ત ચેષ્ટાહીન હતું. જે તપસ્યાને પ્રભાવે ભારતવર્ષ જગતને ગુરુપદે જઈ બેઠો હતો, તે તપસ્યા ત્યારે ક્ષીણ થઈ ગઇ હતી. આપણે ત્યારે કેવળ વચ્ચે વચ્ચે પોથીઓને તડકે સૂકવતા હતા ને પાછી વીંટીને પેટીમાં મૂકતા હતા. આપણે કશું ય કરતા નહોતા. આપણા ગૌરવનો દિવસ તો બહુ દૂર પાછળ ક્ષિતિજમાં છાયાની પેઠે માત્ર દેખાતો હતો. પાસેની નદીને સામે તટ પણ એ પાછળની પર્વતમાળા કરતાં મોટો ને સત્યરૂપે દેખાતો હતો.

ગમે તેમ, પણ આપણું મન જ્યારે નિશ્ચેષ્ટ–નિષ્ક્રિય હતું, તે સમયે એક સચેષ્ટ શક્તિ, સૂકા જેઠની ઉપર અષાઢનાં વાદળાં આવી તૂટી પડે એમ, અકસ્માત્ ચારે દિશાએથી પોતાની વજ્રવિદ્યુત, વાયુવેગ અને જલવર્ષણ લઇ તૂટી પડી. આથી આપણું મન હારી ન જાય તો કરે શું?

બચવાનો ઉપાય આપણી પોતાની શક્તિને બળે સર્વ રીતે જાગ્રત કરવો જોઇશે. આપણા પૂર્વપુરુષોની સંપત્તિ આપણે બેઠા બેઠા ફુંકી ખાઇએ છીએ એમાં કંઇ આપણું ગૌરવ નથી; આપણે એ ઐશ્વર્યને વધારીએ છીએ, એમ જ્યારે સમાજમાં સર્વત્ર ભાન થશે, ત્યારે જ પોતાના ઉપર યથાર્થ શ્રદ્ધા પેદા થશે ને આપણો મોહ તૂટશે.

આપણે કહીએ છીએ કે, સમાજ તો છેજ, એ તો આપણા પૂર્વપુરુષો બાંધી ગયા છે; આપણે તો કરવાનું કંઈજ નથી.

અહીંજ આપણું અધઃપતન છે. અહીં જ વર્તમાન યુરોપીય સભ્યતાએ વર્તમાન હિંદુસભ્યતાને જિતી લીધી છે.

યુરોપમાં 'નેશન' એ સજીવ સત્તા છે. પ્રાચીન સાથે નેશનના અર્વાચીનનો માત્ર જડ સંબંધ છે એવું નથી. પૂર્વપુરુષોએ પ્રાણ આપી કામ કર્યું છે અને વર્તમાન પુરુષ આંખ મીંચી માત્ર ભોગવે છે એવું નથી. પ્રાચીન–અર્વાચીન વચ્ચે નિરંતર ચિત્તનો સંબંધ છે–અખંડ કર્મપ્રવાહ ચાલ્યો આવે છે. એક અંશ પ્રવાહિત, બીજો જડાઈ ગયેલો; એક અંશ બળતો, બીજો બુઝાયેલો, એવું નથી. એમ હોય તો સંબંધ તૂટી જાય,જીવનની સાથે મૃત્યુ ભળે.

આળસની ભક્તિથી તો સધાય ના–ઉલટું દૂર થવાય. અંગ્રેજ જે પહેરે, જે ખાય, જે બોલે, જે કરે, એ સૌ સારૂં એ અંધભાવે માની લેવાની આપણી ભક્તિ આપણને અંધ અનુકરણ કરવા પ્રેરે, અસલ અંગ્રેજથી આપણને દૂર કરી દે. કારણ કે અંગ્રેજ એમ નિરુદ્યમ અનુકરણ કરનાર નથી. અંગ્રેજ સ્વતંત્ર વિચાર અને ચેષ્ટાને બળે તો મોટો થયો છે. પારકાએ આપેલી વસ્તુનો આલસ્યભાવે ભોગ કર્યે કંઇ અંગ્રેજ થઇ જવાય નહિ, અંગ્રેજી સાજમાં સજાયે સાચું અંગ્રેજપણું આપણે માટે દુર્લભ છે.

એજ પ્રમાણે આપણા પિતામહ મોટા થયા હતા, તે કેવળ આપણા પ્રપિતામહના ખોળામાં નિશ્ચલભાવે સૂવાથી નહિ. તેમણે ધ્યાન કર્યું છે, વિચાર કર્યો છે, પરીક્ષા કરી છે, ફેરફાર કર્યો છે; તેમની ચિત્તવૃત્તિ સચેષ્ટ હતી. આથી તેઓ મોટા થયા છે. આપણું ચિત્ત જો તેમના એ ચિત્તની સાથે યોગ પામે નહિ, માત્ર તેમનાં કર્યાં કાર્યો સાથે આપણો જડ સંબંધજ રહે તો તે સાચું ઐક્ય નથી. પિતામાતાની સાથે પુત્રના જીવનનો યોગ છે–તેમનું મૃત્યુ થતાં પણ જીવનક્રિયા પુત્રના દેહમાં એકજ રીતે કામ કરે. પરંતુ આપણા પૂર્વપુરુષોની માનસી શક્તિ જે ભાવે કામ

કરતી હતી, તે ભાવ જો આપણા મનમા આવે નહિ, આપણે જો માન તેમનુ અવિકલ અનુકરણ કરતા ચાલીએ, તો જાણવુ કે, આપણામા આપણા પૂર્વપુરુષો સજીવ નથી. શણની દાઢી પહેરેલો નાટકનો નારદ જેટલે અશે મહર્ષિ નારદ, તેટલે અશે આપણે આર્ય આપણો સમાજ નાટકનુ નટમડળ—ગ્રામ્યભાષામા અને કૃત્રિમ સાજસરજામમા પૂર્વ પુરુષનો વેશ લઈ નાટક કરીએ છીએ.

પૂર્વપુરુષના એ ચિત્તને આપણા જડ સમાજમા જગાડી દઈશુ ત્યારેજ આપણે મોટા થઇશુ આપણો સમસ્ત સમાજ જો પ્રાચીન મહત્તાની સ્મૃતિ અને ભાન દ્વારા આદિથી અત સુધી સજીવ સચેષ્ટ બની જાય, પોતાના અગ-પ્રત્યગમા અનેક શતાબ્દીને જીવતપ્રવાહ અનુભવી પોતાને સબળ અને સચળ કરી મૂકે, ત્યારે રાષ્ટ્રીય પરાધીનતા અને બીજી સર્વ દુર્ગતિ દૂર તુચ્છ થઈ જાય સમાજની સચેષ્ટ સ્વાધીનતા બીજી બધી સ્વાધીનતા કરતા મોટી છે

જીવનનુ પરિવર્તન વિકાસ છે, મરણનુ પરિવર્તન વિકાર છે આપણા સમાજમા પણ સત્વર વેગે પરિવર્તન ચાલે છે, પણ સમાજની અદર સચેતન અતકરણ નથી તેથી એ પરિવર્તન વિકારની દિશાએ દોડે છે—કોઈ એને અટકાવી શકતું નથી

સજીવ પદાર્થ સચેષ્ટ ભાવે બહારની અવસ્થાને પોતાને અનુકૂળ કરી લે, નિર્જીવ પદાર્થને બહારની અવસ્થા પ્રબળ આઘાત મારી પોતાને તાબે કરી લે આપણા સમાજમા થતા પરિવર્તનમા ચેતનકાર્ય નથી, તેમા બહારની સાથે અદરનો મેળ નથી—બહારથી પરિવર્તન અગ ઉપર આવી પડે છે અને સમાજના સર્વ સાધા નબળા કરી નાખે છે

નવી અવસ્થા, નવી શિક્ષા, નવી જાતિની સાથેનો સઘર્ષ—એ સૌનો અસ્વીકાર કરી શકાય નહિ આપણે જો એમ માનવાની ઇચ્છા કરીએ, કે નવુ જાણે કશુ આવ્યુ જ નથી, જાણે આપણે ત્રણ હજાર વર્ષ પૂર્વના કાળમા બેઠા છીએ, તો એ ત્રણ હજાર વર્ષ પહેલાની અવસ્થા

આપણને કંઈ સહાયતા નહિ આપે અને વર્તમાન પરિવર્તનનો પ્રવાહ તો આપણને ખેંચી લઇ જશે. આપણે વર્તમાનનો અસ્વીકાર કરી પૂર્વપુરુષના ખોળ ઉપર સૂઈશું, તેથી કંઇ પૂર્વપુરુષ સાદ દેવાના નથી.

આપણી આ નિષ્ક્રિય–નિશ્ચેષ્ટ અવસ્થા કેમ થઈ છે, તેનું કારણ મારા લેખમાં દેખાડયું છે–એનું કારણ ભીરુતા છે. આપણું જે કંઇ હતું, તેમાંજ પડી રહેવાની વિદેશી સભ્યતાને આઘાતે આપણે હારી પડ્યા–અંજાઇ ગયા.

પણ પ્રથમ જેણે આપણને દાબી દીધા, તેણેજ આપણને જાગ્રત કર્યા છે. પ્રથમ નિદ્રાભંગસમયે જે પ્રકાશે આપણને આંજી નાખ્યા, તેણે જ ધીરે ધીરે આપણી દૃષ્ટિને સહાયતા આપી છે. આજ આપણે જાગ્યા–સજ્ઞાન ભાવે પોતાના દેશના આદર્શને પ્રાપ્ત કરવા પ્રવૃત્ત થયા.

આજે એ આદર્શ શું કરવાથી બચાવી શકાય એની વ્યાકુળતાથી વિવિધ માર્ગ શોધવા આપણે મંડી પડ્યા છીએ. જેમ છીએ, તેમજ બેસી રહે જો સમસ્ત રક્ષા થઈ શકે એમ હોત, તો રોજ રોજ પગલે પગલે આપણી આવી દુર્ગતિ થાત નહિ.

ભાષાની છટાથી મુગ્ધ કરી હિંદુ સમાજને એકાકાર કરી દેવાની ગુપ્ત મતલબ મનમાં મેં ભરી રાખી છે, એવી કોઇ કોઇ બંગાળી લેખક શંકા કરે છે. મારી બુદ્ધિશક્તિ ઉપર એમની જેટલી ગંભીર અનાસ્થા છે, તેટલી બીજા બધાની હોઇ ન શકે એવી આશા કરું છું. મારા આ ક્ષીણ હાથમાં શું ભૈરવનું પિનાક છે? નિબંધ લખીને હું ભારતવર્ષને એકાકાર કરીશ? જો મારી મતલબ એવીજ હોય તો મારી વાતનો પ્રતિવાદ કરવાની જરૂરજ શી છે? કોઈ બાળક નૃત્ય કરે, ત્યારે ધરણી ડોલાવવાની તેના મનમાં મતલબ છે એવી શંકા કરીને લોકને સાવધાન કરવાનો કોણ પ્રયત્ન કરશે?

વ્યવસ્થાબુદ્ધિ વડે ભારતવર્ષના અનૈક્યમાં ઐક્યનું સ્થાપન કરવું એનો અર્થ એવો ન થઈ શકે કે, ભારતવર્ષ

ઉપર સ્ટીમરોલ ફેરવીને બધી વિચિત્રતા વિવિધતા દબાવીને સપાટ બનાવી દેવુ. વિલાયત પારકાનો વિનાશ કરવામાજ—પારકાને દૂર કરવામાજ આત્મરક્ષાનો ઉપાય માને છે, ભારત વર્ષ પારકાને પોતાનુ કરવામાંજ આત્મસાર્થકતા માને છે એ વિચિત્રને એક કરવું, બીજાને પોતાનું કરવુ એ એકાકાર નહિ, પરતુ પરસ્પરના અધિકાર સ્પષ્ટભાવે નક્કી કરી દેવાની વ્યવસ્થા છે. એ વાત શું આપણા પોતાના દેશમા પણ ઢોલ વગાડીને કહેવી પડે? આજ જો વિચિત્રમા ઐક્ય સ્થાપી નહિ શકીએ, પારકાને પોતાના કરી નહિ શકીએ, આપણે જો પગનો અવાજ સાભળતાજ—અતિથિ અભ્યાગતના દેખ તાંજ હાં–હા શબ્દે લાકડી લઇ મારવા દોડીશુ, તો તો જાણવુ કે, પાપને ફળે આપણા સમાજની લક્ષ્મી આપણુને છોડી ચાલી તો ગઈ છેજ, ને આ લક્ષ્મીવિહીન અરક્ષિત ઘરને આજ કેવળ મારામારી કરીનેજ બચાવવુ પડશે એના ગૃહદેવતા—જેણે હસતે મુખે સર્વને બોલાવી આણી સર્વને પ્રસાદનો ભાગ આપી વિના કોલાહલે વિના ઉપદ્રવે એને બચાવ્યું હતું તે–હવે કયારે ચાલ્યા જવું એજ વિચારશે.

પ્રશ્ન ઉઠયો છે કે મે નવી નવી જાત્રા, કથા વગેરે વાતોનો પ્રસ્તાવ કર્યો છે, એવી નવી વાતોનું તાત્પર્ય શું? પુરાતન બસ નથી કે?

રામાયણના કવિએ રામચદ્રની પિતૃભક્તિ, સત્યપાલન, ભ્રાતૃપ્રેમ, દાપત્યપ્રેમ, ભક્તવાત્સલ્ય વગેરે અનેક ગુણોના ગાન કરી યુદ્ધકાડ સુધીના છ કાડમા એ મહાકાવ્ય પૂરૂ કર્યું તોપણ તેમા 'નવો' ઉત્તરકાંડ ઉમેરાયો તેમના વ્યક્તિગત અને પારિવારિક ગુણોનુ યથેષ્ટ વર્ણન થયું નહોતું, જનસમાજ પ્રતિ તેમની કર્તવ્યનિષ્ઠાને કઠિનભાવે પ્રથમ વર્ણવેલા સમસ્ત ગુણોની ઉપર પ્રતિષ્ઠિત કરીને તેમના ચરિત ગાનને શોભાવી મૂકયુ

આપણી જાત્રા–કથામા અનેક શિક્ષણ છે એ શિક્ષણ આપણે ત્યજી શકીએ નહિ, એટલુજ નહિ પણ તેને નવુ સ્વરૂપ આપી નવુ કર્તવ્ય શિક્ષણ આપવું જોઇશે. દેવતા,

સાધુ, પિતા, ગુરુ, ભાઇ, નોકર વગેરે પ્રત્યે આપણું શું કર્તવ્ય છે, એમને માટે ક્યાંસુધી ભોગ આપી શકાય તે શીખીશું; સાથે સાથે જનસમાજ પ્રતિ, દેશ પ્રતિ આપણું શું કર્તવ્ય છે તે પણ આપણે નવે રૂપે ગાવું પડશે, એ વાતમાં કોઇ પક્ષને કંઈ શંકાનું કારણ છે ખરૂં ?

બીજો પ્રશ્ન ઉઠાવ્યો છે કે, સમુદ્રયાત્રાનું હું સમર્થન કરૂં કે નહિ ? જો કરૂં છું, તો હિંદુધર્માનુગત આચારપાલનની વિધિ પાળી શકાય કે નહિ ?

પૃથ્વીમાં જન્મ ગ્રહણ કરી પૃથ્વીના પરિચયથી દૂર રહેવું એને હું ધર્મ માનતો નથી. તેમજ વર્તમાન પ્રસંગે એ સૌ વાતોને પ્રધાનપદ આપવું એ પણ હું યોગ્ય માનતો નથી. કારણ કે હું એમ કહેતો નથી કે, મારા મત પ્રમાણેજ સમાજનું સંગઠન કરવું. મારૂં એમ કહેવું છે કે, આત્મરક્ષાને માટે સમાજને જગાડવો પડશે, કર્તૃત્વ ગ્રહણ કરવું પડશે. સમાજ જે કોઈ ઉપાયે એ કર્તૃત્વ પામી શકે, તે સૌ ઉપાયના પ્રશ્નો સમાજે પોતેજ ખોલવા જોઇશે. એ પ્રશ્નોનો વિચાર કેવે સમયે કેવે રૂપે કરવો પડશે, તે સૌ હું ગણાવી શકું નહિ. આથી પ્રસંગાનુસાર હું જે બે ચાર વાતો બોલ્યો છું, એને બહુ સૂક્ષ્મભાવે ચીંધવી એ મિથ્યા છે. સૂતેલા ઝવેરીને જગાડીને જ્યારે હું કહું કે "ભાઈ, તમારી હીરામોતીની દુકાન સંભાળો," ત્યારે એણે મારા એ સાદનો શું એવો ઉત્તર દેવો જોઇએ કે "કંકણ બનાવવાની રીતમાં તમારો અમારો મત એક નથી, માટે તમારી વાત સાંભળવા જેવી નથી ?" તમારૂં કંકણ જેમ ખુશી પડે એમ ઘડો, એને માટે વખતે તમારે ને અમારે ચિરદિન વાદ પ્રતિવાદ થશે; પણ પ્રથમ પાણી છાંટી આંખ ધોઇ નાખો, તમારૂં મણિમાણિક્યનું ધન સાચવો, ડાકુનો કોલાહલ સંભળાય છે, અને તમે વિનાશબ્દે વિના ચેતને બારણાં વાસી પડ્યા છો, જ્યારે તમારી ભીંતમાં તો સુરંગ ખોદવાનું કામ ચાલી રહ્યું છે.

(ઇ. સ. ૧૯૦૫)

## ૧૬–સફળતાનો સદુપાય

ભારતવર્ષ ઉપર અંગ્રેજના એકછત્ર રાજત્વથી મુખ્ય કલ્યાણ એ થયું કે, ભારતમાંની જુદી જુદી જાતિઓ એક થઇ ગઇ. અંગ્રેજની ઇચ્છા ન હોય તોય ઐક્યસાધનની ક્રિયા પોતાની મેળેજ ચાલ્યા કરે. નદી જે મનમાં વિચારે કે, દેશના બે ભાગ કરી નાખું તોય એક દેશની સાથે બીજા દેશનો સંબંધ જોડી આપે, વાણિજ્ય વહન કરે, તીરે તીરે બજાર ઉભાં કરે, જવા–આવવાનો માર્ગ ખુલ્લો કર્યા વિના એને ચાલે નહિ. ઐક્યહીન દેશમાં વિદેશી રાજાનું શાસન એમ યોગનું સાધન થઇ પડે, વિધાતાના એ મંગળ હેતુથી ભારતવર્ષમાં બ્રિટિશ શાસન સ્થપાયું છે.

જગતના ઇતિહાસમાં સર્વત્ર જોઈ શકાય છે કે, એક પક્ષને દબાવી રાખી બીજા પક્ષનું ભલું બહુ લાંબા વખત સુધી કરી શકાય નહિ. ધર્મ સામંજસ્ય–મેળ ઉપર સ્થપાયો છે ને એ સામંજસ્ય નાશ પામ્યે ધર્મ પણ નાશ પામે; અને

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः।

ભારતસામ્રાજ્યથી તો અંગ્રેજ બળવાન થયો છે, પણ ભારતને જો અંગ્રેજ બળહીન કરવાની ચેષ્ટા કરે તો એ એક પક્ષની સુવિધા કોઇ રીતે બહુ લાંબો કાળ સ્થાયી રહી શકશે નહિ. તે પોતાનો વિનાશ પોતાની મેળેજ કરી દેશે. નિરસ્ત્ર, નિઃસત્વ, નિરન્ન ભારતની દુર્બળતા જ અંગ્રેજ સામ્રાજ્યનો વિનાશ કરી દેશે.

પણ રાષ્ટ્રનીતિને ઉદાર હૃદયે જોવાની શક્તિ બહુ થોડા લોકમાં હોય છે. ખાસ કરીને લોભ જ્યારે વિશેષ

હોય છે, ત્યારે જોવાની શક્તિ એથી યે ઓછી થઇ જાય છે. ભારતવર્ષને અનંત કાળ સુધી અમારી મિલકત કરી રાખીશું, એવી રાષ્ટ્રનીતિ અને આ અસ્વાભાવિક સંકલ્પ કોઈ અત્યંત લોભભાવે કરે તો ભારતવર્ષને અનાદિ કાળ રાખી મૂકવાનો ઉપાય પણ એ જરૂર યોજે. ચિરકાળ રાખી શકવો સંભવ નથી. એ તો જગતના નિયમવિરુદ્ધ છે–ફળે વૃક્ષને છોડવું જ જોઇશે–ચિરદિન બાંધી રાખવાનું આયોજન કરતાં, ખરેખરી રીતે જેટલા દિવસ રાખી શકવાનો સંભવ હોય તેમાં પણ ઓછા થાય.

આધીન દેશને દુર્બળ કરવો, તેને કુસંપથી છિન્નભિન્ન કરવો, દેશના કોઈ પણ સ્થાનમાં શક્તિનો સંચય થવા ન દેવો, સમસ્ત શક્તિને પોતાના શાસનબળે નિર્જીવ કરી રાખવી એ રાષ્ટ્રનીતિ વિશેષભાવે કયા સમયની? જે સમયે વર્ડ્સવર્થ, શેલી, કીટ્સ, ટેનિસન, બ્રાઉનિંગ ચાલ્યા ગયા ને કિપલિંગ થયો કવિ; જે સમયે કાર્લાઇલ, રસ્કિન, મેથ્યુ આર્નોલ્ડ નહોતા, એકમાત્ર મોર્લિને માથે અરણ્યરોદનનો ભાર આવી પડ્યો હતો; જે સમયે ગ્લૅડસ્ટનની વજ્રગંભીર વાણી નીરવ થઇ ગઇ ને ચેમ્બર્લેનની વાણીચંચળતાથી સમસ્ત ઇંગ્લાંડ ઉન્મત્ત બની ગયું હતું; જે સાહિત્યના કુંજવનમાં હવે એ ભુવનમોહન ફૂલ ફૂટતું નહોતું–એકમાત્ર પૉલીટીકસના બાવળીઆ અસંભવ તેજે પ્રકાશતા હતા; જે સમયે પીડિતને માટે, દુર્બળને માટે, દુર્ભાગ્યને માટે દેશની કરુણા ઉછળી આવતી નહિ, ભૂખ્યો શાહીવાદ સ્વાર્થજાળ વિસ્તારવામાંજ મહત્ત્વ માનતું હતું; જે સમયે વીર્યનું સ્થાન વાણિજ્યે પચાવી પાડયું હતું અને ધર્મનું સ્થાન સ્વાદેશિકતાએ પચાવી પાડયું હતું એ સમયની એ રાષ્ટ્રનીતિ.

પરંતુ આ સમયને આપણે દુઃસમય કહેવો કે નહિ તેનો સંપૂર્ણ આધાર આપણા પોતાના ઉપર છે. સત્યનો પરિચયઃ દુઃખની વેળાએ જ સારી રીતે થાય, એ સત્યના પરિચય વિના કોઇ જાતિનો કોઈ કાળે ઉદ્ધાર નથી. જે પોતે કરવાનું હોય, તે અરજીઓથી ન થાય; જેને માટે

સ્વાર્થત્યાગની જરૂર છે, તેને માટે ઊલઓલ કરવાથી કઇ વળે નહિ, એ સૌ વાતો સારી રીતે સમજવાને વિધાતા દુ ખ મોકલે જ્યાસુધી નહિ સમજીએ ત્યાસુધી દુ ખ ઉપર દુ ખથી ને અપમાન ઉપર અપમાનથી અભિભૂત થઇ જઇશુ

પ્રમથ તો એ વાત આપણે સાદી રીતે સમજવી જોઇશે કે, કોઈ જો કઇ શકા મનમા રાખીને આપણા ઐકયના માર્ગમા યથાસભવ કાટા ઝીટવા તૈયાર થાય, તો એ શ ંકાને પ્રતિવાદ વડે આપણે કેવી રીતે દૂર કરી શકીએ? સભાઓમા આપણે એવા કેવા વાકયોનુ ઇંદ્રજાળ રચીએ કે જેથી તેમને ક્ષણમાત્રમા આશ્વાસન મળે? આપણે શુ એમ કહી શકીશુ કે, અગ્રેજ અનતકાળ આપણને શાસન નીચે રાખશે એમાજ આપણુ શ્રેય છે? કદી કહીએ તોપણુ અંગ્રેજ શુ એવો ભીરુ ને બુદ્ધિહીન છે કે એવી વાતો ઉપર ક્ષણ પણ વિશ્વાસ કરે? આપણે એ વાત કહેવી જ જોઇશે અને ના કહીએ તોપણુ એ તો સ્પષ્ટ જ છે કે, જ્યાસુધી આપણી વિવિધ જાતિઓમા ઐકયસાધનની શક્તિ યથાર્થ ભાવે-સ્થાયીભાવે પેદા ન થાય, ત્યાસુધી અગ્રેજનુ રાજત્વ આપણે માટે જરૂરનુ છે, પણ ત્યાર પછી બીજેજ દિવસે નહિ

અગ્રજ જો મમતાથી મુગ્ધ થઇ પોતાની જાતિના સ્વાર્થ ઉપર જ દૃષ્ટિ રાખી-એ સ્વાર્થને પછી ભલેને ગમે એવુ મોટુ નામ આપે, ભલેને એને શાહીવાદ જ કહે-જો સ્વાર્થ ઉપર જ દૃષ્ટિ રાખી એમ કહે કે અમારા ભારત રાજ્યને અમે પાકુ ચિરસ્થાયી કરીશુ, અમે સમસ્ત ભારત વર્ષને એક થવા દેવાની નીતિ ગ્રહણ કરીશુ નહિ, ત્યારે એનો તો જવાબ શો'?

કઠિયારો જ્યારે ઝાડની ડાળ કાપે, ત્યારે જો વનસ્પતિ બોલે "આહા, શુ કરે છે, એમ તો અમારા ડાળપાદડા ચાલ્યા જશે!" તો કઠિયારો જવાબ દે કે "ડાળ કપાય છે તે શુ હુ નથી જાણતો? હુ શુ બાળક છુ?" અને છતાયે તર્કની ઉપર ભરોસો રાખી રહી શકાય?

આપણે જાણીએ છીએ કે, પાર્લામેન્ટમા તર્ક થાય છે ત્યા

સામસામી પક્ષો સવાલ–જવાબ કરે; એક પક્ષ બીજા પક્ષને હરાવે ત્યારેજકાજ સર્યું માની રાજી થાય; તેથી આપણા મનમાંથી એ વિસરાતું નથી કે, અહીં પણ કાજ સરવાનો એ જ એકમાત્ર ઉપાય છે.

પણ ઉપાય એકજ હોઈ શકે નહિ. ત્યાં તો બે પક્ષ છે–એકજ અંગનાં ડાબાં જમણાં બે અંગ છે. તેમની બન્નેની શક્તિનો આધાર એકજ છે. આપણે શું એ પ્રમાણે એકજ છીએ? જ્યાં સરકારજ શક્તિની પ્રતિષ્ઠા છે, ત્યાંજ શું આપણી શક્તિની પ્રતિષ્ઠા છે? તેઓ જે ડાળ હલાવે તો ફળ પડે, તેજ ડાળ આપણે હલાવીએ તો તેવાંજ ફળ આપણને મળે? ઉત્તર આપતી વખત પોથી ખોલશો ના. એ સંબંધે મિલે શું કહ્યું છે કે સ્પેન્સરે શું કહ્યું છે, કે શેલીએ શું કહ્યું છે તે જાણવાથી આપણને પાઇભાર પણ લાભ નથી. પ્રત્યક્ષ શાસ્ત્ર સમસ્ત દેશમાં ખુલ્લું પડયું છે.

સંક્ષેપમાં બોલીએ, તો ફેર્તી ફારવતાંનું એ કામ છે ને આપણે ફેર્તી ફેરવતાં નથી. તાર્કિક થઇને બોલી શકાય કે "એ શી વાત! આપણે કરોડો રૂપિયા સરકારને આપીએ છીએ અને એ રૂપિયા ઉપર તો સરકારનો આખો આધાર છે, તો આપણું ધાર્યું કેમ ન થાય? આપણે એ રૂપિયાનો હિસાબ માગી લઇશું." ગાય નંદનંદને બે વાર દૂધ આપે, અને એ દૂધ ખાઇ નંદનંદન રાતોચોળ થાય, ત્યારે ગાય શિંગડાં હલાવીને નંદનંદનની પાસે દૂધનો હિસાબ કેમ ન માગી લે? કેમ નથી માગતી એ તો આપનો અંતરાત્મા જાણે કે તેનો અંતર્યામી જાણે.

સીધી વાત તો એ છે કે, અવસ્થાભેદના ઉપાય પણ જુદા જુદા હોય છે. ધારો કે, ફ્રાન્સની પાસે કંઇ બાબત અંગ્રેજને મતલબ છે, તો અંગ્રેજ ફ્રેન્ચ પ્રેસીડેંટને તર્કમાં નિરુત્તર કરી નાખવાનો કંઇ પ્રયત્ન કરે નહિ, તેમજ તેને ધર્મનો ઉપદેશ પણ કરે નહિ. ફ્રેન્ચ રાજકર્તાઓનાં મન મેળવવા તેઓ અનેક પ્રકારે કૌશલ્યનો ઉપયોગ કરે છે અને એટલાજ માટે અંગ્રેજનો કુશળ રાજદૂત ફ્રાન્સમાં રહે

છે. સાંભળ્યું છે કે, એક વાર જર્મની અને ઇગ્લાંડ મિત્ર હતાં. ત્યારે ડયુકની ઉપાધિવાળા અંગ્રેજ દૂતે ભોજનસભામાં ઉભા થઇ જર્મન કૈસરના હાથમાં હાથ મિલાવ્યો ને તેના ઉપર રૂમાલ ઢાંકયો, અને એથી કાજ સિદ્ધ થયું હતું. એવો પણ એક દિન હતો કે જ્યારે મોગલ સભામાં ને નવાબના દરબારમાં અંગ્રેજને બહુ ખુશામત, બહુ અર્થવ્યય, બહુ ગુપ્ત કૌશલ કરવું પડતું હતું. એ દિવસે એમની પેટની લ્હાય બહુ પ્રસન્નમુખે એમને કેવી રીતે પેટમાંજ રાખવી પડતી, એનો-તો હિસાબ નથી. પારકાની પાસેથી મતલબ કઢાવવી હોય ત્યારે એ જરૂરતું છે.

વળી, આપણા જેવી નિરુપાય જાતિને જો પ્રબળ પક્ષ પાસેથી કોઇ સુયોગ મેળવવો હોય તો શું કંઈ હિલચાલ વડે સફળ થઇ શકાય? જે દૂધમાં માખણ છે, તે દૂધમાં આન્દોલન કરીએ તો માખણ તરી આવે; પણ માખણનું દૂધ રહ્યું ગોવાળને ઘેર, અને આપણે રોજરોજ ઘરના પાણીમાં આન્દોલન કરીએ. એથી તે શું માખણ નીકળવાનું હતું? જે પુસ્તકપંથી છે, એ તો છાતી ફુલાવીને બોલશે કે અમારે સુયોગ જોઇતો નથી, અમારે જોઇએ ન્યાય્ય અધિકાર. ભલે, એ વાત તો સારી છે. ધારો કે, તમારી મિલ્કત અમુક મુદતને માટે ગીરો છે, તે છોડાવવી હોય તો ગીરો રાખનારનું મન મનવવું જોઇશે. સરકાર કોઇ એક-લોઢાની કળ નથી, એની પાછળ તો રક્તમાંસનાં માણસો છે, તેઓ ઓછેવત્તે અંશે ષડ્રિપુને વશ છે. તેઓ રાગદ્વેષને હાથ દઇ એકેવારે જીવન્મુક્ત થઇને તો આ દેશમાં આવ્યા નથી. તેઓ અન્યાય કરતા હોય ત્યારે હાથ પકડીને દેખાડી દેવો એ અન્યાય ટાળવાનો સુંદર ઉપાય છે એવું તો કોઇ કહેશે નહિ.

પણ આપણી શી વ્યવસ્થા, શું ઉદ્દેશ્ય અને શો ઉપાય, એ આપણે સ્પષ્ટ રીતે વિચારી જોતા-નથી. યુદ્ધમાં જેમ જય પ્રાપ્ત કરવો એજ મુખ્ય લક્ષ્ય, એમ રાજ્યનીતિમાં ઉદ્દેશ્યસિદ્ધિ એજ મુખ્ય લક્ષ્ય છે, એ આપણે જો કે

માએ બોલીએ છીએ, તથાપિ મનમાં એનો અમલ કરતા નથી. માનીએ છીએ કે, રાજ્યનીતિનું આપણું ક્ષેત્ર શાળા-બાળકોની ડીબેટીંગ કલબ છે, સરકાર જાણે કે પ્રતિપક્ષી વિદ્યાર્થીઓ હોય અને આપણે જવાબ દઇ શકયા એટલે બસ જીતી ગયા એમ માનીએ છીએ. શાસ્ત્રમાં ચિકિત્સા અતિ સુન્દર હોવા છતાં રોગી મરે, આપણા રાજ્યનીતિના ક્ષેત્રમાં પણ ભાષણો બહુ સુંદર હોવા છતાં કામ કથળે છે એનાં દ્રષ્ટાન્ત રોજરોજ જોઇએ છીએ.

હું મારા પોતાના સબંધમાં પણ એક વાત કબૂલ કરવા ઇચ્છું છું. કર્તા કારવતાએ આપણા પ્રતિ કયે દિવસે કેવી વ્યવસ્થા કરી એ સબંધે હું પોતે અત્યંત ક્ષુબ્ધ થઇ જતો નથી. હું જાણું છું કે, મેઘ જેટલી વાર ગાજે એટલી બધીય વાર વજ્ર પડશે એવા ભયથી અસ્થિર બની જવાથી કંઇ લાભ નથી. પ્રથમ તો વજ્ર પડે પણ ખરૂ, ન પણ પડે; બીજું જ્યાં વજ્ર પડવાનુંજ છે, ત્યાં આપણી ગતિવિધિ નથી, પ્રતિવાદ કે પ્રાર્થના ત્યાં પહોંચનાર નથી, ત્રીજું વજ્રપાતના હાથમાંથી બચવાનો કદી ઉપાય હોય, તો તે ઉપાય ક્રોધ કે દે વજ્રને સામો જવાબ દેવામાં નહિ, પણ વિજ્ઞાનને અનુકૂળ ચેષ્ટા કરવામાંજ છે, જ્યાંથી વીજળી પડે, ત્યાંથી સાથે સાથે વજ્રનિવારણને માટે ત્રાંબાપાટો કંઈ એની પોતાની ઉતરી આવે ના, એ તો શાન્તભાવે વિચાર પૂર્વક આપણે પોતેજ તૈયાર કરવો જોઇશે.

પ્રાકૃતિક નિયમ ઉપર ક્રોધ કર્યે પાલવે ના. સનાતન ધર્મશાસ્ત્ર પ્રમાણે મારી પાંખ બાળી નાખવી ઉચિત નથી એમ બોલીને કદી પતંગ જો આગમા ઝપટ દે તોપણ એની પાખ તો બળે. એ સ્થળે ધર્મની વાતો ગોખવામાં સમય ગાળવાને બદલે આગને દૂરથીજ નમસ્કાર કરવા એ એનું કર્તવ્ય હોય. અંગ્રેજ તો આપણા ઉપર રાજ્ય કરશે આપણને સંપૂર્ણ રીતે તાબે રાખવાની ચેષ્ટા કરશે. જ્યાં પોતાની શાસન-સાંકળ શિથિલ થવાની લેશમાત્ર શંકા હશે, ત્યાં

તત્ક્ષણ જોરથી એક બે ખીલી ઠોકી દેશે. આ તો કેવળ સ્વાભાવિક છે–પૃથ્વીમાં સર્વત્ર એમજ બનતું આવ્યું છે; આપણે સૂક્ષ્મ તર્કો કરી શકીએ કે ફટફટાટ અંગ્રેજી બોલી શકીએ એથી કંઈ વાત બદલાય નહિ. એવે સ્થળે બીજું ગમે તે થાય, પણ ક્રોધ કર્યે પાલવે નહિ.

એક વાત મનમાં રાખવી જોઈશે. અંગ્રેજની આંખમાં આપણે કેટલા તુચ્છ છીએ? દૂર યુરોપના નિત્યલીલામય પોલીટીકલ રંગક્ષેત્રમાં એક સ્થાને રહી આપણા ઉપર એ રાજ્ય કરે છે; ફ્રેન્ચ, જર્મન, રશિયન, ઇટાલિયન, અમેરિકન અને તેનાં જુદાં જુદાં સંસ્થાનો સાથેનો તેનો રાજનૈતિક સંબંધ બહુ વિચિત્ર રીતે ગુંથાયેલો છે, એ સંબંધ સદા તેને સાચવીને નાખવો પડે; આપણે તો આ વિપુલ પોલિટિકલ ક્ષેત્રને સીમાડે પડયા, આપણી ઇચ્છા–અનિચ્છા, રાગ–દ્વેષ સામે જોવાનું તેનાથી બને નહિ, અને માટે જ તેનું ચિત્ત આપણા સંબંધે તેલપાણીને સંબંધે બંધાયેલું છે, માટે જ ભારતવર્ષના વિષયપ્રસંગે પાર્લામેન્ટમાં સભાસદો ઉંઘે છે, પ્રવાહના પાણીની પેઠે અંગ્રેજ સદા આ દેશની ઉપર થઇને વહી જાય છે, અહીં તેનું કશું સંચય થતું નથી, તેના હૃદયનું મૂળ અહીં વિસ્તરતું નથી, રાજાની તરફ દૃષ્ટિ રાખી કામ કરે છે, જે કંઈ આમોદપ્રમોદ કરે છે તે પોતાની જાતિવાળા સાથે; અહીંના ઇતિહાસની ચર્ચાનો ભાર જર્મનો ઉપર છે, અહીંની ભાષા સાથેનો પરિચય તેમને કચેરીમાં માત્ર સાક્ષીઓજ આપે, અહીંના સાહિત્ય સાથેનો પરિચય સરકારના દુભાષિયા છે;–એવી સ્થિતિમાં આપણે તેમની નજરમાં કેટલા તુચ્છ છીએ તે આપણે આપણા મમત્વના નશામાં ભૂલી જઇએ છીએ અને તેથી આપણા પ્રતિના અંગ્રેજના વ્યવહારથી પ્રતિક્ષણે વિસ્મિત થઇએ છીએ; ક્ષુબ્ધ થઇએ છીએ; આપણા એ વિસ્મય–ક્ષોભને વધારે-પડતો માની આપણા કર્તાહર્તા કદી ક્રોધે ભરાય છે, તો કદી હસવું સમાવી શકતા નથી.

હું આ અંગ્રેજના અપવાદનું વર્ણન કરતો નથી; હું

તો કહું છું કે, એ તો નિયમ જેવું થઈ ગયું છે અને એ સ્વાભાવિક છે. અને એ પણ સ્વભાવિક છે કે, જે પદાર્થ અતિસૂક્ષ્મ હોય છે તેની મર્મની વેદનાને, તેની પ્રાણનાશક ક્ષતિને સ્વતંત્ર રીતે જોવાની, ધ્યાન આપીને જોવાની શક્તિ ઉપરવાળામાં યોગ્ય પરિમાણમાં હોઈ શકે નહિ. જે આપણે હિસાબે મોટું, તે તેમને તુચ્છજ લાગે. આપણી ભાષા, આપણું સાહિત્ય, આપણા બંગાળાના ભાગવિભાગો, આપણી મ્યુનિસિપાલીટીઓ, આપણી આ સામાન્ય યુનિવર્સિટી, એ બધાને માટે ભયની ભાવનાથી અસ્થિર થઇ દેશમાં ગમે એટલી ચીસાચીસ કરી મૂકીએ છીએ, ગમે એટલું આશ્ચર્ય પામીએ છીએ, પણ એટલું એટલું કર્યે મનમાનતું ફળ કેમ મળતું નથી? કારણ કે આપણે ભૂલી જઇએ છીએ કે, અંગ્રેજ આપણી ઉપર છે, આપણી અંદર નથી. તે જે સ્થાને ઉભો છે, તે સ્થાને આપણે જો પહોંચી શકીએ, તો આપણે દેખી શકીએ કે આપણે કેટલે દૂર પડયા છીએ, આપણે કેટલા નાના દેખાઇએ છીએ.

આપણે એટલા નાના દેખાઇએ છીએ, માટે તો કર્ઝન સાહેબ—જાણે સહજ વાત હોય એમ બોલ્યા હતા કે, તમે પોતાને શાહીવાદી તંત્રની અંદર એકાકાર થવામાં કેમ ગૌરવ માની શકતા નથી? સર્વનાશ! આપણા પ્રત્યે આ તે કેવો વ્યવહાર! એકેવારે જાણે પ્રણયવાર્તા સંભળાવે છે! એ ઓસ્ટ્રેલિયા ને કેનેડા—જેમને અંગ્રેજ શાહીવાદના આલિંગનમાં લેઇ લેવા ચહાય છે, ને તેથી જ જેમના શયનગૃહની બારીઓ નીચે ઉભો રહી એ અંગ્રેજ પ્રણયસંગીત ગાઇ તેનો નાદ આકાશભરમાં ભરી કાઢે છે, જેમને માટે ભૂખતરસ વેઠીને પોતાની રોટલી પણ મોંઘી કરવા રાજી થાય છે—તે ઓસ્ટ્રેલિયા ને કેનેડા સાથે આપણી તુલના! એવી મોટી મોટી વાતો કરતાં મોટા લોકને લાજ ના આવે, પણ આપણે તો લાજે મરી જઇએ! ઑસ્ટ્રેલિયા આપણને મારી કાઢે, નાતાલ આપણને કલંકિત

કરે, ઘેર સ્વદેશમાં પણ અધિકારીઓ આપણને મૂર્ખ બનાવે; ને એવી સ્થિતિમાં શાહીવાદી વાસર ઘરમાં ( લગ્ન પછી વરવહુ પ્રથમ રાત્રિ જે ઘરમાં ગાળે છે તેમાં) જવા આપણને શા માટે નિમંત્રણ મળે છે ! કર્ઝન સાહેબ આપણા સુખદુઃખના સીમાડાથી બહુ દૂર બેસીને વિચારે છે કે એ તો બહુ ક્ષુદ્ર છે, ત્યારે શા માટે શાહીવાદમાં એકેવારે મળી જવા રાજી નથી, પોતાની આટલીસરખી સ્વતંત્રતા માટે, આટલાશા ક્ષતિલાભ માટે આટલો બધો હાહાકાર કેમ કરી રહ્યા છે ? એક દૃષ્ટાન્ત લો. એક યજ્ઞ થાય છે, બંધુ-બાન્ધવને નિમંત્રણ થયાં છે, ત્યાં એક બકરાને પણ આદરસહિત નિમંત્રણ કરવાને માટે હાથમાં માળા સિંદૂર લઇને લોક આવે અને એ આદરવ્યવહાર જોઇને બકરો સકોચ પામી પાછો હઠે, ત્યારે યજમાન તેને કહેઃ 'શું આશ્ચર્ય ! આવા મોટા યજ્ઞમાં યોગ દેવામાં તને આપત્તિ શી ! હાય ! યજ્ઞમાં બીજા યોગ દે અને પોતે પણ યોગ દે, એ બે વચ્ચે શો ભેદ છે, તે એક પળવાર પણ તે બકરો ભૂલી શકે ? યજ્ઞમાં આત્મવિસર્જન દેવા સિવાય બીજો કોઇ અધિકાર એને નથી. પણ બકરાની એ વેદના યજ્ઞકર્તા શી રીતે સમજી શકે ? એ તો સમજે કે બકરો તો ક્ષુદ્ર પ્રાણી છે. શાહીવાદી તંત્ર નિર્દોષ ટિબેટમાં લડાઇ કરવા જાય, આપણો અધિકાર એ લડાઇને માટે ખર્ચની જોગવાઇ કરી આપવાનો; સોમાલીલેંડમાં બંડ થાય તેનું નિવારણ કરવા જાય, ત્યાં આપણો અધિકાર જીવ આપવાનો; ગરમ દેશોમાં ફસલ પેદા કરવા જાય ત્યાં આપણો અધિકાર સસ્તા મજુરની જોગવાઈ કરી આપવાનો ! મોટાનાના મળીને યજ્ઞ કરવાનો આ નિયમ.

પરંતુ એથી ઉતાવળા થઇ જવાની જરૂર નથી. સશક્તનો અને અશક્તનો હિસાબ જ્યારે એકજ ચોપડામાં રખાય, ત્યારે જમા બાજુના આંકડા અને ઉધારના આંકડાનો ભાગ એજ પદ્ધતિએ ફાળવાય—અને જે સ્વાભાવિક છે, તેની ઉપર આંખ રાતી કરવી કે આંખમાંથી આંસુ પાડવાં

વૃથા છે. સ્વભાવને સ્વીકારી લઇએ તો કામ થઇ શકે. વિચારી જુઓ કે, આપણે જ્યારે અંગ્રેજને કહીએ છીએ કે "તમે સાધારણ મનુષ્યસ્વભાવને ઓળંગી જાઓ છો, તમે સ્વજાતિના સ્વાર્થને કારણે ભારતવર્ષના મંગળનું કાજ અવગણો છો" ત્યારે અંગ્રેજ જો જવાબ દે કે "ઠીક, તમારા મુખશ્રીનો ધર્મોપદેશ અમે પછી સાંભળીશું; પ્રથમ તો તમને અમારે કહેવાનું કે સાધારણ મનુષ્યસ્વભાવની જે નીચી કોટિમાં અમે છીએ, એ કોટિમાં તમે આવો. તેની ઉપર ચઢવાનું કારણ નથી–સ્વજાતિના સ્વાર્થને તમારો પોતાનો સ્વાર્થ માનો. સ્વજાતિની ઉન્નતિમાં પ્રાણ ન અર્પી શકો તો ગમે તો આરામ અર્પો, દ્રવ્ય અર્પો, કંઇ પણ અર્પો! તમારા દેશને માટે અમેજ બધું કરીએ અને તમે કંઇજ ના કરો?" એ પ્રશ્નનો કંઇ ઉત્તર છે? વસ્તુતઃ આપણે કોણ શું અર્પીએ છીએ? કોણ શું કરીએ છીએ? કશું કર્યા વિના પણ દેશની ખબરજ રાખીએ, તોપણ આળસ રાખ્યે બને નહિ. દેશનો ઇતિહાસ અંગ્રેજ રચે અને આપણે તેનો તરજુમો કરીએ; ભાષાતત્ત્વનો ઉદ્ધાર અંગ્રેજ કરે, આપણે તેને ગોખી લઇએ; ઘરની પાસે શું છે, તે જાણવા હંટરને પૂછયા વિના આપણી ગતિ નથી. ત્યાર પછી દેશની ખેતીનો વિષય લો કે વાણિજ્યનો વિષય લો, કે ભૂતત્ત્વ લો કે ગાનવતત્ત્વ લો, પણ આપણા પોતાના પ્રયત્નથી આપણે કશુંય કર્યું નથી. સ્વદેશ પ્રતિ એમ એકેવારે ઉત્સુકતાહીન હોવા છતાં આપણા દેશ પ્રતિનું કર્તવ્ય પાળવા વિદેશીને આપણે ઉંચી કર્તવ્ય નીતિનો ઉપદેશ આપતાં અચકાતા નથી. એવો ઉપદેશ કોઈ દિવસ કંઇ કામ લાગી શકે નહિ. કારણ કે જે માણસ કામ કરે તે અધિકારી છે; અને જે માણસ કામ કરતો નથી પણ માત્ર વાતો કરે છે, તે અધિકારી નથી; એ બે માણસ વચ્ચે કદી સાચી રીતે લેવડદેવડ હોઇ શકતી નથી. એક બાજુએ પૈસા અને બીજી બાજુએ માત્ર ચેકબુક. એવે સ્થળે ખાલી ચેક વટાવવા સંભવિત નથી. ભિક્ષાસ્વરૂપે એકાદ વાર

ચાલે, પણ તેવે સ્થાને અધિકારસ્વરૂપે તો ચાલેજ નહિ; એથી પેટમાં વખતે બળતરા થાય. મનમાં એમ થાય કે, અપમાન કરી પાછો કાઢયો, પણ એ અપમાન-એ વ્યર્થતા શબ્દે કે નિઃશબ્દે પોકારીએ, પણ પેટમાં ઉતારી દઈ પચાવી લેવા સિવાય બીજો રસ્તો કયો? એ તો એમ હમેશાં થયા કરે છે. આપણે વિરાટ સભાઓ કરીએ, વર્તમાનપત્રોમાં લેખો લખીએ. અને છેવટે જે હજમ ન થઈ શકે એવું હોય તે હજમ પણ કરી જઈએ. ગઈ કાલે જેને એકેવારે અસહ્ય માની ચીસો પાડી તરફડતા હતા, તેને માટે આજે હવે વૈદ્ય બોલાવવાની જરૂર માનતા નથી.

મને લાગે છે કે, બધા મને કહેશે કે તમે તો બહુ પુરાતન કથા બોલો છો; પોતાનું કામ પોતેજ કરવું પડશે, પોતાનું કલંક પોતેજ દૂર કરવું પડશે, પોતાની સંપદ્ પોતેજ કમાવી પડશે, પોતાના સંમાનનો ઉદ્ધાર પોતેજ કરવો પડશે એ કંઇ નવી વાતો છે? બેશક, વાતો તો પુરાતન કહું છું એ અપવાદ હું સ્વીકારી લઉં છું, હું નવી વાતો વિનાનો છું એ કલંક માથે ચઢાવું છું; પણ જો કોઇ એમ કહે કે, તમે નવી કયી વાત બતાવો છો ત્યારે મારી મુશ્કેલી! કારણ કે સહજ બાબતને કેમ કરીને પ્રમાણ કરી દેખાડવી એ વિચારવું બહુ કઠણ છે. દુઃસમયનું મુખ્ય લક્ષણ એ કે, સહજ બાબત કઠણ લાગે અને પુરાતન બાબત અદ્‌ભુત લાગે, એટલે સુધી કે લોક ગાળ દેવા તૈયાર થઈ જાય. જનશૂન્ય પદ્માના ભાઠામાં અંધારી રાત્રે માર્ગ ભૂલી જળને સ્થળ, અને ઉત્તરને દક્ષિણ માની ભ્રમિત થયેલોજ જાણે કે જે અત્યંત સહજ છે, તે અંધારે કેવું વિપરીત ને કઠણ થઇ પડે છે; દીવો આવે કે પળમાત્રમાં એ ભ્રમને માટે વિસ્મયનો પાર રહે નહિ. આપણે અત્યારે અંધારી ઘોર રાત્રિમાં છીએ, આજે દેશમાં જો કોઇ અત્યંત પ્રામાણ્ય વાતને પણ વિપરીત જ્ઞાન માની કડવાં વચન કહે, તો તે પણ સકરુણ ચિત્તે સહન કરવાં પડે, આપણા કુગ્રહ સિવાય બીજા કોઇને દોષ દઇશું નહિ. આશા રાખીને

બેસીશું કે, ઉત્તરને દક્ષિણ માની ચાલીશું તો એક દિવસ પાછા આવવુંજ પડશે; એમ ઠોકર ખાઇને શીખવું પડશે.

વળી હું તો નક્કી જાણું છું કે, સર્વનીજ એવી દશા છે એમ નથી. આપણામાં એવા અનેક ઉત્સાહી યુવક છે કે તેઓ દેશને માટે માત્ર બોલી જાણતા નથી, ત્યાગ કરવાને માટે પણ તૈયાર છે. પણ શું કરવું, ક્યાં જવું, શું દેવું, કોને આપવું, તેનું એમને ઠામ ઠેકાણું જડતું નથી. વેરાતું ફેંકવામાં માત્ર નાશજ થાય. દેશને ચલાવવાની એક શક્તિ જો ક્યાંય પ્રત્યક્ષ આકારે હોય, તો જેઓ મનનશીલ છે તેમનું મન, જેઓ ચેષ્ટાશીલ છે તેમની ચેષ્ટા, જેઓ દાનશીલ છે તેમનું દાન એક પ્રકાંડ લક્ષ્ય પામી શકે. આપણી વિદ્યાશિક્ષા, આપણું સાહિત્યાનુશીલન, આપણી શિલ્પચર્ચા, આપણાં નાના પ્રકારનાં મંગલ અનુષ્ઠાન સહેજે તેનો આશ્રય લે ને એ ઐક્યની ચારે બાજુએ દેશ ઉભો રહીને એક અદ્‌ભુત વ્યાપાર ચાલી રહે.

મારા મનમાં શંકા નથી કે, આપણને બહારથી જેટલી લાતો વારંવાર પડે છે, તે કેવળ ઐક્યના આશ્રયને જાગ્રત કરવાને માટેજ; અરજીઓ કરીને જેટલા નિરાશ થઇએ છીએ, તે માત્ર આપણને એ ઐક્યના આશ્રયની દિશામાં ફેરવવાને માટેજ; આપણા દેશમાં મોં સામે તાકી રહેનારા કર્મહીન સમાલોચકોનો સ્વાભાવિક નિરુપાય નિરાનંદ રોજરોજ દૃષ્ટિએ પડે છે, તે કેવળ એ ઐક્યના આશ્રયની—એ શક્તિના કેન્દ્રની શોધને માટેજ; એ બધું કોઈ વિશેષ કાયદો રદ કરાવવાને માટે કે કોઇ અમુક અંગની બળતરા નિવારવાને માટે નહિ.

દેશની અંદર એ શક્તિ સ્થપાય, ત્યારે તેની આગળ આપણી પ્રાર્થના સંભળાય; ત્યારે આપણે જે યુક્તિઓનો પ્રયોગ કરીએ તેને કાર્યનું અંગ ગણી શકાય. તે શક્તિના પગમાં આપણે હાથ દેવો જોઇશે, સમય દેવો જોઇશે, સામર્થ્ય દેવું જોઇશે; આપણી બુદ્ધિ; આપણી ત્યાગપરતા, આપણું વીર્ય, આપણી પ્રકૃતિની અંદર જે કંઇ ગંભીર—જે

કંઈ મોટું છે, તે જગાડવાનું, આકર્ષવાનું, યોજવાનું એ એક ક્ષેત્ર બનશે; એને આપણું ઐશ્વર્ય દઈશું, અને તેની પાસેથી આપણે ઐશ્વર્ય પ્રાપ્ત કરીશું.

ત્યાંથીજ આપણા દેશની વિદ્યાશિક્ષાની, સ્વાસ્થ્યરક્ષાની, વાણિજ્યવિસ્તારની ચેષ્ટાઓ થાય, તો આજ એક વિઘ્ન માટે, કાલે એક વાત માટે જ્યારે ત્યારે ઉતાવળા ઉતાવળા બે ચાર વક્તાઓને બોલાવી લાવીને ટાઉનહોલની સભાઓમાં દોડાદોડી કરી મરવું પડે નહિ. આ રહી રહીને ચમકી ઉઠવું પડે, પછી ચીસો પાડવી પડે અને પછી સ્તબ્ધ થઇને ઉભા રહેવું પડે એ તો હસવા જેવો ખેલ થઇ પડે છે; આપણી પોતાની પાસે અને સામાની પાસે પણ એમાં આપણી ગંભીરતા સચવાતી નથી. આ પ્રહસનમાંથી રક્ષા પામવાનો એકજ ઉપાય છે–પોતાનું કામ પોતે સંભાળી લેવું.

એ ઉપરથી એમ સમજવાનું નથી કે, સરકાર સાથે આપણે કશો સબંધ રાખવા ઈચ્છતા નથી. આ જે ક્રોધ, આ જે અભિમાન–આ તો સમાનકક્ષામાં ઉભેલાને શોભે; પ્રણયનું સંગીતજ શોભા પામે. હું તો બીજી પણ ઉલટી વાત કહું છું. હું કહું છું કે, સરકાર સાથે આપણો ભદ્રરૂપ સંબંધ સ્થાપવાનો ઉપાય કરવો જોઇએ. ભદ્રસંબંધમાત્રમાં એક પ્રકારની સ્વાધીનતા છે. જે સંબંધ આપણી ઇચ્છા–અનિચ્છાની કંઈ અપેક્ષાજ રાખે નહિ, એ તો દાસત્વનો સંબધ. એ છણાતો છણાતો છેવટે તુટી જાય; પણ સ્વાધીન લેવડ–દેવડનો સંબંધ ધીરે ધીરે ઘાડો થતો જાય.

આપણે અનેક કલ્પનાઓ કરીએ છીએ ને કહીએ છીએ કે, આપણને જે કંઇ જોઇએ છે, તે બધું જો સરકાર આપે, તો પછી આપણી પ્રીતિનો ને સંતોષનો પાર રહે નહિ. એ વાત કેવળ પાયા વગરની છે. એક પક્ષ માત્ર આપે, બીજો પક્ષ માત્ર લે–એનો અંત ક્યાં? ઘી હોમ્યે આગ કદી બુઝાયજ નહિ, એ તો શાસ્ત્રો પણ કહે છે. એવો દાતા–ભિક્ષુકનો સંબંધ જેટલો વધે, તેટલો દાનશીલતા ઉપર આધાર વધે; અને અસંતોષનું પરિમાણ તો આકાશ સુધી

વધી જાય. જ્યાં મેળવવું આપણી શક્તિ ઉપર આધાર રાખતું નથી પણ દાતાની ઉદારતા ઉપર આધાર રાખે છે, ત્યાં જેમ આપણે પક્ષે અમંગળ છે, તેમ દાતાને પક્ષે કઠણ છે.

પણ જ્યાં લેવડદેવડનો સંબંધ–દાનપ્રતિદાનનો સંબંધ છે ત્યાં બન્નેનું મંગળ છે. ત્યાં દાનાનું પરિમાણ પણ સ્વભાવથીજ ન્યાય્ય થઈ ઉઠે અને સર્વ વાતો લેવડદેવડમાંજ સમાય. દેશમાં એવી ભદ્ર અવસ્થા થવાનો માત્ર એકજ ઉપાય છે; સમાજમાં દેશના મંગળસાધનની ભીંતના પાયામાં સ્વાધીન શક્તિને ગોઠવવી. એક કર્તૃશક્તિની સાથે બીજી કર્તૃશક્તિઓનો સંબંધ શોભે ને સ્થાયી થાય એજ આનંદ અને સમાનનો ભંડાર છે. ઇશ્વિર સાથે સંબંધ જોડવા જતાં પોતાને જડ પદાર્થ કરી દીધે ચાલે નહિ. પોતે પણ એક સ્થાને ઈશ્વિર થવું પડે.

માટેજ મેં કહ્યું છે કે, સરકાર પાસેથી આપણા દેશને જેટલું લેવાનું, તે છેવટ સુધી લઈ શકાશે. જો આપણે દેશને જેટલું દેવાનું, તેટલું ઠેઠ સુધી દઈ શકીશું તો જે પરિમાણમાં દઈશું, તેજ પરિમાણમાં લેવાનો સંબંધ દૃઢ થશે.

એવી પણ શંકા ઉઠી શકે કે, આપણા દેશનું કામ કરવા જતાં કદી પ્રબળ પક્ષ વિઘ્ન નાખે તો ? જ્યાં બે પક્ષ છે, અને બન્ને પક્ષના સ્વાર્થ જ્યાં સમાન નથી ત્યાં કદી વિઘ્ન નડશે જ નહિ, એવું તો બની શકે નહિ. પણ એટલા માટે હાથ પહોળા કરી નાખ્યે પાલવે નહિ. જે પુરુષ બરાબર કામ કરવાજ ઇચ્છે છે તેના માર્ગમાં છેવટ સુધી વિઘ્નો નાખવાં અશક્ય છે. સ્વાયત્તશાસનનું દૃષ્ટાંત લો. આપણે માથે હાથ દઈ રોઇએ છીએ કે રિપને આપણને સ્વાયત્તશાસન આપ્યું, તે પાછું અધિકારીઓએ ઝુંટવી લીધું. ધિક્ આવું રોવું ! એક જણ જે દઇ શકે, બીજો એક જણ તે ઝૂંટવી લઈ શકે તે કોણ નથી જાણતું ? એને સ્વાયત્તશાસન નામ આપ્યું માટે શું સ્વાયત્તશાસન થઇ ગયું ?

સ્વાયત્તશાસનનો અધિકાર તો આપણા ઘર આગળ

પડ્યો છે. એને કોઈ ઝૂંટવી લેવું પણ નથી ને કોઈ ઝૂંટવી લેવાય પણ નહિ. આપણા ગામની–આમડાની શિક્ષા, સ્વાસ્થ્ય, વાટઘાટની ઉન્નતિ, એ સૌ આપણે પોતે કરી શકીએ. જો ઈચ્છા કરીએ, જો એક થઈએ તો એ માટે સરકારની ચપરાશ કે તીકો બાંધવાની કશી દરકાર નથી. પણ ઈચ્છાજ જો થાય નહિ, જો એક થવાયજ નહિ; તો ચુલામાં ગયું એ સ્વાયત્તશાસન! તો ટેરી–લોટા જેવો બીજો કોઈ ભડુ નથી!

પરંપરાથી સાંભળ્યું છે કે, આપણા દેશના કોઈ એક રાજાને એક ઉચ્ચા અધિકારીએ બંધુભાવે કહ્યું કે, સરકારને સૂચના કરી આપને ઉંચી પદવી દેવડાવીશ; તેજસ્વી રાજાએ ઉત્તર આપ્યો કે, અમલ આપનો છે, આપ લોક જોઈએ તો મને રાજા કહો, જોઈએ તો બાબુ કહો; ગમે તે નામે બોલાવો, પણ મને એવી ઉપાધિ આપશો નહિ. જે આજ ઈચ્છા થયે દાન કરી શકો તે કાલ ઈચ્છા થયે હરણ કરી શકો. મારી પ્રજા મને મહારાજાધિરાજ કહી બોલાવે છે, એ મારી ઉપાધિ કોઈ લઈ શકે નહિ; તેમ આપણે ગમે તે બોલીએ, પણ અમલ સરકારનો. આપણને એવા સ્વાયત્તશાસનનું કામ નથી. જે જેટલી પળમાં આપે, તે તેટલી પળમાં ઝૂંટવી લે. જે સ્વાયત્તશાસન આપણું છે, દેશનું મંગળ કરવાનો જે અધિકાર વિધાતાએ આપણા હાથમાં મૂક્યો છે, તેનોજ અંગીકાર આપણે મોહમુક્તચિત્તે, નિષ્ઠા સાથે કરી શકીએ; રિપનનો જય થાઓ ને કર્ઝન ઘણું જીવો!

હું ફરીથી કહું છું કે, દેશની વિદ્યાશિક્ષાનો ભાર આપણે ગ્રહણ કરવોજ જોઈશે. કોઈ સંશય કરશે કે, શિક્ષાનો ભાર તો આપણે લઈએ, પણ કામ આપે છે કોણ? કામ તો આપણેજ આપવું પડશે. એક મોટું સ્વદેશી કર્મક્ષેત્ર આપણા અધિકારનું ન થાય તો આપણે હમેશાં દુર્બળ રહેવાના, કોઈ પણ યુક્તિથી આપણે આ નિર્જીવ દુર્બળતાથી બચી શકવાના નહિ. જે આપણને કામ આપશે, તેજ આપણો કર્તા થશે, બીજું બની શકેજ નહિ; જે કર્તા થશે તે આપણી વ્યવસ્થા કરતી વખતે પોતાનો સ્વાર્થ વિસ-

રહી નહિ, એ પણ સ્વાભાવિક છે. માટેજ સર્વ પ્રયત્ને આપણે એવું એક સ્વદેશી કર્મક્ષેત્ર તૈયાર કરી દેવું જોઇશે કે જ્યાં સ્વદેશી વિદ્યાલયમાં ભણેલા શિક્ષકનાં, વૈદ્યનાં અને એવાં સ્વદેશનાં બીજાં કાર્યોની વ્યવસ્થામાં યોજાશે. આપણે આક્ષેપ કરી શકીએ કે, આપણને કામ શીખવાને માટે અને કામ દેખાડવાને માટે અવકાશ જ ન હોય તો મનુષ્ય બની શકીએ નહિ. પણ એ અવકાશ પારકાની મારફત કદી પણ સંતોષજનક રૂપે મળી શકે નહિ, એમાં પ્રમાણ મળવામાં હવે બાકી રહી નથી.

હું જાણું છું કે, ઘણા એમ કહેશે કે મેં વાત બહુ કઠણ સંભળાવી દીધી છે, મારાથી પણ એ વાતની ના પાડી શકાતી નથી. પ્રશ્ન સહજ નથી અને સહજ હોત તો વિશ્વાસ પણ ન આવત. જો કોઇ દરખાસ્તના કાગળની નૌકા બનાવી સાત સમુદ્ર પાર સાત રાજાના ધનમાણેકનો વ્યાપાર ચલાવવાનો પ્રસ્તાવ કરે, ત્યારે તે દરખાસ્ત ગમે તેની પાસેથી સાંભળવા જેવી હોય, તોપણ એ કાગળની નૌકાના વાણિજ્યમાં કોઇને પણ તેનું ધન ખરચવાની સલાહ આપું નહિ. બંધ બાંધવો કઠણ છે, માટે ત્યાં દળ બાંધી નદીને ખસી જવાની પ્રાર્થના કરવી એને "કૉન્સ્ટીટ્યુશનલ એજીટેશન"નું નામ આપી શકાય. કામ તો બહુ સહજ છે, પણ ઉપાય એવો સહજ નથી. આપણે સસ્તામાં મોટું કામ કરવાની ચતુરાઇ ગ્રહણ કરીએ પણ એ સસ્તે ઉપાયે વારંવાર કામ ભાગીને જ્યારે ધૂળધાણી થઇ જાય, ત્યારે પારકાને માથે દોષ આરોપી સંતોષ પામીએ. એથી તૃપ્તિ તો થાય પણ કાજ થાય ના.

પોતાના પ્રસંગમાં બધી જવાબદારી હલકી કરી નાખવી ને પારકાના પ્રસંગમાં એને ભારે કરી દેવી, એ કર્તવ્યનીતિનું વિધાન નહિ. આપણા પ્રતિનાં અંગ્રેજનાં આચરણનો જ્યારે વિચાર કરીએ, ત્યારે સમસ્ત વિઘ્નોની અને મનુષ્યપ્રકૃતિની સ્વભાવિક દુર્બળતાની આલોચના કરીને આપણી આશાઓના આંકડા જેમ બને તેમ ઓછા મૂકવા જોઇએ. પણ આપણા પોતાના કર્તવ્યનું વિવેચન કરવા બેસ-

તાં બરાબર તેથી ઉલટું ચાલવું જોઇએ. પોતાની બાબતમાં બહાનું કાઢવું નહિ જોઇએ અને પોતાને ક્ષમા નહિ આપવી જોઇએ. પોતાની અમુક સગવડને કારણે પોતાના આદર્શને ટુંકો કરી નાખવાનો સંકલ્પ નહિ કરવો જોઇએ. એટલા માટેજ હું કહું છું કે, અંગ્રેજના ઉપર ક્રોધે ભરાઈ ક્ષણિક ઉશ્કેરણીના ઉદ્યોગમાં ઉંચાનીચા થવું સહજ છે, પણ એ સહજ માર્ગ શ્રેયનો માર્ગ નથી. જવાબ દેવાની, નિરુત્તર કરી દેવાની પ્રવૃત્તિ આપણને યથાર્થ કર્તવ્યથી, સફળતાથી ભ્રષ્ટ કરી દેશે. લોક જ્યારે ક્રોધે ભરાઇ મુકદ્દમો કરવા તૈયાર થઈ જાય, ત્યારે પોતાનું સર્વનાશ કરતાં પાછા હઠે નહિ. આપણે જો એ પ્રમાણે તપીને ગરમ વાકયોના ફુંફાડાથી ક્રોધાતુર થઇ જવાની ચેષ્ટા કરીએ, તો ફળલાભનું લક્ષ્ય ચૂકીએ ને માત્ર ક્રોધની પરિતૃપ્તિ પામીએ. સાચી રીતે ગંભીર ભાવે દેશના સ્થાયી મંગળ તરફ ધ્યાન રાખીએ તો ક્ષુદ્ર પ્રવૃત્તિના હાથમાંથી મુક્ત થવું જોઇએ. પોતાને ક્રુદ્ધ અને ઉત્તેજિત અવસ્થામાં રાખીએ તો સર્વ વ્યાપારનું પરિણામજ્ઞાન ચાલ્યું જાય—નાની વાતને મોટી કરી દેવાય—દરેક તુચ્છને પકડી અસંગત અયોગ્ય આચાર વડે પોતાનું ગાંભીર્ય નષ્ટ કરી દઇએ. એવી ચંચળતાથી દુર્બળતાની જ વૃદ્ધિ થાય—એને શક્તિનો પ્રયોગ કહેવો એ અશક્તિનું પ્રમાણ છે.

એ સર્વ ક્ષુદ્રતામાંથી પોતાનો ઉદ્ધાર કરી દેશપ્રીતિની ઉપર જ દેશના મંગળની સ્થાપના કરવી જોઈશે—સ્વભાવની દુર્બળતા ઉપર નહિ, પારકા પ્રત્યેના દ્વેષ ઉપર નહિ અને પારકા પ્રત્યેના અંધ આધાર ઉપર પણ નહિ. એ આધાર અને એ દ્વેષ દેખતે પરસ્પર વિરુદ્ધ લાગે છે, પણ ખરી રીતે એ એક ઝાડની બે ડાળીઓ છે. એ બન્ને આપણી લજ્જાકર અશક્તિ અને જડત્વનાં પરિણામ છે. પારકાના ઉપર દાવો રાખવો એ અમારૂં ભાગ્યું છે એમ માનીએ તો એ દાવામાં નિષ્ફળ થતાં આપણો વિદ્વેષ ઉત્તેજિત થાય. એ ઉત્તેજિત થઈ ગયેલી વૃત્તિને આપણે સ્વદેશહિતૈષિતા

ગણી કાઢીએ છીએ. આપણી દુર્બળતાને મોટું નામ આપી આપણે કેવળ સાંત્વન લઈએ છીએ એટલું જ નહિ, પણ ગર્વ માનીએ છીએ.

એ વાત વિચારી જુઓ કે, માતાને તેનાં સંતાનની સેવાથી દૂર કરી, એ કાર્યનો ભાર જો બીજા લોક લઈ લે તો માતાને એ અસહ્ય થઈ પડે. એનું કારણ કે સંતાન પ્રતિનો અકૃત્રિમ સ્નેહ જ તેની સંતાનસેવાનું આશ્રયસ્થાન, દેશહિતૈષિતાનું યથાર્થ લક્ષણ, દેશનું હિતકર્મ આગ્રહપૂર્વક પોતાના હાથમાં લેવાના પ્રયત્ન કરવા એ જ છે. દેશની સેવા વિદેશીની પાસે કરાવવાની ચતુરાઈ એ યથાર્થ પ્રીતિનું લક્ષણ નથી; એને યથાર્થ બુદ્ધિનું પણ લક્ષણ કહી શકાય નહિ. કારણ કે એવી ચેષ્ટાથી કોઈ પ્રકારે સફળ થઈ શકાય નહિ.

(ઇ. સ. ૧૯૦૫)





# ૧૭–देशी राजा

દેશવિદેશના લોક કહે છે કે, ભારતવર્ષના દેશી રાજાઓ પાછળ પડી ગયા છે. જગતની ઉન્નતિના માર્ગમાં પાછળ પડી જવું એ સારૂં નથી, એ તો સૌ કોઇ કબૂલ કરશે; પણ આગળ ચાલવાના બધા ઉપાયોથી મંગળજ થાય છે એવું પણ નથી. પોતાની શક્તિ વડેજ આગળ ચાલવું એનું નામ ખરી રીતે આગળ ચાલવું–એથી કદી ધીમું ચલાય તોય એ સારૂં. બીજા માણસની કેડે કે પીઠે ચઢી ચાલવાનું નામ ચાલવું નથી, એમાં કાંઇ ગૌરવ નથી. કારણ કે ચાલવાની શક્તિ આવે એજ સાચો લાભ છે, ખાલી આગળ જવામાં કંઇજ લાભ નથી. બ્રિટિશ રાજ્યમાં આપણે જે કંઇ આગળ ચાલ્યા છીએ, એથી આપણું કેટલું દળદર ફીટયું છે? એમનો રાજવહીવટ, રક્ષણ અને વિધિવ્યવસ્થા ભલેને ગમે એટલાં સારાં હોય, તો પણ ખરી રીતે એ આપણાં નથી. માણસ ભૂલ, ત્રુટી, ક્ષતિ અને ક્લેશ વચ્ચે થઇને જ પૂર્ણતાને રસ્તે ચઢી શકે છે; પણ આપણને ભૂલ કરવા દેવાની ધીરજ બ્રિટિશ રાજ્યને નથી. એ કારણે એ આપણને ભિક્ષા આપી શકે છે, શિક્ષા આપી શકતું નથી. તેમની પાસે જે બધું છે તેનાં ફળ આપવાને એ તૈયાર છે, પણ તેના બીજને હાથ અડાડવા દેતા નથી. વિચારી લો કે, કલકત્તા મ્યુનિસિપાલિટીના કમીશનરો નગરનું કામ કરવાને સ્વાધીનતા પામ્યા પછી યોગ્ય કુશળતા દેખાડી શકયા નહિ, એ અપરાધથી અધીરા થઇને અંગ્રેજે તેમની સ્વાધીનતા ઝૂંટવી લીધી. વખતે એમ પણ

હશે કે, આજે કલકત્તા મ્યુનિસિપાલિટીનું કામ પહેલાંના કરતાં સારૂં પણ ચાલતું હશે, પણ એવી રીતે સારૂં ચલાવવું એ જ સૌથી સારૂં એમ માની શકાતું નથી. એના કરતાં તો આપણી શકિત વડે કંઇક ખરાબ ચલાવીએ તે પણ આપણે માટે તો સારૂં છે. આપણે રહ્યા ગરીબ લોક અને તેમાં પણ ઘણા વિષયોમાં તો અશકત. આપણા દેશમાં ભણાવવાનું કામ ધનીજ્ઞાની વિલાયતના વિખ્યાત વિશ્વવિદ્યાલય સાથે સરખામણીમાં કંઈ નથી, એમ માનીને એ કામમાં દેશી જનોને દબાવી દઈ રાજા જો પોતાને જોરે કેમ્બ્રીજ-ઓક્સફર્ડની નકલી મૂર્તિ અહીં ખડી કરી દે, તો એથી આપણું વખતે કંઇક ભલું થતું ય હોય; પણ આપણે ગરીબને યોગ્ય વિદ્યાલય આપણે પોતે જ સ્થાપી શકીએ, તો જ એ આપણી સાચી સંપત્તિ. જે સારૂં આપણું પોતાનું સારૂં નથી, તેને આપણું માની લેવું એ જ માણુસનું મોટું સંકટ. થોડા દિવસ ઉપર એક બંગાળી ડેપ્યુટી મેજીસ્ટ્રેટે દેશી રાજા પ્રત્યે પુષ્કળ તિરસ્કાર બતાવ્યો હતો ત્યારે ચોખ્ખી રીતે લાગ્યું કે, બ્રિટિશ રાજ્યની જે સૌ સુવ્યવસ્થા તે જાણે પોતાની જ સુવ્યવસ્થા હોય એમ એ માનતો હોવો જોઈએ. જો એના મનમાં તે વખતે આવ્યું હોત કે, હું તો માત્ર ભારવાહી છું; જંત્રી હોય જંત્ર માંહેનું એક ચક્રમાત્ર, તો દેશી રાજા પ્રત્યે એમ અભિમાનથી તે તિરસ્કાર દેખાડત નહિ. બ્રિટિશ રાજ્યમાં જે કંઇ આપણે પામીએ છીએ તે આપણું ન હોય એ હકીકતને સાચી રીતે સમજી લેવી આપણે માટે બહુ કઠણુ થઈ પડી છે. એ કારણે આપણે રાજા પાસેથી નવા નવા અધિકાર માગ્યા જઇએ છીએ, પણ ભૂલી જઈએ છીએ કે અધિકાર મેળવવા અને અધિકારી થવું એ બે એક વાત નથી.

દેશી રાજ્યની ભૂલ, ત્રુટી, મંદ ગતિ એ સૌની વચ્ચે પણ આપણને આશ્વાસનની વાત એટલી છે કે, એમાં જે કંઇ લાભ છે, તે સાચી રીતે આપણો લાભ છે. એ લાભ બીજાની ખાંધે ચઢવાનો લાભ નહિ, પણ આપણે પોતાને પગે ચાલવાનો

લાભ છે. એટલા માટે આપણા બંગાળાના આ નાના ત્રિપુર-રાજ્ય તરફ ઉત્સુક નજરે જોયા વિના ચાલતું નથી. એટલા માટે જ ત્યાંની રાજ્યવ્યવસ્થામાં જે સૌ ખામીઓ ને વિઘ્નો નજરે પડે છે તે સૌને આપણા સમસ્ત બંગાળાનું દુર્ભાગ્ય માનું છું. એટલા માટેજ ત્યાંના રાજવહીવટમાં કંઈ અવ્યવસ્થા કે વ્યવસ્થાની કોઇ ખામી જોઉં છું ત્યારે તે ઉપર અભિમાન વડે ટીકા કરવાનું સાહસ નથી થતું–ઉલટું મારૂં માથું શરમને લીધે નમી પડે છે. એટલા માટે જ જો જાણવામાં આવે કે, તુચ્છ સ્વાર્થપરાયણ પોતાના સામાન્ય લાભને ખાતર, તરત મળી જતી સરળતાને ખાતર, રાજશ્રીની મંદિરભીંતને ઢીલી કરી નાખવા પાછી પાની કરતો નથી, ત્યારે એ અપરાધને ક્ષુદ્ર રાજ્યની એક ક્ષુદ્ર ઘટના ગણી કાઢવાનું સાહસ થતું નથી. દેશી રાજ્યની આવા પ્રકારની લાજને જો પોતાનું ગૌરવ માની લઇએ નહિ તો દેશ સંબંધે આપણે ભૂલ કરી બેઠા છીએ એમ માનવું પડે.

પહેલાં કહી ગયો છું કે, ભારતની પ્રકૃતિને વીર્ય દઇ સબળ કરી શકીએ તોજ આપણે સાચી રીતે ઉન્નતિની આશા રાખી શકીએ. બ્રિટિશ રાજ્ય ઇચ્છા કરે તોપણ આપણને એ વિષયમાં મદદ કરી શકે નહિ. તેઓ તો પોતાના મહિમાનેજ મહિમા માને છે; તેથી સારી બુદ્ધિએ કરીને આપણને જે કેળવણી આપે છે, તેથી યે આપણે તો સ્વદેશની અવગણના કરતા થયા છીએ. આપણામાં જેઓ દેશભક્ત ગણાય છે તે-માંના કેટલાય આમ દેશની અવગણના કરનારા છે. એમ જેઓ ભારતની અંતરમાંથી અવગણના કરે છે, તેઓ તો ભારતને વિલાયત બનાવી દેવા તૈયાર થઇ ગયા છે. સારે નસીબે તેમની અસંભવ આશા કદી સફળ થવાની નથી.

આપણાં દેશી રાજ્યો પાછળ પડી ગયાં હોય કે ગમે તેમ હોય, પણ ત્યાંજ આપણે સ્વદેશને સાચી રીતે જોઈ શકીએ એમ છે. નકલબગાડનું કોગળીઉં ત્યાં નહિ પેસે એવી આપણે આશા રાખીએ છીએ. બ્રિટિશ રાજ્ય આપણી ઉન્નતિ ચાહે તોપણ એ ઉન્નતિ બ્રિટિશ ટંકશાળની ચાહે.

એવી સ્થિતિમાં કમળની ઉન્નતિ કરવાની રીત ગુલાબની ઉન્નતિ કરવા માટે અજમાવવામાં આવે. પણ દેશી રાજ્ય તો સ્વાભાવિક નિયમ વડેજ ઉન્નતિ મેળવવાના ઉપાય યોજે એ આપણી કામના હોય.

એનું કારણ એવું નથી કે, ભારતીય સભ્યતાજ સૌ સભ્યતામાં શ્રેષ્ઠ છે. યુરોપની સભ્યતાએ માનવજાતિને જે સંપત્તિ આપી છે તેની કિંમત મોટી છે, એ બાબતમાં શંકા કરવી એ તો ધૃષ્ટતા છે.

આથી યુરોપિયન સભ્યતાને હલકી ગણી છોડી દેવી જોઇએ એમ હું કહેતો નથી; પણ એ આપણે માટે અસ્વાભાવિક છે, અસાધ્ય છે એમ માનીનેજ સ્વદેશી આદર્શ તરફ આપણે મન લગાડવું જોઇશે—બે આદર્શની તુલના કરીને વિવાદ કરવાનું આપણને કારણ નથી. એમ કહેવાની પણ જરૂર છે કે, માણસને બન્ને આદર્શની જરૂર છે.

તે દિવસ અહીંના કોઈ સારા માણસે મને પ્રશ્ન કર્યો હતો કે, સરકાર આર્ટ સ્કૂલની ગેલેરીમાંથી વિલાયતી છબિઓ વેચી નાખી તે શું સારૂં થયું છે?

મેં એનો ઉત્તર આપ્યો હતો કે, સારૂંજ થયું છે. એનું કારણ એ નહિ કે વિલાયતી ચિત્રકલા એ સારી સામગ્રી નથી, પણ એ ચિત્રકલાને એમ જલદી મેળવી લીધે ચાલે નહિ. આપણા દેશમાં એ ચિત્રકલાનો સાચો આદર્શ લાવવો ક્યાંથી? આપણા દેશની એકાદ લખનોરી ઠુમરી તથા "હિલિમિલિ પનિયા" સાંભળીને જો કોઈ વિલાયતી અંગ્રેજ ભારતની સંગીતવિદ્યા શીખી લેવાનું મન કરે, તો એના ભાઇઓએ એને તરત વારવો જોઇએ. વિલાયતી બજારમાંથી ફેંકી દીધેલી થોડીક સસ્તી અને તેની સાથે એકાદ બે સારી છબિઓ આંખ સામે રાખવાથી કંઈ આપણે ચિત્રવિદ્યાનો સાચો આદર્શ શીખી શકીશું? એ ઉપાયથી આપણે ગમે એટલું શીખીએ, તોપણ એમાં કેટલી ખામી છે તે જાણી લેવાનો ઉપાય આપણા દેશમાં તો છે નહિ. જ્યાં એક વસ્તુની નથી શરૂઆત કે નથી છેડો, માત્ર વચમાંના થોડા આંટા

દેખાય છે, ત્યાં એ વસ્તુના માહિતગાર થવાનું કામ બહુ ભયંકર. એવી અધુરી વિદ્યાથી આપણી દૃષ્ટિ નષ્ટ થઈ જાય. પારકા દેશનું ભલું તે શીખી શકાય નહિ અને આપણા દેશનું ભલું શીખવાની શક્તિયે ચાલી જાય.

આર્ટ સ્કૂલમાં ભરાવો તો થયો છે, પણ આપણા દેશમાં શિલ્પકળાનો આદર્શ શો એ આપણે જાણતા નથી. જો શીખવાથી એ સમજી શકાતો હોત તો સાચી શક્તિ પામવાનો ઉપાય થાત. કારણ કે એ આદર્શ તો આપણા દેશમાંજ છે–એક વાર જો નજર ખુલી જાય, તો એ આદર્શ આપણે આખા દેશમાં–થાળીમાં, લોટામાં, વાડકીમાં, ટોપલામાં, ઝુંપડીમાં, મંદિરમાં, મઠમાં, કપડામાં, કપડાની કોરમાં, જણસોમાં, જણસોના ઘાટમાં, ઘરમાં, ઘરની ભીંતો ઉપર જુદે જુદે આકારે, જુદે જુદે સ્વરૂપે અને સમગ્ર મૂર્તિરૂપે જોઇ શકીએ, એના તરફ આપણે ચિત્ત દઇને પ્રયત્ન કરીએ તો પૂર્વજની સંપત્તિ સંભાળી તેની કિંમત કરાવી શકીએ.

એટલા માટે આપણા ભણવાના દિવસોમાં વિલાયતી ચિત્રોનો મોહ જોર કરીને પણ ભાગી નાખવો સારો છે; નહિ તો પોતાના દેશમાં શું છે, એ જોવાનુ મન પણ નહિ થાય. જે ધન ઘરની પેટીમાં પડયું છે, તે માત્ર અવગણનાને કારણેજ લૂંટાઇ જશે.

આપણે જોયું છે કે, જાપાનનો એક પ્રખ્યાત ચિત્રરસજ્ઞ પંડિત આપણા દેશની કેટલીક આંતરી ખાપેલી લૂગડા ઉપરની છબિઓ જોઇને છક થઈ ગયો ને તેમાંથી એક છબિ ખરીદ કરીને સાથે લઇ ગયો. જાપાનમાંના અનેક ગુણજ્ઞ લોકોએ એ છબિ માટે મોટી મોટી રકમો આપવાની માગણી કરી, પણ તેણે વેચી નહિ.

આપણે એ પણ જોઇ શકીએ છીએ કે, યુરોપના અનેક રસજ્ઞ લોક આપણી ખુણાખોચરાની દુકાનોમાં પેસીને મેલી ફાટી ગયેલી છબિઓને ખરીદી મોટી મિલ્કતની પેઠે સંઘરીને સ્વદેશ લઇ જાય છે. એ બધાં ચિત્રો જોઇને આપણી આર્ટ સ્કૂલના વિદ્યાર્થીઓ તો નાક ચઢાવે એનું કારણ શું ?

કારણ એટલું જ કે, જેઓ કલાવિદ્યા સાચી રીતે શીખ્યા છે, તેઓ તો વિદેશની અજાણી રીતનાં ચિત્રોના સૌંદર્યને બરાબર રીતે જાણી શકે છે—એમનામાં એક પ્રકારની શિલ્પદૃષ્ટિ જાગી જાય છે. પણ જેઓ માત્ર નકલ કરવા ઇચ્છે છે, તેઓ નકલ બહાર કશું પણ જોઈ શકતા નથી.

આપણે જો પોતાના દેશની શિલ્પકલાને સમગ્ર ભાવે સાચે ભાવે જોતાં શીખત, તો આપણામાંયે શિલ્પદૃષ્ટિ, શિલ્પજ્ઞાન આવત. એની મદદે શિલ્પ સુંદરતાના દિવ્ય ધામનાં બારણાં ઉઘડી જાત. પણ વિદેશી શિલ્પના અધુરા ભણતરથી આપણે જે શીખ્યા નથી તે શીખી લીધું માની લઇએ છીએ. જે પારકાના કબજામાં ચાલ્યું ગયું છે તેને પોતાની સંપત્તિ માની અભિમાન કરીએ છીએ.

'પિયેર લોટિ' નામ ધારણ કરી એક પ્રખ્યાત ફ્રેંચ મુસાફર ભારતમાં મુસાફરી કરવા આવ્યો હતો. તે આપણા દેશના રાજમહેલોમાં વિલાયતી અસબાબની ભરતી ચઢેલી જોઇને બહુ નિરાશ થઇ ગયો હતો. તે સમજી ગયો હતો કે, વિલાયતી અસબાબની બીજા પ્રકારની સામગ્રીથી ઘર સજાવીને આપણા દેશના મોટા મોટા રાજાઓ પોતાના અજ્ઞાનને કારણે ને શિક્ષાને અભાવે ગૌરવ માને છે. ખરી રીતે વિલાયતી સામગ્રીને ઓળખવાનું શીખાય વિલાયતમાં. ત્યાં શિલ્પકળા સજીવ, ત્યાં શિલ્પીઓ રોજ રોજ નવી નવી કળા પેદા કરે, ત્યાં શિલ્પપદ્ધતિનો કાળપરંપરાથી ઇતિહાસ છે, ત્યાંના ગુણીજન પ્રત્યેક કળાની સાથેની દેશ-કાળ-પાત્રની સંગત જાણે; આપણે એમાંનું કશુંય જાણ્યા વિના માત્ર હાથમાં પૈસાની કોથળી લઈને મૂર્ખ દુકાનદારની મદદે આંધળા થઈને ત્યાંથી વધલા બાંધાની જણસ ચીજ મંગાવી ઘરમાં ઢગ મારીએ છીએ—એના સંબંધમાં વિચાર કરવાની તો આપણામાં તાકાત નથી.

એ બધી અસબાબની દુકાનો જો લૉર્ડ કર્ઝન જોર કરીને બંધ કરી શકયો હોત, તો જખ મારીને આપણે સ્વદેશી સામગ્રીની મર્યાદા પાળી શકયા હોત—ત્યારે તે

પૈસાનું બળ હોવા છતાં પણ કોઈ ચીજો ખરીદાત નહિ. એટલે રુચિ વિષેનો વિચાર થાત, ત્યારે તો પૈસાવાળાના ઘરમાં પેસતાં તે ઘર વિલાયતી અસબાબની દુકાન જેવું લાગત નહિ, એના માલિકના મનમાં જે કાંઈ થોડું શિલ્પનું જ્ઞાન હોત તે પણ બહાર પડત. આપણને એ સ્થિતિમાં શિક્ષણ મળત ને લાભ થાત. એ સ્થિતિમાં આપણી અંદર બહાર, આપણા ×સ્થાપત્ય-ભાસ્કર્યમાં, આપણા ઘરની ભીંતો ઉપર, આપણા ચૌટામાં આપણે સ્વદેશનાં દર્શન કરી શકત.

કમનસીબે બધા દેશોમાં બીજા વર્ગના લોક સંસ્કાર વિનાના હોય છે. સાધારણ અંગ્રેજમાં પણ શિલ્પનું જ્ઞાન હોતું નથી. તેથી તેઓ સ્વદેશી સંસ્કારને બળે આંધળા બને છે. તેઓ આપણી પાસે તેમની નકલ કરાવવા ઇચ્છે છે. આપણા દિવાનખાનામાં તેમની દુકાનની સામગ્રી જુએ ત્યારેજ એમને ટાઢક વળે, ત્યારે એ માની શકે કે આપણે એમની ફરમાયશના તૈયાર થયેલા સભ્ય પદાર્થ બન્યા છીએ. એમની અશિક્ષિત રુચિને અનુસરીને આપણે આપણા દેશના પ્રાચીન શિલ્પસૌંદર્યના સુલભ અને સામાન્ય અનુકરણનો માર્ગ છોડી દઈએ છીએ. આ દેશના શિલ્પીઓ વિદેશી ટકાની લાલચે વિદેશી રીતની અદ્‌ભુત નકલ કરવા મંડી પડી અક્કલ ગુમાવી બેઠા છે.

જેમ શિલ્પમાં, તેમજ સૌ બાબતમાં આપણે વિદેશી પદ્ધતિને જ એકમાત્ર પદ્ધતિ માની બેઠા છીએ. કેવળ બહારની બાબતમાં નહિ, પણ આપણા મનમાં, આપણા હૃદયમાં પણ એ ઝેર ઉતર્યું છે. દેશને માટે આના જેવી વિપદ બીજી કોઇ હોઇ શકે નહિ.

આ મહાવિપદ્‌માંથી ઉદ્ધાર પામવાને માટે આપણે માત્ર આપણાં દેશી રાજ્યો તરફ તાકી બેઠા છીએ. એ વાત હું કહેતો નથી કે, વિદેશી સામગ્રી આપણે લઇશું જ નહિ, લેવી તો પડશે જ; પણ સ્વદેશીને આધારે લઇશું. પારકાં વસ્ત્ર ખરીદતાં આપણાં પોતાનાં કારખાનાંને ભાગી નાખીશું

× સ્થાપત્ય-ઘર બાંધવાની કળા; ભાસ્કર્ય-કોતરવાની કળા.

નહિ. એકલવ્યની પેઠે ધનુર્વિદ્યાની ગુરુદક્ષિણામાં આપણા જમણા હાથનો અંગુઠો કાપી આપીશું નહિ. એ વાત મનમાં રાખવી જ જોઇશે કે, પોતાની પ્રકૃતિની અવગણના કરતાં માણસ દુર્બળ થઇ જ જાય. વાઘનો ખોરાક બેશક જ બળદાયક છે, છતાં પણ હાથી જો એ ખોરાકનો લોભ કરે તો જરૂર મરે. આપણે લોભને કારણે પ્રકૃતિની સાથે આવી સેળભેળ ન કરીએ તો સારૂં; પણ આપણે તો આપણા ધર્મકાર્યમાં, આચારવિચારમાં એવું જ કર્યા જઇએ છીએ ને તેથી આપણો કોયડો રોજ ને રોજ વધારે ને વધારે ગુંચવાતો જાય છે—આપણે કેવળ નિષ્ફળ થતા જઇએ છીએ, ભારે દબાતા જઇએ છીએ. મોટી મોટી જટાજૂટ એ આપણા દેશનો ધર્મ નથી, સામગ્રીની વિરલતા અને જીવનજાત્રાની સરળતા એ જ આપણા દેશનો ધર્મ છે; ત્યાં જ આપણું બળ છે, ત્યાંજ આપણો પ્રાણ છે, ત્યાંજ આપણી પ્રતિભા છે. આપણા ચંડીમંડપમાંથી વિલાયતી દુકાનોની મોટી જંજાળોને ઝાડુ મારી નહિ કાઢીએ તો બે ય બાજુથી મરીશું—વિલાયતી કારખાનાં અહીં ચાલી શકશે નહિ, ચંડીમંડપ પણ મંડપને યોગ્ય રહેશે નહિ.

આપણે કમનસીબે એ કારખાનાંનો ધૂળધુમાડાભર્યો વાયુ રાજ્યવ્યવસ્થામાં પેસી ગયો છે, સહેજસાજને વિના કારણે ગુંચવી નાખ્યું છે, ઘરને પરદેશ બનાવી મૂક્યું છે. જેઓ અંગ્રેજને હાથે માણસ બન્યા છે, તેઓ તો સ્વપ્ને પણ સમજી શકે નહિ કે, અંગ્રેજની સામગ્રી કદી લેવી જ પડે, તો ય પોતાની કરી ન શકાય તો તેથી નુકસાન જ થાય. અને આપણી કરવાનો એકમાત્ર ઉપાય એ કે, તેને છે એમ જ ન રાખવી, પણ આપણી પ્રકૃતિને અનુકૂળ બનાવી લેવી. અનાજ પેટમાં જઇને અનાજ જ રહે તો તેથી પુષ્ટિ મળવી તો ઘેર ગઈ, પણ ઉલટો રોગ થાય. અનાજ જો પોતાનું રૂપ બદલી નાખીને શરીરની પ્રકૃતિને અનુકૂળ બની હાડ, માંસ અને લોહીનાં રૂપ ધારણ કરે તથા જે પચી શકે તેવું ન હોય તે નીકળી જાય તો જ આપણો પ્રાણ બચે

વિલાયતી સામગ્રી જ્યારે આપણી ભારતપ્રકૃતિ વડે જીર્ણ થઈ જઇ પોતાનુ મૂળ સ્વરૂપ છોડી દે, આપણા કલેવરની સાથે એકસ્વરૂપ થઇ જાય, ત્યારે જ તે આપણને લાભ કરી શકે–જયાસુધી તે વિદેશી રૂપમા સાજી રહે ત્યાસુધી આપણને લાભ કરે નહિ, વિલાયતી સરસ્વતીના પાળ્યા–પોષ્યા પુત્ર એ વાત કોઇ રીતે સમજી શકે નહિ પુષ્ટિ કરવા તરફ તેની નજર નથી, તેની નજર માત્ર બોજો વધારવા તરફ જ છે આથી જ આપણા દેશી રાજ્યો વિદેશી, અસગત અને બીનજરૂરી મોટી જજાળથી પોતાની શક્તિ વિનાકારણે ભુક્કી કરી નાખે છે વિદેશી બોજો જો એમ સહેજે લઇ શકાત, જો એ બોજો સમાન જ રહ્યો ન હોત, રાજ્યને જો એક ઑફિસસ્વરૂપ બનાવી દેવાને માટે આટલો પરસેવો પાડવામા ના આવ્યો હોત, જે સજીવ હૃદયપિડની નાડી સાથે સબધે જોડાયલુ હતુ તેને સચાની નળી સાથે જોડી દેવામા ના આવ્યુ હોત, તો આપણને દુખ માનવાનુ કશુ કારણ ન હતુ આપણા દેશના મોટા રાજ્ય તે કારકુનોને હાથે ચાલતા મોટા કારખાના ન હોય, નિર્દોષ નિર્વિકાર એજિન ન હોય, તેના સબધી અગ લોઢાના ન હોય–એ તો જે હૃદયતતુ, રાજ્યલક્ષ્મી, પળપળ કર્મના સુકા કામમા રસ સચારે, કઠણને કોમળ કરે, તુચ્છને સુદર કરી શોભાવે લેવડદેવડના કારભારમા કલ્યાણ મૂકી તેને ઉજળો બનાવે, અને ભૂલચૂકને ક્ષમાના આસુજળે ધોઇ નાખે આપણા નસીબ એવા ભુડા ન નીવડે કે દેશી રાજ્યો વિદેશી ઑફિસોના બીબામા ઢાળીને પોતાને સચા બનાવી દે એ સૌ સ્થાનોમા આપણે સ્વદેશલક્ષ્મીના દૂધભીના સ્તનોવાળી ગાતાનો સ્પર્શ કરી શકીએ એટલી જ આપણી કામના છે દેશની ભાષા, દેશનુ સાહિત્ય, દેશનુ શિલ્પ, દેશની રુચિ, દેશની કાન્તિ–આ સ્થાનોમા માની કેડની પેઠે આશ્રય પામે અને દેશની શક્તિ મેઘમુક્ત પૂર્ણચન્દ્રની પેઠે અતિ સહજે અતિ સુદરભાવે પ્રકાશ પામે એજ આપણી કામના છે

(૧૯૦૬)

# ૧૮–શાહીવાદ

વિલાયતને શાહીવાદનો નશો ચઢયો છે. ત્યાંના અનેક લોક તાબાના દેશને તથા સંસ્થાનોને જોડી બાંધી ઉપસર્ગ બનાવી અંગ્રેજી સામ્રાજ્યને લગાડી દેવાની ચિંતામાં પડયા છે. વિશ્વામિત્રે નવી સૃષ્ટિ સરજવાનો ઉદ્યોગ માંડયો હતો; સ્વર્ગની સાથે હરીફાઇ માંડીને એક રાજાએ સ્તંભ ઉભો કરવાની ચેષ્ટા કર્યાની કથા બાઇબલમાં આવે છે; ખુદ રાવણ-ને માટે પણ એમજ કહેવાય છે.

એવા એવા મનોરથ ધરતીના તળીઆ ઉપર અનેક વાર અનેક લોકના મનમાં પેદા થયેલા આપણે જાણ્યા છે. એ મનોરથો પાર તો પડે ના, પણ ધૂળભેગા બળતા પહેલાં જગતમાં કંઇ ને કંઇ તોફાન મચાવ્યા વિના પણ રહે નહિ.

અંગ્રેજોના દેશમાં પણ આવા મનોરથનાં મોજાં લૉર્ડ કર્ઝનના મનમાં ઉછળી રહ્યાં છે, તે એમના તે દિવસના ભાષણ ઉપરથી જણાઇ આવે છે. જોયું છે કે કોઇ કોઈ વર્તમાનપત્ર કદી કદી એ વિષય સંબંધે ઉત્સાહમાં આવી જાય છે ને કહે છે કે વાત તો સારી છે, ભારતવર્ષને બ્રિટિશ સામ્રાજ્યમાં દાખલ થવાનો અધિકાર આપો ને ?

એમ વાત પકડી લીધાથી અધિકાર મળે નહિ.–અરે, છાપામાં પંડિતાઈ ભરેલા લેખો લખ્યે પણ દુર્બળનો હક્ક સચવાય નહિ. આથી જ્યારે જોઇએ છીએ કે, આપણા ઉપર-વાળાને એ તો શાહીવાદનું ભૂત વળગ્યું છે, ત્યારે તો મનમાં કશી આશા રહેતી નથી.

તમે કહેશો કે, તમને આટલી બધી બીક લાગે છે

શેની ? જેમના હાથમાં સત્તા છે તેઓ તો શહીવાદના આંક ગોખે કે ના ગોખે, પણ ધારે તો તમારૂં ખુદું સ્હેજે કરી નાખે એમ છે, ત્યારે ભય શો ?

સ્હેજે કરી શકે નહિ કારણ કે હજાર કરે તોય દયા ધર્મ એકેવારે છે ટાવો કરતુ છે કારણ કે શરમ પણ આવે પણ જે કોઇ મોટી વાતનુ ઓઠું લેઇ બેસે, ત્યારે નિર્દયતા પણ આચરી શકે ને અન્યાય પણ સ્હેજે કરી શકે

જંતુને દુ:ખ દેતાં અનેક લોકોનો જીવ દુખાય. દુ:ખ દેવાનું નામ ફેરવી એને શિકાર કહેવામાં આવે ત્યારે તે મારેલાં પશુપંખીની ચરબી કરવામાં અને તે અભિમાન કરે વિના કારણે જે પંખીની પાંખ તોડી નખે તે બેશક શિકા રીથી નિર્દય જ ગણાય, પણ એમ કહેવાથી પક્ષીનું કંઇ ભલું થાય નહિ એ બિચારાને તો એ નિર્દય લોક કરતાં પણ શિમરી હજારગણા ભયંકર

જેમને શહીવાદનુ ભૂત લાગ્યું છે, તેઓ તો દુર્બળ જાતિનુ સ્વતંત્ર અસ્તિત્વ ટાળવા માટે અને અધિકાર લુંટાવી લેવા પણ જરૂર નિર્દય થઇ શકે પૃથ્વીમા આમ તો ઘણી વે વાર બન્યું છે ફિન્લેન્ડ, પોલેન્ડને પોતાના જાડા શરીર મા ગળી ઉતારી જવા રૂશિયાએ કેટલુ જોર કર્યું છે, તે સૌ કોઇ જાણે છે પોતાના તાબાના જુદાજુદા દેશની વિવિધ સ્થિતિ જબરદસ્તીથી તોડી નાખી એક કરી દેવાને શાહી વાદને નામે એક સ્વાર્થસાધનાની બહુ જરૂર છે એવું જો રૂશિયાએ માન્યુ ન હોત તો એ આટલે સુધી કદી કરત નહિ એ સ્વાર્થને રૂશિયાએ પોલેન્ડ–ફિન્લેન્ડનો સ્વાર્થ માન્યો.

લૉર્ડ કર્ઝન પણ એમજ બોલે છે કે, જાતિની વાતો ભૂલી જાઓ, સામ્રાજ્યના સ્વાર્થને તમારો સ્વાર્થ માની લો.

કોઇ બળીઆ માણસને આ વાત સાંભળીને બીક લાગે નહિ, એને બીક લ ગવાનું કારણ પણ નથી, કારણકે માત્ર વાતોથી એ ભોળવાય એમ નથી, એ તો આનાપાઇનો હિસાબ ગણીને પોતાનો સ્વાર્થ તપાસે મતલબ કે, એને પોતાના

હળમાં ખેંચવા જતાં પોતાનો સ્વાર્થ પણ થોડોઘણો ન છોડા-
ય, તો એનું મન મેળવી લેવાય નહિ. તેથી એવે ઠેકાણે મધ
પણ ઢોળવું પડે. ને તેલ પણ ઢોળવું પડે; એમ કર્યા વિના
ચાલે નહિ.

ઇંગ્લાંડનાં સંસ્થાનો એજ આ વાતનું દ્રષ્ટાન્ત. **यदेतत् हृदयं मम तदस्तु हृदयन्तव** એવા એવા અનેક મંત્રો સંસ્થા-
નોના કાનમાં એ ફુંકયે જાય છે, પણ માત્ર મંત્રથી એ કંઈ
ભોળવાઈ જાય એવાં નથી. એ તો રૂપિયા–આના–પાઈના હિ-
સાબ ગણી જુએ છે.

હતભાગીઆ જે આપણે તેનો વારો આવે ત્યારે તો
કોઈ મંત્રની પણ જરૂર પડતી નથી, ને રૂપિયા આના પાઈ-
ની તો વાતજ શી!

આપણો વારો આવે ત્યારે તો એજ વિચારવાનું કે,
જાતિનો પ્રશ્ન વિચારો ત્યારે તો ભેદબુદ્ધિ ચાલે, શાહીવાદ-
નો વિચાર કરો ત્યારે એવી બુદ્ધિ વિપરીત કહેવાય. આથી
એવી ભેદબુદ્ધિનાં જે સૌ કારણ હોય એને ઉખાડી નાખ-
વાં જ ભલાં.

ત્યારે એ કારણ ઉખાડવા માટે એ પણ કરવું જોઈએ
કે, દેશના જુદા જુદા પ્રાંતોમાં જે એક પ્રકારની એકતા
જામવા માંડી છે તેને જામવા દેવી નહિ. એ એકતા જો
તૂટી–ફૂટીને ટુકડા થઈ જાય તો પછી દેશને કબજે કરવામાં
બહુ મુશ્કેલી પડે નહિ.

ભારતવર્ષ જેવા આવડા મોટા દેશને એક કરી દેવા
માં મોટું ગૌરવ છે. એને જાણી જોઈને તોડી નાખવાથી
અંગ્રેજના જેવી અભિમાની જાતિનેજ લાજ લાગે.

પણ શાહીવાદના મંત્રથી એ લાજ દૂર થઈ જાય. બ્રિ-
ટિશ સામ્રાજ્યમાં મળી જવાથી ભારતવર્ષને જો લાભજ છે,
તો એ મહાહેતુને કારણે ઘંટીમાં દળીને એનો લોટ કરવો
એજ મનુષ્યત્વ!

ભારતવર્ષના કોઇ પ્રાન્તમાં તેની પોતાની શક્તિને
એકઠી થવા ન દેવી એ તો અંગ્રેજ સભ્ય નીતિને હિસાબે
જરૂર લાજ લાગે; પણ જો શાહીવાદનો મંત્ર ભણીને એ કામ

કરવામા આવે તો મનુષ્યને લાગતી લાજ ભુસાઇ જાય ને રાજનીતિને માથે ગૌરવનુ છોગુ ઉગે

પોતાનુ ઉપરીપણું નિભયતાએ ચલાવી શકાય એટલા માટે એક મહાદેશના અમખ્ય લોકને હથિયાર વિનાના બનાવી દઈ તેમને પૃથ્વીના જનસમાજમા કાયમના બિચારા બાપડા બનાવી મૂકવા એ કેવડો મોટો અધર્મ, કેટલી મોટી નિર્દયતા એ કહી બતાવવાનુ કારણ નથી, પણ એ અધર્મની ગ્લાનિમાથી પોતાને બચાવવા માટે એક મોટા શબ્દની ઓથ લીધી એટલે પત્યુ !

સેસિલ હોડઝને પણ શાહીવાદનો વાયુ લાગ્યો હતો, એટલા માટે દક્ષિણ આફ્રિકાના બોર લોકની સ્વાધીનતા લૂટી લેવાને માટે એના પક્ષના લોકે કેવો આગ્રહ કર્યો હતો એ સૌ કોઇ જાણે છે

માણસ માણસના વહેવારમા જેને આપણે ચોરી કહીએ, જુઠાણુ કહીએ, જેને પ્રપચ, ખૂન, લૂટ કહીએ તેને 'વાદ' પ્રત્યય લગાડીને શુદ્ધ કરી નાખ્યો એટલે ગૌરવશાળી થઈ પડે, આના દાખલા વિલાયતના ઇતિહાસમા અમરપદ પામી ગયેલા ઢગલેઢગલા લોકના આચારમાથી પુગ પાડી શકાય એમ છે

એટલાજ માટે કારભારીઓના મોમાથી શાહીવાદના શબ્દનો આભાસ માત્ર નીકળતા આપણો જીવ કપી ઉઠે છે એવડા મોટા રથના પૈડા નીચે આપણુ હૈયુ પીલી નાખવામા આવે, ત્યારે ધર્મનુ નામ દીધે કોઇ આપણી વાત સાભળે નહિ કારણ કે એક બાજુ કામ કથળી જતુ હોય, એવી વેળાએ પોતાના વહેવારમા ધર્મની દખલ થવા ન દે

પ્રાચીન ગ્રીસમા પ્રબળ આથેનિયનો જ્યારે દુર્બળ મેલિયનોના બેટોને અન્યાયથી, નિર્દયતાથી ખુચાવી લેવા તૈયાર થયા હતા, ત્યારે બને પક્ષ વચ્ચે કેવો વાદવિવાદ થયો હતો, તેનો નમુનો ગ્રીક ઇતિહાસક થુકી દીદીસ આપી ગયો છે તેના થોડાક ભાગનો ભાવાર્થ આ નીચે ઉતાર્યો છે તે પરથી વાચક સમજી શકશે કે, શાહીવાદનો વાયુરોગ યુરોપમા

કેટલો જૂનો છે, અને પોલીટીકસના જે પાયા ઉપર યુરોપની સભ્યતા ચણાઇ છે, તેમાં કેટલી ભયંકર નિર્દયતા છુપાઇ બેઠી છેઃ–

એથેનિયન્સ—"પરંતુ અમારે અને તમારે, આપણે જે વિચાર ધરાવતા હોઇએ તે સત્યપણે વ્યક્ત કરવા જોઇએ, તેમજ શક્ય હોય તેટલુંજ ધ્યેય ધરાવવું જોઇએ. કારણ કે આપણ બન્ને સમાનપણે જાણીએ છીએ કે માનુષી બાબતોની ચર્ચામાં, જ્યાં જરૂરિયાતનું દબાણ એકસરખું હોય છે ત્યાંજ માત્ર ન્યાયનો પ્રશ્ન આવી ઉભો રહે છે. અને તેમાં પણ જે બળશાળી હોય છે તેઓ શક્ય એટલું બધું મેળવવા મથે છે અને નિર્બળોને તે આપવુંજ પડે છે. × × × હવે આપણને સમજાશે કે આપણે આપણા સામ્રાજ્યના હિતને અર્થે આ બધું કરીએ છીએ. અને આપણે જે કહેવાનું છે તે એજ કે અમે માત્ર તમારા શહેરને રક્ષિત રાખવા માગીએ છીએ. કારણ કે ઓછામાં ઓછી મહેનતે અમે તમને અમારા બનાવવા માગીએ છીએ અને તમારો નાશ ન થાય તે આપણા બન્નેના ભલાને માટેજ છે."

મેલિયાનો—"અમારા સ્વામી થવામાં કદાચ તમારૂં હિત હશે, પરંતુ અમો તમારા ગુલામ બનીએ તે શી રીતે બને ?"

એથેનિયન્સ—"આથી તમોને એ લાભ થશે કે અમને તાબે થવાથી તમારાં અનિષ્ટો દૂર થશે અને તમારા રક્ષણ માટે અમે સંપત્તિવાન થઈશું."





# ૧૯–રાજભક્તિ

એક હતો રાજપુત્ર. રાજ્યના પ્રધાનોના જેટલા પુત્ર તે બધા તેની ચારે બાજુ વાડ કરી તેમાં તેને ઘેરી ઉભા–કોઇની શક્તિ નહિ કે એમાં છીદું શોધી પેસી શકે. તોય વખતે છીંડું રહી ગયું હોય તે સાચવવા કોટવાળનો પુત્ર એની ચોકી કરતો ઉભો–એને સિરપાવ મળ્યો. ત્યાર પછી? ત્યાર પછી પુષ્કળ દારૂખાનું ફોડી રાજપુત્ર વહાણે ચઢી ચાલતો થયો–અને મારી વાર્તા પૂરી થઈ ગઈ.

છે શું? આ તો માત્ર વાતજ. રાજ્ય અને રાજ્યપુત્રનો આ બહુ મોઘો સંબંધ જેટલો દૂર, જેટલો ઓછો, જેટલો નિરર્થક બની શકે એટલો બન્યો. સમસ્ત દેશ ફરી ફરીને, દેશને જેટલો ઓછો ઓળખી શકાય–દેશની સાથે જેટલો ઓછો યોગ કરી શકાય, તેટલો બહુ બહુ ખર્ચ કરીને, બહુ બહુ ચતુરાઈ વાપરીને, બહુ બહુ ડોળ કરીને કરી લીધો.

બેશક, રાજકારભારીઓ એમાં કંઇક પોલીસી, કંઇક પ્રયોજન માને છે–નહિ તો આટલું નકામું ખર્ચ કરે કેમ? વાતમાં આવે છે કે, રાજપુત્ર કોઇ ઉંઘતી રાજકન્યાને જગાડવા સાત સમુદ્ર તેર નદીઓ ઓળંગીને ગયો હતો. આપણો રાજપુત્ર પણ, લાગે છે કે, ઉંઘતી રાજભક્તિને જગાડવાને મુસાફરીએ નીકળ્યો હશે, પણ એમાંથી શી સોનાની કોઠી કાઢી?

અનેક ઘટનાથી સાફ જણાય છે કે, આપણા રાજકારભારીઓને સોનાની કોઠી કરતાં લોઢાની કોઠી વહાલી લાગે છે! પોતાના પ્રતાપનો આડંબર પ્રચંડ વીજળીની પેઠે ઘડીએ ઘડીએ આપણી આંખ સામે તો ઝગઝગાવે છે.

તેથી આપણી આંખ અંજાઇ જાય, હૃદય પણ કંપી જાય, પણ રાજાપ્રજામાં કંઇ અંતરનું બંધન થાય નહિ–ઉલટો ભેદભાવ વધી જાય.

ભારતવર્ષનું નસીબ એથી બીજું હોઈ શકે નહિ. કારણ કે અહીંના રાજ્યાસન ઉપર જે બેસે છે તે તો ચાર દિવસના ચાંદરણા જેવા. અને અહીંની રાજસત્તા એવી જોરાવર છે કે ખુદ ભારતસમ્રાટની પણ એવી નથી. ખરી રીતે ઇંગ્લાંડમાં તો રાજ્ય કરવાનો જોગ કોઇનેય નથી; કારણ કે ત્યાં પ્રજા સ્વતંત્ર છે. ભારતવર્ષ તાબાનો મુલક છે, એ એમને મુંબઇને કાંઠે પગ મૂકતાંજ સમજાઇ જાય છે. તેથી આ દેશમાં અધિકારનો દંભ, શક્તિનો મદ કબજે રાખવો એ નબળા મનના માણસને માટે કઠણ છે.

બુનિયાદી રાજા તો રાજકીય નશે ઢળી પડે નહિ. રાજાને માટે એવો નશો ઝેર જેવો છે. ભારતવર્ષમાં જે પણ રાજ્ય કરવા આવે છે, તેમાંના મોટા ભાગને આ નશાનો અભ્યાસ નથી. તેમના દેશમાં અને આ દેશમાં બહુ ફેર છે. જેઓની કિંમત ત્યાં ફુટી બદામની નથી હોતી, તે અહીં આવીને એક પળમાં મોટાભા થઇ જાય છે. એવી દશામાં નશાને જોરે આ નવી મળેલી સત્તાને સૌ કરતાં વહાલી ગણે છે–કિંમતી ગણે છે.

પ્રેમનો માર્ગ એ તો નમ્રતાનો માર્ગ. સામાન્ય લોકના હૃદયમાં પેસવું હોય તો તેમના બારણાના માપ પ્રમાણે માથું નીચું નમાવીને પેસવું પડે. પોતાના પ્રતાપ અને પ્રતિષ્ઠાને માટે જે માણસ નવા ગાદીએ ચઢેલા નવાબની પેઠે હમેશાં પગથી માથા સુધી અમડેલો રહે તે માણસનામાં એવી નમ્રતા અશક્ય છે.

હિંદુસ્તાનમાં અગ્રેજનું રાજ્ય જો માત્ર જવા આવવાનુંજ રાજ્ય ન હોત, આ દેશમાં કાયમના રહીને તેઓ પણ રાજ્યનો તાપ સહેતા હોત, તો તો જરૂર તેઓ આપણી સાથે હૃદયનો જોગ જોડવા પ્રયત્ન કરત. પરંતુ આજ તો તેઓ ઇગ્લાંડ નામે અજાણ્યા મુલકમાંથી થોડાક દિવસને માટે આવે છે, તેથી ભૂલી શકતા નથી કે અમે તો રાજાના

કારભારી. અને એ પેલો દંભ હંમેશાં ચકચકતો રાખવાને તેઓ દરેક બાબતમાં રાતદહાડો આપણને છેટા ને છેટા રાખ્યા કરે છે અને માત્ર પ્રતાપને જોરે આપણને નીચા રાખવાનો પ્રયત્ન કર્યા કરે છે. આપણી ઇચ્છા-અનિચ્છા તેમની રાજનીતિને અડતી નથી, એ વાત કબૂલવા તેઓ ના પાડે છે. એટલે સુધી કે કોઇ બાબતમાં આપણને વેદના થાય ને રડી ઉઠીએ ત્યારે તેને પણ આપણી ઉદ્ધતાઇ કહે છે.

વર ગમે એટલો કઠણ હોય છતાં પણ વહુની સાથે મળવા ઇચ્છે, એટલુંજ નહિ પણ મનમાં ને મનમાં તેનું હૃદય મેળવવા પણ ઇચ્છે. હૃદય મેળવી લેવાનો સાચો રસ્તો લે નહિ તો તેનું અક્કડ અભિમાન વચ્ચે નડે. જો એને વહેમ પડે કે સ્ત્રી તેની સત્તા તો સહન કરે છે, પણ ચાહતી નથી, તો વધારે કઠોર બનતો જાય છે. પ્રીતિ ઉત્પન્ન કરવાનો આ સાચો માર્ગ નથી, એ તો સૌ કોઇ જાણે છે.

એમ ભારતવર્ષના અંગ્રેજ રાજાઓ પણ આપણી પાસેથી રાજભક્તિનો દાવો છોડી શકતા નથી. પણ ભક્તિનો સંબંધ એ તો હૃદયનો સંબંધ-એ સંબંધ દેવા આપવાથી થાય-એ કંઈ સંચાનો સંબંધ નથી. એ સંબંધ બાંધવા જતાં જ પાસે આવવું પડે, કંઈ જબરદસ્તીથી બને નહિ. પરંતુ આ તો પાસે પણ આવવું નથી, હૃદય પણ દેવું નથી ને રાજભક્તિ જોઇએ છે. પછી ભક્તિના સંબંધમાં કંઇ વહેમ પડે, ત્યારે ગુરખાને બોલાવે, ફટકા ચેડકાવે ને જેલમાં નાખી રાજભક્તિ કરાવવાનો ઉપાય શોધે.

અંગ્રેજ રાજ્ય ચલાવતાં ચલવતાં કદી કદી રાજભક્તિને માટે આતુર થઈ જાય છે. કર્ઝનના અમલમાં એનો એક નમુનો મળી આવ્યો હતો.

સ્વાભાવિક બુનિયાદ ન હોવાથી લૉર્ડ કર્ઝન કારભારના નશામાં ચકચૂર બની ગયો હતો, એનો સાફ અનુભવ થઇ ગયો છે. ગાદી છોડવી તો એને જરા પણ ગમતી નહોતી. એ રાજદીય આડંબરમાંથી છૂટયા પછી એનો અંતરાત્મા

ખુમારીથી ગાંડા બનેલા માણસની પેઠે આજ જે અવસ્થામાં એ છે એ જો આપણે બરાબર અનુભવીએ તો આપણને પણ એ બિચારાની દયા આવે. એને અધિકારની એવી લોલુપતા લાગી હતી કે ભારતવર્ષના બીજા કોઈ અધિકારીએ એવી દેખાડી લાગતી નથી. એ લાટ સાહેબે ભારતવર્ષના જૂના કાળના બાદશાહના જેવો દરબાર ભરવાનો સંકલ્પ અને કર્યો જાણી જોઈને દરબારનું સ્થાન દિલ્હી ઠરાવ્યું.

પણ એ બાદશાહો તો સમજતા કે, દરબાર સત્તા દેખાડવા માટે નથી, દરબાર તો રાજા સાથે પ્રજાના આનંદમેળાનો ઉત્સવ છે. તે દહાડે માત્ર રાજા પોતાના પ્રતાપથી પ્રજાને મૂઢ નહોતો કરી મૂકતો, પણ એ પ્રતાપ વડે પ્રજાને પાસે બોલાવતો હતો. એ દિવસ તો દયા કરવાનો, દાન કરવાનો, કારભારને સુન્દર બનાવવાનો શુભ અવસર હતો.

પણ પશ્ચિમના તાજા નવાબ તો દિલ્હીના જૂના ઇતિહાસને બાજુ રાખીને અને સોદાગરની કંજુસાઈ વડે દાન–ઉદારતાને કાપીકુપીને કેવળ પ્રતાપને ચકચકતો કરી આગળ ધરે છે. એથી કંઈ અંગ્રેજનો રાજવૈભવ આપણી સામે મોટો દેખાતો નથી. એથી દરબારનો હેતુ પૂરેપુરી રીતે રદ ગયો છે. એ દરબારના અસહ્ય તાપથી દેશનાં હૃદય પીડાયાં છે ખરાં; બાકી આકર્ષાયાં તો લેશમાત્ર નથી. આટલા બધા ખોટા ખર્ચનું કંઈ ફળ રહી જાય તો એ અપમાનની યાદગીરી સોનાની સળીનું કાજ, લોઢાની સળી સારવા જાય તે અફળ તો જાય જ, એટલુંજ નહિ પણ ઉલટું ફળ આવે.

આ વખતે રાજપુત્રને ભારતવર્ષમાં આણ્યો. રાજનીતિને હિસાબે તો આ યુક્તિ અતિ ઉત્તમ છે. કારણ કે ભારતવર્ષનું હૃદય સાધારણ રીતે બહુ કાળથી રાજવંશી તરફ આકર્ષાય છે. એટલા માટે દિલ્હી દરબારમાં ડયુક ઑફ કૅનોટ હાજર હોવા છતાં કર્ઝન દરબારને તખ્તે ચઢયો તેથી સમસ્ત ભારતવાસીઓને નવાઈ લાગી. એવે ઠેકાણે ડયુકને હાજર રહેવું એજ ઠીક નહોતું. ખરેખર, લોકોએ માની લીધું હતું કે,

દર્શને આડંબર દેખાડવાને માટેજ જાણી જોઈને ડયુક ઓફ કૅનોટને દરબારમાં હાજર રાખ્યો હતો. આપણો વિલાયતી કાયદો તો જાણતા નથી, પણ દરબાર વસ્તુ જ જ્યારે પૂર્વ-દેશની છે, ત્યારે તો એ હેતુએ ભરેલા દરબારમાં ઉઘાડી રીતે રાજવંશનું અપમાન કરવું એ તો રાજનીતિ પ્રમાણે પણ ઘટતું નથી.

ગમે તેમ હો, પણ રાજભક્તિ ઉપજાવવાને માટે એક વાર રાજપુત્રને સમસ્ત દેશમાં ફેરવવા એ ઠીક થઈ પડશે, એવી સલાહ પહેલાં થઈ હોવી જોઈએ. પણ ભારતવર્ષના અંગ્રેજ તો હૃદયનો કારભાર કદી યે કરતા નથી, તેઓ તો આ દેશને કદી હૃદય આપતા પણ નથી, દેશનું હૃદય ક્યાં છે તેની પણ ખબર રાખતા નથી. એમણે તો રાજપુત્રનું ભારત-વર્ષમાં આવવું જેટલું ઓછું સફળ થાય એ પ્રમાણે કર્યું. આજે રાજપુત્ર ભારતવર્ષની ધરતી છોડી વહાણે ચડી ચાલતો થયો છે ને આપણા મનને થાય છે કે, એક સ્વપ્ન ઉડી ગયું—જાણે નાનાં છોકરાંની રાજપુત્રની વાત પૂરી થઈ. કશું ય થયું ના, મનમાં રાખવા જેવું કશું ય રહ્યું ના, જેવું હતું તેવું પાછું બની ગયું.

ભારતવર્ષ પ્રકૃતિથી જ રાજભક્ત છે, એ વાત સાચી. હિંદુ ભારતવર્ષની રાજભક્તિમાં કંઇક વિશેષત્વ છે. હિંદુઓ રાજાને દેવતુલ્ય માને, રાજભક્તિને ધર્મસ્વરૂપ માને; પશ્ચિ-મના લોક એ વાતનો મર્મ જાણે ના. તેઓ તો એમ જ સમજે કે બળીઆની સામે શિર નમાવવું એ તો આપણો દીનહીન સ્વભાવ જ છે.

સંસારના સંબંધો દૈવ સંબંધ છે, એમ હિન્દુઓ માને છે. હિન્દુઓને હિસાબે કશું ય અકસ્માત નથી; કારણ કે તેઓ સમજે છે કે આપણી સામે જે આ વિચિત્ર જુદી જુદી લીલાઓ દેખાય છે તે સૌની મૂળશક્તિ એક જ છે. હિંદુ-ને હિસાબે આ માત્ર દાર્શનિક તત્ત્વજ નથી, પણ ધર્મ છે; એ માત્ર પોથીમાંનાં રીંગણાં નથી, અને કોલેજોમાં શીખવા-ની પુસ્તકબાજી નથી—એ તો જ્ઞાનની સાથે સાથે હૃદયમાં

ઉતારવાનું અને ત્યાંથી જીવનના વ્યવહારમાં ઉતારવાનું તત્ત્વ છે. આપણે પિતામાતાને દેવ માનીએ છીએ, સ્વામીને દેવતા માનીએ છીએ, તેમજ સતી સ્ત્રીને લક્ષ્મી માનીએ છીએ. ગુરુજનની પૂજા કરીને ધર્મને સંતોષીએ છીએ. એનું કારણ એ કે, જે કોઇ પણ સંબંધમાંથી આપણે મંગળ પ્રાપ્ત કરીએ છીએ, તે સઘળા સંબંધોની અંદર આપણે આદિમંગળશક્તિને જોઇએ છીએ. આ સર્વ સંબંધથી છૂટીને દૂર દૂર સ્વર્ગમાં મંગળમયની સ્થાપના કરી તેની પૂજા કરવી એ ભારતવર્ષનો ધર્મ નથી. પિતામાતાને જ્યારે આપણે દેવ કહીએ, ત્યારે આપણે ખોટી રીતે એમ માની નથી લેતા કે, તેઓ વિશ્વભુવનના ઈશ્વર છે અથવા તેમનામાં અલૌકિક શક્તિ છે. તેઓ મનુષ્ય છે એ તો આપણે ખરેખાતજ સ્વીકારીએ છીએ, તોપણ એ ય ખરેખાતજ માનીએ છીએ કે, જેઓ પિતામાતાસ્વરૂપે આપણું કલ્યાણ કરે છે, તેઓ જગતના પિતામાતાના પ્રતિનિધિરૂપે આપણી સાથે સંબંધ રાખે છે. ઇંદ્ર, ચંદ્ર, અગ્નિ અને વાયુને વેદમાં જે દેવતા માન્યા છે, તેનું કારણ પણ એ જ છે. શક્તિમાનની શક્તિમાં ભારતવર્ષ સદા સત્તાનો અનુભવ કરે છે, એ જ કારણે વિશ્વના જુદા જુદા હેતુમાં જુદે જુદે પ્રકારે ભક્તિએ નમ્ર બની ભારતવર્ષ પૂજા કરી રહ્યો છે. જગત આપણી સામે સર્વદા દેવશક્તિથી સજીવ દેખાય છે.

આપણે દીનતાથી પ્રબળની પૂજા કરીએ છીએ, એ વાત કેવળ ખોટી છે. બધાય જાણે છે કે, ભારતવર્ષ ગાયની પૂજા કરે છે. ગાય પશુ છે એમ એ જાણતા નથી એવું તો નથી. માણસ બળીઓ છે ને ગાય બિચારી છે, એ પણ એ જાણે છે. આમ છતાં ભારતસમાજ ગાયની પાસેથી અનેક પ્રકારે લાભ પામે છે, એ લાભ માણસ પશુ પાસેથી પોતાના બળ વડે લઈ શકે છે, પણ ભારતવર્ષમાં એ ઉદ્ધતાઇ નથી. સર્વ મંગળનું મૂળ જે દૈવ તેની કૃપાને પ્રણામ કરીને સર્વની સાથે સ્નેહસંબંધ જોડીએ તોજ બચી શકાય. કારીગર તેના ઓજારને નમસ્કાર કરે, યોદ્ધો તેની તલવારને નમ-

સ્કાર કરે, (ગુણી) વગાડનાર તેની વીણાને નમસ્કાર કરે-આ સઘળા પોતાનાં જંત્રને જંત્ર માનતા નથી, એમ તો નથી; પરંતુ સાથે સાથે તેઓ એમ પણ જાણે છે કે, જંત્ર તો માત્ર સાધન છે, પણ જંત્ર માંહેથી જે અલૌકિક આનંદ અને ઉપકાર થાય છે તે લાકડાથી કે લોઢાથી મળતો નથી; કારણ કે આત્મા વિનાની બીજી કોઇ સામગ્રી આત્માનો સ્પર્શ કરી શકતી નથી. એટલા માટે તેમની કૃતજ્ઞતા, તેમની પૂજા જે વિશ્વજંત્રનો જંત્રી તેની પાસે આ જંત્રો મારફત પહોંચાડે છે, સમર્પે છે.

એટલા માટે ભારતવર્ષ પોતાના ઉપરનો કારભાર પુરુષ-રૂપે નહિ, પણ માત્ર જંત્રરૂપેજ ચાલતો દેખે, ત્યારે એને મન બીજી કોઈ પીડા વધારે ન લાગે. જડ માંહે ચેતનનો અનુભવ કરતાં ધરાય નહિ એવા ભારતવાસીઓ રાજતંત્ર જેવા આવડા મોટા માનવવ્યાપાર માંહે હૃદયને પ્રત્યક્ષ મૂર્તિમાન દેખે નહિ તો એની કેવી દશા થાય? આત્માની સાથે સ્નેહનો સંબંધ જ્યાં છે, ત્યાંજ માથું તો નમે-જ્યાં એ સંબંધ નથી, ત્યાં રાતદિવસ માથું નમાવવું પડે તો અપમાન લાગે, પીડા લાગે; આથી રાજકારભારમાં, આપણે દેવતાની શક્તિને, મંગળના પ્રત્યક્ષ સ્વરૂપને રાજરૂપે દેખી શકીએ તો કારભારનો ભારે ભાર સહજે ઉપાડી શકીએ; નહિ તો હૃદય પળે પળે ભાગી જાય. આપણે પૂજા કરવા ચાહીએ છીએ, રાજતંત્રમાં પ્રાણપ્રતિષ્ઠા કરી તેની સાથે આપણા પ્રાણનો જોગ અનુભવવા ચાહીએ છીએ-આપણે બળને કેવળ માત્ર બળરૂપે સહન કરી શકીએ નહિ.

આથી ભારતવર્ષની રાજભક્તિ સ્વાભાવિકજ છે, એ વાત સાચી; પણ તેટલા માટે રાજા તેને હિસાબે માત્ર તમાશા-નોજ રાજા છે એમ નથી. રાજાને માત્ર નકામા આડંબરનું અંગ જેવો એને ગમતો નથી. રાજાને સત્યરૂપે રાજા અનુ-ભવવા એ ઇચ્છે છે. એવો રાજા એમને બહુ કાળથી મળ્યો નથી એમ માનીને એ દુઃખી થયા કરે છે. આ વિશાળ દેશ પળપળના અનેક રાજાઓના અસહ્ય ભારથી મર્મમાં

કેટલી પીડા પામે છે, લાચાર થઈને કેવા ઉંડા નિસાસા મૂકે છે, એ જોનારૂં અંતર્યામી વિના બીજું કોઈ પણ નથી. જેઓ માત્ર મુસાફર છે, જેમની નજર છુટ્ટીના દિવસો ઉપર જ ચોંટેલી હોય છે, જેઓ ભૂખને દુઃખે આ કાળે પાણીએ આવી પડ્યા છે, જેઓ પગાર ખાઈને રાજકારભારના સંચાની કળ ફેરવ્યા જાય છે, જેમની સાથે આપણો જરા પણ સામાજિક સંબંધ નથી—રોજરોજ બદલાતા એવા લોકનો હૃદયના સંબંધ વિનાનો ઑફીસી વહીવટ રાતદિવસ ઉપાડવો પડે એ કેટલો અસહ્ય છે, તે તો ભારતવર્ષજ જાણે. રાજભક્તિની દીક્ષા પામેલું ભારતવર્ષ અંતઃકરણથી નમ્રભાવે પ્રાર્થના કરે છે કે, ભારત ઉપર રૂઠેલા હે ભગવન્! આ નાના નાના રાજા, ક્ષણ ક્ષણના રાજા, અનેક રાજા હવે અમારાથી સહન થતા નથી; અમને તો એક રાજા આપ! એવો રાજા આપ કે જે એમ બોલે કે ભારતવર્ષ મારૂં રાજ્ય; વાણિયાનું નહિ, ખાણવાળાનું નહિ, ચાકરનું નહિ, લેંકેશાયરનું નહિ; પરંતુ ભારતવર્ષ જેનો અંતરથી અનુભવ કરી શકે કે આ અમારો રાજા. દેલીરે રાજા નહિ, કુલર રાજા નહિ, વર્તમાનપત્રનો તંત્રી રાજા નહિ. રાજપુત્ર ભલે આવે, ભારતને રાજતખ્તે બેસે; એમ થાય તો સ્વાભાવિક રીતે ભારતવર્ષ એમને હિસાબે મુખ્ય થશે અને ઈંગ્લાંડ ગૌણ થશે. એમાંજ ભારતવર્ષનું મંગળ છે ને ઈંગ્લાંડને લાભ છે. કારણ કે માણસ ઉપર કળ વડે રાજ્ય કરીશું, એની સાથે હૃદયનો સંબંધ, સમાજનો સંબંધ રાખીશું નહિ, એ અપમાન ધર્મરાજ કદાપિ લાંબો વખત સહી શકે નહિ—એ સ્થિતિ સ્વાભાવિક નથી—એ સ્થિતિ વિશ્વવિધિને પીડા સમાન છે. હૃદયનો આ ભયંકર દુકાળ સારા રાજવહીવટથી કહો કે શાન્તિથી કહો, પણ કશાયથી પૂરી શકાય નહિ. આવી વાતો સાંભળીને કાયદો રાતોપીળો થઈ જાય, પોલીસ પણ ઉંચીનીચી થઈ જાય; પણ જે ભૂખ્યું સત્ય ત્રીસ કરોડ પ્રજાનાં મર્મમાં હાહાકાર કરી ઉઠે છે, તેનો બળ ઉચ્છેદ કરી શકે એવા વહીવટનો ઉપાય કોઈ પણ માનવીના હાથમાં નથી; કોઈ

પણ માનવીના હાથમાં નથી.

ભારતવર્ષની પ્રજાના હૃદયમાં આ જે રાતદિવસ કલેશ થયા કરે છે, એને કંઈક સાન્ત્વના આપવા માટે જ રાજપુત્રને અહીં તેડવામાં આવ્યો હતો. આપણને દેખાડવામાં આવ્યું છે કે, અમારે પણ રાજા છે, પણ ઝંઝવાના જળથી તે સાચી તરસ છીપવી હશે?

ખરેખરૂં તો આપણે રાજશક્તિનો નહિ, પણ રાજહૃદયનો અનુભવ કરવા, પ્રત્યક્ષ રાજાને આપણું હૃદય અર્પણ કરવા ઇચ્છીએ છીએ. અમારાં જનમારાનું રક્ષણ થયું એટલે કૃતાર્થ થયા એમ, હે રાજસ્વામીઓ! માનતા ના. તમે અમારી અવજ્ઞા કરો છો માટે જ તમે બોલી શકો કે, એ લોક શાંતિમાં તો છે, ત્યારે એમને બીજું જોઈએ શું! નથી જાણતા કે, દૂર વડે માણસના હૃદયનો સંબંધ જોડાય તો પોતાની ખુશીથી જનમારો તો હોમી શકાય, ભારતના ઇતિહાસમાં એનાં પ્રમાણ છે. માણસ શાન્તિથી ધરાતો નથી, એને તૃપ્તિ જોઈએ છે, અને દૈવ અમારા વિરુદ્ધ જઈને રૂઠ્યો હોય, પણ અમેય પુરુષ છીએ! અમારી ભૂખ મટાડવાને અમને સાથેસાથ અનાજની જરૂર છે; બીજા કશાથી અમારૂં હૃદય વશ થશે નહિ.

દેવ હો કે મનુષ્ય હો, લાટ હો કે જૅક હો, જ્યાં કેવળ પ્રતાપ દેખાડવામાં આવે, બળનું પ્રદર્શન થાય ત્યાં નહી જવું, નમી પડવું વગેરે જે આત્માનું અપમાન એ તો બીજું કશુંજ નહિ, પણ ખુદ ઈશ્વરનું અપમાન થવું સમજવું. હે ભારતવર્ષ! એવે ટેકાણે તું તારા પુરાતન ઉદાર અસ્ય બ્રહ્મજ્ઞાનને બળે એ સૌ લાંછનોની ઉપર તારૂં માથું ટટાર રાખ—એ બધાં મોટાં મોટાં નામ ધારણ કરીને આવતાં અસત્યોને તારા અંતઃકરણમાંથી દૂર કર, મોટા મોટા વેશ પહેરીને એ બધી બલાઓ આવે એનાથી ડરી જતો ના. તારા આત્માની દિવ્યતા, ઉદારતા અને પરમ શક્તિની પાસે આ સૌ ઠાલવાજાં, આ સૌ ઉંચા પદનાં અભિમાન, આ સૌ રાજદરબારના આડંબર નાના બાળકના તુચ્છ ખેલ

જેવા છે—તને વખતે સહજ પીડા કરશે, પણ તને હીણો કરી શકશે નહિ. જ્યાં પ્રેમનો સંબંધ ત્યાંજ માથું નમાવ્યે ગૌરવ—જ્યાં એ સંબંધ નથી, ત્યાં ગમે તે થાય તોપણ અંતઃકરણને મુક્ત રાખજે, સીધું રાખજે, દીનતાનો સ્વીકાર કરતો ના, ભિક્ષાવૃત્તિનો ત્યાગ કરજે, નિજ ઉપર અચલ શ્રદ્ધા રાખજે; કારણ કે જગતમાં તારૂં નક્કી પ્રયોજન છે—એટલા માટે તો આટઆટલું દુઃખ પડયે પણ તારો નાશ નથી થયો. આટલે દહાડે બીજાઓનું બહારનું અનુકરણ કરીને ઐતિહાસિક ફારસ કરવાને માટે આટલા દિવસસુધી તું બચ્યો છે એવું કદાપિ નથી. તું જે બનશે, જે કરશે એનો નમુનો બીજા દેશના ઇતિહાસમાં નથી—તું તારે સ્થાને વિશ્વભુવનમાં સૌ કરતાં મોટો છે. હે મારા સ્વદેશ! મહાસમુદ્રથી વીંટાઇ મહાપર્વત સુધી તારૂં આસન વિસ્તરેલું છે. એ આસન સામે હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, બૌદ્ધ—સૌ લોક વિધાતાના નોતર્યા આવીને બહુ દિવસથી વાટ જોઈ ઉભા છે. તારા એ આસન ઉપર ફરીને તું આવી બેસશે, ત્યારે હું નક્કી માનું છું કે, તારે મંત્રે શું જ્ઞાનના કે શું કર્મના કે શું ધર્મના બધા વિરોધો ટળી જશે, તારા પગ આગળ આજના રાજકીયપણાનું વિશ્વદ્વેષી ઝેરી અભિમાન નમી પડશે. તું ચંચળ થતો ના, મુગ્ધ થતો ના, ભય પામતો ના; તું आत्मानं विद्धि—પોતાને ઓળખ અને उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत। क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गमं पथस्तत् कवयो वदन्ति ॥ ઉઠ, જાગ, શ્રેષ્ઠને પામીને જ્ઞાની બન; જે સાચો માર્ગ છે તે તો છરાની ધાર જેવો તીક્ષ્ણ છે, ઓળંગવો સહેલો નથી, એમ જ્ઞાનીજન કહી ગયા છે.

(૧૯૦૧)



# २०—बहुमुखी राजवहीवट

જૂના કાળની સાથે આ નવા કાળની સરખામણી કરવી ઠીક નથી. જૂનો કાળ જ્યારે આજે હાજર નથી, ત્યારે એકતરફી ઇન્સાફમાં જેમ બને છે તેમ બનવાનો સંભવ છે, એટલે કે ન્યાયાધીશના નિર્ણયમાં આવે તો કદી જૂનો કાળ જીતે, કદી આજનો કાળ પણ જીતે. પણ એવા ઇન્સાફ ઉપર ભરોસો મૂકી શકાય નહિ.

આપણે માટે મોગલાઈનો અમલ સુખજનક હતો કે આજનો. એ વાતનો ઇન્સાફ થોડા ઘણા અંશે પણ તદ્દન સાચી પૂરાવા લઈને આપી શકાય નહિ. નાની મોટી અનેક વાતો ઉપર માણસના સુખદુઃખનો આધાર છે—એ સૌ વાતેનો હાજરા, હાજર કરીને છેડો લાવી શકાય નહિ. વળી જે કાળ વહી ગયો છે, તે તો પોતાના અનેક સાક્ષીપુરાવા પોતાની સાથે જ લેતો ગયો છે

આમ છતાં જૂના નવા કાળ વચ્ચે બીજા નાનાનાના ભેદ તો અનેક છે, પણ તે સૌને ન ધે એક મોટો ભેદ છે. જેમ એ ભેદ બીજા સૌ ભેદ કરતાં મોટો છે, તેમ એ ભેદનાં ફળ પણ બીજાં સૌ કરતાં મોટાં છે આ નાના નિબંધમાં એનું વિવરણ આપણે ટુંકામાં કરીશું

પહેલાં ભારતવર્ષના સિંહાસન ઉપર એક બાદશાહ બેસતો, ત્યાર પછી એક કંપની બેઠી, ત્યાર પછી આખી એક પ્રજા બેઠી. આગળ હતો એક, હવે થયા અનેક. એ વાત એવી ચોખ્ખી છે કે એના પ્રમાણની કશી જરૂર નથી.

જ્યારે બાદશાહ હતા, ત્યારે તે જાણતા કે સમસ્ત

ભારતવર્ષ મારો છે, આજે અંગ્રેજ પ્રજા જાણે છે કે, ભારતવર્ષ અમારો બધાનો છે—એક રાજકુટુંબ જ નહિ, પણ સમસ્ત અંગ્રેજ પ્રજા ભારતવર્ષ વડે પૈસાદાર બની ગઇ છે.

ખૂબ સંભવ છે કે, બાદશાહનો જુલમ બહુ હશે પરંતુ આજે જુલમ નથી, પણ બોજો છે. હાથીની પીઠે મહાવત બેસીને વચ્ચે વચ્ચે તેને અંકુશ મારે તે હાથીને સારો લાગે નહિ. પણ મહાવતને બદલે બીજા એક આખા હાથીને પીઠ પર ચઢાવીને ખેંચવો પડે, ત્યારે હવે મહાવતના અંકુશનો માર ખાવો પડતો નથી એમ માનીને એ રાજી થાય ના.

એકજ દેવની પૂજાને માટે થાળમાં ફૂલ સજાવવાનાં હોય, ત્યારે ફૂલનો ઢગલો કરી શકાય, એ ફૂલ-વીણનારને મહેનત પડે એ તો દેખીતુંજ છે. પણ તેત્રીસ કરોડ દેવતાને એક એક આખું ફૂલ નહિ, પણ ફૂલની એક એક પાંખડી જ ચઢાવવાની હોય ત્યારે દેખાય તો નાની, પણ કામ કંઇ સહેલું પડે નહિ. અને એ એક એક પાંખડી એક જગાએ એકઠી કરવી કઠણ થઇ પડે ત્યારે બીજા કોઇને દોષ દેવા કરતાં પોતાના નસીબને દોષ દેવાનું મન થાય.

આપણે અહીં કોઇને દોષ દેવાની વાતો કરતા નથી. મોગલ કરતાં અત્યારનો રાજકર્તા સારો કે નહિ તે બાબતનો વિચાર કરવાથી કંઇ ખાસ લાભ તો નથી. તો પણ સ્થિતિ બરાબર જાણી હોય તો અનેક નકામી આશા ને નકામા પ્રયત્નમાંથી બચીએ તે પણ એક લાભ તો ખરો.

ધારો કે, આપણે આક્ષેપ કરી મરીએ છીએ કે, દેશની મોટી મોટી નોકરીઓ ગોરાઓના નસીબે જઇ પડી છે એનો ઉપાય શો ? આપણે ધારીએ છીએ કે, વિલાયત જઇને ઘેર ઘેર આપણાં દુઃખ રડતા ફરીએ તો આપણી સદ્‌ગતિ થાય.

પણ યાદ રાખવું જોઇશે કે, જેની વિરુદ્ધ આપણે ફરિયાદ કરવાની છે તેનેજ બારણે ફરિયાદ કરવા જઇએ છીએ.

બાદશાહના અમલમાં આપણે વજીર થતા, સેનાપતિ થતા, દેશનું કારભારું કરતા. આજે એ વાત આપણા નસીબ-

માંથી છટકી ગઇ છે એનું કારણ શું? બીજાં ઉઘાડાં છાનાં કારણ તો જવા દો, પણ એક મોટું કારણ છે તેજ જુઓ ને! ઇંગ્લાંડ બધા અંગ્રેજોનું પેટ ભરી શકે નહિ, એટલા માટે ભારતવર્ષમાં તેમને માટે અન્નસત્ર ખોલવું જોઇએ. એક એક પ્રજાને ખવરાવવાનો ભાર અનેક અંશે આપણા ઉપર પડયો છે, તેથી આપણે તેમનાં જુદી જુદી રીતનાં ભાણાંમાં એક કે બીજે રૂપે ખાવાનું નાખવું પડે છે.

જો એડવર્ડ રાજા સાચીજ રીતે આપણા દિલ્હીના સિંહાસન પર રાજા થવાને બેઠા હોત, તો તેમની પાસે જઇને આપણે કહી શક્ત કે હજુર! અન્નના મોટા મોટા કોળીઆ પરદેશીઓના ભાણામાં જઇ પડે તો તમારૂં રાજ્ય કેમ ટકશે?

ત્યારે રાજા બોલત કે હાસ્તો, મારા રાજ્યમાંથી મારા ભોગ માટે હું જે લઉં, તે તો શોભે; પણ એટલા માટે ચોતરફનાં ભૂત એકઠાં થઇ ભાણાં માંડી બેસી જાય એ કેમ ચાલે?

તે વારે તેઓ અમારૂં રાજ્ય છે એમ માની આપણું દુઃખ જોતા અને બીજાના હાથને તરછોડી કાઢતા. પણ આજ તો દરેક અંગ્રેજ ભારતવર્ષને પોતાનું રાજ્ય માને છે. એ રાજ્યમાં તેમના ભોગમાં કંઇ ઉણપ આવે તો એકઠા મળીને એવો કોલાહલ મચાવી દે કે તેમના સ્વદેશીઓ કાયદામાં કશો ફેરફાર કરી શકે નહિ.

આ આપણા લાખો મુખવાળા રાજાના મુખમાં કોળીઆમાંથી ભાગ પડાવવો હોય તો દરબારમાં જવું નકામું છે, એ સહજ વિચાર કરતાં સમજી શકાય એમ છે.

સીધી વાત—એક આખી પ્રજા પોતાના દેશમાં બેસી બીજા દેશ ઉપર રાજ્ય કરે એવો દાખલો ઇતિહાસમાં આજ સુધી કદાપિ બન્યો નથી. રાજા ખૂબ સારો હોય તોપણ આવી સ્થિતિમાં બોજો ઉપાડવો દેશને બહુ ભારે થઇ પડે. ખાસ કરીને પારકા દેશનો ને સાથે સાથે ગૌણ રૂપે પોતાના દેશનો પણ સ્વાર્થ જે દેશને એકસાથે સંભાળવો પડતો હોય, એના જેવો બીજો અભાગીઓ દેશ કોઈ

નહિ. જે દેશનું ગુરુત્વાકર્ષણબિન્દુ પોતાની બહાર ખેંચાઇ જાય, તે દેશ ઉભો રહી શકે શી રીતે ? લૂંટ–ચોરી દેશમાંથી બંધ પણ થઇ જાય, અદાલતોમાં ન્યાય પણ સારો મળી શકે; પણ ઓજો ઘટે શી રીતે ?

ત્યારે કોંગ્રેસે જો કંઇ પ્રાર્થના કરવી હોય તો આજ કરે કે જોઇએ તો એડવર્ડના છોકરાને, જોઇએ તો લોર્ડ કર્ઝનને કે લોર્ડ કીચનરને, જોઈએ તો 'ઈંગ્લીશમેન'ના કે 'પાયોનિયર'ના તંત્રીને, સારા ખોટા કે ગમે તેવા એકાદ અંગ્રેજને લાવીને અમારો કરી દિલ્હીને સિંહાસને બેસાડો. એમનો ગમે એટલો મોટો રસાલો હશે; તોપણ એક રાજાને એક દેશ પાળી શકે; આખી પ્રજા જ્યાં રાજા હોય એ રાજા પાળવો કઠણ.

( ૧૯૦૬ )





# ૨૧–રસ્તો ને રસ્તાનું માથું

પાણીમાં જે દરરોજ જાળ નાખે, તેની જાળમાં માછલાં આવે. એક દિન જાળ નાખતાં ઘડો આવ્યો. ઘડાનું મોં ઉઘાડ્યું કે તરતજ ધુમાડાના ગોટેગોટારૂપે એક રાક્ષસ નીકળી આવ્યો. આવી વાત અરેબીઅન નાઇટ્સમાં આવે છે.

આપણા દેશનાં છાપાંની જાળમાં અનેક ખબરો રોજ રોજ પકડાઇ આવે છે, પણ તે દિવસે જાળમાં જેમ ઘડો આવ્યો હતો એવો ત્રાસજનક બનાવ છાપાંની જાળમાં પકડાઈ આવશે કે કેમ એવી આશા કદી રખાય નહિ.

છેક ઘરના બારણાજ પાસે આવો બનાવ આંખ મીંચતામાં બની જાય; ત્યારે સમસ્ત દેશના લોકોનાં મન ઉંચાં નીચાં થઇ જાય, અને એટલી બધી ચંચળ દશામાં બોલવા ચાલવામાં ફેર પડી ગયા વગર રહે નહિ. પાણીમાં જ્યારે મોજાં ઉઠે, ત્યારે પડછાયો બેડોળ થઇ જાય એમાં કોને દોષ દેવો! અત્યંત ભયભીત અને ચિંતાતુર દશામાં આપણા બોલવા–વિચારવામાં સહજે ભૂલો થાય, પણ બરાબર એજ વખતે અચળ અને ચોખ્ખા સત્યની સૌથી વધારે જરૂર છે. સાદા દિવસોમાં અસત્ય અને અર્ધસત્ય આપણુને માત્ર નુકસાનજ કરે, પણ સંકટના સમયમાં તો એના જેવો બીજો કોઇ શત્રુ નહિ.

"આથી ભગવાન કરે ને આજ આપણે ભયથી, ક્રોધથી, દુઃખથી નબળા મનના થઇ જઇ, પોતાને ભૂલી જઇ પોતાને કે બીજાને ભુલાવવાને માટે ફોકટના શબ્દોની ધૂળ ઉડાવી આપણી આસપાસના મેલા આકાશને વધારે મેલું કરી નાખવા-

નીભૂલ ના કરી બેસીએ તીવ્ર વાક્યોથી ચચળતા વધારવા-
ના, ભય વડે સત્યને કોઇ રીતે દબાવી દેવાના પ્રયત્નો થશે,
માટે આજ હૃદયનો આવેશ દેખાડવાની લાલસાને દબાવી
રાખી શાન્તભાવે જે હાલના બનાવો મ બધે વિચાર કરીશું
નહિ, સત્યને બહાર કાઢી તેનો પ્રચાર કરીશું નહિ, તો
આપણા વિવેચનો માત્ર વ્યર્થ જશે, એટલુજ નહિ પણ
એમાંથી પરિણામ પણ ભુંડુ આવશે

આપણે નબળા, એટલે આ સ કટના સમયમા બેહદ
આતુર થઇ જઇ દોડી આવી મોટેથી બૂમો પાડવાનું મન
થઇ જાય કે "અમે તો એમાના નહિ, એ તો માત્ર અમુક
લોકનુજ કામ છે, એ અન્યાય અમુક લોકનોજ છે, અમે
તો પહેલીથીજ કહેતા આવ્યા છીએ કે, એ બધુ કઇ માફ
નથી, અમે તો જાણતા હતા કે આવું બનશે"

કોઇ ખરાબ પ્રસગ અને ત્યારે આવી નહિ શોભતી
ઉત્કંઠાથી પારકાના સૂરમા સૂર મેળવવો અને પોતાની
સુબુદ્ધિ માટે અભિમાન લેવું એમા તો આપણી નિર્બળતાજ
તરી આવે છે, અને એટલા માટે આપણે શરમાવુ ઘટે
છે. વળી આપણે બળીઆની સત્તા તળે છીએ એટલા માટે
રાજપુરુષ રાગ કરે, ત્યારે બીજાને ગાળો દઇ પોતે સારા
માણસોના ટોળામા પેસી જવાની તજવીજ કરવી તેથી તો
આપણામા એક પ્રકારની અધમતા આવે, માટે આવી સ્થિ-
તિમા હદમા રહીને ઉત્સાહ દેખાડવો એમાજ માલ છે,
હદ છોડવામા માલ નહિ

વળી જેમણે અપરાધ કર્યો છે, જેઓ પકડાઇ ગયા છે,
નિર્દય રાજદડ જેમના ઉપર ચઢી બેઠો છે, તેમના ઉપર
વિચાર કર્યા વિના તીખા થઈ ઉઠવુ ને કહી નાખવુ કે
એ લોક ભુડા છે, એ તો માત્ર બાયલાનેજ શોભે તેમનો
ન્યાય જેમના હાથમા છે તેઓ સજા કરતા દયા—મમતાને
કારણે પાછુ વાળી જુએ એવા નથી આપણે આગળ
પડીને એમના સૂરમા સૂર મેળવીએ તો આપણા બીકણ
સ્વભાવની નિર્દયતાજ ઉઘાડી પડે. બનાવો ગમે એટલા

દોષભર્યા હોય તોપણ ગભનાઈને અભિપ્રાય આપી દેવા હદ શા માટે ઓળગી જવી? સમગ્ર દેશના માથા પરના આકાશમા ભયકર વાદળા ઘેરાઇ તેમા ઝાટકા થાય છે ને જગતને બાળી ભસ્મ કરી નાખે એવી વીજળી પણ આવી આવીને બીવરાવે છે એવે વખતે એ વીજળીની સામે દોડાદોડ કરી મૂકવી એ તો ભયકર છે

અમુક માણસો પોતાને ગમે તેટલા દૂરદર્શી માનતા હશે, પણ એટલુ તો આપણે કબૂલ કરી દેવુ પડશે કે, સ્થિતિ આટલે સુધી આવી પહોચશે એ તો દેશમા ભાગ્યેજ કોઈએ કલ્પ્યુ હશે બુદ્ધિ તો થોડેઘણે અશે આપણા સૌમા છે, પણ ચોર છટકી ગયા પછી જે બુદ્ધિ આવે, તે બુદ્ધિ ત્યાર પહેલા હતીજ એમ તો કદી કહી શકાય નહિ

બેશક, બનાવ જ્યારે બન્યો છેજ ત્યારે તો ઘણા કોઇને સહજે બોલતા આવડે છે, આવુ બનશે એ તો અમે જાણુતાજ હતા અને આવે પ્રસગે આપણામા જેઓ સ્વભાવથીજ કઈક વધારે ચચળ છે તેમને સહજે ઠપકો પણ દેતા આવડે છે, તમે આટલી દોડાદોડી ન કરી હોત તો ઠીક થાત

આપણે હિદુ, વળી બગાળી શબ્દોમા ગમે એટલા વાઘ મારી લઈએ છીએ, પણ કામમા એટલા આગળ ચાલતા નથી, એ બાબત તો દેશવિદેશમા આપણે માથે કલક છે એટલા માટે તો આપણે બાસુ લોક અગ્રેજની ગાળો ખાઈ લાતો ખાઈ પાછા આવીએ છીએ બગાળીના ગમે તેવા ભયકર શબ્દોમા પણ ભય નથી, એ વાતની તો આપણા શત્રુ–મિત્રને સૌને પાકી ખાતરી છે! એટલે સુધી કે બોલા ચાલીમા આપણે ગમે તેટલો ક્રોધ કરીએ, અને ગમે એટલુ ઉપાડ ચઢાવીએ, તે દેખીને કદી પોતાના અને કદી પારકા ક્રોધ કરે, ને બીજા લોક તો આપણી ઠઠ્ઠાપચી ઉડાવવામા બાકી નાખે નહિ સાચીજ વાત છે કે, છાપામા કે સભાઓમા જ્યારે અનત ક્રોધના એવા શબ્દો છૂટે છે ત્યારે ખાન કરીને શરમ આવે છે કે, જે જાતિ નાહિમ્મત છતા કામ કરવા પાછી ભાગે છે તે જાતિ આવા વાક્યોથી તો

માત્ર પોતાની નબળાઇજ ખુલ્લી કરી મૂકે છે. સાચી વાત તો એ છે કે, બંગાળી જાતિ ભીરુતાનું કલંક કપાળમાં લઇને બહુ દિવસથી નીચી ડોકે ચાલે છે; ત્યારે ન્યાય-અન્યાય, ઇષ્ટ-અનિષ્ટ વગેરેનો વિચાર એક બાજુ મૂકીએ તો આ કલંક આજે ધોવાય છે એ વિચારીને બંગાળીને આનંદ થયા વિના રહે નહિ.

એટલા માટે એ વાત સાચીજ છે કે, બંગાળાના મનની જ્વાળા જોતજોતામાં જે પ્રકારે અગ્નિરૂપે પ્રકટી નીકળી છે, એ જોઇને આપણા દેશનો કે બીજા દેશનો કોઈ જ્ઞાની પુરુષ તો એમ અનુમાન ન કરે કે, આમ બનવાનુંજ હતું. આજ આપણા આ અકસ્માત્ બુદ્ધિવિકાસને દિવસે, આપણને ઠીક લાગતા લોકને આગળ ધરી તેમની ગાફેલી-અતને માટે તેમને જવાબદાર કરી મૂકવા એ કોઈ રીતે ન્યાય-સંગત નથી. હું પણ આ ગરબડના દિવસોમાં કોઈની પણ સામે ફરિયાદ કરવા ઇચ્છતો નથી; પરંતુ શાથી શું બન્યું અને તેનું ફળાફળ શું થયું એ બાબતનો શુદ્ધ વિચાર કરીને તેમાંથી આપણે આપણો ઠીક રસ્તો કાઢી લેવો જોઇએ. એમ કરતાં જો કોઇ એક કે અનેક પુરુષોની સાથે મારો મતભેદ દેખાય તો દયા કરીને તેઓ એટલો તો ખ્યાલ રાખશે જ કે, મારી બુદ્ધિનો દોષ હોવાનો સંભવ હશે, મારી દૃષ્ટિનો દોષ હોવાનો સંભવ હશે; પણ સ્વદેશહિતની ખામીને કારણે કે સ્વદેશહિતૈષીની વિરુદ્ધ જવાને કારણે હું મારા વિચારમાં ભૂલ કરું છું, એ વાત કદાપિ સત્ય નથી. એટલા માટે મારા અભિપ્રાય તેઓ ભલે ગ્રહણ ન કરે, તોપણ ધીરજ તથા શ્રદ્ધા રાખીને તેઓ વિચારશે તો ખરાજ એવી મને આશા છે.

બંગાળામાં થોડાક વખતથી જે બનાવો બનતા ચાલ્યા છે, એ બનાવોમાં આપણા કયા બંગાળીનો કેટલો હાથ છે એ બાબતનો ઝીણો વિચાર ન કરીએ, તો આટલું તો નક્કી કહી શકાય કે, આપણે દરેકે એ બાબતમાં કાયા વડે, મન વડે કે વાક્ય વડે કંઈ ને કંઇ ભાગ આપ્યો છે. આથી મનની

બળતરા એક સાંકડા ઠામમાં ઘેરાઇ રહે નહિ, પ્રકૃતિભેદથી ઓછે વત્તે અંશે આપણે સૌએ જે બળતરા અનુભવી છે ને બહાર કાઢી છે, તે જો તેના ઠામમાંથી ઉભરાઇ બહાર નીકળી પડે અને તેને પરિણામે ગુપ્ત વિપ્લવની આવી અદ્ભુત તૈયારીઓ થાય, તો તેની જવાબદારી ને દુઃખ બંગાળીમાત્રે સ્વીકારવું જોઇએ. તાવ જ્યારે આખા શરીરમાં પેઠો હોય છે ત્યારે વખતે કપાળ કરતાં હાથ ઠંડા હોય, પણ મોત આવીને હાથ પકડે ત્યારે હાથ પોતે સાધુ થઇને બેસે ને કપાળને-જ સર્વનાશનું કારણ ઠરાવી ફરિયાદ કરે; એથી પોતે કંઇ નિર્દોષ ઠરી જાય નહિ. આપણે શું કરીએ, શું કરી શકીએ—એ ન સૂઝે ત્યારે આપણા મનની આગ ધુંધવાઈ ઉઠે; એ આગ સ્વભાવધર્મને લીધે લીલાં લાકડાંમાં ધુણીના ગોટા ઉઠાવે, અને સૂકાં લાકડાંમાંથી ભડકા કાઢે એવે સમયે ઘરમાં પડેલું ઘાસતેલ ડબાની સત્તા સહન ન કરવાથી તોડીને ભયંકર કામ કરી બેસે.

એ તો ગમે તે થયું, કાર્યકારણના પરસ્પર યોગથી પરસ્પરની વ્યાપ્તિ ગમે તેવી રીતે બની, પણ એ બધા તર્ક છોડીને અગ્નિ જ્યારે ભભૂકીજ ઉઠયો છે, ત્યારે તેને હોલવવાની તજવીજ પ્રથમ કરવી એમાં તો કોઇનો પણ મતભેદ ચાલશે નહિ.

વળી કારણ દેશમાંથી દૂર થયું નથી; લોકનાં મન ઉશ્કેરાઇ ગયાં છે, અને એટલાં તીવ્ર રીતે ઉશ્કેરાઈ ગયાં છે કે જે સૌ ભયંકર બનાવો આપણને અસંભવિત લાગતા તે પણ બનવા લાગ્યા છે. વિરોધબુદ્ધિ એટલી ઉંડી અને એટલા વિસ્તારમાં વ્યાપી ગઈ છે કે, કારભારીઓ તેને ઠામઠામથી બળ વડે કાઢવાનો પ્રયત્ન કરે તોપણ એનો પાર આવે નહિ, એટલુંજ નહિ પણ એથી તો એને બળવાન અને પ્રચંડ કરી મૂકે.

આજને સંકટસમયે રાજપુરુષોએ શું કરવું જોઇએ, એ બાબતનો આપણે વિચાર કરીએ, તો તેઓ તે ઉપર શ્રદ્ધા રાખીને સાંભળશે એવો ભરોસો નથી. તેમની દંડ-

શાળાને બારણે બેસીને તેમને રાજકીય ડહાપણનું શિક્ષણ આપવાનું દિલ થતું નથી. આપણે કહેવાની વાત તો જૂની છે ને તે સાંભળીને માની લેવામાં આવશે કે, આપણે બીકના માર્યા બોલીએ છીએ. પણ સત્ય જૂનું, તોય સત્ય; એને ઓછું માનીએ તો પણ તે સત્યજ. એ વાત આ છેઃ **शक्तस्य भूषणं क्षमा।** સાથે બીજી પણ વાત છેઃ રક્ષા બળવાનનું માત્ર ભૂષણ જ છે એમ નથી. અમુક પ્રસંગે બળવાનનું બ્રહ્માસ્ત્ર પણ ક્ષમાજ છે. પણ જ્યારે આપણે બળવાનના દળમાં નથી, ત્યારે આ સાત્ત્વિક ઉપદેશનું વધારે વિવેચન કરવામાં આપણી શોભા પણ નહિ.

રોગ તો બન્ને પક્ષને લાગુ પડયો છે અને બન્ને પક્ષમાં પરસ્પરને જાણવા સમજવાનો સંબંધ છેક ચાલ્યો ગયો છે. એક બાજુએ પ્રજાની વેદનાની અવગણના કરીને સત્તાએ પ્રચંડ રૂપ ધારણ કર્યું છે; ત્યારે બીજી બાજુએ દુર્બળ, પોતાના નિરાશ મનોરથ સફળ કરવાનો કશો રસ્તો ન રહેતાં, ધીરે ધીરે મરણને રસ્તે ચાલે છે. એવી પરિસ્થિતિમાં નિકાલ કંઇ સહેલો નથી. કારણ કે બે પક્ષના ઝઘડામાં એક પક્ષ તરફ ઉભા રહીને જ વિચાર કરવાનું આપણા હાથમાં છે. જાતે હલેસું પકડી બહાર નીકળવાનો પ્રયત્ન કરીશું—માછી મદદ કરશે તો ઠીક છે, અને નહિ કરે તોપણ જાતે પ્રયત્ન કરવો જ જોઇશે, કારણ કે જ્યારે ડુબવા બેઠા હોઈએ ત્યારે બીજાને ગાળો દઈ સંતોષ પકડવાથી ઉદ્ધાર થાય નહિ.

આવે દુઃખને દહાડે સત્યને ચૂપચાપ દાબી રાખીએ તો પ્રલયક્ષેત્રમાં બેઠા છતાં છોકરાંની રમત કરવા જેવું થાય. આપણે જણાવી દેવા તૈયાર થઈ ગયા છીએ કે, આ બધાં કામ તો બે-ચાર વંઠેલા છોકરાઓનાં મગજના વિકારનું પરિણામ છે. પરંતુ હું તો માનું છું કે, એ પ્રકારના ખાલી આશ્વાસનથી કશો લાભ થવાનો નથી. સૌથી પ્રથમ. તો એમ ગમે તે પ્રકારે બોલવાથી આપણે સરકારને એની રાજનીતિમાંથી રજમાત્ર પણ પાછી વાળી શકીશું નહિ. બીજું દેશની આજકાલની અવસ્થામાં ક્યાં શું બને છે તે નક્કી

જાણીએ છીએ એમ બોલવું જૂઠું છે; એ તો ક્યારનું ય સાબિત થઈ ગયું છે. તેથી વિપદ્‌નો સંભવ કબૂલ કરીને પણ આપણે કામ તો કરવું જ જોઈશે. જવાબદારી લીધા વિના માત્ર ટુંકાં ટુંકાં-છૂટાં છૂટાં વાક્યો બોલ્યે સંકટ સાચી રીતે દૂર થાય નહિ. આજ તો સાચું જ બોલવું જોઈશે.

આજે દેશના લોકોને વિના કપટે દેશના હિતને કારણે સાફ સાફ કહેવું જોઈશે કે, સરકારનો રાજવહીવટ ગમે તે રસ્તે જતો હોય, અને ભારતવર્ષમાંના અંગ્રેજોના આપણા તરફના વહેવારથી આપણાં મન ગમે એટલાં વહોવાતાં હોય, તોપણ આપણી જાતને ભૂલી જવી એ આત્મઘાત છે; એમાંથી બચવાનો માર્ગ નથી.

આ સ્થિતિમાં સરકારને ધર્મનાં વાક્યો શાસ્ત્રમાંથી કાઢી બતાવવાં, એ પણ મિથ્યા છે. કારણ કે રાજનીતિમાં ધર્મનીતિને સ્થાન છે એમ જે માણસ જાહેર કરે તેની લોક મશ્કરી કરે ને કહે કે, ગમે તો એને વસ્તુસ્થિતિનું ભાન નથી કે ગમે તો એને નીતિનો વાયુ લાગ્યો છે. જરૂર પડયે બળીઓ પક્ષ માને કે કામની આડમાં ધર્મને લાવવો એ તો કામ બગાડવા બરોબર છે, અને એના દાખલા તો પશ્ચિમના ઇતિહાસમાં પાને પાને મળી આવશે; એમ છતાં પણ જરૂર પડયે નબળાને ધર્મ માનવાનો ઉપદેશ દેવાય, તો એ ઉશ્કેરાઈને કહી દેશે કે ના, એ તો તમે ધર્મને નામે ભય બતાવો છો.

થોડા વખત અગાઉ જે બોઅર વિગ્રહ થઈ ગયો છે તેમાં ધર્મબુદ્ધિને અનુસરીનેજ વિજયલક્ષ્મીએ જીતનારને માળા નથી પહેરાવી, એમ કોઈ કોઈ ધર્મથી ડરનારા અંગ્રેજ કહેવા લાગ્યા છે. યુદ્ધના સમયમાં શત્રુઓને બીવરાવવા અને કાયર કરવા માટે તેમનાં ગામગામડાં ભાંગી નાખવાં, ઘરબાર બાળી મૂકવા, ખાવાપીવાનું લૂંટી લઈ વગરન્યાયે અનેક નિરપરાધ નરનારીને નિરાધાર કરી મૂકવાં-એ બધું યુદ્ધનું અંગ ગણાય છે. લશ્કરી કાયદાનો અર્થજ એવો છે કે; જરૂરને પ્રસંગે ન્યાયબુદ્ધિને મોટું વિઘ્ન માનીને તેને દેશ-

પાર કરી દેવી અને વેર લેવાની માણસની પ્રકૃતિને મોકળી કરી દઇ પોતાનું પ્રયોજન સાધવામાં પશુવૃત્તિ ઉપર મુખ્ય આધાર રાખવો. પ્યુનિટિવ પોલીસ મૂકીને સમસ્ત નિરાધાર લોક ઉપર બળ કરીને ભાર લાદવાનું વિવેક વિનાનું જંગલીપણું પણ એવુંજ છે. એ બધા ઉપરથી જે એમ સાબિત કરવામાં આવે છે કે, રાજકાજમાં ચોખ્ખા ન્યાયધર્મથી સ્વાર્થ સાધી શકાતો નથી.

યુરોપની એ અવિશ્વાસી રાજનીતિએ આજ સમસ્ત પૃથ્વીની ધર્મબુદ્ધિમાં ઝેર ભેળવી દીધું છે. એવી સ્થિતિમાં જ્યારે અમુક પ્રસંગે અમુક કારણે કોઇ પરાધીન જાતિ અચાનક પોતાની આધીનતાની ભયાનક મૂર્તિને જોઇ રોમે રોમે દુઃખી થઇ ઉઠે અને ઠેર ઠેર અપમાન પામી પોતાને નિરાધાર દેખી તપી ઉઠે, ત્યારે તેમાંનું એક દળ અધીરૂં બની જાય, છુપા માર્ગ લે, ધર્મબુદ્ધિ સામે કર્મબુદ્ધિ પણ ખોઇ બેસે, ન કરવાનું કરી બેસે; તે વખતે દેશના હિલચાલ કરનારા ને ભાષણ કરનારા ઉપર બધી જોખમદારી ઢોળી પાડવી, એ અયોગ્યજ ગણાય.

એવે સમયે જે લોકોએ, દેશહિત સાધવાને માટે 'માત્ર છુપા રસ્તા જ ખુલ્લા રસ્તા છે' એમ માની લીધું હોય, એવા લોકોને ગાળો ભાંડવાથી કંઇ ફળ ન આવે; તેમને ધર્મનો ઉપદેશ આપવા જતાં તો તેઓ મશ્કરીમાં ઉડાવવાના. આ યુગમાં જ્યારે રાજનીતિ સામે ધર્મ બિચારો લાચાર થઇને ખુલ્લી રીતે બેસી પડયો છે, ત્યારે તો એવી સ્થિતિમાં ધર્મનાશનું જે દુઃખ તે સૌ લોકને જુદે જુદે રૂપે ભોગવવું પડશે જ; રાજા કે પ્રજા, પ્રબળ કે દુર્બળ, ધની કે શ્રમી કોઈ પણ એમાંથી છૂટી શકશે નહિ. રાજા પણ સ્વાર્થ સાધવા પ્રજાને અનીતિથી ઘા કરશે ને પ્રજા પણ સ્વાર્થ સાધવાને રાજાને અનીતિથી ઘા કરવાના પ્રયત્ન કરશે, અને જે ત્રીજા વર્ગના લોક આ બધી ગડમથલમાં સીધી રીતે ઘણાયા નથી, તેમને પણ અનીતિએ ઘસાતા બે પક્ષમાંથી દેવતા ખરશે તેથી દાઝવું પડશે. આમ સંકટમાં આવી પડેલા

લોક જ્યારે ખરી રીતે જોઇ શકશે કે અધર્મને પગાર આપી ને રાખવાથી એ કઇ એક પક્ષની ગુલામીગીરીએ બાધ્યો પડયો રહેશે નહિ, એ તો પેઠો એટલે બન્ને પક્ષના પૈસા વારા ફરતી ખાઈ જઈ બન્ને પક્ષને વારાફરતી પીડા આપ્યા કરશે, ત્યારે એની સહાયતા ઉપરથી વિશ્વાસ ઉઠી જશે ને દુ ખમા આવી પડેલા બને પક્ષો એકઠા મળીને તેને હાકી કાઢશે એ રીતેજ ધર્મરાજ દારુણ યુદ્ધમાથી ધર્મને વિજયી બનાવી બચાવી લે છે અને એ કામ પૂરૂ નહિ થાય ત્યાસુધી સ દેહ ની સામે સ દેહના, દ્વેષની સામે દ્વેષના, કપટનીતિની સામે કપટનીતિના સ ગ્રામમા માનવસમાજ બળતોજ રહેશે

ત્યારે, અત્યારે દેશના તપી ગયેલા લોકને કશી પણ વાત કહેવી હોય, તો પ્રયોજનની દિશાએજ ઉભા રહીને કહેવી જોઇશે તેમને એ વાત બરાબર સમજાવવી જોઇશે કે, પ્રયોજન ગમે એટલુ ભારે હશે તો પણ સીધા રસ્તે જવા થીજ કામ સરશે કોઈ ટુ કે રસ્તે પતાવી દેવા જતા એ રસ્તો ભુ ડો હોવાથી ઠોકર ખાઇ બેસશે, ને કામ સમૂળુ કથળી જશે આપણી ઉતાવળને કારણે જગતમા માર્ગ પણ પોતા ને ટુ કો કરી દે નહિ, સમય પણ પાસે આવી જાય નહિ અને ઉતાવળે આબા પાકે નહિ

દેશનુ હિતવિધાન કેવડુ મોટુ છે, એની અગણિત શાખાઓ કેટલા કેટલા વિસ્તારે વિસ્તરી છે એ વાત આપણે પ્રસ ગને વશ થઇ જઇ ભૂલવાની નથી ભારતવર્ષ જેવા અનેક ર ગી ને વિરોધે ભરેલા દેશમા તો આ કોયડો વળી વધારે ગુ ચવણભર્યો હોય એ સ્વાભાવિકજ છે ભગવાને આપણા ઉપર એવડો મોટો કર્મનો ભાર મૂકયો છે આપણે એવડા મોટા ગુ ચવાયેલા જાળાની લાખો ગાઠો છોડવાનો આદેશ લઇને અવતર્યા છીએ કે તેનુ માહાત્મ્ય ભૂલી જઇને ક્ષણવાર પણ આપણે ચ ચ ળ થવુ ન ઘટે આદિકાળથી જગતમા જેટ લી જેટલી મોટી શક્તિઓના પ્રવાહ વહી નીકળ્યા છે, એ સૈ ભારતવર્ષમા આવી મળ્યા છે ઇતિહાસ રચાતા પૂર્વેના કાળમા કોઈ ગૂઢ કારણથી ધકકેલાયલી આર્ય જાતિ, પર્વતની

ગુફામાં ભરાઈ રહેલી નદીની ધારા અકસ્માત્ છૂટે તેમ, વિશ્વની યાત્રાએ જવા બહાર નીકળી પડી અને તેમાંની એક શાખા વેદમંત્રનો ઉચ્ચાર કરતી કરતી આવીને જે દિવસે ભારતવર્ષની અરણ્યછાયામાં યજ્ઞનો અગ્નિ સળગાવી બેઠી, તેજ દિવસથી આર્ય–અનાર્યના ઇતિહાસે જે વિશાળ ગાન ગાવા શરૂ કર્યાં છે, તે પૂરા થતા પહેલાજ શું આજ અટકી પડશે ? એને શું વિધાતા છોકરાના રમવાના રેતીના ઘરની પેઠે અકસ્માત્ ભાગી નાખશે ? ત્યારપછી આજ ભારતવર્ષમાથી છૂટેલા બૌદ્ધ ધર્મના મિલનમંત્રે, કરુણા-જળે ભર્યાં ગંભીર મેઘની પેઠે ગાજી ઉઠી, એશિયાના પૂર્વ સાગર સુધીના સમસ્ત મંગોલિયન લોકોને જગાવી મૂક્યા, અને બ્રહ્મદેશથી માંડીને દૂરદૂર જાપાન સુધીના જુદી જુદી ભાષામાં જુદા જુદા લોહીના લોકને ધર્મ સંબંધે ભારત વર્ષની સાથે જોડ્યા, ભારતક્ષેત્રમાં એજ મહાશક્તિનો અભ્યુદય શું કેવળ ભારતને જ માટે વગરપરિણામ આણ્યે સમાપ્ત થઈ જશે ? ત્યાર પછી એશિયાને પશ્ચિમકાંઠે દૈવબળની પ્રેરણાએ માનવીની બીજી એક મહાશક્તિ ઉંઘમાંથી જાગી ઉઠીને, એકતાનો મંત્ર લઈ દારુણ વેગે પૃથ્વીના પટ ઉપર ફરી વળી, એ શક્તિ વિધાતાએ ભારતમાં માત્ર બોલાવી આણી છે, એટલું જ નહિ પણ તેમને અહીં કાયમનું ઘર કરી આપ્યું છે આપણા ઇતિહાસમાં શું આ માત્ર આકસ્મિક ઉત્પાતજ છે ? એમાં શું કશા નિત્ય સત્યનું લક્ષણ-જ નથી ? ત્યાર પછી યુરોપના મહાક્ષેત્રમાંની માનવશક્તિ પ્રાણને બળે, વિજ્ઞાનને કૌતુહલે, ધનની વાસનાએ જ્યારે ઘરમાંથી બહાર નીકળી પડી ને વિશ્વને માર્ગે ચાલી, ત્યારે એની પણ એક પ્રબળ ધારા ભારતમાં આવી અને વિધાતાના વિધિએ એણે આપણને લાત મારી જગાડી દીધા બૌદ્ધ ધર્મનું પૂર ઓસરી ગયા પછી દેશમાં જુદા જુદા ધર્મ-ની કાંટાની વાડો ઊભી થઈ દેશના ટુકડે ટુકડા થઈ ગયા હતા, તેવે અવસરે શંકરાચાર્યે આ સર્વ ટુકડાઓને એક કરવાના સમર્થ પ્રયત્ન કર્યા અને વળી ફરી ભારતવર્ષનું

ગારવ શોભાવ્યું. પછી વળી જ્યારે દાર્શનિક જ્ઞાનની સાધનાને કારણે ભારતવર્ષના જ્ઞાની–અજ્ઞાની, અધિકારી–અનધિકારી તૂટી છૂટી પડવા લાગ્યા ત્યારે ચૈતન્ય, દાદુ, કબીર વગેરે સંતોએ ભારતવર્ષના જુદા જુદા પ્રદેશની જાતિઓની ફાટોને, ધર્મની ફાટોને સાંધવા માટે ભક્તિનો પરમ સુંદર અમૃતરસ રેડ્યો. ભારતવર્ષના માત્ર હિંદુસમાજની ફાટો સાંધવા તેમાં પ્રેમનો રસ તેમણે રેડયો છે, એટલુંજ નહિ પરંતુ ભારતવર્ષના હિન્દુ–મુસલમાન એ બે મોટા ધર્મ વચ્ચે રહેલા સમુદ્ર ઉપર તેમણે પૂલ બાંધ્યા છે. ત્યારપછી પણ આજસુધી ભારતવર્ષ હાથપગ જોડીને બેસી રહ્યો છે એવું નથી. ત્યારપછી પણ રાજા રામમોહન રાય, સ્વામી દયાનંદ, કેશવચંદ્ર સેન, રામકૃષ્ણ પરમહંસ, વિવેકાનંદ, શિવનારાયણ સ્વામી વગેરે અનેક મહાપુરુષોએ અનેકતામાં એકતા તથા ક્ષુદ્રતામાં મહત્તા સ્થાપવાને માટે પોતાનાં જીવનની સાધના ભારતવર્ષને સોંપી છે. અતિ પ્રાચીન કાળથી આજ સુધી ભારતવર્ષનો આ એક એક અધ્યાય ઇતિહાસનાં વીખેરાઈ પડેલાં ગપ્પાં નથી, પણ સમસ્ત ઘટનાઓ એક અખંડ દોરીએ ગૂંથાયેલી છે–એને સ્વપ્નની પેઠે ઉડાવી દેવાની કોઈની તાકાત નથી–એ બધી ઘટનાઓ આજ સુધી જીવંત છે. સંધિ હોય કે વિગ્રહ હોય, તોપણ એ બધા વચ્ચે થઈને એ ઘટનાઓ ઘડીમાં લાડ લડાવી, ઘડીમાં લપડાક મારી, વિધાતાની વિધિ પ્રમાણે પોતાની રચના આજ સુધી રચતી આવી છે. પૃથ્વીના બીજા કોઈ દેશમાં આવી મોટી રચનાની સામગ્રી એકઠી થઈ સાંભળી નથી. આટલી જાતિઓ, આટલા ધર્મ, આટલી શક્તિ બીજા કોઈ તીર્થક્ષેત્રમાં એકઠી થઈ સાંભળી નથી. ઠેઠ સુધીની આવી ભિન્નતા અને વિચિત્રતાને ભવ્ય એકતાએ બાંધી રાખી વિરોધમા પણ એકતાના આદર્શનો પૃથ્વીમાં વિજય કરાવવા વિધાતાનો આવો વિધિ બીજે ક્યાંય સંભળાયો નથી. બીજે બધે માનવી ભલે રાજ્ય વિસ્તારે, વેપાર વધારે, પ્રતાપ વધારે–ભારતવર્ષમાં તો માનવી કઠણ તપસ્યા

વડે એકનો-બ્રહ્મનો, જ્ઞાને-પ્રેમે-કર્મે સમસ્ત અનેકતામાં અને સમસ્ત વિરોધમાં પણ સ્વીકાર કરી, માનવીની અતિ ઘણી સાંકડી કર્મશાળામાં પણ મુક્તિની ઉદાર નિર્મળ જ્યોતિને સળગતી રાખે-ઇતિહાસના આરંભથી માંડીને ભારત આપણને એજ આજ્ઞા આપતું આવ્યું છે. કાળો, ગોરો, મુસલમાન, ખ્રિસ્તી, પૂર્વ પશ્ચિમ કોઈ આપણી વિરુદ્ધ નહિ-ભારતના પુણ્યક્ષેત્રમાં સર્વ વિરોધ એક થઇ જવા માટે હજારો વર્ષ લગી કઠોર સાધના કરશે, એટલા માટે તો બહુ પ્રાચીન કાળે અહીંનાં તપોવનમાં એકનું તત્ત્વ ઉપનિષદે સરળ જ્ઞાન સાથે એવી આશ્ચર્ય રીતે ઉપદેશ્યું છે કે તેની જુદી જુદી દિશાએથી જુદી જુદી વ્યાખ્યાઓ કરતાં પણ પાર પામી શકાય નહિ.

માટેજ હું સૂચવું છું કે, બીજા દેશના લોકનો થોડોક ઇતિહાસ જોઈને એમ માની લેવું નહિ કે ભારતવર્ષના ઇતિહાસમાં કંઇ નથી; તેમાં જે ઉત્પાત ને વિરોધ દેખાય છે તેથી નિરાશ થઇને અંધભાવે ન કરવાનું કરી બેસવાનું કંઇ પણ કારણ નથી; નક્કી માનજો કે, એ માર્ગે આપણે સફળ થઈ શકીશું નહિ. વિધાતાની ઇચ્છા સાથે પોતાની ઇચ્છાનો યોગ કરવો એજ સફળતાનો સાચો ઉપાય છે, વિધાતાની સામે બંડ ઉઠાવવાથી એ સહજ સફળતાની લાલચ દેખાડી અંતે આપણને વિફળતાના ઉંડા ખાડામાં નાખશે.

માનવીની સમસ્ત મહાશક્તિઓ વડે જે ભારતવર્ષ ધીરે ધીરે આમ વિરાટ્મૂર્તિ ધારણ કરી શકયો છે, સમસ્ત આઘાત, અપમાન, સમસ્ત વેદના સહન કરતે કરતે આ પરમ પ્રકાશને રસ્તે ચાલ્યો છે, તે ભારતની મહાસાધનાની અંદર પોતાની અચળ ભક્તિને જોરે સમસ્ત ક્ષોભ, અધૈર્ય અને અહંકારને ડુબાવી દઈ ભારતવિધાતાના પગ આગળ તેની પૂજાની સામગ્રીરૂપે પોતાના નિર્મળ જીવનને કોણ અર્પી દેશે ? ભારતને જગાડનારા આપણા પુરોહિતો ક્યાં ? તેઓ ગમે ત્યાં હશે, પરંતુ એ વાત નક્કી

માનજો કે, તેઓ ચંચળ નથી, તેઓ ઉન્મત્ત નથી, તેઓ કર્મહીન અભિમાનભર્યાં વાક્યો વડે દેશના લોકને ઉશ્કેરી મૂકી ગાંડા નહિ બનાવી દે, નક્કી જાણજો કે, એમનામાં બુદ્ધિ છે, હૃદય છે, અસાધારણ કર્મનિષ્ઠા પણ છે, તેમનામાં જ્ઞાનની ગભીર શાન્તિ તથા ધૈર્ય અને સાથે સાથે ઇચ્છાશક્તિનો પ્રબળ વેગ તથા કાર્યકુશળતા પણ છે

પણ જ્યારે જોઇએ છીએ કે, અમુક બનાવથી ઉશ્કેરાઇ જઇને, પ્રાસંગિક વિરોધથી ગભરાઇને, દેશનું હિત કરવું જોઇએ એમ ધારીને દેશના અનેક લોક પળમાત્રમાં ઉંચે શ્વાસે દોડવા મંડી જાય, ત્યારે માનવું પડે છે કે તેઓ હૃદયની લાગણીનેજ માત્ર સાધન માની વન-વગડાને રસ્તે દોડવા બહાર પડયા છે દેશના વિશાળ અને દૂર દૂર સુધી વિસ્તરતા મંગળને શાન્તભાવે સત્યભાવે વિચાર કરવાની તેમનામાં શક્તિ નથી હૃદયમાં અતિ ઘણી ચાલતી વેદનાનેજ તેઓ અનુભવ કરે છે અને વેર લેવાની વૃત્તિ મનમાં એટલી બધી ઉંડી રાખે છે, કે પોતાની જાતને વશ રાખવાની શક્તિ ન હોવાને કારણે સમગ્ર હિતને ઘા કરી દે એવો સંભવ છે

ઇતિહાસનો અભ્યાસ વિચારપૂર્વક કરવો એ કઠણ વાત છે સર્વ દેશના ઇતિહાસમાં કોઈ પણ મોટો બનાવ મૂર્તિરૂપે ખડો થાય, ત્યારે અભ્યાસ કરવાથી જણાશે કે, પ્રચંડ ઘા અને આંદોલનને બળેજ એ મૂર્તિ પેદા થયેલી રાષ્ટ્રમાં કે સમાજમાં વિષમતાનો બોજો અનેક દિવસથી ધીરે ધીરે છાનો છાનો એકઠો થઈ ઢગલો થાય, પછી ફાટીને એકદમ બહાર પડે ને વિપ્લવ થાય એ સમયે દેશમાં જો અનુકૂળ સામગ્રી તૈયાર હોય, પહેલેથી જો ભંડારમાં જ્ઞાન અને શક્તિની સામગ્રી વગરઢોલાહલે ભરી રાખી હોય, તો એ વિપ્લવના ભયંકર ઘાને ઝીલી લઇ દેશ પોતાના નવતર જીવનને નવીન સમતા આપી આગળ ચાલે દેશની અંદરની એ છાનીમાની સંઘરી રાખેલી સામગ્રી જોયા જાણ્યા વિનાજ આપણે માની લઇએ છીએ

કે, વિપ્લવથી દેશ નવજીવન પામ્યો; માની લઈએ છીએ કે,વિપ્લવજ મંગળનું મૂળ કારણ છે–વિપ્લવજ મંગળનો મુખ્ય ઉપાય છે.

ઇતિહાસનો એમ બહારથીજ અભ્યાસ કરીને આપણે માની બેસવાના કે, જે દેશના મર્મસ્થાનમાં પેદા કરવાની શક્તિ નબળી પડી ગઇ છે, તે પ્રલયના ઘાને કદીજ રૂઝાવી શકે નહિ. બાંધવાની–ચણવાની સ્વાભાવિક પ્રવૃત્તિ જેનામાં જીવતી છે, તેના જીવનધર્મને, તેની સરજવાની શક્તિને એજ નાશ કરવાની શક્તિ લાત મારીને જગાડે. એમ નવી સૃષ્ટિને નવા બળ વડે ઉભી કરવી એજ પ્રલયનો મહિમા છે; નહિ તો માત્ર ભાંગવું, વગરવિચાર્યે વિપ્લવ જગાડવો, એ કોઈ રીતે કલ્યાણજનક થઇ શકે નહિ.

શઢમાં વેગવાળો પવન ભરાય તો વહાણ આળસ ખંખેરી સરસર ચાલ્યું જાય, ત્યારે નક્કી જાણીએ કે બીજું કશું તો નહિ, પણ તળીએ કાણું તો નથીજ. કદાચ હશે તો વહાણના સુથારે ગમે તો રાત્રે કે ગમે તો દિવસે બેસીને એની મેળે પૂરી દીધું છે. પણ જે જીર્ણ વહાણ-ને ધક્કો મારતાંજ તળીઆનું એક પાટીઉં બીજા પાટીઆ સાથે અથડાઇને દાંત કાઢે, તેના શઢમાં વેગવાળો પવન શું વિનાશનું કારણ નથી? આપણા દેશમાં એક જરા સરખો ધક્કો લાગતાં હિંદુ મુસલમાન સાથે અને ઉંચી વર્ણ નીચી વર્ણ સાથે શું અથડાઇ પડતી નથી? અંદરજ જ્યારે આમ કાણાંની પરંપરા છે, ત્યારે પવન કાપીને, મોજાં-થી અચીને સ્વરાજ્યને બંદરે પહોંચવા માટે ઉશ્કેરણી ઉપરથી ગાંડછામાં કૂદી પડવું એ તે કંઇ ઉપાય છે?

બહારથી દેશ જ્યારે અપમાન પામે છે, આપણા હક લેવાની ઇચ્છા કરતાં પણ, 'તમે તો નાલાયક છો' એવો અપવાદ જ્યારે રાજકારભારીઓ તરફથી મળ્યા કરે છે, ત્યારે આપણા દેશની કયી દુર્બળતા કે કયી ત્રુટી માનવી એ પણ વિચારવું આપણે માટે કઠણ થઈ પડે છે. ત્યારે

આબરૂ રાખવાને કારણેજ બીજાની સામે લપડાક મારીને મોં રાતું રાખીએ છીએ એટલુંજ નહિ પણ અભિમાન ઉપર લાત વાગતાં પોતાની ગુંજાશ સંબંધેનો વિચાર કરવા જેટલી પણ બુદ્ધિ ખોઇ બેસીએ છીએ. આપણે અપમાનને યોગ્ય નથી, એ આંખના પલકારામાં સાબિત કરી દેવાને માટે આપણે એકદમ અધીરા બની ઉઠીએ છીએ. આપણે બધું કરી શકીએ છીએ, આપણે સર્વ રીતે તૈયાર છીએ, માત્ર બહારના દબાણુથીજ આપણે દબાઇ રહ્યા છીએ એવી વાતો ઉંચું ગણું કરીને બોલી બેસી રહેતા નથી, પણ એવે વિશ્વાસે કામ કરવાને પણ આપણું અપમાનિત હૃદય આકુળવ્યાકુળ થઇ ઉઠે છે. ચિત્તની આવી અત્યંત ઉશ્કેરાયલી સ્થિતિમાં ઇતિહાસ ભણતાં આપણે ભૂલ ખાઈ જઇએ છીએ. મનમાં માની લઇએ છીએ કે, જે સર્વ પરાધીન દેશ સ્વાધીન બન્યા છે તે સૌએ વિપ્લવ કર્યો છે, અને તેથી સ્વાધીન બન્યા છે. એ સ્વાધીનતા હાથ કરવાને અને ત્યાર પછી હાથ રાખવાને માટે બીજા કોઇ ગુણની જરૂર છે કે નહિ, તે આપણે કાળજી રાખીને ભણતા નથી; અથવા ઉતાવળે ઉતાવળે માની લઇએ છીએ કે, એ સૌ ગુણ આપણામાં છે અથવા તો જરૂર પડતાં એ ગુણ કોઇ ને કોઇ રીતે જોગવી લઇશું.

એ રીતે માણસનું મન જ્યારે અપમાનથી દુભાઈને પોતાનું ગૌરવ સાબિત કરવાને તૈયાર થઈ જાય, બધી કઠણ મુશ્કેલીઓને ગણકાર્યા વિનાજ ગાંડાની પેઠે અસાધ્ય સાધનાએ આત્મહત્યા કરવાનો ઉદ્યોગ કરે, ત્યારે એના જેવી મર્મભેદી કરુણાજનક સ્થિતિ જગતમાં બીજી કયી! એ પ્રકારના ઉદ્યોગથી તો આપણે જરૂર નિષ્ફળ થવાના, એમ છતાં પણ એને હસી કઢાય એમ નથી. એની મધ્યે માનવપ્રકૃતિનો જે પરમ દુઃખકર ઉત્સાહ રહેલો છે, તે પૃથ્વીના સર્વ દેશમા અને સર્વ કાળમાં અનેક કારણે અનેક અસંભવ આશાએ અસાધ્ય સાધને વારંવાર બળતા પતંગીઆની પેઠે આંધળો થઇ બળીને ભસ્મ થઇ જવા માટેજ

અગ્નિશિખામાં પડતું મૂકે છે.

એ તો ગમે તે હોય—ગમે તે થઇ ગયું, પણ શક્તિનું અભિમાન લાત ખાઇને જાગી ઉઠયું એ જાતિને માટે અનિષ્ટ છે, એમ તો કહી શકાય નહિ. ત્યારે વખતે વિરોધના ક્રોધભર્યા આવેશને લીધે આપણો આ ઉદ્યમ અકસ્માત્ ફળી ઉઠયો છે એમ માનીને આપણામાંના કોઇ કોઈ દેશની શક્તિ વિરોધની મૂર્તિમાં જ છે એમ માની બેસે છે. પણ જેમને સામાન્ય અવસ્થામાં કોઇ દિવસ સ્વાભાવિક સ્નેહને કારણે દેશહિતમાં ઉભા રહેવાનો અભ્યાસ નથી, અનેક દિવસની ધીરજ વડે અનેક સાધને અનેક વિઘ્નોમાં થઇને ઉંચા સંકલ્પોને સફળ કરવાની જેમને પ્રકૃતિ નથી, જેઓ અનેક દિવસથી રાજકારભારના વિકટ કાર્યથી દુર્ભાગ્યને કારણે નીકળી ગયા છે ને નાના નાના સ્વાર્થો સાધવા માટે સાંકડા મનથી જીવનનાં કામ કરતા આવ્યા છે, તેઓ એકદમ ક્રોધ કરીને નિમેષમાત્રમાં દેશનું સમસ્ત હિત કરી નાખે, એ કોઇ રીતે બની શકે એમ નથી. સામાન્ય દિવસે તો વહાણની પાસે પણ ગયો નથી, તેને તોફાનને દહાડે ઉતાવળે ઉતાવળે હાથમાં સુકાન પકડી મોટો માછી થઇ બેસું ને દેશમાં વાહવાહ બોલાવું એવો સંકલ્પ તો સ્વપ્નમાં જ આવવો સહેલો છે. માટે આપણે પણ ઠેઠ શરૂઆતથી માંડીને કામ કરવું પડશે. એથી વિલંબ તો થશેજ, પણ વિપરીત ઉપાયે તો એથી પણ વધારે વિલંબ થશે.

માનવી વિશાળ મંગળ સાધે, તપસ્યા વડે ક્રોધથી કે કામથી એ તપસ્યાનો ભંગ થાય; અને તપસ્યાના ફળનો પળવારમાં નાશ થઇ જાય; આપણા દેશના કલ્યાણ માટે પણ એકાન્તમાં નક્કી તપસ્યા થાય છે. ઉતાવળે ફળ મેળવવાનો એને લોભ નથી. પ્રસંગે પ્રસંગે થતી આશાભંગનો ક્રોધ એ દાબી રાખે છે. એવે સમયે આજ અકસ્માત અધીરી ઉન્મત્તતા યજ્ઞક્ષેત્રમાં લોહી વરસાવી, એની બહુ દુઃખે સંચિત કરેલી તપસ્યાના ફળને કલંકિત કરી નષ્ટભ્રષ્ટ કરવાનો આ ઉદ્યોગ મંડાયો છે.

ક્રોધના આવેશમાં તપસ્યા ઉપર વિશ્વાસ પડે નહિ; એને નકામી ગણી કાઢે, પોતાના કાજમાં અંતરાયરૂપ માનીને ધૂતકારી કાઢે, ઉત્પાત કરીને એ તપસાધનાને હલાવી નાખે ને તેને વિફળ કરી નાખવાના પ્રયત્ન કરે. ફળને પાકવા દેવા જે ધીરજ જોઈએ તેને એ આળસ માને, ઝડપ દઈને કાચા ફળને તોડી પાડવામાં જ પુરુષાર્થ માને, એ તો માને કે માળી બિચારો ઝાડના મૂળમાં પાણી રેડે છે, કારણકે ઉપર ચઢીને ફળ તોડી લેવા જેટલું એનામાં સાહસ નથી, બિચારો નબળો છે; એવી સ્થિતિમાં એ માળી ઉપર રાગ કરે ને પાણી રેડવાના કામને નકામું ગણે કે આળસ ગણે. ઉશ્કેરાયેલી દશામાં માણસ પોતાની સ્થિતિનેજ જગતમાં સૌથી વધારે સાચી માને, જ્યાં એ સ્થિતિ ન હોય ત્યાં એને કશી સાર્થકતા દેખાય નહિ.

પણ ચીણગારીમાં ને દીવામાં જે ફેર છે, તેવોજ ઉશ્કેરાયલી દશામાં ને શક્તિમાં ફેર છે. ચકમક પછાડવાથી જે ચીણગારી પેદા થાય તેથી કંઈ ઘરમાંથી અંધારું જાય નહિ. તેની સામગ્રી જેમ નાની, તેમ તેનું ફળ પણ નાનું. દીવો કરવો હોય તો કોડીઉં લાવવું પડે, રૂ લાવી દીવેટ કરવી પડે, તેમાં તેલ પૂરવું પડે અને દીવાસળી ઘસી દીવો કરવો પડે. જોઈતું ખર્ચ કરીએ ને જોઈતી મહેનત કરીએ, ત્યારે દીવો થાય ને ઘરને અજવાળાય. દીવાને માટે આટલી બધી સામગ્રી તૈયાર કરીએ નહિ, માત્ર ચકમકના પથરા ઠોકાઠોક કરવા માટે દોડાદોડ કરી મૂકીએ, તણખા છૂટયે કામ સિદ્ધ થયું માની આનંદે ગાંડાતુર થઈ જઈએ, એવી સ્થિતિ થાય ત્યારે નક્કી માનવું પડે કે, એથી કંઈ ઘરમાં દીવો સળગવાનો નથી, પણ વખતે આખું ઘર સળગી ઉઠવાનો સંભવ છે.

પણ શક્તિને સસ્તે મૂલ્યે ખરીદવા માટે માણસ ઉશ્કેરાઈ જાય. એને ખબર નથી કે, માલ એવો મળે ખરો, પણ એ એવો તો તકલાદી છે, કે ફરી ફરીને ખરીદ્યે તેનો પાર આવવાનો નથી ને મૂલ્ય આપી આપીને થાકી જવાશે;

ભાવનાએ દેશને ગાંડો કરી મૂકે છે. આપણે આજ આમ સમસ્ત દેશને આ મંત્ર આપીને ભૈરવીચક્રમાં બેસાડી દીધા છેઃ

पीत्वा पीत्वा पुनः पीत्वा यावत्पतति भूतले ।
उत्थाय च पुनः पीत्वा पुनर्जन्मो न विद्यते ॥

ધર્મ નહિ, કર્મ નહિ, કશી યોજના નહિ; માત્ર ભાવના ઉછાળા ને મત્તપણાની મૂર્તિ!

અનેકને ઇસારા કરી બોલાવ્યા, અનેકને સાદ કરી બોલાવ્યા, લોકોનાં ટોળાં જોઇને આનંદ થયો, આશા પડી પણ કાર્યના ક્ષેત્રમાં એવું કશું બીજ વવાયું નહિ કે ઉપડી આવેલી શક્તિને માટે કશું સાર્થક જેવું ઉગી નીકળે. માત્ર ઉત્સાહજ આવવાથી કંઇ કામ થાય નહિ, કારણ કે કામ તો આપ્યુ નહિ. ભૂખ ઉઘડી હોય તે વેળાએ ખાવાનું ન મળે તો રોગ થાય. મનમાં માન્યું કે ઉત્સાહથી માણસ નિર્ભય બને, એથી કાર્યક્ષેત્રમાં આવતાં વિઘ્નોને ઓળંગી શકે; પણ એમ ઠેકડા મારી મારીને વિઘ્નો ઓળંગવાના ઉત્સાહથીજ કંઈ સૌ કામ થઈ જાય નહિ. બુદ્ધિ સ્થિર રાખીને વિચાર કરવાની શક્તિ અને કામની યોજના કરવાની શક્તિ એજ વધારે ઉપયોગની છે. બેશક, દારૂડીઓ હાથમાં તલવાર લઇને ખૂન તો કરી શકે, પણ ઠરીને યુદ્ધ કરી શકે નહિ. યુદ્ધમાં કશો ઉન્માદ જ હોતો નથી, એમ તો નથી, પણ એ ઉન્માદને ઠંડું મગજ વશ રાખી ચલાવે છે. એવી ઠંડા મગજવાળા દૂરદર્શી કર્મોત્સાહી પ્રભુને આજે આ ઉશ્કેરણીના દિવસોમાં દેશ શોધે છે, બોલાવે છે, પણ દેશના દુર્ભાગ્યને કારણે એનો સાદ એવા વીરને પહોંચતો નથી. આપણા તરફ જે દોડી આવ્યા છે તે તો મદ્યના પાત્રમાં માત્ર મદ્ય જ રેડયા જાય છે, એંજીનમાંથી વરાળ છૂટવા જાય છે. જ્યારે પ્રશ્ન ઉઠે છે કે, એ એંજીનને માટે રસ્તો સીધો કરીને પાટા બેસાડવાની ગોઠવણ કરીએ, ત્યારે આપણે ઉત્તર દઇ દેવાના કે, એ રગડો કામ કરવા માટે માથું દુખાડવાની જરૂર નથી—એ તો વખત આવ્યે એની મેળે થઇ રહેશે, મજૂરનુ કામ મજૂર કરી

લેશે–આપણે તો નાયક, એટલે એંજીનમાં ચઢી બેસવાના.

આજ સુધી જે શાન્ત થઈને બેસી રહ્યા હતા તે પણ આજ ઉઠીને પ્રશ્ન કરે છે કે, ત્યારે શું બંગાળાની સમસ્ત પ્રજામાં આ જે ઉત્સાહ આવી ગયો છે તેનું કશું સારૂ ફળ નહિ થાય ?

નહિ થાય એ વાત હું કદી જ કહેતો નથી. ઉંઘતી શક્તિને જગાડી ઉઠાડવા માટે આજ ઉત્સાહની જરૂર હતી, પણ શક્તિને જગાડી બેઠી કરી, ઉભી કરી; ત્યાર પછી કરવું શું ? કામ કરાવવાનું નહિ, માત્ર ગાંડાંજ કઢાવવાનાં ! ઠંડા જીવને કામ કરાવવા જેટલા મદની જરૂર હોય, તેથી વધારે આપવાથી તેની કામ કરવાની શક્તિ ઉલટી નાશ પામે. જે સૌ કાચાં કામમાં ધીરજ અને ખંતની જરૂર છે એ કામમાં દારૂડીઆને રુચિ થાય નહિ, એમાં એની શક્તિ ચાલે નહિ. એને તો દોડાદોડી ગમે ને કામને નામે એ કામનું સત્યાનાશ વાળી દે. એની રુચિ જ એવી છે. પોતાના નશાના ઘેનમાં આ જે ઉત્પાત મચાવી મૂકે એને એ દેશહિતનું નામ આપે અને ઉંચે સાદે ઉશ્કેરણી કર્યા કરે. હૃદયના આવેશને માત્ર અંતરમાંજ બાંધી રૂંધી રાખીએ ને જોઈતું કામ આપી બહાર નીકળવાનો માર્ગ આપીએ નહિ, તો એ આવેગ સડીને ઝેર થાય–તેની નકામી ચંચળતા આપણી નાડીમાં જોરથી ઉછળે અને આપણી કર્મસભાને નૃત્યસભા કરી મૂકે.

ઉંઘમાંથી ઉઠી પોતાની ચંચળ શક્તિ સાચી છે એમ અનુભવવા માટે ઉત્સાહના બળની આપણને જરૂર હતી. મનમાં નક્કી કરી લીધું હતું કે, જન્માન્તરની સુકૃતિ અને જન્મકાળના શુભ ગ્રહસ્વરૂપ આપણા કર્મહીન હાથ અંગ્રેજ સામે જોડીએ એટલે એ આપણાં સૌ કામ પોતેજ આપણને કરી આપશે. વિધાતાએ આ વગર મહેનતે આપેલા સૌભાગ્યને કદી પગે લાગતા ને કદી તેની સાથે ઝગડો કરી વખત ગુમાવતા. એમ કરતાં કરતાં જ્યારે સા લોક ઑફિસમાં જાય, ત્યારે આપણે ઘરમાં જઈને નિરાંતે ઉંઘ

હોતા. એ ઉંઘમાંથી જાગવાની જરૂર હતી.

એવે સમયે કોણ જાણે ક્યાંથી ઘા આવી પડયો ને ઉંઘ ભાગી ગઇ. પહેલાંની પેઠે સુખસ્વપ્નો જોવાની હવે ઈચ્છા રહી નહિ. ફરી આંખો મીંચવાની ઈચ્છા થઈ નહિ, તોય ખુબીની વાત તો એ છે કે, આપણાં સ્વપ્ન આપણા જાગરણમાં પણ તરવા લાગ્યાં.

એટલે આપણે માની લીધું કે, પ્રયત્ન નહિ કરીએ તો-પણ ફળ એની મેળે આવીજ મળશે; હજીયે માનીએ છીએ કે ફળ મેળવવાના લાંબા માર્ગને, મહેનત બચાવવાને કારણે આપણે ટુંકો કરી શકીએ. સ્વપ્નાવસ્થામાં આકાશના તારા હાથમાં લઈ જોતા હતા, જાગ્રત અવસ્થામાં પણ એ વાતને ભૂલી શકતા નથી. શક્તિનો ઉત્સાહ એટલો બધો આપણામાં વધી ગયો છે, કે બહુજ જરૂરનો વિલંબ પણ આપણાથી સહન થઇ શકતો નથી--નકામો લાગે છે. બહારથી પુરાણી દીનતા એની એજ કાયમ છે, અંદરથી નવા જાગેલા ઉત્સાહને જોરે માથું ઉંચું થઈ ગયું છે, એ બેનો જોગ કરવો કેવી રીતે ? ધીરે ધીરે ? રીતે રીતે ? બેની વચ્ચેની ઉંડી બખોલ ઉપર પથ્થરનો પૂલ બાંધીને ? પણ અભિમાન વિલંબ ખમે નહિ, મત્તતા બોલે 'મને સીડીની જરૂર નથી, હું તો એમજ ઉડવાની; પ્રસંગ પકડીને તો સો કોઇ સાધના સાધી શકે, પણ અસાધ્ય સાધન વડે હું જગતને ચમકાવી મૂકું એજ કલ્પના મારા હૃદયમાં રમી રહી છે.' પણ જાણવું જોઇએ કે, પ્રેમ જ્યારે જાગે ત્યારે તે શરૂઆતથીજ કામ કરવા ઇચ્છે છે; એ નાના મોટા કશાની ગણના કરે નહિ, કશું કામ પાછળ બાકી રહી જશે એવી શંકા પણ કરે નહિ, પ્રેમ પોતાને સાર્થક કરવા ચહાય, એ પોતાને સાબિત કરવા ઉતાવળો થાય નહિ. પણ અપમાનની લપડાક ખાધે માત્ર જે અભિમાન જાગી ઉઠે, એ તો છાતી ફૂલાવી બોલે કે બસ, હું તો ચાલવાનુ નહિ, હું તો ઠેકડા મારતું જવાનું. એટલે કે સૌ જગતના લોકને જે કરવું પડે, તે કરવાની એને જરૂર

લાગે નહિ, ધીરજ એને નકામી લાગે, અંત નકામી લાગે; દૂરને બિન્દુએ જવા માટે ત્યાં પહોંચવાના ઉપાય લેવા પણ એને તો નકામા લાગે. ગઇ કાલે જેમ પારકાની શક્તિ પર આંધળા થઇ રહેતા, તેમ પોતાની શક્તિ ઉપર આંધળા થઇને આજે કૂદતા જોઇએ છીએ. તે વખતે પણ કામ કરવું સૂઝતું નહોતું, આજે પણ કામ કરવું સૂઝતું નથી. એક વાતમાં આવે છે કે, જ્યાંસુધી બાપ જીવતો હતો ત્યાં સુધી દીકરાને ખેતરમાં જવું સૂઝતું નહિ. બાપ ખેતી કરતો ને તેઓ મઝાથી ખાતા. બાપ મરી ગયો ત્યારે ખેતરમાં તો ગયા, પણ ખેતી કરવા નહિ, બાપે સંતાડેલું ધન ખોદી કાઢવાને ગયા. સાચેસાચું ધન તો હાડકાં નમાવીને ખેતી કરવામાં છે, એ શીખતાં બહુ દહાડા ફોકટ નીકળી ગયા. ધન કોઇ અદ્ભુત ઉપાયે દાટેલું જડવાનું નથી. સમસ્ત સંસારના લોક જેમ મહેનત કરીને ધન મેળવે છે ને ભોગવે છે, તેમ આપણે પણ કરવું પડશે, એ વાત જો આપણે સહજે નહિ શીખી લઇએ તો ઘા ને દુઃખ રોજ રોજ વધ્યાજ જશે, અને ખોટે માર્ગે જેમ જેમ આગળ ધસીશું, તેમ તેમ પાછા વળવાનો રસ્તો લાંબો અને કઠણ થઇ પડશે.

અધીરાઇથી કે અજ્ઞાનથી સ્વાભાવિક રસ્તા ઉપર અવિશ્વાસ લાવીને, કોઇ અણઘટતો રસ્તો ખોળી કાઢવાની ઉતાવળ કરી મૂકે તો માણસની ધર્મબુદ્ધિ ભ્રષ્ટ થાય. ત્યારે સર્વ સાધનને સાધન માની લેવાનું, સર્વ ઉપાયને ઉપાય માની લેવાનું મન થાય. નાનાં નાનાં છોકરાંને પણ પોતાની વાતો ચોખ્ખી રીતે બોલી દેતાં મનને આંચકો લાગે નહિ. મહાભારતમાંના સોમક રાજાની પેઠે અવળે ઉપાયે પણ સિદ્ધિલાભ કરવાની લાલચે આપણે અતિ સુકુમાર બાળકોને પણ યજ્ઞના કુંડમાં હોમી બેઠા છીએ. આ અવિચારી નિષ્ઠુરતાનું પાપ ચિત્રગુપ્તની નજરથી ઢાંક્યું રહે તેમ નથી. એનું પ્રાયશ્ચિત્ત શરૂ થઇ ગયું છે, બાળકો ઉપરની વેદનાથી આખા દેશનું હૃદય ચીરાવા લાગ્યું છે, હજી કોણ જાણે, કેટલું ય દુઃખ વેઠવું પડશે.

દુઃખ સહન કરવું એટલું કઠણુ નથી, પણ દુર્બુદ્ધિને કબજે રાખવી બહુ કઠણુ છે. અન્યાયને, મારફાડને એક વાર જો કર્મસાધનાની મદદે બોલાવી તો પછી અંતઃકરણને બગડતું બચાવવાની સર્વ શક્તિ ચાલી જાય. ન્યાયધર્મનું મધ્યબિંદુ એક વાર છોડયું એટલેજ બુદ્ધિ તો નાહી; પછી કામ થઇ શકે નહિ અને પછી તો વિશ્વવ્યાપી ધર્મવ્યવસ્થાની સાથે આપણા શ્રેષ્ઠ જીવનનો યોગ કરવાને માટે બહુ મુશ્કેલ થઇ પડે.

આવી દશા આપણા દેશમાં થોડા દિવસથી થતી આવે છે, એ આપણે નમ્ર હૃદયે અતિશય દુઃખની સાથે કબૂલ કરવું પડશે. આ વિવેચન કરવું સારૂં નથી લાગતું, પણ તેટલા માટે છાનામાના બેસી રહી એ સ્થિતિ છુપાવી રાખવી, અથવા અતિશયોક્તિથી તેને ઢાંકી રાખવી એ પણ ઇષ્ટ નથી; કારણ કે એથી તો દહાડેદહાડે સ્થિતિ ખરાબ થતી જાય.

બનતા સુધી પરદેશી માલ ન વાપરવો, દેશી કારીગરીને ઉત્તેજન આપવું અને તેની પૂર્ણ પ્રયત્ન કરીને ઉન્નતિ કરવી એના વિરુદ્ધ હું બોલું છું એવી કોઇએ શંકા કરવાનું કારણ નથી. બહુ દિવસ પહેલાં મેં લખ્યું હતું કે–

"નિજ હસ્તે શાક અન્ન તુલે દાઓ પાતે, તાઇ જેનો રૂચે;
મોટા વસ્ત્ર બુને દાઓ યદિ નિજ હાતે, તાઇ લજ્જા ઘુચે.–×

તે વખતે તો લૉર્ડ કર્ઝન ઉપર રાગ કરવાનું આપણને કંઇ કારણ ન હતું, અને બહુ પહેલાં જ્યારે સ્વદેશી ભંડાર સ્થાપીને દેશી વસ્તુઓનો પ્રચાર કરવાના મેં પ્રયત્ન કર્યા હતા, ત્યારે તો મારે લોકમતની વિરુદ્ધ ઉભું રહેવું પડયું હતું.

પણ, પરદેશી વસ્તુને બદલે દેશમાં દેશી ,વસ્તુનો પ્રચાર કરવાનું કામ ગમે એટલું મહત્ત્વનું હોય, તોપણ

× પોતાને હાથે શાક ને અન્ન લાવીને થાળીમા પીરસીએ તો જ ખાવાની રુચિ જાગે, ને જાડા વસ્ત્ર પોતાને હાથે વણી લઇએ તોજ લાજ ટળે.

એનું સમર્થન કરવાને લેશમાત્ર અન્યાય કરવો એ મતને હું કદાપિ માની શકતો નથી. વિલંબથી, વિરુદ્ધતાથી ડરવાનું નથી; એથી તો ભીંત પાકી થશે અને ધાર્યાં ફળ આવશે. દિવાળીને દહાડે પળવારમાં સુન્દર કેરી બનાવી આપે અને આશ્વાસન આપી કહે કે, એના રોકડા પૈસા આપવાની જરૂર નથી, એવી ઈંદ્રજાળ કોઈ રીતે સારી નથી. પણ હાય ! મનમાં જાણે બીક લાગે છે કે, ઘડીના છઠ્ઠા ભાગમાં પરદેશની મિલો જો બંધ કરી શકીશું નહિ, તો અચળ નિષ્ઠાથી આપણું કામ કરવાની આપણામાં શક્તિ રહેશે નહિ! એટલા માટે કોઈ રીતે હાથે હાથે ભાગલાનું વેર લેવા દોડતાં માર્ગ—કુમાર્ગનો વિચાર છોડી દઈએ છીએ. ચારે દિશાએથી કાન ચીરી નાખે એવા કોલાહલથી ભમી જઈ, પોતાના ઉપર અવિશ્વાસ કરી, પોતાના સ્વભાવ ઉપર અશ્રદ્ધા આણી, શુભ બુદ્ધિનો તિરસ્કાર કરી ઉતાવળે ઉતાવળે લાભ લણી લેવા દોડીએ છીએ, અને પરિણામે લાંબા વખત સુધી નાશનાં ગાડાં ભરી લાવીએ છીએ. મંગળને દબાવી મંગળ પમાશે, સ્વાધીનતાના મૂળમાં ઘા કર્યાથી સ્વાધીનતા લેવાશે એ કદી બની શકે એમ નથી, એવું વિચારવાની તો કદી ઇચ્છા પણ થતી નથી!

આપણામાંથી ઘણાય પૂરી રીતે જાણતા નથી અને કેટલાક જાણ્યા છતાં કબૂલ કરતા નથી કે, બહિષ્કારની બાબતમાં અનેક ઠેકાણે દેશના લોક ઉપર દેશનાજ લોકે જુલમ કર્યો છે. જેને હું સારૂં માનુ તે દષ્ટાન્તથી કે ઉપદેશથી બીજા બધાને જો સારૂં મનાવવાની જો ધીરજ રહે નહિ, બીજાના અધિકારમાં બળથી હાથ નાખવો એ વાતને અન્યાય માનવાનો અભ્યાસ જો દેશમાંથી ઉઠી જાય, તો પછી અસંયમને કોઈ સીમામાં બાંધી રાખવો કઠણ પડે. કર્તવ્યને નામે જો અકર્તવ્યનું બળ વધી પડે તો જોતજોતામાં આખો દેશ અસ્વાભાવિક બની જાય. એટલાજ માટે સ્વાધીનતા મેળવવાને નામે ખરેખર સ્વાધીનતાધર્મની વિરુદ્ધજ બંડ ઉઠ્યું છે, દેશના મતભેદને-

ઈચ્છાવિરોધને દંડો લગાવી બળથી એકાકાર કરી શકાશે એવી કુમતિ પેદા થઈ છે. હું જે કરૂં તે બધાએ કરવુંજ જોઈશે, હું જે બોલું તે બધાએ બોલવુંજ જોઈશે એમ માનીને દેશના અભિપ્રાયમાં, ઇચ્છામાં અને આચારમાં જે ભેદ છે તેને બળાત્કારે અકાળ મૃત્યુને વશ કરવા એનેજ આપણે જાતીય ઐકય માની લીધું છે. આપણો સમાજ વિરુદ્ધ મતવાળાને પીડા કરે છે, છાપાંમાં ગમે તેવી ગાળો ભાંડે છે, એટલુંજ નહિ પણ માર મારીને ઠેકાણે લાવવાનો ભય દેખાડે છે. તમે નક્કી માનજો ને મને તો એથી યે વધારે ખબર છે કે, એવા નનામા કાગળો આપણા દેશના અનેક લોકને વારંવાર મળે છે, અને દેશના પ્રવીણ માણસો પણ એ અપમાનમાંથી બચી ગયા નથી. અનેક મહાપુરુષોએ જગતમાં સામા પક્ષની વચમાં જઈને પોતાના મતનો પ્રચાર કરતાં પ્રાણ સુદ્ધાં આપ્યા છે. આપણે પણ આપણો મત પ્રચારવાને બહાર નીકળ્યા છીએ; પણ એ સૌ સારાં દૃષ્ટાન્તને બાજુ પર મૂકી* કાળા પહાડને જ ગુરુ માની બેઠા છીએ.

પહેલાં જે કહી ગયો છું કે, જેમનામાં ચણવાની શક્તિ નથી, તેઓને માટે ભાગવું એ આપઘાત સમાન છે. હું પ્રશ્ન કરૂં છું કે, આપણા દેશમાં બાંધવાની એ શક્તિ ક્યાં આગળ છે? કઈ સૃજનશક્તિ આપણામાં અંદરથી કામ કરીને આપણને એક સૂત્રે બાંધી રાખે એમ છે? ભેદનાં લક્ષણ તો ચારે બાજુએ છે! પોતાનામાં જ જ્યારે ભેદભાવ બળવાન હોય ત્યારે કોઈ રીતે આપણે પોતાનું કામ કરવા ઉભા થઈ શકીએ નહિ. એમ જો આપણું કામ આપણાથી થાય નહિ ત્યારે તો બીજા આપણા ઉપર કારભાર કરેજ. એ સ્થિતિની તો કોઈ રીતે ના પાડી શકાય નહિ. અનેક લોક એમ માને છે કે, પરાધીનતાનો રોગ અંદરનો નથી; માથું અંદરથી દુખતું નથી, પણ સરકાર માથાની ઉપર બોજારૂપ છે, તેથી માથું દુખે

* સંસારના બધા પ્રકારના બંધનો સામે યુદ્ધ મચાવનાર વ્યક્તિ.

છે. ગમે તેમ કરીને માથા ઉપરથી એ બોજો ફેંકી દીધો એટલે માથું હલકું-થઈ જશે. પણ એ વાત સહજ નથી! સરકાર કંઈ આપણી પરાધીનતા નથી, એ તો આપણી પરાધીનતાનું માત્ર પ્રમાણ છે.

પણ એનાં ગંભીર કારણો વિચારવા જેટલો પણ અવકાશ આપણાં મનમાં આજકાલ નથી. ભારતવર્ષની આટલી જાતિઓના ભેદ હોવા છતાં શી રીતે એક જાતિ બનીને સ્વરાજ્ય મેળવી શકાય? એ પ્રશ્ન જ્યારે ઉઠે, ત્યારે આપણામાંના જે ઉતાવળીઆ તે તો એમજ કહીને વાતનો નિકાલ કરી દે કે, સ્વીટ્ઝર્લૅંડમાં પણ અનેક જાતિઓ તો છે અને ત્યાં શું સ્વરાજ્યને વાંધો આવે છે?

એવાં પ્રમાણ આપીને આપણે આપણી જાતને ભુલાવી શકીએ, પણ વિધાતાની આંખમાં ધૂળ નાખી શકીશું નહિ. ખરી રીતે તો અનેક જાતિઓ હોવા છતાં સ્વરાજ્ય ચાલી શકે કે કેમ, એ અસલ પ્રશ્ન નથી. ભેદ તો અનેક જાતના હોઇ શકે. જે કુટુંબમાં દશ માણસ હોય તે કુટુંબમાં પણ દશ મત હોય છે. પણ અસલ પ્રશ્ન એ છે કે, એવા ભેદમાં પણ ઐક્યનું તત્ત્વ કામ કરી શકે કે નહિ? સ્વીટ્ઝર્લૅંડમાં અનેક જાતિઓ હોવા છતાં એક બની શકે, તો તે ઉપરથી સમજવું જોઇએ કે, એ ભેદ ઉપર થઇને પણ એકતા કરી શકાય. ત્યાંના સમાજમાં એવો એકતાનો કોઇ ધર્મ છે. આપણા દેશમાં પણ ભેદ તો છે જ, પણ એવો એક ધર્મ ન હોવાથી ભાષા, જાતિ, ધર્મ, સમાજ અને લોકાચારના ભેદ જુદી જુદી રીતે મોટા થઇ પડયા છે અને આ મહાદેશને નાના નાના ટુકડા કરી છિન્નભિન્ન કરી નાખ્યો છે.

તેથી એવાં પ્રમાણ આપીને નિરાંતે બેસી રહેવામાં લાભ નથી. આંખો મીંચીને એમ બોલ્યે કંઇ ધર્મ સાંભળશે નહિ કે, આપણું સૌ ઠીક થઇ ગયું છે, ને હવે માત્ર અંગ્રેજને કાઢી શકીએ તો બંગાળી, પંજાબી, મરાઠા, મદ્રાસી, હિન્દુ, મુસલમાન એકઠા મળીને એકમને એકપ્રાણે એકસ્વાર્થે સ્વાધીન બની જશે.

આજ ભારતવર્ષમાં થોડું ઘણું ઐક્ય દેખીને હવે કામ સિદ્ધ થશે એમ માનીએ છીએ, પણ એ ઉપર ઉપરનું છે, અંદરનું નથી. ભારતવર્ષની જુદી જુદી જાતિઓમાંનું આ ઐક્ય જીવનધર્મને કારણે બંધાયું નથી–પરજાતિના રાજ્યના બહારના બંધનથી આપણે બંધાયા છીએ.

સજીવ પદાર્થ યંત્રભાવે એકઠા રહી રહીને પણ કોઇ વાર મળી જાય છે. એક જાતના ઝાડની ડાળીમાં બીજી જાતના ઝાડની ડાળીની કલમ લગાવી શકાય, પણ જ્યાંસુધી એ બે ડાળીઓ મળી એક થઇ જાય નહિ, ત્યાંસુધી એના ઉપરના પાટા છોડી શકાય નહિ. બેશક, પાટા એ કંઇ ઝાડનું અંગ નથી, એટલા માટે ગમે એટલા સારા હોય તોપણ ઝાડને પીડા તો જરૂરજ દેશે, પણ જ્યારે જુદી જાતનાં બે ઝાડને એક કરી તેમનાં શરીરના અંદરના ભાગને બાંધ્યા જ, ત્યારે તો બેને એક થયા વિના બીજો માર્ગ નહિ. જરૂર કરતાં બાંધણ વધારે છે એ વાત ખરી પણ હોય, પણ એમાંથી છૂટવાનો એકજ ઉપાય–નવી આવેલી ડાળીની રેષાઓમાં મૂળ ઝાડે પોતાના અંતરનો રસ રેડવો, પૂરો ચોગ કરીને તેને પોતાની કરી લેવી, ત્યારે ઉપરનું બંધન છૂટી જાય. એ વાત નક્કી છે કે, એવી રીતે કલમ કરતાંજ આપણો માળી આપણી રેષાઓ કાપી નાખશે. અંગ્રેજી રાજ્ય નામે બહારના પાટા સ્વીકારી લઇને, અને ત્યાર પછી જડભાવે નહિ પણ અંદરથી સેવા કરીને, સ્નેહ કરીને સર્વ કૃત્રિમ પડદાને ખસેડી નાખી નાડીના બંધનથી ભારતવર્ષને એક કરી લેવો પડશે. અનેક કાર્યો એકઠા થઇને કરવાને માટે ભૌગોલિક ભૂમિને સ્વદેશરૂપે પોતાને હાથે તૈયાર કરવો પડશે અને વીખેરાઇ પડેલી અનેક જાતિઓને પોતાને હાથે સ્વજાતિરૂપે બનાવી લેવી પડશે.

વળી કોઇ કોઈ એવું પણ બોલતા સાંભળ્યા છે કે પાશ્ચાત્યો ઉપરનો સર્વ લોકનો સર્વસાધારણ દ્વેષ જ આપણને એક કરી શકશે. પૂર્વની પરજાતિ પ્રત્યેની પાશ્ચાત્યોની સ્વાભાવિક બેદરકારીથી અને ઉદ્ધતાઇથી ભારતના નાના

મોટા સૌ લોક બળી ઉઠ્યા છે. દિવસ જતા જાય છે, તેમ તેમ વેદનાનો અણીઆળો કાંટો ઉંડો ને ઉંડો આપણાં હૃદયમાં પેસતો જાય છે. એમ રોજ ને રોજ ઉંડો ઘાવ બધા ભારતને એક કરવાનું કામ કરી રહ્યો છે; માટે એ દ્વેષનેજ આપણી એકતાને માટે કામે લેવો.''

આ વાત સાચી જ હોય, તો દ્વેષનું કારણ જ્યારે ચાલ્યુ જશે, અંગ્રેજ આ દેશમાંથી ચાલ્યો જશે, ત્યારે તો એ એકતાની દોરી પળમાત્રમાં તૂટી જશે. તે વખતે દ્વેષનું બીજું કારણ આપણે ક્યાં ખોળવા જઇશું ? ત્યારે તો એ કારણ શોધવા દૂર જવાશે નહિ, બહાર જવાશે નહિ; અને પરિણામે લોહીતરસી દ્વેષબુદ્ધિને કારણે એકબીજા ઉપર છરી લઇને દોડવું જોઇશે.

''આટલા દિવસ તો ગમે તેમ ચાલ્યા, પણ હવે તો કંઇક સારૂં થશેજ, માટે અત્યારે તો આજ રીતે ચાલો'' એવી એવી વાતો જે કરે છે, તે એ વાત ભુલી જાય છે કે, દેશ એમની એકલાની પૂંજી નથી; રાગદ્વેષને ઇચ્છા-અનિચ્છા લઇને એ લોકો ચાલ્યા જશે તોપણ દેશ તો અહીં રહી જશે. ટ્રસ્ટી જેમ સોંપેલા ધનનો ઉપયોગ રીતસરના ઉપાયો છોડીને પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેમ કરી શકે નહિ, તેમ બહુ કાળનું બહુ લોકનું મંગળ અમુક પ્રસંગના ક્ષોભને વશ થઇ આંખો મીંચીને ટુંકી બુદ્ધિએ શકમંદ સ્થિતિમાં ફેંકી દેવાનો અધિકાર આપણામાંથી કોઇને નથી. સ્વદેશને ભવિષ્યમાં જેથી લાભ થઇ પણ શકે એવું ઢીલું શંકાસ્પદ કામ આજની ઉશ્કેરણીને ખાતરજ કરી નાખવું એ કદાપિ કોઇનું કર્તવ્ય હોઇ શકે નહિ. કર્મનું ફળ તે કંઇ આપણે એકલાએ ભોગવવાનું નથી, એમાંથી જે દુઃખ થાય તો તે અનેકને ભોગવવું પડે.

માટે જ વારંવાર કહ્યું છે ને વારંવાર કહીશ કે, વેરબુદ્ધિને રાતદિવસ માત્ર બહારની બાજુએ જાગતી રાખવાને માટે ઉશ્કેરણીની આગમાં પોતાની સંઘરેલી બધી થાપણને હોમી દો ના; બીજાની સામેથી ભમર ચઢાવેલું

મોં ફેરવી લો, અષાઢને દિવસે આકાશમાં ચઢેલાં વાદળાં જેમ મુસળધારે તાપે સુકાયેલી તરસી માટી ઉપર તૂટી પડે, તેમ દેશની સર્વ જાતિના સર્વ લોકની વચ્ચે ઉતરી આવો, સર્વ પ્રકારના મંગળકાર્યના જાળથી સ્વદેશને સર્વ પ્રકારે બાંધી દો, કર્મક્ષેત્રને ચારે બાજુએથી વિસ્તારો—એટલે સુધી વિસ્તારી દો કે દેશના ઉંચા નીચા–હિન્દુ મુસલમાન ખ્રિસ્તી–સૌ હૃદય સાથે હૃદયને અને કામ સાથે કામને મેળવી એક થાય. એથી રાજા આપણા ઉપર સંદેહ કરશે, આપણાં કામમાં વાંધા નાખશે, આપણને ઘડી ઘડી આંતરવાના પ્રયત્ન કરશે; પણ તેમાં એ કદી ફાવી શકશે નહિ–આપણે જરૂર વિજયી થવાના. વાંધાની સામે ગાંડાની પેઠે પોતાનું માથું અફાળીને નહિ, પણ વિચાર કરીને ધીરેધીરે તેને ઓળંગી જઇને વિસયી થઇશું, એટલું જ નહિ પણ કાર્યસિદ્ધિની સાચી સાધનાને દેશમાં હમેશને માટે સંઘરી શકીશું; આપણા અનુજોને માટે કામ કરવાના સૌ માર્ગ એકેએક ઉઘાડા કરી દઇશું.

આજ આ જે કેદખાનામાં લોઢાની સાંકળોનો ઝણકાર સંભળાય છે, દંડાવાળા પુરુષોનાં પગલાંથી કંપતા રસ્તા ગાજી ઉઠે છે, એના ઉપર પણ બહુ ધ્યાન આપતા નહિ. જો કાન માંડીને સાંભળશો તો કાળના મહાસંગીતમાં આ અવાજ તો ક્યાંય વિલીન થઇ જશે! કેટલા જુગની કેટલી ઉથલપાથલ, કેટલી પીડાના કેટલા છેદ, આ દેશના દરવાજામાં થઇને કેટલા કેટલા રાજપ્રતાપના પ્રવેશ ને વિદાય–એ સૌમાં થઇને ભારતવર્ષ પોતાની પરિપૂર્ણતાને માર્ગે ચાલ્યું જાય છે. તેમાં આજના એક નાનકડા દિવસનો નાનકડો ઇતિહાસ એની સાથે મળી જાય છે ને કંઇ કાળ પછી તે ક્યાંય ઉતરી ગયો છે એ દેખાશે પણ નહિ! ખામશો નહિ, ક્રોધ કરશો નહિ; ભારતવર્ષનો જે પરમ મહિમા સમસ્ત દુઃખના ઘા ખમતે ખમતે પણ વિશ્વકવિના સૃજનઆનંદને વહેતો વહેતો પ્રકટ થઇ ઉઠે છે તેની અખંડ મૂર્તિ ભક્તસાધકના શાન્ત ધ્યાનનેત્રમાં

અનુભવી શકીશું. ચારે બાજુના કોલાહલ અને ગભરાટની વચ્ચે સાધનાને સાચે માર્ગે સ્થિર રાખીશું. નક્કી માનીશું કે, આ ભારતવર્ષમાં જુગજુગાન્તરના માનવહૃદયની સમસ્ત કામનાઓનો પ્રવાહ એકઠો થયો છે-અહીં જ જ્ઞાનની સાથે જ્ઞાન ચર્યા કરશે, જાતિની સાથે જાતિ મળશે. અહીં વિચિત્રતાનો ગુંચવાડો થાય છે, ભેદ અત્યંત બળવાન છે, વિરોધ સખ્ત છે-આટલો ભેદ, આટલી વેદના, આટલી મારામારી આટલા બધા દિવસો સુધી સહન કરીને કોઇ દેશ બચી શકે નહિ. પણ કોઇ મહામિલનનો હેતુ જ આ સમસ્ત વિરોધભાવને ધારણ કરી રહ્યો છે, એકબીજાનો ઘા થવા છતાં પણ કોઇનો નાશ થવા દેતો નથી. આ જે સમસ્ત વિચિત્ર પ્રકારની જુદી જુદી સામગ્રી દેશદેશાન્તરથી ને કાળ-કાળાન્તરથી આવા એકઠી થઇ છે, તેને આપણી નબળી શક્તિ વડે ધક્કેલી પાડવા જતાં આપણે પોતેજ પડી જઇશું અને એને તો કશું પણ કરી શકીશું નહિ. જાણું છું કે, બહારથી થતો અન્યાય અને અપમાન આપણી એવી પ્રકૃતિને ઉશ્કેરી મૂકે છે કે જે ઘા કરી જાણે, જે ધીરજ રાખી જાણે નહિ, જે પોતાનો નાશ થવા છતાં પણ પોતાનો પ્રયત્ન સફળ થયો માને. પણ એ અભિમાનના ગાંડપણને ટાળવા માટે આપણા અંતઃકરણમાં ગંભીર આત્મગૌરવ ગ્રહણ કરવાની ઉંડી શક્તિ ભારતવર્ષ શું આપણને આપશે નહિ ? જેઓ પાસે આવીને આપણને ઓળખવા ઇચ્છતા નથી, જેઓ દૂરથી આપણો તિરસ્કાર કરે છે એ સઘળા વાયે ફૂલેલાં ક્ષણજીવી વર્તમાનપત્રોની-પેલા વિલાયતના ટાઇમ્સના અથવા આ દેશના ટાઇમ્સ ઓફ ઇન્ડિયાની વાણીમાત્રના-અંકુશ ખાઈ આપણે આંધળા થઇને વિરોધને માર્ગે દોડીશું ! એના કરતાં તો બીજી સાચી અમર વાણી આપણા પિતા પૂર્વજોના પવિત્ર મુખમાંથી શું નીકળી નથી ? જે વાણી દૂરનાને પાસે લેવાનું બોલે, જે વાણી પારકાને પોતાનાં કરવા બોલાવે, એ સર્વ શાન્ત ગંભીર સનાતન કલ્યાણવાણી આજે શું હારી

જશે ? ભારતવર્ષમા આપણે મળીશુ ને મિલાવીશુ, આપણે એ કઠણુ સાધના સાધીશુ, જેથી શત્રુમિત્રનો ભેદ ટળે પવિત્રતાને તેજે, ક્ષમાને વીર્યે, ન હારી પડે એવી પ્રેમ ની શક્તિએ સપૂર્ણ એવુ જે સર્વથી ઉચુ સત્ય છે તેને આપણે કદાપિ અસાધ્ય માનીશુ નહિ, તેને નક્કી મગળ કારી માની માથે ચઢાવીશુ દુખવેદનાને કઠણુ માર્ગે ચાલી આજે ઉદાર આનદિત મનમાથી સમસ્ત દ્રોહભાવ દૂર કરીશુ, જાણ્યે અજાણ્યે વિશ્વનો માનવી આ ભારતક્ષેત્રમા મનુષ્યત્વનુ જે અતિ આશ્ચર્યજનક મદિર જુદા જુદા ધર્મ, જુદા જુદા શાસ્ત્ર અને જુદી જુદી જાતિ ઓ વડે બાધવા પ્રયત્ન કરે છે, તે સાધનામા આપણે જોગ દઈ મદદ કરી શુ, આપણા અતરની સર્વ શક્તિ એ શક્તિમા મેળવીને એ મદિર બાધવામા ભાગ આપીશુ, એમ જો કરી શકીશુ, જો જ્ઞાને, પ્રેમે ને કર્મે ભારતવર્ષના આ હેતુમા સમસ્ત પ્રાણ દઇ કામે લાગી શકીશુ તોજ મોહમુક્ત પવિત્ર દૃષ્ટિથી સ્વદેશના ઇતિહાસમા આ એક નિત્યસત્યને જોઇ શકીશુ ઋષિજન કહે છે કે –

स सेतुर्विधृति रेषाम् लोकानाम् ।
तस्य ह वा एतस्य ब्रह्मणो नाम सत्यम् । (१८०१)





# ૨૨–કોયડો

મે 'રસ્તો અને રસ્તાનું ભાથું' નામના નિબંધમાં આપણું કર્તવ્ય અને તે સાધવાની રીત ઉપર વિવેચન કર્યું છે એમાં બતાવેલા વિચારો સાથે બધા મળતા આવશે એવી તો હું આશા રાખી શકતો નથી

સારું શું અને તેને માટે સારો ઉપાય શો તે બાબતોના તર્કોનો કોઈ દેશમાં હજી પણ નિકાલ થયો નથી માણસના ઇતિહાસમાં એ તર્કોથી બહુ લોહી રેડાયું છે, વળી તે એક બાજુએથી દબાઈ જાય તો બીજી બાજુએથી નવા રૂપમાં ફૂટી નીકળે

આપણા દેશમાં દેશહિત વિષેનો મતભેદ માત્ર મોઢે મોઢે, છાપામાં, છાપખાનામાં કે સભાઓમાં લડાઈ કરે છે ધૂમાડાની પેઠે માત્ર ધુમાય છે, આગની પેઠે ભભૂકી ઉઠતો નથી

પણ આજે આપણા દેશમાં એકબીજાના મતવિરોધને દેશના હિતાહિત સાથે જોડી દેવાનો પ્રયત્ન થતો જોવામાં આવે છે, એને માત્ર કાવ્યાલંકારનો ઝંકારમાત્ર માની લેતો નથી આથી જેમની સાથે મારે મતનો વિરોધ છે તેઓના ઉત્તરમાં ઢહી કઠોરતા દેખાઈ આવે તો તે અયોગ્ય માનીને હું ક્ષોભ કરી શકતો નથી આ સમયમાં કશી વાત ચોટ્યા પછી માણસ તેમાંથી સહેજે છટકી શકતો નથી, એ સમયનું સારું લક્ષણ છે એમાં કશો સંદેહ નથી

ત્યારે તર્કની મારામારી ગમે એટલી પ્રચંડ હોય, પણ જેમની સાથે આપણો કોઈ કોઈ ઠેકાણે મતભેદ છે,

તેમના અંતરમાં દેશનું હિત સાધવાની નિષ્ઠા છે એવી આપણી શ્રદ્ધા નાશ પામવાને કશું કારણ મળે નહિ, ત્યાં સુધી આપણે પરસ્પર શું કહેવાનું છે તે ચોખ્ખી રીતે સમજી લેવાની જરૂર છે. પહેલેથી જ રાગ કરી બેસીએ, અથવા વિરોધી બુદ્ધિ લઇ બેસીએ ને વહેમ લાવીએ તો વખતે પોતાની જ બુદ્ધિને છેતરવા જેવું થઈ જાય. ઓછી-વત્તી બુદ્ધિને કારણે જ મતભેદ થાય એવું તો કંઇ હમેશાં બનતું નથી. ઘણે ભાગે તો પ્રકૃતિફેરથી મતભેદ પડે છે, તેથી મતભેદને સહન કરવાથી પોતાની બુદ્ધિનું અપમાન થાય છે એ વાત કદાપિ સાચી નથી.

આટલું વિવેચન કરીને હવે ' રસ્તો અને રસ્તાનું ભાથું ' એ નિબંધે જે વિવેચન ઉભું કર્યું છે એ બાબત વળી વિશેષ લખું છું.

સંસારમાં વસ્તુસ્થિતિ સાથે આપણે કદી જોગ રાખવો પડે છે, કદી તેની સાથે લડાઇ કરવી પડે છે. આંધળા થઈને ચાલવાથી કે ચતુરાઇ કરવાથી વસ્તુસ્થિતિને આપણાથી ઓળંગી શકાય નહિ; એવી રીતે તો નાનામાં નાનું કામ પણ આપણે કરી શકીએ નહિ.

એટલા માટે દેશહિતના સંકલ્પ સંબંધે જ્યારે આપણે તર્ક કરવા બેસીએ, ત્યારે એ તર્કની મોટી વાત તો એજ કે, સંકલ્પ ગમે એટલો મોટો હોય અને ગમે એટલો સારો હોય તોપણ વસ્તુસ્થિતિ સાથે એને મેળ છે કે નહિ એ તપાસી જોવું જોઇએ. ચેક ઉપર કેટલા રૂપિયાનો આંકડો છે તે જોઇને રાજી થવાનું નથી, પણ કયા શેઠનો ચેક છે એ તપાસવાની જરૂર છે.

સંકટને સમયે જ્યારે કોઇને સલાહ આપવાની હોય, ત્યારે છેક સાધારણ જ હોય એવી સલાહ આપવાથી ચાલે નહિ. કોઈ માણસ ખાલી વાસણ સામે માથે હાથ મૂકીને બેઠો હોય ને શું ખાવું ને કેમ કરી પેટ ભરવું એ ચિંતાથી ઘેરાઇ પડયો હોય, ત્યારે એને એવી સલાહ આપ્યે એનું

હિત ન થાય કે, સારી રીતે ખાધેપીધે ભૂખતરસ મટે. એવી સલાહને માટે અત્યાર સુધી એ કપાળ ઝાલીને બેસી રહ્યો ન હતો સાથી ચિંતાનો જે વિષય છે, તેને ઓળગીને ગમે એટલી મોટી વાતો કરીએ તોપણ એ સૌ તે વખતે તો નકામી છે

ભારતવર્ષ સબંધે પણ મુખ્ય જરૂર શેની છે એ વાત નો વિચાર કરતા, જો આપણે તેને આજે શેની ખામી છે અને ખરી સ્થિતિ શી છે એ હકીકત દબાવી રાખીને ખૂબ મોટી મોટી વાતો બોલી બેસીએ ત્યારે જેના ખાતામા બેકમા ગીલકજ ન હોય તેનો લાખ રૂપિયાનો ચેક લેવા જેવી છે, લેણદાર છાતી ઉપર આવી બેઠો હોય તેને કાઢ વાને માટે આવો ચેક ચાલાકીથી વાપરી શકાય ખરો, પણ પરિણામે એથી લેણદારને કે દેણદારને કોઇને પણ કશો ફાયદો થાય નહિ

'રસ્તો અને રસ્તાનુ ભાથુ' એ નિબધમા જો આવી ગફલત કરી દેવાનો મે પ્રયત્ન કર્યો હોય, તો તર્કની કોર્ટમા માફી પામવાની ઇચ્છા હુ રાખતો નથી સાચી વાતને છુપાવીને અથવા નકારીને આગળ ધરી અમુક ભાવ સબધે નકામા તર્ક કર્યા હોય તો સર્વની સામે એના ટુકડા કરી નાખવા સારા છે કારણ કે ભાવ જો તેની વાસ્તવિક સ્થિતિથી તૂટીને જુદો ઉભો રહે તો દારૂગાળાની પેઠે એ માણસને કર્મહીણો ને સદેહશીલ બનાવી મૂકે

પણ અમુક અવસ્થામા શુ ખરેખર વાસ્તવિક છે એનો નિકાલ લાવવો એ સહેજ નથી એટલાજ માટે ઘણી વખત માણસ માની લે કે જે આખ સામે દેખાય છે તેજ સૌથી વધારે વાસ્તવિક વસ્તુ છે ખરેખર તો, માનવસ્વ-ભાવની નીચેના પડમા જે કઇ છે તે જ સૌથી વધારે સાચુ છે કોઇ અગ્રેજ વિવેચક રામાયણ કરતા ઇલિયડ મોટુ છે એવુ સાબિત કરતા બોલેલો કે, ઇલિયડ કાવ્ય વધારે 'હ્યુમન' છે, એટલે કે માનવચરિત્રની વાસ્તવિક

સ્થિતિ એનો સ્વીકારી છે; કારણ કે એ કાવ્યમાં એકીલીઝ મરાયલા શત્રુના શબને રથે તાણી બાંધીને ટ્રૉયને માર્ગે ધૂળ ઉડાવતો આવ્યો, જ્યારે રામચંદ્રે તો હારેલા શત્રુને ક્ષમા આપી. ક્ષમા કરતાં હિંસા માનવચરિત્રને માટે વધારે વાસ્તવિક છે, એનો અર્થ જો એવોજ હોય કે એનું કદ મોટું છે તો એ વાત કબૂલ થાય; પણ સ્થૂલ કદના પ્રમાણુથી પણ વાસ્તવ સ્થિતિનું પ્રમાણુ નીકળી શકે, એ વાત તો માણસથી કદી સ્વીકારી શકાય નહિ. એટલાજ માટે લોક ઘરભર્યા અંધારા કરતાં નાના સરખા એક દીવાને વધારે પસંદ કરે છે.

ગમે તેમ હોય, પણ એ વાત તો સાચીજ છે કે, માનવીના ઇતિહાસની અનેક સામગ્રીઓમાં કઈ મુખ્ય ને કઇ ગૌણ, હાલને સમયે સૌથી ઉપયોગી કઈ અને કઇ નહિ, તે એક વાર માત્ર આંખ ફેરવી ગયે નક્કી કરી શકાય નહિ; અને બેશક, એ વાત તો સ્વીકારવીજ જોઇશે કે, ઉફફેરણીને દિવસે ઉફફેરણીજ સૌથી મોટી લાગશે. રોગ થયો હોય ત્યારે જે વસ્તુ રોગ થવાજ ન દે એવી વસ્તુની વાતો કરવી નકામી છે. એવે સમયે માણસ સહજે બોલી ઉઠે કે 'રાખી મૂકો તમારી ધર્મની વાતો !' એનું કારણ એ નથી કે, ધર્મ ખરેખરજ વાસ્તવ પ્રયોજનને માટે નકામો છે ને દુષ્ટ બુદ્ધિજ એના કરતાં વધારે ઉપયોગી છે, પણ એનું કારણ એ છે કે, વાસ્તવ ઉપયોગિતા તરફ હું નજર કરવા ઇચ્છતો નથી, પણ વાસ્તવ સિદ્ધિલાભનેજ હું તો કબૂલ કરૂં છું.

પણ સિદ્ધિલાભથી વાસ્તવનો હિસાબ થોડોજ થઈ શકે ? એના કરતાં ઉપયોગિતાને ધ્યાનમાં રાખીને હિસાબ કરવો વધારે જરૂરનો છે. ૧૮૫૭ના બળવા પછી જે અંગ્રેજોએ ભારતવર્ષને નિર્દયતાથી છુંદવાની સલાહ આપેલી તેઓએ માનવચરિત્રના વાસ્તવનો હિસાબ બહુ સાંકડા મનથી કરી નાખેલો. રોગ વખતે એવો સાંકડો હિસાબ થઇ

ત્વય એ સ્વાભાવિક છે એટલે કે મત લેતાં આવો હિસાબ કરનારની સંખ્યા વધારે નીકળે. પણ લૉર્ડ કેનિંગે ક્ષમાની દિશામાં નજર રાખીને જે વાસ્તવનો હિસાબ કર્યો છે, તે હિસાબ વેરના હિસાબ કરતાં વાસ્તવને બહુ ઉંચી દૃષ્ટિએ–ગંભીર દીર્ઘ દૃષ્ટિએ ગણીને કર્યો છે.

પણ જેઓ ક્રોધે ભરાયેલા તેઓ તો બોલવા મંડી પડેલા કે, કેનિંગની ક્ષમાનીતિ લાગણીવશતા છે, એનું વાસ્તવનું ભાન ગયું છે ને એને ભાવનાનું વાયુ લાગ્યું છે. હમેશાં એમજ થતું આવ્યું છે. અક્ષૌહિણી સેનાની સંખ્યામાં જ જે પક્ષ ગૌરવ માને, તે પક્ષ નારાયણને તરછોડીને પણ પોતાને સબળ માને; પણ જયલાભને જ જો વાસ્તવનું છેવટનું પ્રમાણ માનીએ તો નારાયણ એકલા ભલેને હો, ગમે એટલી નાની મૂર્તિ લઈને ભલેને એ આવે, તોપણ એ જ વિજય અપાવશે.

આટલી વાત કહેવાનું તાત્પર્ય એ છે કે, કોઈ પક્ષમાં જે સાચું વાસ્તવ છે તે ઉશ્કેરણીને બળે કે લોકસંખ્યાને બળે માપી શકાય નહિ. શાન્તિ ધારણ કરતું વાસ્તવ નાનું ને જે વાસ્તવ મનુષ્યને ચાબુક મારી દોડાવે અને રસ્તો તપાસવા માટે પણ અવસર આપે નહિ એ વાસ્તવ મોટું, એ વાત આપણાથી સ્વીકારી શકાય નહિ.

'રસ્તો ને રસ્તાનું ભાથું' એ નિબંધમાં મેં એ વાતનું વિવેચન કર્યું છે. પ્રથમ તો ભારતવર્ષને માટે દેશહિત શું? એટલે કે દેશી કપડાં પહેરવાં ને પરદેશીને હાંકી કાઢવો એ કે બીજું કંઈ? બીજું એ દેશહિત સાધી શકાય શી રીતે? ભારતવર્ષનું સાચું હિત શેમાં છે, એ સમજવામાં આપણે પોતેજ વાંધા નાખીએ છીએ એમ નથી; અંગ્રેજનો આપણા પ્રત્યેનો વ્યવહાર એ સૌથી મોટા વાંધારૂપ થઈ પડે છે. અંગ્રેજ કોઈ રીતે આપણી પ્રકૃતિને માનવપ્રકૃતિ માનવા ઇચ્છતો નથી. તેઓ તો માને છે કે, આપણે જ જ્યારે રાજા, ત્યારે તો જવાબદારી માત્ર આપણી જ; એમની જશ પણ નહિ. બંગાળાના એક ચાલ્યા ગયેલા અધિકારીએ

ભારતવર્ષની ચંચળતા માટે જે વરાળ કાઢી છે, તેમાં આખા ભારતવર્ષનો જ વાંક કાઢયો છે, ને અભિપ્રાય આપ્યો છે કે, છાપાં બધાં બંધ કરી નાખો; સુરેન્દ્ર બેનરજી, બિપિન પાલ એ સૌને બંધનમાં નાખો. દેશને ઠંડો પાડવાનો આટલો આજ ઉપાય જેઓની કલ્પનામાં સહજે આવે ને વિના-સંકોચે જણાવે એવા માણસો આપણા રાજકારભારમાં મોટી પદવીએ બિરાજે એજ શું દેશનું લોહી ગરમ કરી નાખવાને માટે બસ નથી? અંગ્રેજના શરીરમાં જોર છે માટે શું માનવપ્રકૃતિની એવી અવગણના કરવી ઘટે છે? ભારતવર્ષની ચંચળતા દૂર કરવા જતાં ભારતનું પેન્શન ખાતો ઇલિયટ પોતાના જાતભાઈને શું એક પણ શબ્દ કહેવાનો નહિ? જેમના હાથમાં સત્તા છે, તેમને કબજે રાખવાની તો વાત નહિ; ને જે બિચારા સ્વભાવથી જ બિચારા છે, તેમને જ માટે શમ, દમ, નિયમ, સંયમ બધી વ્યવસ્થા! તેણે લખ્યું છે કે, ભારતવર્ષમાં કોઇ ગોરાના શરીર ઉપર જે હાથ ઉપાડે તે કોઇ દિવસ એમ ને એમ છૂટી ન જાય એ માટે બહુ સાવધાન રહેવાની ખાસ જરૂર છે. ત્યારે જે પણ ગોરો માણસ ભારતવાસીનાં ખૂન કરીને માત્ર દંડ ભરી છૂટી જાય છે અને ન્યાય ઉપર કાયમનું કલંક આંકી જાય છે, તથા ભારતવાસીનાં હૃદય બાળ્યા કરે છે તેને માટે સાવધાન રહેવાની કશી જરૂર નહિ? બળને અભિમાને આંધળી બનેલી આવી ધર્મબુદ્ધિ વિનાની સ્પર્ધાથીજ ભારતવર્ષમાં પાશ્ચાત્ય રાજ્ય અને પાશ્ચાત્ય પ્રજા શું ભ્રષ્ટ થતી નથી? નબળો બિચારો લોહીમાંસ સુધી બળી જાય, તેવે સમયે પણ સરકારનો લાલ ચોળ આંખવાળો પિનલ કોડ એકલો જ ભારતવર્ષમાં શાન્તિ સ્થાપી શકે એવી શક્તિ ભગવાને સરકારનાં હાડકાંમાં આપી નથી. સરકાર જેલમાં નાખી શકે, ફાંસીએ ચઢાવી શકે; પણ પોતાને હાથે અગ્નિકુંડ સળગાવી મૂકે, પછી લાત મારીને તે હોલવી શકે નહિ. જ્યાં જેલની જરૂર જ માની છે ત્યાં તો પછી ગમે તો રાજા હોય તો તેને પણ

નાખવો જોઇએ. જો એમ ન કરે, પોતાના રાજદંડને જો વિશ્વવિધિ કરતાં પણ મોટો માને તો પછી એ ભયંકર અંધતાએ કરીને દેશમાં પાપના બોજાનો ઢગલો કરી દઇ એક દિવસ એવો આણે કે ત્યારે એ ભયંકર જુદાઇને કારણે જ દેશમાં દારુણ દાવાનળ સળગી ઉઠયા વિના રહે નહિ. દેશના અંતર અંતરમાં રોજ રોજ જે ચિત્તવેદના એકઠી થતી જાય છે તેને માત્ર કૃત્રિમ માનીને પોતાને બળે ફૂલેલો અંગ્રેજ હસી કાઢી શકે–મોર્લિ તેને ન ગણકારીને રાજનીતિને બુદ્ધિનું લક્ષણ માની શકે અને ઇલિયટ તેને પરાધીન જાતિની સ્પર્ધા માનીને ઘડપણમાં પણ દાંત કચકચાવી શકે; પરંતુ આ બિચારા નબળાની વેદનાનો હિસાબ કોઇ જ રાખતું નથી એમ માનો છો? બળવાન જ્યારે માની લે કે, મારા અન્યાય કરવાના નિરંકુશ અધિકારને હું કબજે રાખવાનો નહિ, છતાં પણ ઇશ્વરના વિધાન પ્રમાણે તો એ અન્યાયનો જરૂર બદલો લેવાની વૃત્તિ માનવહૃદયમાં ધીરે ધીરે ધૂમાઇ ધૂમાઇને સળગી ઉઠે; એ વૃત્તિને જ માત્ર અપરાધી માનીને તેને બરાબર દાબી દઇ નિરાંતે સૂઇ રહે અને એ રીતે પ્રબળ બળ વડેજ પોતાના બળના મૂળમાં કુહાડાનો ઘા કરે. કારણ કે ત્યારે એ અશક્તના ઉપર ઘા કરતો નથી, પણ વિશ્વબ્રહ્માંડના મૂળમાં જે શક્તિ રહેલી છે તે વજ્રશક્તિની સામે પોતાનો મુક્કો ઉગામે છે. જો તમે એમ કહો કે, જે વેદના હથિયાર વિનાનાને પણ આમ સળગાવી મૂકે છે, જેથી આવા નબળાની પણ ધીરજ છૂટી જાય છે ને તેથી તે પોતાને જ નાશને માર્ગે દોડયો જાય છે, એ બાબતમાં અમારો પાશ્ચાત્યોનો કશો હાથ નથી, અમે ક્યાંય પણ અન્યાય કરતા નથી, અમે માત્ર સ્વાભાવિક બેદરકારીને કે ઉદ્ધતાઇને કારણે રોજ રોજ અમારા કરેલા ઉપકારને તમારી આંખોમાં અરુચિકર બનાવી મૂકતા નથી; જો માત્ર અમારો જ દોષ કાઢીને અમારા સામે કહો કે અમારાથી થઈ શકયું નથી એટલા માટે અસંતુષ્ટ થવું એ ભારત વગરકારણે અપરાધ

કરે છે, અને અપમાનને માટે બળતરા કરવી એ ભારતની ચોખ્ખી કૃતઘ્નતા છે, ત્યારે તો એવી એવી તમારી સઘળી બૂઠી વાતો તમે રાજગાદી ઉપર હોવા છતાં નકામી જશે, અને તમારો ટાઇમ્સમાં કાગળો લખનારો અને ડેલી મેલનો ખબરપત્રી તથા પાયોનિયર અને ઇંગ્લિશમેનના અધિપતિઓ એવી વાતોને બ્રિટિશ પશુરાજની ભીમગર્જનાનું સ્વરૂપ આપી દેશે તો એવાય અસત્યથી તો તમને કશું સારૂં ફળ નહિ મળે. તમારા શરીરમાં જોર તો છે, છતાં પણ સત્યની સામે આંખ રાતી કરવાનું તમારૂં જોર નથી. નવો કાયદો કરીને લોઢાની નવી સાંકળ ઘડી શકશો, પણ વિધાતાને હાથે જડી શકશો નહિ.

માટે માનવપ્રકૃતિના મારથી વિશ્વને નિયમે જે લોક ગુંદાપાક ખાઇ બેઠા છે તેની તીખી યાદ આપીને મારા નિબંધથી તેમને ચૂપ કરી શકીશ એવી ખોટી આશા હું રાખતો નથી. દુર્બુદ્ધિ જ્યારે જાગી ઉઠે, ત્યારે એ વાત મનમાં રાખવી જોઇશે કે, દુર્બુદ્ધિના મૂળમાં બહુ દિવસથી બહુ કારણો એકઠાં થતાં આવ્યાં હોવાં જોઇએ. એ વાત મનમાં રાખવી જોઇએ કે, એક પક્ષને જ્યાં સર્વ પ્રકારે નિર્બળ ને નિરુપાય બનાવી દેવામાં આવે છે ત્યાં સામા પક્ષની બુદ્ધિનો નાશ અને ધર્મની હાનિ જરૂર જ થાય છે. જેની ઉપર હમેશાં અશ્રદ્ધા રાખીએ, જેનું રોજ રોજ અપમાન કરીએ તેની સાથે વ્યવહાર રાખવાથી આપણું માન ઉજ્જ્વળ રાખી શકાય નહિ. નબળાના સંબંધથી બળિયો હિંસક બની જાય ને પરાધીનના સંબંધથી સ્વાધીન હોય તે નિરંકુશ બની જાય. પ્રકૃતિના આ નિયમને કોણ ધકેલી શકે ? વધતાં વધતાં વાત ક્યાંયની ક્યાં ચાલી જાય, પણ શું એને ક્યાંય અટકાવજ નહિ ? ચરિત્રના છૂટા મૂકેલા ઘોડાથી આંખમાં ધૂળ ઉડી બુદ્ધિ આંધળી થઇ જાય ત્યારે શું એથી દરિદ્રને એકલાનેજ નુકસાન થાય ? દુબળાને એકલાનેજ દુઃખનું કારણ થઈ પડે ?

આ જે બહારના ઘા બહુ દિવસથી દેશનાં દિલ

ઉશ્કેરે છે ને સળગાવી મૂકે છે, એ તો ચોખ્ખેચોખ્ખી વાત છે એમાં તો કોઇથી ના પાડી શકાય એમ નથી. અને અંગ્રેજ બધો વહીવટ અને બધી સાવધાનતા કેવળ એક બાજુએ-માત્ર દુર્બળની જ બાજુએ દબાવીને જે અસમાનતા ઉભી કરી દે છે; ને તેથી ભારતવાસીની સમગ્ર બુદ્ધિને અને સમગ્ર કલ્પનાને તથા વેદનાની સમગ્ર લાગણીને બહારની બાજુએ, આ ઉત્પાતની દિશાએ ખેંચી આણે છે એમાં કશો સંદેહ નથી.

આથી, આવી અવસ્થામાં દેશની કયી વાત સૌથી મોટી એ જો લોક ભૂલી જાય તો તે સ્વાભાવિક જ છે. પણ તે સ્વાભાવિક હોવા છતા પણ સર્વ કાળે સારી નથી હોતી. હૃદયના આવેશની તીવ્રતા પૃથ્વીનાં સૌ વાસ્તવ કરતાં મોહું વાસ્તવ છે એમ માનવાથી આપણે અનેક ભયંકર ભ્રમમાં પડી જઇએ છીએ-એનો અનુભવ સંસારમાં અને આપણા પોતાના જીવનમાં આપણને ડગલે ને પગલે મળે છે. સ્થિર ચિત્તે વિચાર કરી જોઇશું તો જાતિઓના ઇતિહાસમાં પણ એ વાત અનેક વાર ચોખ્ખી દેખાય છે.

"ભલે ઠીક, તમે શેને દેશની સૌથી મોટી વાત માનો છો ?" આવો પ્રશ્ન ઘણા લોક રાગ કરીને મને પૂછશે એ હું જાણું છું. એ ક્રોધ વહોરી લઇને પણ એ ઉત્તર આપવા માટે તૈયાર થવું જોઇએ.

ભારતવર્ષની સામે વિધાતાએ જે કોયડો મૂક્યો છે, તે ઉકેલવો બહુ મુશ્કેલ પણ હોય, પણ ધીરે ધીરે ઉકેલતાં ઉકેલવો કઠણ નહિ પડે. તે આપણી જ સામે આવી પડ્યો છે, એટલે બીજા દૂરના ઇતિહાસના દાખલાથી ઉકેલવા જઇશું તો એનો છેડો હાથ લાગશે નહિ.

ભારતના પર્વતમંડળથી આરંભીને સમુદ્ર સુધી નજર ફેરવી જઇશું તો સૌથી પહેલું શું નજરે પડશે ? આટલી જુદી જાતિઓ, આટલી જુદી ભાષાઓ અને આટલા જુદા આચાર જગતના બીજા કોઇ પણ દેશમાં નથી.

પશ્ચિમ દેશના જે બધા ઇતિહાસો આપણે નિશાળ-માં ભણીએ છીએ, એમાંના કોઈમાં આવો કોયડો દેખાતો નથી. યુરોપમાં જે ભેદ-પ્રભેદ વચ્ચે યુદ્ધ મચ્યાં હતાં, તે આપણા જેવાં ન હતાં. એમનામાં મેળનું એક એવું તત્ત્વ હતું કે લડીને પાછા એકઠા થઇ ગયા ત્યારે એમ-ના મોં ઉપર જુદાઇનું ચિહ્ન પણ મળે નહિ. પ્રાચીન યુરોપ-માં રોમન, ગ્રીક, ગૉથ વગેરે જાતિઓમાં શિક્ષાદીક્ષાનો બહારથી ગમે એટલો ભેદ દેખાતો હતો, તોપણ પ્રકૃતિએ તો એ સવાળા એકજ જાતિના હતા. એકબીજાની ભાષા, વિદ્યા અને રંગ મેળવી એક થઈ જવાનો પોતેજ પ્રયત્ન કરતા. વિરોધને તાપે ગળી જઈ જ્યારે મળી ગયા છે, ત્યારે સમજાયું છે કે તેઓ એક ધાતુના ગઠ્ઠા બની ગયા છે. ઇંગ્લાંડમાં એક દિવસ સેક્સન, નૉર્મન અને કેલ્ટીક જાતિઓમાં વિરોધ થયો હતો, પણ તેમનામાં એકતાનું એક પ્રકારનું સ્વાભાવિક જ તત્ત્વ હતું કે જેથી જિતનારી જાતિ કાયમને માટે જુદી રહી શકી નહિ; વિરોધ કરતી કરતી પણ તે ક્યારે એક થઇ ગઇ તે પણ જણાયું નહિ.

આથી યુરોપિયન સભ્યતામાં માણસની સાથે માણ-સે એકતા કરી છે એ સ્વાભાવિક એકતા છે. યુરોપ આજે પણ એ સ્વાભાવિક એકતાને માને છે—પોતાના સમાજમાં કોઇ ગંભીર ભેદ થવા દે નહિ, થાય તો તેને હાંકી કાઢે કે મારી નાખે. યુરોપની ગમે તે જાતિ હોય ને, પણ તે સર્વે માટે અમેરિકાના સંસ્થાનનાં બારણાં ઉઘાડાં, અને એશિયાવાસી તેની પાસે ઘસાઈને પણ ન જાય એટલા માટે સાપની પેઠે ફેણ માંડીને સદા સાવચેત બેસે.

યુરોપની સાથે ભારતને અહીંથીજ—શરૂઆતથીજ ભેદ દેખાશે. ભારતવર્ષનો ઇતિહાસ જ્યારથી શરૂ થયો હશે ત્યારથીજ વર્ણ સાથે વર્ણનો અને આર્ય સાથે અનાર્યનો વિરોધ હતો. ત્યારથીજ આ વિરોધ મટાડવાને માટે ભારત-વર્ષનું દિલ લાગ્યું હતું. આર્ય સમાજમાં જે અવતાર-સ્વરૂપ મનાય છે તે રામચંદ્રે દક્ષિણ દેશમાં આર્યોનાં

સંસ્થાનો વધારવા પ્રયત્ન કર્યો ને તે માટે જે દિવસે ચંડાલરાજ ગુહક સાથે દોસ્તી બાંધી, જે દિવસે કિષ્કિંધાના અનાર્યોનો વિનાશ ન કરતાં તેમને મિત્ર બનાવી સહાયક કરી લીધા, અને લંકાના હારેલા રાક્ષસરાજ્યને ઉખેડી નાખવાનો પ્રયત્ન ન કરતાં વિભીષણની સાથે બંધુભાવ બાંધી શત્રુની શત્રુતાના કાંટા ઉખેડી નાખ્યા એ દિવસે આ મહાપુરુષે ભારતવર્ષનો અભિપ્રાય સ્પષ્ટ કરી બતાવ્યો હતો. ત્યાર પછીથી આજ સુધી આ દેશમાં માણસોનો જે મેળો ભરાયો છે તેમાં વિચિત્રતાનો પાર રહ્યો નથી. જે સામગ્રીને એકઠી બાંધી શકાય નહિ, તે આવી આવીને એકઠી થઇ ગઈ છે. એવી રીતે આવી આવીને ઢોળે એકઠો તો થયો, પણ ઘર બંધાવાની કશી તૈયારી થઇ શકી નહિ. એટલા માટે એ કઠણ બોજો ભારતવર્ષને હજારો વર્ષથી માથે ઉંચકી રાખવો પડે છે. ત્યારે વિચારવાનો પ્રશ્ન એજ છે કે, આ વીખરાઇ પડેલી સામગ્રી કેવી રીતે જોડી શકાય? જે વિરુદ્ધ સ્વભાવની છે તેને અનુકૂળ શી રીતે કરી શકાય? જેમનામાં અંદરથીજ વિભેદ છે એની કોઇ રીતે ના પાડી શકાય એમ નથી તે સંબંધી શી રીતની વ્યવસ્થા કરી હોય તો એ ભેદ બને એટલો એકબીજાને ઓછો નડે, એટલે કે શું કર્યું હોય તો સ્વાભાવિક ભેદનો સ્વીકાર કરવા છતાં પણ વાંધારૂપ ન થઇ પડતાં સામાજિક ઐક્યતાને બને એટલી મદદ કરે?

જુદા જુદા પ્રકારના લોક જ્યાં એકઠા થયા છે ત્યાં સ્વાભાવિક એ કોયડો આવી ઉભો રહે છે કે, એ જુદાઇની પીડાને, એ ભેદની દુર્બળતાને કેમ કરીને દૂર કરી શકાય? એકઠું રહેવું તો જોઇએજ, ને એક થઇ શકાય નહિ; આવી સ્થિતિ કરતાં માણસને બીજી કોઇ સ્થિતિ વધારે દુઃખકર ન હોઈ શકે. એવી સ્થિતિમાં એવો પ્રયત્ન થાય કે, એ ભેદને અમુક સીમા બાંધીને અક્ષય કરી દેવો–એક બીજો સામસામાના ઘસારામાં ના આવે એ સંભાળી લેવું, એક બીજાની બાંધી લીધેલી

સીમા સામેનો આગ્રહ નહિ, એવી વ્યવસ્થા કરી લેવી, પણ એ નિષેધની સીમાઓ જે પ્રથમ અવસ્થામા બહુ જુદા લોકને એકઠા રહેવામા મદદ કરે, તેજ સીમાઓ વખત જતા જુદાને એક કરતા અટકાવી દે એ જેમ સામસામેના ઘાને અટકાવે, તેમજ એકબીજાને મળતા પણ અટકાવે અશાન્તિને દૂર અટકાવી રાખવી તેનુ નામ શાન્તિ સ્થાપી એમ ન કહેવાય ખરી રીતે તો એથી કાયમને માટે અશાન્તિની સીમાઓ બધાય છે વિરોધને દૂર રાખવા જતા પણ રહે તો ખરોજ છોડ્યા છતા પણ કોઈક દિવસ રાક્ષસમૂર્તિ ધારણ કરીને સામે આવી ઉભો રહે

માત્ર એટલુજ નહિ, પણ વ્યવસ્થા બાધવાને કારણે એક ઘરમા રહીને એકબીજાને નકારવા એથી એમનો સ્વીકાર થયો કહેવાય નહિ એથી માલુનને આરામ મળે, પણ શક્તિ મળે નહિ સાકળે બધાયાથી કામ તો ચાલે, પણ પ્રાણ તો એકતાથીજ બધાય

ભારતવર્ષે પણ આટલો વખત પોતાના ભેદભાવને ને વિરોધભાવને એક વ્યવસ્થાની અદર તાણી લાવી અમુક અમુક કોઠામા પૂરી મૂકવાનો પ્રયત્ન કર્યો છે બીજા કોઈ દેશમા આવો ખરેખાતનો ભેદભાવ એકઠો આવી ઉભો નથી, એટલો બીજા કોઈ દેશમા આવો કઠણ પ્રયત્ન કરવાનુ કશુ કારણ નહોતુ

આવુ નિરકુશ દિન્નભિન્ન સત્ય જ્યારે લાભુ થઈને જ્ઞાનનો માર્ગ રોકી બેસવા પ્રયત્ન કરે, ત્યારે વિજ્ઞાનનુ પહેલુ કામ તો એ કે, તેમને ગુણકર્મસ્વભાવને અનુસરીને ગોઠવી દેવુ પણ શુ વિજ્ઞાનમા કે શુ સમાજમા એવી રીતે સામગ્રીને હારબધ ગોઠવી દેવી એજ કઈ છેવટનો હેતુ ન હોઈ શકે, છેવટનો હેતુ તો એ હોઈ શકે કે, તેનુ એક કલેવર બાધવુ ઈટ, ચૂનો, સુરકી, લાકડા વગેરે સામગ્રી એકઠી થઇ જાય તો એકબીજાને બગાડી નાખે માટે તેમને છૂટી છૂટી રાખવી એ છેવટનો હેતુ ન હોઈ શકે, તે બધાનો ઉપયોગ કરીને એક મોટુ મકાન ચણવુ એજ

છેવટનો હેતુ તો હોઈ શકે.

આપણા દેશમાં પણ એમ જુદા જુદા ભાગ તો તૈયાર છે, પણ ગમે તો ચણવાનું કામ હજી શરૂ થયું નથી કે ગમે તો એ કામ બહુ આગળ વધ્યું નથી. એક જ પ્રકારની વેદના અનુભવવાથી લોહી જેમ સ્નાયુ, માંસ અને હાડકાંને વિંટાઇને રહે છે તેમ વિધિનિષેધની સૂકી કઠણ વ્યવસ્થાને એકેવારે વીંટી લઇને જ્યારે એક સરસ સહાનુભૂતિની નાડીઓના જાળાની અંદર પ્રાણનું ચૈતન્ય વ્યાપી રહેવાય, ત્યારે જાણીએ કે મહાજાતિએ દેહ ધારણ કર્યો.

આપણે જે જે દેશના ઇતિહાસ વાંચ્યા છે, તે સઘળા દેશોએ પોતાને અનુકૂળ જુદે જુદે માર્ગે પોતાની સિદ્ધિ સાધી છે. તેમના વિકાસમાં જે જે વિઘ્નો નડેલાં તેમની સામે તેમને લડવું પડેલું. એક દિવસ અમેરિકામાં એવો કોહાડો હતો કે સંસ્થાનવાસીઓ એક દિશાએ અને તેમની કળ ચલાવનારા સમુદ્રની સામી દિશાએ—માથું ને ધડ જાણે બરાબર છૂટાં—એવો વિજોગ કોઇ જાતિથી સહન થઇ શકે નહિ. જન્મેલું બાળક જેમ માતાના શરીર સાથે કશા બંધને બંધાયેલું રહી શકે નહિ—નાળ કાપવીજ પડે—તેમ અમેરિકા સામે આ નાળ કાપવાનો પ્રશ્ન આવી પડયો, ત્યારે છરી લઇને ઝટ કાપ મૂકયો. એક દિવસ ફ્રાન્સની સામે કોહાડો આવી પડયો કે, ત્યાં રાજા અને પ્રજાના લોક હતા તો એક જાતિના, પણ એ બેના જીવનના રસ્તા ને સ્વાર્થ એવા વિરુદ્ધ હતા કે એ જુદાઇની પીડા માણસથી સહન થઇ શકે નહિ. આવી સ્થિતિ દૂર કરવાને માટે ફ્રાન્સને એક વાર લોહીની નદી વહેવરાવવી પડી હતી.

બહારથી જોતાં અમેરિકા અને ફ્રાન્સની સાથે ભારતવર્ષનો કોહાડો મળતો આવે છે. ભારતવર્ષમાં પણ રાજા-પ્રજા એકબીજાથી દૂર રહે છે, તેમજ તેમના બેના જીવનના રસ્તા ને સ્વાર્થ જુદા છે. એવે ઠેકાણે રાજકારભાર તો વખતે સારો ચાલે, પણ રાજકારભારની વ્યવસ્થા ઉપરાંત માણસને બીજી અનેક તૃષ્ણાઓ હોય છે. જે આનંદે માણસ

જીવી શકે અને વિકાસ પામી શકે એ આનંદ માત્ર કાયદો કે કોર્ટો સ્થાપવાથી કે પોલીસ સ્થાપી જાનમાલનું રક્ષણ કરવા માત્રથીજ મળી શકે નહિ. માણસ આધ્યાત્મિક જીવ છે—એને શરીર છે, મન છે, હૃદય છે—તેને તૃપ્ત કરવા જતાં એ સમગ્રને તૃપ્ત કરવું પડે. સજીવ પદાર્થના એક અંગને પીડા થતાં એ સમગ્ર પદાર્થને પીડા થાય. તેને કોઇ વસ્તુ આપવી હોય તો એ વસ્તુ એકલીનો હિસાબ ગણવાનો નથી, પણ એ વસ્તુ એને કેમ આપવી એ હિસાબ એ કરતાં પણ મોટો છે. ઉપકારની સાથે સાથે આત્મશક્તિ અપાય નહિ તો એ ઉપકાર તો માત્ર બોજા સમાન થઇ પડે. જો એની સાથે સ્વાધીનતાનો આનંદ હોય તો એ કઠણ રાજવહીવટ પણ છાનામાના સહન કરી લેવાય, એટલુંજ નહિ પણ હીંડી ચાલીને તેને કબૂલ પણ કરી લેવાય. માટેજ કહું છું કે, કેવળ માત્ર સારી વ્યવસ્થાજ માણસને સંતોષ આપી શકે નહિ.

વળી જ્યાં રાજા પ્રજા દૂર રહે, એકબીજા વચ્ચે કામ સિવાય બીજો ઉંચો અંતરનો સંબંધ બંધાતાં વાંધા ઉઠે, ત્યાં રાજકારભાર ગમે એટલો સારો હોય તોપણ ત્યાં માત્ર ઑફિસ, અદાલત અને કાયદા-કાનુન સિવાય બીજું કંઇ હોઇ શકે નહિ. આટઆટલું છતાંય માણસ કેમ આમ સુકાતો જાય છે, તેની અંદરનો આનંદ કેમ આમ ઉડી જાય છે તે સંબંધે કારભારીઓ કશોય વિચાર કરે નહિ, માત્ર રાતી આંખ કરે; એટલુંજ નહિ પણ પ્રજા પોતે પણ પોતાને સારી રીતે સમજી શકે નહિ. આમ રાજાપ્રજા એકબીજાથી જુદાં રહેવાથી રાજકારભાર સૂકો ને જીવનહીન બન્યા વિના રહે નહિ. કમનસીબે ભારતમાં પણ એમ જ બન્યું છે એની કોઇથી ના પડાય એમ નથી.

ત્યાર પછી અઢારમી સદીના ફ્રાન્સની સ્થિતિ સાથે આજના ભારતની સ્થિતિ મળતી આવે છે, એ વાત પણ માનવી પડશે. આપણા રાજકારભારીઓનું જીવન આપણા જીવન કરતાં બહુ જ ખર્ચાળ છે. તેમનાં ખાનપાન, તેમના

વિલાસ–વિહાર, સમુદ્રની પેલી પાર આ પારનું તેમનું ખર્ચ, અહીંથી છૂટી લઇને વિલાયત જાય ત્યારે તેમની ગેરહાજરીમાં અહીંના કામની જોગવાઇ અને તેમનાં પેન્શન એ સૌ આપણે કરવું પડે. જોતજોતામાં એમના વિલાસની માત્રા વધી ગઇ છે, એ તો સૌ કોઇને જાણીતું છે. એ સૌ વિલાસનું ખર્ચ જોગવવાનો ભાર ભારતવર્ષને માથે છે, અને એને પોતાને તો બે વેળા પેટમાં નાખવાના પણ સાંસા છે ! એવી સ્થિતિમાં જે વિલાસી બળવાન પક્ષ, તેમનું અંતઃકરણ નિર્દય બને. જો કોઈ એમને કહે કે જુઓ, આ હતભાગીઓઓને પૂરું ખાવાનું પણ મળતું નથી; ત્યારે તેઓ સાબિત કરવા મંડી પડે કે, એમને જે ખાવાનું મળે છે તે પૂરતું છે ને સ્વાભાવિક છે. જે સૌ કારકુનો પંદર વીસ રૂપિયામાં મજૂરની પેઠે મહેનત કરી મરે છે, તે પોતાના પરિવારનું શી રીતે પેટ ભરી શકતો હશે એનો વિચાર ભારે મહિનો ખાતો સાહેબ, વીજળીના પંખા નીચે ઠંડો થઈ જાય ત્યારે પણ કરવાની પરવા કરે નહિ. કારણ કે એ મનને શાન્ત સ્થિર રાખવા ચહાય, નહિ તો એનું ખાધું પચે નહિ ને એનો પિત્તો ઉછળી આવે. એને થોડાથી ચાલે નહિ. અને ભારતવર્ષ ઉપર જ એનો આખો આધાર છે, એ વાત જો નક્કી જ છે તો પછી એ વાત પણ નક્કી જ છે કે, એની ચારે બાજુના લોક શું ખાય છે, શું કરે છે ને શી રીતે દહાડા કાઢે છે એનો વિચાર નિઃસ્વાર્થપણે તો એને કદી આવે જ નહિ. વળી એકાદ બે માણસ નહિ, કેવળ એક રાજા નહિ, એક મહારાજા નહિ, પણ સમગ્ર જાતિના ભોગવિલાસ ભારતવર્ષે પૂરા પાડવા પડે. બહુ દૂર બેસીને બાદશાહ જેવા વિલાસ ભોગવવા ઇચ્છે તેમને માટે કશા પણ સગપણ વિનાની પરદેશી જાતિનાં અન્નવસ્ત્ર ઉપર છરી મુકાય છે. આવી નિષ્ઠુર વિષમતા રોજ ને રોજ વધ્યા જાય છે એની કોણ ના પાડી શકે તેમ છે ?

આથી એક બાજુએ મોટા મોટા પગાર, જાડું જાડું પેન્શન ને લાંબા લાંબા ચોખા; બીજી બાજુએ કેવળ દુઃખ ...

ને અર્ધ ભૂખ્યે પેટે ચલાવાતો સંસારવ્યવહાર! માત્ર અન્ન-વસ્ત્રની જ તાણ છે એમ નથી, આપણી આબરૂ પણ એટલી હલકી, એકબીજાની કિંમતમાં પણ એટલો ફેર કે કાયદાને હિસાબે પણ પક્ષપાતમાંથી આપણને બચવું બહુ મુશ્કેલ પડે. એવી રીતે તો જેમજેમ દહાડા જાય છે, તેમ તેમ ભારતવર્ષની છાતી ઉપરનો ભાર વધતો જ જાય છે, બે પક્ષ વચ્ચેની વિષમતા પણ પાર વિનાની વધતીજ જાય છે, એ જાણવાનું હવે કોઇને બાકી નથી. આ સ્થિતિમાં એક બાજુથી વેદના અસહ્ય થતી જાય છે, બીજી બાજુએથી અવગણના પણ એટલી જ ગંભીર થતી જાય છે. આવી તાપની અવસ્થા જો ચાલુ જ રહે તો એક દિવસ વાવાઝોડું આવે જ એમાં કશો સંદેહ નથી.

આમ કેટલુંક ઐક્ય હોય તોપણ આપણે કહેવું જોઇશે કે, વિપ્લવની પહેલાં અમેરિકા તથા ફ્રાન્સની સામે જે એકમાત્ર કોહ્યડો હતો અને જે કોહ્યડો ઉકેલતાં તેમને મુક્તિ મળી જાય એમ હતી, તેજ કોહ્યડો આપણો કોહ્યડો નથી. આપણે જો દરખાસ્તના બળ વડે કે શરીરના જોર વડે રાજકર્તાને ભારતવર્ષમાંથી વિદાય લેવા રાજી કરી શકીએ તો પણ આપણો કોહ્યડો ઉકલી જાય નહિ, એવી સ્થિતિમાં તો અંગ્રેજ પાછો આવશે નહિ તો વળી એવો બીજો કોઇક આવી પડશે કે જેના મોંની ફાડ ને પેટનો ઘેરાવો અંગ્રેજ કરતાં નાનો નહિ હોય.

કહેવાનું કારણ નથી કે, જે દેશ પોતાની જાતિને ગાંઠી એક મહાજાતિ બનાવી શકે નહિ, તે દેશમાં સ્વાધીનતા હોઇ શકે જ નહિ. કારણ કે સ્વાધીનતાનો 'સ્વ' ક્યાં છે? સ્વાધીનતા? કોની સ્વાધીનતા? ભારતવર્ષમાં બંગાળી જો સ્વાધીન થાય તો દક્ષિણની નાયર જાતિ પોતાને સ્વતંત્ર થઇ માને નહિ; અને પશ્ચિમની જાટ જાતિ જો સ્વાધીનતા પામે તો પૂર્વની આસામ પ્રદેશની જાતિ તેના ફળનું ગૌરવ પામે નહિ. એક બંગાળામાંજ હિન્દુની સાથે મુસલમાન પોતાનું ભાગ્ય એકઠું કરવા રાજી હોય

એવા કશા લક્ષણ જણાતા નથી ત્યારે સ્વાધીન થાય કોણ ? હાથની સામે પગ, પગની સામે માથુ એકે વારે જુદુ રહીને હિસાબ ગણે ત્યારે લાભ એ વસ્તુજ કોની ?

એવો તર્ક પણ સંભળાય છે કે, જ્યાંસુધી આપણે પારકાના આકરા વહીવટને તાબે રહીશુ, ત્યાંસુધી આપણે જાતિને બાંધી શકીશુ નહિ પગલે પગલે વાધા પડશે ને એકઠા મળીને જે મોટા મોટા કામ કરવાથી એકબીજાનો મેળ જામે તે કામ કરવાનો અવસર જ મળશે નહિ આ વાત જો સાચીજ હોય તો તો પછી એ કોયડાનો કોઇ ઉકેલ જ નથી કારણ કે ટુકડા કોઇ દિવસ આખા સામે તો વિરોધ જગાવી શકે નહિ, ને જગાવે તો જિતી શકે નહિ ટુકડામા બળ ભાગે, ઉદ્દેશ્ય ભાગે, કામ કરવાની ખત પણ ભાગે વળી ટુકડા પણ જડની પેઠે પડ્યા પડયા બચી તો શકે, પણ કોઇ ઉપાયે કોઇ વાયુવેગે તેને હલાવવા જતા-જ વીખરાઇ પડે, ભાગી જાય, એક ટુકડો બીજામા અથડાઇ એના ચાર થઇ જાય અને તેમનામા રહેલી દુર્બળતા અનેક સ્વરૂપે જાગી ઉઠી એકબીજાનો સહાર કરવા મંડી પડે. આપણે પોતે એક ના હોઇએ તો બીજો જે આખો એક હોય તેને ખસેડી શકીએ નહિ, ગમે તો તે કૃત્રિમ રીતે એક થયો હોય તોપણ

ખસેડી શકીએ નહિ એટલુજ નહિ, પણ કોઇ બહુજ જરૂરને કારણે માનો કે તેમ કરી શકયા તોપણ જે બહારના બંધનને લીધે આપણે એકઠા થયા હતા, તે બંધન પણ ત્યારે પૂરૂ જ થવાનુ, તૂટી જવાનું ત્યારપછી તો આપણો અંદરનો વિરોધ પાછો જાગવાનો તેવે સમયે મારામારી કાપીકાપી કર્યા પછી પણ એક થવાનુ આપણી પાસે કઇ કારણ રહેશે નહિ વળી આપણને એવો સમય પણ કોઈ આપશે નહિ, કારણ કે આપણને મળેલા શુભ પ્રસંગનો લાભ આપણે લઈ શકતા નથી ત્યારે જગતમા જે સૌ બળવાન જાતિઓ વખતે કવખતે હમેશા વાટ જોતી તૈયાર જ બેઠી હોય છે, તે કઇ આપણા ઘરમા

ચાલતો યુદ્ધકાંડ નાટકના દ્રષ્ટાઓની પેઠે છેટેથી જોતી માત્ર ચૂપચાપ બેસી રહેશે નહિ ભારતવર્ષ કંઈ એવો દેશ નથી કે લોભીઓની આખ એના ઉપરથી કદીયે ખસતી હોય

આથી જે દેશમા વસતી જુદી જુદી જાતિઓ એક થઈને એક મહાજાતિ બની શકે નહિ, તે દેશ પરદેશીની સત્તા નીચે હોય કે ન હોય તે વિચારવાની જરૂરજ નથી એમ મહાજાતિને બાધવાનોજ જ્યા એક મોટો પ્રશ્ન આવી પડે છે, ત્યા બીજા સૌ નાના નાના પ્રશ્નોએ એક બાજુ ખસી જવુ જોઈએ-એટલુ જ નહિ, પણ પરદેશી રાજ્ય પણ એ બાબતમા કામ આવી શકે એમ હોય તો એને માટે તે રાજ્યને પણ આપણા ભારતવર્ષની સામગ્રીસ્વરૂપ માની લઈ કબૂલ કરી લેવુ પડશે તેને અતરની પ્રીતિથી કબૂલવાને બહુ વાધા છે એ બધા વાધા દૂર કરીને અગ્રેજી રાજ્ય શુ કરીએ તો આપણા આત્મસમાનને દબાવી શકે નહિ? શુ કરીએ તો તેમની સાથે આપણો ગૌરવભર્યો સબધ બાધી શકાય? એ બહુ કઠણ પ્રશ્નનો પણ વિચાર આપણે કરવો પડશે રાગ કરીને જો આપણે કહીએ કે 'ના, એ તો અમારે કરવુ નથી,' તો એ વાત ચાલશે નહિ, આપણે એમ કરવુજ પડશે કારણ કે જ્યાસુધી આપણે એક મહાજાતિ ગાઠી શકયા નથી ત્યાસુધી પરદેશી રાજ્ય નુ જે પ્રયોજન તે કદી પૂરૂ થશે નહિ

આપણા દેશનો સૌથી મોટો કોઠો એ છે કે, થોડા દિવસ થયાં વિધાતાએ આપણી સર્વ ચેતનાનુ કારણ ખેચી આણીને એના હાથમા મૂકયુ છે આપણે તે દિવસે ધાર્યુ હતુ કે, બગભગને કારણે એણે જે આપણા મન બાળ્યા છે, તેટલા માટે આપણે એને દેખાડી આપીશુ, આપણે પરદેશી મીઠુ હવે હાથમા ઝાલીશુ નહિ, દેશ માનુ પરદેશી કાપડ ખેચી નાખશુ નહિ ત્યા સુધી પાણી પીશુ નહિ, પારકાની સાથે યુદ્ધ કરવા નીકળ્યા, ત્યા ઘરમા જ એવુ જુદ્ધ જાગ્યુ કે પહેલા એવુ કદી જોયુ સાભળ્યુ ન હતુ હિન્દુમુસલમાનનો વિરોધ એક

સ્માત્ ગંભીરરૂપે જાગી ઉઠયો.

એ વાતથી આપણને ગમે એટલું દુઃખ લાગે એમ હોય, તો પણ આપણે એ શીખવાની પણ જરૂર હતી. એ વાત આપણે નકકી જાણવાની જરૂર હતી કે, આપણા દેશમાં હિન્દુ અને મુસલમાન એ બે જુદાં તત્ત્વ છે એ વાત આપણે ગમે તે કામ કરવા નીકળીએ, તોપણ ભૂલી જવું ચાલે એમ નથી. હિન્દુમુસલમાનના સંબંધમાં તો કશો દોષ ન હતો, પણ અંગ્રેજ મુસલમાનને આપણી વિરુદ્ધ ઉશ્કેરી મૂકયા છે એમ કહી જાતને છેતરવાથી કામ સરશે નહિ.

અંગ્રેજે જો મુસલમાનને ખરેખાતજ આપણી વિરુદ્ધ ઉભા કર્યા છે, તો અંગ્રેજે આપણા ઉપર પરમ ઉપકાર કર્યો છે. દેશમાંના એક મોટા વાસ્તવ સત્યનો આપણે મૂઢની પેઠે વિચાર કર્યા વિનાજ દેશનાં મોટાં મોટાં કામની સામગ્રીનો હિસાબ ગણતા હતા, ત્યારે શરૂઆતમાંજ એ સત્ય સામે અંગ્રેજે આપણી નજર કરાવી છે. એમાંથી કશું શીખ્યા વિના આપણે જો અંગ્રેજ ઉપરજ આંખ રાતી કરીએ તો આપણી મૂઢતા દૂર થવા સારૂ ફરી આપણે ફટકો ખાવો પડશે. જે સ્વાભાવિક છે, તે ગમે તેમ કરીને પણ આપણે શીખવું પડશે, એને ઓળંગી જવાના નકામા પ્રયત્નો કોઈ રીતે ચાલશે નહિ.

એની સાથે ખાસ એક વાત યાદ રાખવી જોઈશે કે, હિન્દુ અને મુસલમાન, અથવા હિન્દુઓની અંદરના જુદા જુદા ભાગો, અથવા ઉંચા નીચાઓની વચ્ચે મેળ નહિ થવાથીજ આપણાં કામ બરબાદ જાય છે; માટે કોઈ પણ રીતે મેળ કરીને આપણે બળ મેળવીશું એ વાત સૌ કરતાં મોટી નથી, માટે સૌ કરતાં સત્ય પણ નથી.

હું આ પહેલાં જ કહી ગયો છું કે, કેવળ માત્ર પેટપૂરતું ખાવાનું મળે, કેવળ માત્ર રાજ્યમાં સારી વ્યવસ્થા મળે તેથી કંઈ પ્રાણુ બચે નહિ. કાઈસ્ટે કહ્યું છે કે, માણસ માત્ર રોટલીથી જીવી શકતો નથી. એનું કારણ એવું છે

કે, માણસને કંઇ એકલું શારીરિક જીવન જ નથી, આધ્યાત્મિક જીવન પણ છે. એ મહાજીવનનો ખોરાક ખૂટયો છે એટલા માટે તો પરદેશી રાજ્યનો સર્વ પ્રકારનો વહીવટ સારો હોવા છતાં પણ આપણો આનંદ ખોવાઇ ગયો છે.

પણ જો આ ખોરાક કેવળ બહારથી એ રાજ્યને લીધે-જ મળી જાય એમ હોય તો કોઇ પણ પ્રકારે બહારથી સુધારો કર્યે આપણું કામ સફળ થાય. પણ પોતાના અંતઃપુરમાં બહુ દિવસથી આ ઉપવાસની સ્થિતિ ચાલી આવે છે. આપણે હિન્દુ-મુસલમાન, આપણે ભારતવર્ષના જુદા જુદા પ્રદેશના હિન્દુઓ એક જગાએ રહીએ છીએ ખરા, પણ માણસને રોટલી કરતાં પણ જે ઉંચો ખોરાક પ્રાણ, શક્તિ અને આનંદથી પુષ્ટ કરી શકે, તે ખોરાકથી આપણે એકબીજાને ભૂખ્યા રાખતા આવ્યા છીએ. આપણી સૌ હૃદયવૃત્તિઓ, ભલા માટેના આપણા સૌ પ્રયત્નો આપણા કુટુંબકબીલામાં અને એક સાંકડા સમાજમાં એવા ગુંચાઇ રહેલા છે કે સાધારણ માણસની સાથે સાધારણ ભાઈચારાનો જે સંબંધ તે સ્વીકારવાને માટે પણ આપણે તૈયાર થતા નથી; તેટલા માટે નાના નાના બેટોમાં આપણે પડયા હોઇએ એમ એકબીજાથી છૂટા પડી ગયા છીએ, મહાદેશમાં થવું જોઇએ તેમ એક સમર્થ જાતિ બનાવી શકયા નથી.

દરેક માનવી મહામાનવી સાથે અનેક મંગળ કાર્યો વડે પોતાનું ઐક્ય નાના પ્રકારે બાંધી શકે. એથી અમુક લાભ થશે એટલા જ માટે નહિ, પણ એ તેનો પ્રાણ છે, તેનું મનુષ્યત્વ એટલે કે તેનો ધર્મ છે, માટે આ એકતા બંધાવી જોઇએ. એ ધર્મથી જેટલો એ પાછો પડે તેટલો એ નીરસ બની જાય. આપણા દુર્ભાગ્યને લીધે બહુ દિનથી ભારતવર્ષમાં આપણે આ નીરસતાને વશ થઇ પડયા છીએ. આપણા જ્ઞાન કર્મ આચાર વ્યવહારના, આપણી સર્વ પ્રકારની લેવડદેવડના મોટા મોટા રાજમાર્ગ આપણી નાની નાની મંડળીઓ આગળ આવીને અટકી પડયા છે; આપણું હૃદય અને આપણા પ્રયત્ન ઘણું કરીને આપણા

પોતાના ઘરમાં કે પોતાના ગામમાં જ ફરે છે, એને વિશ્વ-માનવ સામે ખુલ્લાં મૂકવાના અવસર આપણે લીધા નથી. એજ કારણે આપણને પરિવારમાં આનંદ મળે છે, નાના સમાજની મદદ મળે છે, પણ મહામનુષ્યની શક્તિ અને સંપૂર્ણતાથી આપણે બહુ દિવસથી વિખૂટા પડી ગયા છીએ—દીનહીનની પેઠે જીવીને માત્ર દહાડા કાઢીએ છીએ.

આ મોટી ખોટ ભાગવાનો ઉપાય જે આપણા પોતામાંજ છે તે ન લઇ શકીએ તો પછી બહારથી તે ક્યાંથી લાવી શકીશું ? પરદેશીઓના ચાલ્યા જવાથી આપણી એ ખોટ ભાગશે એવી કલ્પના આપણે શા માટે કરીએ છીએ? આપણે એકબીજા ઉપર શ્રદ્ધા રાખતા નથી, એકબીજાને મદદ કરતા નથી, એકબીજાને ઓળખવા સુદ્ધાં પ્રયત્ન કરતા નથી, માત્ર આજ સુધી ઘરના આંગણાને પણ પરદેશ માની ઘરમાં પડયા રહીએ છીએ; એકબીજા માટેની જે બેદરકારી, જે અવગણના અને જે વિરોધ આપણે દૂર કરવોજ જોઇશે, તે શું માત્ર પરદેશી કાપડને ખેંચી કાઢવાને માટેજ કે માત્ર પરદેશી કારભારીઓની સામે આપણી શક્તિ જાહેર કરવાને માટેજ દૂર કરવાનો છે ? ના, એ દૂર નહિ કરીએ તો આપણો ધર્મ પીડાતો રહેશે, આપણું મનુષ્યત્વ સાંકડું રહેશે, આપણી બુદ્ધિ સાંકડી રહેશે, આપણા જ્ઞાનનો વિકાસ થશે નહિ, આપણું દુબળું ચિત્ત અનેક અંધસંસ્કારથી જડ થઇ રહેશે, આપણે અંદરની અને બહારની પરાધીનતાનાં બંધન છેદીને વિનાભયે વિનાસંકોચે વિશ્વસમાજમાં માથું ઉંચું રાખીને ફરી શકીશું નહિ. એ સંકોચ વિનાના બાધાવિનાના વિશાળ મનુષ્યત્વના અધિકારી થવાને માટેજ એકબીજાની સાથે એકબીજાના ધર્મનું બંધન બાંધવું જોઇશે. એ વિના માણસ કોઇ રીતે મોટો થઇ શકે નહિ અથવા કોઇ રીતે સાચો થઇ શકે નહિ. ભારતવર્ષમાં ગમે તે હશે, ગમે તે આવ્યા હશે, પણ તે બધાને લઇને આપણે સંપૂર્ણ થવું જોઇશે. ભારતવર્ષમાં વિશ્વમાનવના એક મોટા કોયડાનો ઉકેલ થવાનો છે. એ કોયડો એજ કે પૃથ્વીમાં

માણસ રંગે, ભાષાએ, સ્વભાવે, આચરણે, ધર્મે વિચિત્ર છે—નરદેવતા એ વિચિત્રતા હોવાથી વિરાટ—એ વિચિત્રતાને આપણે આજ ભારતવર્ષના મંદિરમાં એક કરીને જોઇશું; સ્વાભાવિક ભિન્નતા છે એનો લોપ કરીને નહિ, પણ સર્વત્ર બ્રહ્મનો ઉદાર અનુભવ કરીને, માનવી પ્રત્યેનો સહનશીલ પરમ પ્રેમ વરસાવીને, ઉંચા નીચા–પોતાના પારકા એ સૌની સેવામાં ભગવાનની સેવા છે એમ માનીને. બીજું કશું નહિ તો શુભ પ્રયત્નો વડે દેશને જિતી લો–જેઓ તમારા ઉપર સંદેહ આણે, એમના સંદેહને જીતી લો, જેઓ તમારા ઉપર દ્વેષ રાખે તેમના દ્વેષને જિતી લ્યો. બંધ બારણાં ઠોકો, વારંવાર ઠોકો–કશી નિરાશાથી, કશા અભિમાનથી ખિન્ન થઈ પાછા ફરતા ના; માણસનું હૃદય માણસના હૃદયથી લાંબા વખત સુધી કદી પણ દૂર રહી શકશે નહિ.

ભારતવર્ષનો સાદ આપણા અંતઃકરણને સંભળાયો છે. એ સાદ વર્તમાનપત્રોની ક્રોધભરી ગર્જનાઓમાં કે હિંસાભરી ઉશ્કેરણીના શબ્દોમાં સાચી રીતે પ્રકટ થાય છે એ વાત હું સ્વીકારતો નથી; પણ એ સાદ આપણા અંતરાત્માને જગાડે છે એમ ત્યારેજ માની શકાય કે જ્યારે આપણે જાતિવર્ણનો ભેદ ટાળીને દુકાળથી પીડાતા લોકોને બારણે અન્નપાત્ર લઇને જઇએ, જ્યારે મોટાનાનાનો ભેદ ટાળીને પ્રવાસે આવેલા યાત્રાળુની મદદને માટે કેડ બાંધીએ, રાજપુરુષોના નિર્દય સંદેહ અને વિરોધ સમયે પણ, અટકાવ અને જુલમને સમયે પણ આપણા યુવકો કોઈ સંકટના સંભવથી અટકી પડે નહિ. સેવામાં આપણે સંકોચ રાખતા નથી, કર્તવ્યમાં આપણો ભય ટળી ગયો છે, બીજાને સહાયતા આપવામાં આપણો ઉંચાનીચાનો વિચાર ચાલ્યો ગયો છે વગેરે જે સુલક્ષણો દેખાવા લાગ્યાં છે તેથી જાણી શકયા છીએ કે, આપણને જે સાદ આવ્યો છે તેણે કરીને બધી સાંકડી ગલીઓમાંથી નીકળી બહાર આવીશું. ભારતવર્ષમાં આજ માણસ માણસને બોલાવે છે. આજ જ્યાં જેને જે કશાનો અભાવ હશે તે

પૂરો કરવાને આપણે જવું જોઇશે અન્ન, સ્વાસ્થ્ય અને શિક્ષણની વ્યવસ્થા કરવાને માટે દૂર દૂરના ગામડાંઓમાં જઇને પણ આપણું જીવન સમર્પવું જોઇશે, બીજા કોઇ પોતાના સ્વાર્થમાં કે તરંગમાં આપણે બંધાઇ રહીશું નહિ

બહુ દિવસના સૂકા દુકાળ પછી વરસાદ આવે ત્યારે વાવા ઊંડાને પણ હેતો આવે, પણ નવા વરસાદની શરૂઆતનું વાવાઝોડું આ નવા વિકાસનું સૌથી મોટું અંગ નથી, તેમ કાયમનું પણ નથી વીજળીના ચમકારા, વાદળાના કાટકા ને પવનના તોફાન પોતાની મેળે શાન્ત થઈ જશે અને પછી તો વાદળા ફેલાઈ સર્વ આકાશને ઘેરી ઠંડો વાયુ છોડશે—ચારે દિશાએ વરસાદ વરસશે ને સૂકા વાસણોને પાણીથી છલોછલ ભરી દેશે, ભૂખ્યાને ખેતરમાં અન્નની આશા બંધાવશે, આંખો ને હૃદય ઠંડુ કરશે મંગળમય એ વિચિન સફળતાનો દિવસ બહુ દિવસ વાર જોયા પછી આજ ભારતવર્ષમાં દેખાય છે, એ સમાચાર મળીના જાણી ને આપણને જાણે આનંદ થાય છે શેને માટે ? ઘર છોડી ને ખેતરમાં આવવા માટે, ખેતી કરવા માટે, બીજ વાવવા માટે—ત્યાર પછીથી સોનાની ફસલથી જ્યારે લક્ષ્મીના દર્શન થશે, ત્યારે એ લક્ષ્મીને ઘેર પધરાવી મહોત્સવ કરવા માટે

૧૯૦૬





# २३–देशनायक

સેના જ્યારે રણુક્ષેત્રમા યાત્રા કરે, તે વેળાએ પાસેની ગલીમાથી તેમને કોઈ ગાળ દે કે શરીર ઉપર ઢેફુ મારે, ત્યારે અપમાનનુ વેર લેવા તેજ સમયે છત્રભગ થઈ તે ગલીમા દોડી જાય નહિ એ અપમાન એને સ્પર્શ પણુ કરે નહિ, કારણુ કે તેની સામે મહાસગ્રામ–મહામૃત્યુ પડ્યુ છે તેમ જ જ્યારે આપણે યથાર્થભાવે આપણા દેશનુ કાર્ય કરવાને યાત્રાએ નીકળીએ, ત્યારે તેના માહાત્મ્યને બળે નાના મોટા અનેક વિક્ષોભ આપણુને સ્પર્શ કરી શકે નહિ–ક્ષણેક્ષણે નાના નાના મતભેદોને માટે દોડાદોડી કરી વૃથા યાત્રાભગ કરવો પાલવે નહિ

આપણા દેશમા આજકાલ જે સર્વ આન્દોલન–આલો-ચનાના તરગો ઉઠ્યા છે, તેમા કેટલાક તો માત્ર કલહ-સ્વરૂપ છે બેશક, દેશવત્સલ લોક એ કલહને માટે અદર અદર શરમાય છે, કારણુ કે કલહ નિર્બળનું બળ છે, અકર્મ-ણ્યનો એક પ્રકારનો આત્મવિનોદ છે

દેશમા ચારે દિશાએ દૃષ્ટિ નાખશો તો જણાશે કે લોક એટલુ દુ ખ એવે મૂગે મોઢે વહન કર્યો જાય છે કે જગતમા બીજે કોઈ સ્થાને એવો દેખાવ નજરે પડશે નહિ નિરાશા, નિરાનદ, ભૂખ, રોગ એ સાૈએ પ્રાચીન ભારતવર્ષના મદિરની ભીતને તોડીફોડીને ધૂળ કરી છે દુ ખના જેવું કઠોર સત્ય બીજુ કયું ? એના જેવી દારુણુ પરીક્ષા બીજી કઇ ? એની સાથે રમત કર્યે ચાલે નહિ, એની સામે આંખો મીચી શકાય નહિ, એ સબધે

કૃત્રિમ કલ્પનાઓ કરવાનો અવકાશ પણ નહિ, એ શત્રુ-મિત્ર સર્વને સખ્ત રીતે વીંધી નાખે. આ દેશવ્યાપી દુઃખના સંબંધમાં આપણે કેવો વ્યવહાર આચરીએ છીએ તે માપવાથી જ આપણા મનુષ્યત્વનું સાચું માપ થશે. આ દુઃખના કાળા કઠણ કસોટીપથ્થર ઉપર આપણો દેશાનુરાગ જો ઉજળી રેખાઓ પાડે નહિ, તો નિશ્ચય જાણજો કે, એ સાચું સોનું નથી. જે સાચું નથી તેનું મૂલ્ય કોણ આપે? અંગ્રેજ એ વિષયનો ઝવેરી છે, તેને છેતરશો શી રીતે? આપણા દેશહિતૈષણાના ઉદ્યોગ ઉપર તેની શ્રદ્ધા શી રીતે બેસાડવી? પોતે આપીએ તોજ દાવો કરી શકીએ; પણ સાચું કહો, આપણે શું કર્યું છે? દેશના દારુણ દુઃખને દિવસે આપણામાંથી સુખી છે, તેઓ સુખમાં પડયા છે; જેમને અવકાશ છે, તેઓ આરામમાંથી જરા પણ દૂર થતા નથી; જે કંઈ ત્યાગ થયો છે તે એટલો થોડો છે કે કહેવો પણ નકામો છે; જે કંઇ સહન કર્યું છે, તેના કરતાં અનેકગણી ખૂમો પાડી છે.

આનું કારણ શું? એનું કારણ એ કે, આજ સુધી પારકાને બારણે માથું ફોડવાની ચર્ચા કર્યા કરી છે, સ્વદેશ-સેવાની તો ચર્ચાજ કરી નથી. દેશનું દુઃખ તો, ગમે તો વિધાતા, ગમે તો સરકાર દૂર કરશે એ વિશ્વાસે રહ્યા છીએ. આપણે એકઠા થઇએ, મત લઇએ અને એ કાર્ય કરવા મંડી પડીએ, એ વાત તો આપણે અકપટભાવે આપણી પોતાની પાસે પણ સ્વીકારતા નથી. આથી દેશના લોકની સાથે આપણા હૃદયનો સંબંધ બંધાય ના; દેશના દુઃખની સાથે આપણા પ્રયત્નોનો જોગ જામે ના; વાસ્તવતાની ભીંત ઉપર દેશાનુરાગ જામે ના એટલાજ માટે ફંડનું પાનીઉં લઇ મફત રખડી મર્યે ને કામ પડયે કોઇ ઉત્તર પણ દે ના.

વીસ વર્ષ ઉપર, પ્રેસીડેન્સી કોલેજના તે વખતના અધ્યાપક ડૉકટર શ્રીયુત પ્રસન્નકુમાર રાય મહાશયને ઘેર છાત્રસમ્મેલન થયું હતું, તે વખતે જે ગાન ગવાયું હતું, તેનો એક ભાગ નીચે ઉતારૂં છું:

"શબ્દોએ રચેલું જાળ અને વિના આંસુનું રોવું મિથ્યા છે. આવેદન-નિવેદનના ભારથી માથું નમ્યું જાય છે. રોઈને દયા માગવી ને જગતની સામે ભિખારીને વેશે ફરવું, એથી તો લાજ આવે છે. આપણું કામ આપણે તો કરતા નથી ને બીજા ઉપર આટલો રોષ શો?

"પોતેજ પોતાની શરમ ઉખાડો, પારકાને બારણે રખડો ના. માનને માટે પારકાને પગે પડી ભીખ માગવી એ બધી ભીખોમાં હલકી છે. આપો-આપો કહી પારકાની પાછળ પાછળ ભટકયે અને રડયે કશું મળે ના. જો માન જોઈએ, પ્રાણ જોઈએ તો પહેલાં પ્રાણ સમર્પો."

ત્યારથી આજ વીસ વર્ષ પછીના વિદ્યાર્થીઓ આજ નિઃસંદેહ કહેશે કે, આજ અમે અરજીઓનો થાળ ભૂકી દઈને હાથ ખાલી કરીશું, આજ તો અમે પોતાનું કામ પોતેજ કરવા તૈયાર થયા છીએ. એ વાત સાચીજ હોય તો તો સારૂં, પણ પારકાના ઉપર અભિમાન શા માટે રાખવું? જ્યાં અભિમાન છે ત્યાંજ ગુપ્તભાવે પ્રાર્થના-અરજી આવી પડે છે. આપણે પુરુષની પેઠે બલિષ્ઠભાવે સ્વીકારી લેવું નહિ કે, આપણે વિઘ્નો સ્વીકારીશુંજ? આપણે પ્રતિકૂળતાને ઓળંગીશુંજ? વાત વાતમાં આપણી આંખમાં આંસુ કેમ ભરાઈ આવે છે? આપણે શા માટે એમ વિચારીએ છીએ કે, શત્રુમિત્ર સર્વ મળીને આપણો માર્ગ સુગમ કરી લઈશું? ઉન્નતિનો માર્ગ તો દુર્ગમ છે, એ વાત જગતના ઇતિહાસમાં સર્વત્ર પ્રસિદ્ધ છે.

क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गमं पथस्तत् कवयो वदन्ति।

દુરત્યય-મુશ્કેલીથી ઓળંગાય એવો-માર્ગ બીજા સાફ ન કરી આપે, સીધો ન કરી આપે, તો આપણે માત્ર ફરિયાદોમાં દહાડા કાઢીએ, અને મોં ચઢાવીને બડબડ કરીએ, ત્યારે આપણે આપણી શાળનાં કપડાં પહેરીશું, આપણી પાઠશાળાઓમાં ભણીશું એ અભિમાન તે શા ઉપર?

હું પૂછીશ કે, સર્વનાશની સામે ઉભેલા કોને અભિમાન આવે? મૃત્યુ-શય્યાને ઉશીકે બેસી કોણ કલહ કરવા

માંડે ? આપણે શું જોતા નથી કે, આપણે મરવા માંડ્યું છે ? હું આ રૂપકની ભાષામાં બોલતો નથી, આપણે સાચેસાચા મરવા પડયા છીએ. જેને વિનાશ કહે, જેને વિલાપ કહે, તે અનેક રૂપ ધરી આપણી આ પુરાતન જાતિના ઘરમાં પેઠો છે. મૅલેરિયાથી હજારો માણસો મરે છે, મરતા નથી એ જીવન્મૃત થઇ ગયા છે ને પૃથ્વીનો ભાર વધારે છે. એ મૅલેરિયા પશ્ચિમથી પૂર્વમાં અને એક પ્રદેશથી બીજા પ્રદેશમાં વ્યાપી ગયો છે. પ્લેગ એક રાત્રિનો અતિથિ થઇ આવ્યો; પછી તો વર્ષ ઉપર વર્ષ ચાલ્યાં ગયાં, તોય નરરક્તની એની તરસ છીપતી નથી. જે વાઘે એક વાર મનુષ્યમાંસનો સ્વાદ ચાખ્યો, પછી તે જીભની લાલસા કેમે કરી છોડી શકે નહિ. દુષ્કાળ એમજ વારંવાર ફરી ફરીને આવે છે ને લોકનાં ઘરબાર સૂનાં કરી મૂકે છે. આને દૈવની દુર્ઘટના માની આંખો મીંચી શું પડયા રહીશું ? સમસ્ત દેશ ઉપર મૃત્યુની કાણાં વિનાની આ જાળ વીંટાયેલી દેખીએ છીએ તેને શું આકસ્મિક કહી સૂઇ રહીશું ?

એ આકસ્મિક નથી. એણે વ્યાધિનું સ્વરૂપ ધારણ કરી મૂળ નાખ્યાં છે. એવી રીતે અનેક જાતિઓ મરી પરવારી છે–આપણે પણ આ દેશવ્યાપી મૃત્યુને વિનાપ્રયત્ને દૂર કરી શકીશું, એવું બનવાનો સંભવ નથી. આપણી આંખ સામે લેઇએ છીએ કે, જે જાતિઓ સુસ્ત ને સબળ છે તે પણ પ્રાણરક્ષાને માટે પ્રતિક્ષણ લડાઈ કરે છે–ત્યારે આપણા જીર્ણ દેહ ઉપર મૃત્યુદેવ વારંવાર નખ માર્યા જાય છે. એ દશામાં વિના પ્રયત્ને આપણે બચી શકીશું ?

એ વાત આપણે મનમાં રાખવીજ પડશે કે, મૅલેરિયા–પ્લેગ–દુષ્કાળ એ તો બહાર દેખાતાં માત્ર લક્ષણ છે, બાકી મૂળ રોગ તો દેશની નાડીમાં જામી ગયો છે. આપણે આજ સુધી એકભાવે ચાલ્યા આવીએ છીએ–આપણા હાટે–વાટે, ગામે–ઘરે આપણે એકભાવે બચવાની વ્યવસ્થા કરી છે, આપણી એ વ્યવસ્થા બહુ કાળની પુરાતન છે. ત્યાર પછી આજે બહારના સંઘાતથી આપણી વ્યવ-

સ્થામાં ફેર પડી ગયો છે. એ નવી અવસ્થાની સાથે આપણે પૂરી રીતે યોગ કરી શક્યા નથી—એક જગાએ મેળ થતાં બીજી જગાએ તૂટે છે. એ નવી અવસ્થાની સાથે આપણે પૂરો મેળ કરી શકીએ નહિ, તો આપણે મરવુંજ પડે. પૃથ્વીની જે સર્વ જાતિઓ મરી પરવારી, તે એવીજ રીતે !

મૅલેરિયાનુ કારણ દેશમાં નવુંજ છે એમ નથી. પૂર્વે પણ આપણા દેશમાં ભેજવાળી જમીન હતી, વનજંગલ તો આજના કરતાં પણ વધારે હતાં; અને મચ્છરનો અભાવ તો કદીયે નહોતો, પણ દેશ તે વારે સમૃદ્ધિવાન હતો. યુદ્ધ કરવા જઇએ તે સાથે ખોરાકની વ્યવસ્થા પણ કરવી પડે. સર્વ પ્રકારના રોગશત્રુની સાથે લડવાને તે વારે આપણી પાસે ખોરાકનો અભાવ ન હતો. આપણાં ગામડાંની માતા અન્નપૂર્ણા તે વારે પોતાનાં બાળકોને ભૂખ્યાં રાખી પૈસાને લોભે પારકાં બાળકને ધવરાવતી નહોતી, એટલુંજ નહિ, પણ તે સમયની સમાજવ્યવસ્થા એવી હતી કે ગામડાંનાં જળાશયો ખોદાવવા અને સમારવા માટે પારકા સામે તાકી રહેવું નહોતું પડતું—ગામડાંની ધર્મબુદ્ધિ ગામડાંની જરૂરીઆતો પૂરી પાડવા સદા જાગ્રત રહેતી. આજ બંગાળામાં ગામે ગામે જળકષ્ટ આવી પડયું છે, એટલુંજ નહિ પણ પ્રાચીન જળાશયો ગંદાં થઈ પડ્યાં છે. એવી રીતે શરીર જ્યારે અન્ન વિના હીનબળ થઇ જાય, પાણી સુધાર્યા વિના રોગનું ઘર થઈ પડે, ત્યારે બચવાનો ઉપાય શો ? એથી પ્લેગનો પણ આપણા દેશમાં પગ પેઠો છે; કોઇથી એને રોકાતો નથી; કારણકે પુષ્ટિને અભાવે આપણું શરીર નબળું થઇ પડયું છે.

પુષ્ટિનો અભાવ થવાનું મુખ્ય કારણ શું ? જુદી જુદી નવી નવી પદ્ધતિએ દેશનું અન્ન વિદેશમાં ચાલ્યું જાય છે. આજ સુધી જે અન્ન ખાઇને આપણે માણસ રહ્યા હતા, તે અનાજ હવે પેટપૂરતું મળતું નથી. ગામડામાં જઇને જુઓ—દૂધ દુર્લભ, ઘી મોંઘું અને તેલ શહેરમાંથી આવે ! તેને પૂર્વના અભ્યાસથી માની લઇએ કે, એ તો સરસીઉં ને

સંતોષે ખાઈએ; વળી જ્યાં પાણીનું દુઃખ ત્યાં માછલાંનો પણ અભાવ. સસ્તામાં સસ્તું કવીનીન થયું છે. સમસ્ત દેશ-ની જીવનશક્તિનો મૂળસંચય ધીરે ધીરે ઘસાતો ન હોય એવો એકે દિવસ જતો નથી. શાહુકારની પાસેથી દેવું કર્યું તે સમયે તો તે વાળવાની શક્તિ હોય, પણ સંપત્તિ ઘસાતાં જે શાહુકાર એક પ્રકારનો લેણદાર હતો તે કાય-મનો થઈ જાય. એમ જ આપણા દેશમાં મૅલેરિયા, પ્લેગ, કોગળીઉં, દુષ્કાળ કોઈ કોઈ પ્રસંગે અતિથિ થતાં, તે શક્તિ ઘસાતાં ધીરે ધીરે ઘરજમાઈ થઈ પડયાં ને કાઢયાં જતાં નથી; આપણું મૂળધન ઘસાતું આવ્યું છે, હવે શાહુ-કાર ઉઘરાણી કરવા આવતો નથી, હવે તો ઘરખેતરમાં ને વાડીવજીફામાં પગ જમાવી પડયો છે. વિનાશ જો આમ થતો જ ચાલે, તો વર્ષવર્ષનો હિસાબ લેતાં પાર ક્યાં આવે?

આવી સ્થિતિમાં રાજાની મંત્રણાસભામાં–લેજીસ્લેટિવ કૌંસિલમાં–એક બે પ્રશ્ન પૂછવા હોય તો પૂછો, એનો મને વાંધો નથી. પણ એથી શું વળી ગયું? ગરજ એના કરતાં આપણને વધારે નથી? ઘરમાં આગ લાગે ત્યારે પોલીસના થાણામાં ખબર આપીને નિરાંતે બેસી શકશો? ઘરમાં બૈરી–છોકરાં બળી મરે, ત્યારે દારોગાની શિથિલતા માટે માજીસ્ટ્રેટ પાસે ફરિયાદી કરવા મોટી સભા ભરશો તેણે વળવાનું શું? ગરજ તો આપણે છે! મરીએ છીએ તે આ-પણે! અભિમાન કરવાનો, કલહ કરવાનો, વાટ જોવાનો હવે આપણને વખત નથી. જે કંઈ થાય તે કરવાને માટે આપણેજ કેડ બાંધવી જોઇશે. પ્રયત્ન કર્યે હમેશાં કાર્ય સિદ્ધ થાય, ન પણ થાય; પણ આયલાની નિષ્ફળતા તો સ્વીકારાય ના–ચેષ્ટાવિનાની નિષ્ફળતા એજ પાપ છે–એ જ કલંક છે.

આપણા દેશની જે દુર્ગતિ થઇ પડી છે, તેનું કારણ આપણા પ્રત્યેકના અંતરમાં છે અને આપણી જાત સિવાય બીજા કોઈથી એ કદી દૂર કરી શકાશે નહિ. આપણે પારકાનાં પાપનાં ફળ ભોગવીએ છીએ એ કદી જ સાચું નથી, અને આપણા પાપનું પ્રાયશ્ચિત્ત પારકાથી નિરાંતે

કરાવી લેવાશે એવી પણ કદીજ આશા રાખી શકાશે નહિ.

સૌભાગ્યે આજ દેશને જુદે જુદે સ્થળે પ્રશ્ન ઉઠે છે કે 'શું કરીએ, કેવી રીતે કરીએ ? આજ કર્મ કરવાની ઇચ્છા આપણને થઇ છે, કામે લાગ્યા પણ છીએ; એ ઇચ્છા નિરાધાર ન થઇ પડે, આપણા પ્રયત્નો નિષ્ફળ ન થાય, પ્રત્યેકની ક્ષુદ્ર ક્ષુદ્ર શક્તિ છૂટા છૂટા કણ થઇ નાશ ન પામે તે વિષે આપણે આજ સંપૂર્ણ ધ્યાન દેવું જોઇએ. રેલગાડીની વરાળ સીસોટી વગાડવા માટે નથી, એ તો ગાડી ચલાવવા માટે છે. સીસોટી વગાડવામાં જ સમસ્ત વરાળ ફૂંકી દેવામાં આવે, તો અવાજ તો પ્રચંડ થાય, પણ ગાડી ચાલતી બંધ થઈ જાય. આજ દેશમાં જે ઉદ્યમ ચાલી રહ્યો છે, તેને વ્યવસ્થિત કરી એક નીકમાં નહિ વહેવડાવીએ તો ઘણું વ્યર્થ જાય, પરસ્પર વિરોધ પણ કરે, નવાં નવાં દળ બંધાય અને સામયિક પ્રશ્નો ને આકર્ષણ તુચ્છ કાર્યોને મહાસ્વરૂપ આપી દઇને પોતાની શક્તિનો અપવ્યય કરે.

દેશના સમસ્ત ઉદ્યોગને એમ વ્યર્થ થતાં અટકાવીને એક દિશામાં ફેરવી લાવવાનો એકમાત્ર ઉપાય એ છે કે કોઇ એક જણને આપણા અધિનાયકરૂપે સ્વીકારવો. દેશમાં એકઠા થઇને વાદવિવાદ તો કરી શકાય, પણ તેવી રીતે કામ કરી શકાય નહિ. શાકબજારમાં ગમે તેમ એકઠા થઇને ઝઘડા કરી શકાય, પણ યુદ્ધે ચઢતાં તો સેનાપતિ જોઇએ. વાતો કરતાં નાના પ્રકારના લોક એકઠા થઇ સૌ ઉંચે સ્વરે પોતપોતાને મરજી મુજબ બોલી શકે, પણ વહાણ ચલાવવાનું હોય તો તો એક ટંડેલની જરૂર પડે.

મારા દેશવાસીઓને આજે હું નમ્રતાપૂર્વક કહું છું કે, તમે ક્રોધના માર્યા આત્માને વિસરો ના. ક્ષોભ મટાડવા માટે માત્ર વિરોધની ચેષ્ટા ન કરો. ભિક્ષા માગવા જઇએ તો પારકાના મોં સામે તાકી રહેવું પડે; વિરોધ કરવા જઇએ, ત્યારે પણ પારકા ઉપર સર્વ ધ્યાન દેવું પડે. એ જયનો માર્ગ નથી. એ સર્વની પ્રબળ ઉપેક્ષા કરીએ તોજ મંગળસાધનનું મહાગૌરવ પ્રાપ્ત કરવામાં આપણે વિજયી થઇ શકીએ.

તમે ખ્યાલ રાખજો કે, બંગભંગ આજ મુખ્ય વિષય નથી, મેં તો એને નાનો કરી નાખ્યો છે. શી રીતે નાનો કરી નાખ્યો છે ? બંગભંગના આઘાતથી આપણે સમસ્ત બંગાળીઓએ એકઠા થઇને વેદનાને બળે સ્વદેશના તરફ જોયું કે તરત જ એ ભંગની કૃત્રિમ રેખા નાનાથી નાની થઇ ગઇ. આજ સમસ્ત મોહને કાપી સ્વદેશની સેવા સ્વહસ્તે કરવાને માટે આપણે તૈયાર થઈ ઉભા, તેની સામે ભંગના નખના ઘા તુચ્છ થઈ ગયા ! પણ આપણે જો કેવળ પીટીશન ને પ્રોટેસ્ટ (અરજી અને વિરોધ), બહિષ્કાર ને વાચાળતા કરીને બેસી રહ્યા હોત તો બંગભંગ મોટો થાત, આપણે નાના થાત—પરાભૂત થાત. કાર્લાઇલનો શિક્ષા-સકર્યુલર આજ ક્યાં ઉતરી ગયો છે ! આપણે તુચ્છ કરી દીધો છે; ગાળાગાળી કરીને નહિ, મારામારી કરીને પણ નહિ. ગાળાગાળી મારામારી કરી હોત તો તો એ ચઢી વાગત. આજ આપણે વિદ્યાદાનની આપણી પોતાની વ્યવસ્થા કરવા તૈયાર થયા છીએ. એથી આપણા અપમાનનો દાહ, આપણા આઘાતની ક્ષતવેદના એકેવારે મળી ગઇ છે. આપણી સર્વ ક્ષતિ સર્વ લાંછનની ઉપર તરી આવી છે. પણ એ માટે જો આજ સુધી કેવળ મહાસભાઓ ભરવા દેશના એક પ્રાન્તથી બીજા પ્રાન્ત સુધી દોડાદોડ કરી મૂકત, નાક ચઢાવીને નાકમાંથી ઉચ્ચારેલી ફરિયાદો સમુદ્રની આ પારથી પેલે પાર સુધી તરાવી મૂકી હોત, તો છોટીને મોટી કરી મૂકત અને એમની સામે આપણી જાતને નાની કરી મૂકત. હાલ બારિસાલને રસ્તે આપણાં થોડાંક માથાં ભાગ્યાં અને થોડો દંડ પણ દેવો પડયો. પરંતુ એ વ્યાપાર ઉપર સમસ્ત ઊંક દઈ નેતર ખાધેલા બાળકની પેઠે ભેંકડો મૂકીએ તો આપણાં ગૌરવ જાય. એ સામાન્ય વાતની ઉપર ચઢી ન બેસતાં, માત્ર આંસુ જ પાડયા જઇએ તો લાજી મરવું પડે. ઉપર ચઢી આવવાનો એક ઉપાય છે. જેને આપણે નાયકપદની માળા આરોપીએ, તેને રાજદરબારને દરવાજેથી પાછા લાવી આપણી કુટીરને આંગણે પુણ્યવેદિકા

ઉપર સ્વદેશના છત્રપતિરૂપે અભિષેક કરો. ક્ષુદ્રની સાથે મારામારી કરી દિવસ કાપવા એ કંઇ જય મેળવવાનો ઉપાય ન હોય—તેની ઉપર આવવામાં જ જય છે. આપણે આજ આપણા સ્વદેશના કોઇ મનસ્વી પુરુષનું કર્તૃત્વ જો આનંદ સાથે, ગૌરવ સાથે સ્વીકારી શકીએ, તો એમસંને આપણામાંના કોની સાથે કેવો વ્યવહાર કર્યો છે, કેંપના આચરણમાં કાયદાવિરુદ્ધ કંઇ થયું છે કે નહિ, તે તુચ્છથી તુચ્છ થઇ સામયિક ઇતિહાસના કાગળ ઉપરથી એકેવારે ભુંસાઇ જશે. વસ્તુતઃ આ ઘટનાઓને તુચ્છ માની ફેંકી નહિ દઇએ તો આપણું અપમાન દૂર થશે નહિ.

સ્વદેશના હિતસાધનનો અધિકાર આપણી પાસેથી કોઈ લૂંટી શકે નહિ—એ અધિકાર દૈવદત્ત—સ્વાયત્તશાસન સદાકાળનું આપણુંજ છે. રાજા સૈન્ય લઇને ભલે પહેરો ભરે, રાતા કે કાળા ગાઉન પહેરીને ભલે ન્યાય કરે, ભલે કદી અનુકૂળ ને કદી પ્રતિકૂળ થાય; પણ પોતાના દેશનું કલ્યાણ પોતે કરવાનો જે સ્વાભાવિક કર્તૃત્વ—અધિકાર, તે નષ્ટ કરવાની શક્તિ કોઇનીજ નથી. એ અધિકાર આપણે પોતેજ નષ્ટ કરી શકીએ. એ અધિકાર જો આપણે ન ગ્રહણ કરીએ તો નષ્ટ થાય. પોતેજ એ અધિકાર ખોઈ બેસી પારકાના ઉપર કર્તવ્યશિથિલતાનો દોષ આરોપીએ તો આપણે માથે લાજ પર લાજ! મંગળ કરવાનો જેમનો સ્વાભાવિક સંબંધ નથી, તેઓ તો માત્ર દયા કરે, તેમની પાસેથી સમસ્ત મંગળ, સમસ્ત સ્વાર્થત્યાગ કરવાની આશા રાખવી ને પોતે કશાનો ત્યાગ કરવો નહિ, એથી કાર્યજ થાય ના. એવી દીનતાનો અનુભવ કરવો એ શું કઠણ છે!

માટેજ હું કહું છું કે, સ્વદેશના મંગળસાધનનું કર્તૃત્વસિંહાસન આપણી સામે શૂન્ય પડી આપણને પ્રતિક્ષણે લજવાવે છે. હે સ્વદેશસેવકગણ! એ પવિત્ર સિંહાસનને વ્યર્થ કરો ના, એને પૂર્ણ કરો. રાજ્યશાસનનો અસ્વીકાર કરવાનું પ્રયોજન નથી—એ તો કોઈ વેળા શુભ, કોઇ વેળા અશુભ, કોઈ વેળા સુખ ને કોઈ વેળા અસુખને આકારે

આપણા પર થઇને વહી જશે, પણ આપણા પ્રત્યેનુ આપણુ શાસન જ ગંભીર, એજ સત્ય, એજ ચિરસ્થાયી, એજ શાસનથી જાતિ યથાર્થ રીતે ઘડાય, બહારને શાસને નહિ એજ શાસન આજ આપણે શાન્ત દૃઢ પવિત્ર ચિત્તે ગ્રહીશુ

જો આપણે એ ગ્રહણ કરીએ, તો સર્વે પોતપોતે મોટા થઇ બધનહીન થઇ ગયે ચાલે નહિ. એક જણને માન્યે આપણે યથાર્થભાવે પોતાને માની શકીએ. એક જણનો આપણે સર્વેએ સ્વીકાર કરવો જોઇશે એક જણનો દક્ષિણ હસ્ત આપણી સર્વની શક્તિએ બલિષ્ઠ કરી દેઇશુ. આપણ સર્વના વિચાર એમના મત્રણાભંડારમા એકઠા થશે અને એમની આજ્ઞા આપણા સર્વની આજ્ઞારૂપે ઘેરઘેર ગાજી ઉઠશે

જેઓ પીટીશન વા પ્રાટેસ્ટ (અરજી વા વિરોધ), પ્રણય વા કલહ કરવાને રાજવાડીની સડકે દોડાદોડી કરી મૂકે છે ને એને દેશનુ મુખ્ય કાજ માને છે, તે દળમાનો હુ નથી, એ ફરીથી જણાવવાની જરૂર નથી. આજસુધી જેઓ દેશહિતનુ મત ધારણ કરનારા નાયક થતા આવે છે, તેઓ રાજમાર્ગની સૂકી રેતીને આંસુથી અને ઘર્મથી સિંચી, ઉત્પાદન કરવાની ચેષ્ટા કરતા આવ્યા છે, તે પણ હુ જાણું છું. માછલાવિનાના પાણીમા જાળ નાખી રાતદિવસ કિનારે બેસી રહે, અને માછલાં મળે એવી આશાનો એમને નશો ચઢે, એને નિઃસ્વાર્થ નિષ્ફળતાનો નશો કહેવાય, માનવ સ્વભાવમા એને પણ સ્થાન છે. પણ એટલા માટે નાયકો ઉપર દોષ દઇ શકાતો નથી, એ આપણા ભાગ્યનો દોષ છે. દેશની આકાક્ષા મૃગજળની દિશાએ ન દોડતાં જળાશયની દિશાએ વહે, તો તેઓ તેને નક્કી એ દિશામા વહન કરી લઈ જાય, વિરુદ્ધ માર્ગે ચાલી શકે નહિ.

ત્યારે નાયક થવાની સાર્થકતા શી, એ પ્રશ્ન ઉઠી શકે. નાયકનુ કર્તવ્ય કાર્યપરિચાલન–ભ્રમને માર્ગે હો કે ભ્રમસંશોધનને માર્ગે હો. ભ્રાન્તિરહિત તત્ત્વદર્શી નાયકને માટે વાટ જોઇ બેસી રહો કશું કામ થાય નહિ દેશે ચાલવુંજ જોઇશે; કારણ કે ચાલવું સ્વાસ્થ્યકર છે, બલકર

છે. આટલા દિવસ રાજકીય હિલચાલને માર્ગે ચાલ્યા છીએ, તેથી બીજો ફળલાભ ગમે એટલો સામાન્ય થયો હશે, પણ નકકી બળલાભ તો થયો છે–નકકી એથી આપણું ચિત્ત જાગ્રત થયું છે, આપણું જડત્વ દૂર થયું છે. ઉપદેશથી ભ્રમનું મૂળ કદી પણ ઉપડી આવે નહિ, વારંવાર અંકુરિત થઇ ઉઠી આવે. ભોગ વડે કર્મનો ક્ષય થાય, એમજ ભ્રમ કરતાં કરતાં યથાર્થભાવે ભ્રમશુદ્ધિ થાય; નહિ તો એની જડ મરવાની નહિ. ભૂલ કરતાં મને ભય થતો નથી, ભૂલની શંકાએ નિશ્ચેષ્ટ બેસી રહેતાં ભય લાગે છે. દેશની વિધાતા દેશને વારંવાર વિમાર્ગે ફેંકતાં ફેંકતાં માર્ગ દેખાડી દેશે–ગુરુમહાશય પાઠશાળામાં બેસીને માર્ગ દેખાડી શકશે નહિ. રાજમાર્ગે દોડાદોડી કરી જેટલું ફળ પામી શકાય, એટલા સમયમાં પોતાનાં ખેતર ખેડયે વધારે લાભ થવાનો સંભવ છે, એ વાત સારી રીતે સમજાવવાને માટે આટલા દિવસની વિફળતા ગુરુની પેઠે સામી ઉભી છે. એ ગુરુની શિક્ષા જ્યારે હૃદયમાં ઉતરશે, ત્યારેજ જેઓ સડકે દોડે છે, તે ખેતરવાટે ચાલવા માંડશે. અને જે ઘેર પડયા રહ્યા છે, એ તો નથી સડકના કે નથી ખેતરના; તેઓ તો અવિચલિત જ્ઞાનના આડંબર, પડ્યા પડ્યા સર્વ આશાથી, સર્વ સદ્ગતિથી ભ્રષ્ટ થવાના.

આથી દેશને ચાલવું પડશે. ચાલશે તો જ એની સર્વ શકિત એની મેળે જાગશે, ખેલશે; પણ વ્યવસ્થિત રીતે ચાલવાને ચાલક જોઇએ, માર્ગનાં સર્વ વિઘ્ન ટાળવાને વીખરાઇ પડેલી વ્યક્તિઓનું દળ બાંધવું જોઇએ, સ્વતંત્ર શક્તિઓને એકત્ર કરવી જોઇએ, એક જણનું નાયકત્વ સ્વીકારી દૃઢ નિયમને અધીન રહી પોતાની મતભિન્નતાને યથાસંભવ નિયમિત કરવી જોઇએ; નહિ તો આપણી સાર્થકતાની શોધની આ મહાયાત્રા દીર્ઘકાળ સુધી કેવળ દોડાદોડીમાં, બૂમાબૂમમાં અને મારામારીમાં નષ્ટ થઇ જશે. (૧૯૦૭)



# २४–पबना प्रादेशिक संमेलनमां आपेलुं भाषण

આજની આ મહાસભામાં સભાપતિનું આસન લેવા આમંત્રણ કરીને મને આપે જે માન આપ્યું છે, તેને માટે હું અયોગ્ય છું એ વાત જણાવવીજ નિરર્થક છે. ખરી રીતે તો એવું માન ગ્રહણ કરવું સહજ છે, પણ પાર ઉતારવું કઠણ છે. અયોગ્ય માણસને ઉચ્ચપદે બેસાડવો એ તેને પદચ્યુત કરવાનોજ ઉપાય છે.

બીજો પ્રસંગ હોત તો આવી મોટી જવાબદારીમાંથી નીકળી જવાની ચેષ્ટા કરત; પણ આજે આપણા આત્મ-ભંગને સંકટકાળે–જ્યારે કાંઠે વાઘ ને પાણીમાં મગર છે, આત્મીય સમાજમાં પણ એકબીજા સાથે જ્યારે કોઈ ધૈર્ય ધરી શકતું નથી, જ્યારે નિશ્ચય જાણું છું કે આ સભાપતિનું આસન નથી સુખનું આસન કે નથી માનનું આસન, અપમાનની શંકાઓ ચારે દિશાએથી ઘેરે છે–ત્યારે આપના એ આમંત્રણનો વિનયને કારણે પણ કાપુરુષની પેઠે પાછું ઠેલી શકયો નથી અને વિશ્વજગતની સમસ્ત વિચિત્રતાઓ અને વિરોધોની વચ્ચે પણ य एकः જે એક છે, अवर्णः માનવસમાજની વિવિધ જાતિઓની વચ્ચે જાતિહીન જે બિરાજમાન છે, જે बहुधा शक्तियोगात् वर्णान् अनेकान् निहितार्थों दधाति બહુધા શક્તિ વડે જુદી જુદી જાતિઓનાં જુદાં જુદાં પ્રયોજન વિચિત્રરૂપે સંપાદન કરે છે, विचैति चान्ते विश्वमादौ વિશ્વનાં સમસ્ત આરંભમાં જે છે, સમસ્ત પરિણામમાં પણ જે છે, स देवः स नो બુદ્ધ્

दया शुभया संयुनक्तु એજ દેવતા આપણી આ મહાસભા-માં શુભ બુદ્ધિસ્વરૂપ વિદ્યમાન રહી આપણા હૃદયમાંથી સમસ્ત ક્ષુદ્રતા દૂર કરો, આપણાં ચિત્તને પરિપૂર્ણ પ્રેમમાં મિલાવો અને આપણી ચેષ્ટાને મહાન લક્ષ્યમાં પ્રવેશાવો, એવી એકાન્તચિત્તે પ્રાર્થના કરી અયોગ્ય હોવા છતાં પણ આ મહાસભાના સભાપતિનું આસન ગ્રહણ કરૂં છું.

વળી જાણું છું કે, એવો સમય આવે કે જ્યારે અયોગ્યતાજ વિશેષ યોગ્યતાનું સ્વરૂપ ધરી ઉઠે.

આજ સુધી દેશની રાષ્ટ્રસભામાં સ્થાન પ્રાપ્ત કરવા માટે મેં પોતાને તૈયાર કર્યો નથી, તેથી મારામાં તેવી શક્તિનો અભાવ અને સ્વભાવની ખામી પ્રકટ થઈ છે.

એ ખામીને લીધે હું સર્વ દળોથી બહાર છું અને એ કારણે હું સર્વથી નિર્વિરોધી છું, એમ માનીને સભા-પતિના ઉચ્ચ આસનને નિરાપદ કરવાને માટેજ આપે મને અહીં બેસાડયો છે. આપની એ ઈચ્છા જો સફળ થશે તો હું ધન્ય થઈશ; પણ રામચંદ્ર સત્યપાલનને માટે જ્યારે વનવાસ ગયા અને પછી ભરતે જે ભાવે રાજ્યરક્ષાનો ભાર લીધો હતો, તેમજ હું પણ મારા નમસ્ય જ્યેષ્ઠ ગણુની પાદુકાને મનની આગળ રાખીને મારી જાતને હેતુસ્વરૂપ આ સ્થાને સ્થાપું છું.

રાષ્ટ્રસભાનાં કોઈ દળ સાથે મારે ઘાડો યોગ ન હોવાથી આજ કાંગ્રેસમાં જે આત્મવિપ્લવ થઇ ઉઠયો છે તેને દૂરથી જોવાનો મને સુયોગ મળ્યો છે. જેઓ એની અંદર હતા, તેઓએ સ્વાભાવિક રીતેજ એ ઘટનાને એવે પ્રચંડ-રૂપે જોઇ છે અને તેથી એવા ભારે અહિતની શંકા કરી છે કે હજી પણ તેમના મનનો ક્ષોભ દૂર થતો નથી.

પણ જે ઘટના બની જ ગઇ છે તેને વેદનાની અંદર વીંટી રાખવાની ચેષ્ટા કરવી એ બલિષ્ઠ પ્રકૃતિનું લક્ષણ નથી. કવિએ કહ્યું છે કે, સાચા પ્રેમનો પ્રવાહ વિનાવિઘ્ને વહે નહિ; સાચા જીવનનો પ્રવાહ પણ એવોજ છે, સાચા

કર્મના પ્રવાહની પણ એજ દશા છે. દેશની નાડીમા પ્રાણનો વેગ ચંચળ થઇ ઉઠતા કર્મમા જો વચ્ચે વચ્ચે વિઘ્ન આવી પડે તો તેથી નિરાશ ન થઇ જઇ એ વાત મનમાં રાખવી કે, જે જીવનધર્મની અતિ ચંચળતાએ એક વાર કાગ્રેસને આઘાત કર્યો છે, એ જીવનધર્મજ એ આઘાતને અનાયાસે દૂર કરી કાગ્રેસમા નવા સ્વાસ્થ્યનો સંચાર કરશે. મૃત પદાર્થજ પોતાની કોઇ ક્ષતિને ભૂલી શકે નહિ સૂકું લાકડું જેમ ભાગ્યુ તેમજ ભાગ્યુ રહે, પણ સજીવ વૃક્ષ નવે પાને નવી ડાળીએ સર્વદા પોતાની ક્ષતિ પૂરી કરી વધતું ચાલે.

સુસ્થ દેહ જેમ પોતાના ઘાને તુરતજ રૂઝાવી શકે તેમજ આપણે કાગ્રેસને ઘા સત્વર રૂઝાવી દઇશુ અને સાથે સાથે એ ઘટનામાંથી મળતું શિક્ષણ પણ નમ્રભાવે ગ્રહણ કરીશુ.

એ શિક્ષણ એવુ કે જ્યારે કોઇ પ્રબળ આઘાતથી માણસના મનમાથી ઉદાસીનતા નાશ પામે અને એ ઉત્તેજિત અવસ્થામા જાગી ઉઠે, ત્યારે તેને કારણે જે કામ કરવાનુ હોય તે કામમા મતની વિચિત્રતા અને મતનો વિરોધ સહિષ્ણુભાવે સ્વીકારવોજ જોઇએ જ્યારે દેશનુ ચિત્ત નિર્જીવ અને ઉદાસીન હોય તે સમયના કાર્યની પ્રણાલી જેવી હોય, તેવીજ પ્રણાલી વિપરીત અવસ્થામાં હોઇ શકે નહિ

આજે જે અપ્રિય છે તેને બળપૂર્વક ધક્કો મારવાની અને જે વિરુદ્ધ છે તેને પ્રહાર વડે ખસેડવાની ચેષ્ટા કરવાથી ચાલશે નહિ એ તો શુ પણ એવે સમયે તો હાર માનવામા પણ જય પ્રાપ્ત થાય છે. છતીશુજ એવુ પણ લઇને બેસાય તો જે મેળવવાની ઇચ્છા કરીએ તેના ટુકડા ટુકડા કરી નખાય

સમસ્ત વિચિત્રતા અને વિરોધને એક વિશાળ વ્યવસ્થામા બાધી લેવા એજ આપણે માટે સૌથી મોટુ શિક્ષણ છે એ શિક્ષણ જો આપણે માટે અસંપૂર્ણ હોય તો સ્વાયત્તશાસન આપણે માટે અસત્ય થશે યથાર્થ સ્વાયત્ત-

શાસનમાં મતવિચિત્રતા કચરાઈ ન જાય, સર્વ મત પોતાનું યથાયોગ્ય આસન ગ્રહણ કરી લે અને વિરોધને વેગે પરસ્પરની શક્તિને પરિપૂર્ણ રૂપે સચેતન કરી શકે.

યુરોપના રાષ્ટ્રકાર્યમાં સર્વત્ર અનેક વિરોધી દળોનો એકત્ર સમાવેશ થતો દેખાય છે. દરેક દળ મુખ્ય લાભને માટે પ્રાણપણે ચેષ્ટા કરે છે. મજૂર પક્ષ અને સમાજવાદી વગેરે સર્વ દળો રાષ્ટ્રસભામાં સ્થાન પામે છે અને તેઓ વર્તમાન સમાજને પોતપોતાના અભિપ્રાય પ્રમાણે ખેંચી જવા પ્રયત્ન કરે છે.

એવું અનૈક્ય કયે બળે એક થયું છે, અને આટલો વિરોધ મિલનનો નાશ કેમ નથી કરી નાખતો ? એવું કારણ બીજું કશું નથી, પણ એ સર્વ નીતિના ચરિત્રમાં એવું શિક્ષણ દૃઢ થયું છે કે જેથી સર્વ પક્ષો નિયમના શાસનને માન્ય કરીને ચાલી શકે છે. નિયમનું ઉલ્લંઘન કરીને તેઓ પોતાના ધારેલા ફળના ટુકડા કરી નાખવા ઇચ્છતા નથી, નિયમનું પાલન કરીનેજ જયલાભ કરવાને માટે ધૈર્ય ધારણ કરી જાણે છે, એ સંયમ તેમના બળનું દર્શન કરાવે છે. એ કારણથી એટલા વિચિત્ર અને વિરુદ્ધ મતિગતિના લોક એકત્ર થઈને માત્ર તર્ક અને આલોચના જ નહિ, પણ મોટાં મોટાં રાજ્યો અને મહારાજ્યો ચલાવવાનું કામ કરી શકે છે.

આપણી કોંગ્રેસ ઉપર રાજ્ય-સામ્રાજ્ય ચલાવવાનો ભાર નથી, માત્ર દેશનો શિક્ષિત સંપ્રદાય એકઠો મળી દેશની ઈચ્છાને પ્રકટ કરવાને માટે એ સભાને ચલાવે છે. એ ઉપાયે દેશની ઇચ્છા ધીરે ધીરે સ્પષ્ટ આકાર ધારણ કરી બળ પ્રાપ્ત કરશે અને દેશ ઇચ્છાશક્તિને બળે કાર્યશક્તિ પ્રાપ્ત કરી દેશનું આત્મજ્ઞાન જગાડી દેશે, એ આપણું લક્ષ્ય છે. સમસ્ત દેશના શિક્ષિત સંપ્રદાયની એકત્ર મળેલી ચેષ્ટા જે મહાસભામાં આપણી ઈચ્છાશક્તિને પ્રકટ કરવા તત્પર થઈ રહી છે, એમાં એવી ઉદારતા જો ન હોય કે જેથી શિક્ષિત સંપ્રદાયના સર્વ વર્ગો અને સર્વ મતના લોકો ત્યાં

પોતાનું સ્થાન પ્રાપ્ત કરી શકે; તો તેથી આપણી શક્તિ અસંપૂર્ણ છે એમ સિદ્ધ થાય.

એ મિલનને સંભવિત કરવાને માટે મતના વિરોધનો નાશ કરવો પડશે, એવી ઇચ્છા કરીએ તો તે સફળ થાય નહિ અને સફળ થાય તોપણ એમાં કલ્યાણ નહિ. વિશ્વ-સૃષ્ટિના વ્યાપારમાં પણ આકર્ષણ અને વિકર્ષણ, કેન્દ્રાનુગ અને કેંદ્રાતિગ શક્તિઓ પરસ્પર વિરોધ કરે છે, અને છતાં પણ એક નિયમને આધીન રહેવાથીજ વિચિત્ર સૃષ્ટિને વિકસાવી શકે છે. રાષ્ટ્રસભામાં પણ નિયમથી બંધાઇ, પ્રત્યેક પક્ષ પોતાના મુખ્ય લાભને માટે ચેષ્ટા કરે નહિ, તો તેથી સભાનું સ્વાસ્થ્ય નાશ પામે, શિક્ષણ અપૂર્ણ રહે અને પરિણામે ભવિષ્ય સાંકડું થઇ જાય. આથી, મતવિરોધ જો માત્ર થવાનોજ, એટલુંજ નહિ પણ લાભ-કારક પણ છે, તો સભાને માટે નિયમશાસન સફળ થાય એમ પણ ઇચ્છવુંજ જોઇએ. નહિ તો વરપક્ષ ને કન્યા-પક્ષ ઉચ્છૃંખલ ભાવે વાદવિવાદ કરીને માત્ર વિવાહને નિષ્ફળ કરી નાખશે. વરાળના જથ્થાને બોઇલરમાં બાંધી રાખીએ તોજ કળ ચાલી શકે, તેમજ આપણા મતસંઘાત-ની શંકા જેટલી પ્રબળ હોય તેટલું જ આપણું નિયમ-બોઇલર વજ્ર સમાન કઠણ કરવું પડશે; ત્યારેજ કામ કરી શકાશે, નહિ તો અનર્થ થતાં વાર નહિ લાગે.

આપણે આજ સુધી કાંગ્રેસને અને કૉન્ફરન્સને માટે પ્રતિનિધિ મોકલવાના યથારીતિ નિયમ કર્યા નથી. જ્યાં સુધી દેશના લોક ઉદાસીન હતા અને રાષ્ટ્રીય કર્તવ્ય સંબંધે આપણામાં મતભેદ હતો નહિ ત્યાંસુધી એવા નિયમ-ની શિથિલતાથી કંઇ હાનિ નહોતી. પણ જ્યારે દેશનું મન જાગી ઉઠયું છે, ત્યારે કામની અંદર દેશનું મન લેવું જોઇશે, પ્રતિનિધિ દ્વારા સાચી રીતે દેશની સંમતિ લેવી જોઇશે. એમ માત્ર પ્રતિનિધિ સંબંધે જ નહિ, પણ કાંગ્રેસ, અને કૉન્ફરન્સનું કામ ચલાવવાને વિધિ પણ નિયમિત, કરવાનો વખત આવ્યો છે.

એમ ન કરતાં માત્ર વિવાદથી બચવા માટે દેશનો પ્રત્યેક પક્ષ જો એકાએક સાંપ્રદાયિક કોંગ્રેસો ઉભી-કરે તો કોંગ્રેસનો કશો અર્થજ રહેશે નહિ. કોંગ્રેસ સમગ્ર દેશની અખંડ સભા, વિઘ્ન થતાં જ એ સંપ્રદાયને કાઢી મૂકવા તૈયાર થાય તો કેવળ માત્ર સભાની સંખ્યા તો વધશે, પણ એથી આપણને લાભ શો?

આજ સુધી કંઇ પણ કામ કરતાં, એટલે સુધી કે આપણે માટે મંડળ બાંધતાં પણ એકમત ના થઈ શકયા ત્યારે જુદાં જુદાં મંડળમાં વહેંચાઇ ગયા છીએ. વિરોધ થતા માત્રમાં મૂળ વસ્તુને ગમે તો તે નષ્ટ થઇ જતી હોય તોપણ, એને છોડી દેવાની ચેષ્ટા કરી છે. અનેકયને ઐકયમાં બાંધી તે બધાનું જુદાં જુદાં અંગવાળું સુંદર શરીર બનાવવાની જીવની શક્તિ આપણે બતાવી શકયા નથી. આપણી સમસ્ત દુર્ગતિનું કારણ એજ કોંગ્રેસમાં પણ એ રોગ ફૂટી આવે; ત્યાં પણ જો વિરોધના આઘાત માત્રથી ઐકયનો મૂળ પાયો સુદ્ધાં હચમચી જાય, તો આપણો કોઈ પણ પક્ષ ઉભો રહેવાનો શેના ઉપર? જે મરચાં બાળીને ભૂત કાઢવાનું છે તે મરચાંને જ ભૂત ખાઇ બેઠું તો ઉપાય શો?

બંગભંગ રદ કરાવવાને માટે આપણે જેવી કઠણ ચેષ્ટા કરી છે, તેથીયે કઠણ ચેષ્ટા આત્મભંગ રદ કરવાને માટે આપણે કરવી પડશે. પારકાની સામે જે દુર્બળ, તે આત્મીયની સામે પ્રચંડ થઇ પોતાને પ્રબળ માનવાથી સાન્ત્વના ન થાય. પારકો આપણામાં ભંગ પાડે, તેથી તો માત્ર અનિષ્ટજ થાય; પણ આપણે આપણામાં ભંગ પાડીએ; એથી તો પાપ થાય. એ પાપનું અનિષ્ટ અંતરના ઉંડા ભાગમાં–દારુણ પ્રાયશ્ચિત્ત ન થાય ત્યાં સુધી ભરાઇ રહે.

હાલને સમયે હવે આત્મવિસ્મૃતિ રાખ્યે કોઇ રીતે ચાલી શકશે નહિ; કારણકે આજે આપણી મુક્તિની તપસ્યા છે. ઇંદ્રદેવે આપણી પરીક્ષાને માટે આપણો તપોભંગ કરવા આ જે ઘટનાને મોકલી છે, તેની સામે હાર સ્વીકાર્યે આપણી મંગળસાધના નષ્ટ થશે. માટે ભાઇઓ,

જે ક્રોધે ભાઈભાઈની ઉપર હાથ ઉગામે એ ક્રોધને દબાવવો જોઈશે, પોતાના વિરોધને વારંવાર ક્ષમા આપવી જોઈશે, પરસ્પરમાં અવિચારને કારણે જે વિરોધભાવ થઈ પડયો છે તેનું પ્રાયશ્ચિત્ત કરીને તેને દૂર કરવામાં વિલંબ ચાલશે નહિ. આગ જ્યારે આપણા પોતાનાજ ઘરમાં લાગી છે, ત્યારે બંને પક્ષે બે બાજુથી એ અગ્નિને ગરમ વાક્યને વીંઝણે-વાયુ નાખી બુઝાવવા પ્રયત્ન કરવો એના જેવી બીજી મૂઢતા આપણી કશી ન હોઈ શકે. પારકાએ પાડેલા ભંગથી દેશમાં જે ઉત્તેજના પેદા થઇ છે, તેને પરિણામે આપણામાંજ ભંગ પડી જાય તો, ભારતનો શનિગ્રહ કર્ઝનમૂર્તિને ગ્રહી આપણી જાતને પણ ગ્રહવા તૈયાર થાય તો બહારના મારથી અસ્થિર થઈ ઘરમાં જઈએ, ત્યાં પણ આશ્રયનું સ્થાન નથી.

આજ એક પ્રચંડ તલવાર દેશના માથા ઉપર ઝઝૂમે છે. કેટલી સદીઓથી આપણે હિન્દુમુસલમાન એક દેશમાતાની બે જાંગ ઉપર બેસીને એકજ સ્નેહનો ઉપભોગ કરીએ છીએ, પરંતુ આજે આપણા મિલનમાં વિઘ્ન પડયું છે.

એ દુર્બળતાનું કારણ જ્યાં સુધી છે, ત્યાંસુધી આપણા દેશની કોઇ મોટી આશાને સંપૂર્ણ રીતે સફળ કરવાનો સંભવ નથી; આપણાં સમસ્ત રાષ્ટ્રીય કર્તવ્યપાલન પગલે પગલે મુશ્કેલ થતાં જશે.

બહારથી હિન્દુ-મુસલમાનના ભેદને પરિણામે વિરોધ કરાવવાના પ્રયત્નો થાય તો તેથી આપણે ડરવાનું નથી. આપણી પોતાની અંદર જે ભેદબુદ્ધિનું પાપ છે તેને દૂર કરી શકયે, બીજાએ ઉભો કરેલો ભેદભાવ નક્કી દૂર કરી શકીશું; એ ભાવ દિવસ જતાં એની મેળે મરી જશે. કારણ કે એ આગમાં રોજ કોલસા પૂરવાની સરકારની શક્તિ નથી. એ આગને આશ્રય આપવા જતાં તુરતજ એવી સીમાએ જઈ પહોંચશે, કે જ્યારે બંબાને માટે બૂમ પાડવીજ જોઇશે. પ્રજાના ઘરમાં આગ લાગશે, તો કોઇક દિવસે કોઇક રસ્તે એ રાજવાડીની પાસે જઈ પહોંચશે.

જો એ વાત સાચી હોય કે હિન્દુઓ પ્રતિ જે આચાર આચરવાના પ્રયત્ન થાય છે, તે દેખીને કદી મુસલમાન જો મનમાં પાકું સમજી જાય, તો એ શનિ, એ કલિ, એ ભેદનીતિ રાજાને પણ છોડશે નહિ. કારણ કે આદર વડે વધારી મૂકેલી આશાને પૂર્ણ કરવી બહુ કઠણ પડે છે. જે ભૂખ સ્વાભાવિક છે તેને એક દિવસ મટાડી શકાય; યોગ્યતાની સ્વાભાવિક માગણીને પણ સીમા હોય છે, પણ આદરથી ઉભી કરેલી માગણીને સીમાજ હોતી નથી. એ તો કાણા કળશીઆમાં પાણી ભરવા જેવું છે. આપણાં પુરાણમાં કલંકભંજનનો જે ઇતિહાસ છે, તેનું દૃષ્ટાન્ત સરકાર છે. પ્રિયજન પ્રતિના પ્રેમથી હો કે વિપરીત પક્ષ પ્રતિના વિરોધથી હો, પણ અયોગ્યતાનો કાણો કળશીઓ કદી ભરી શકાય નહિ. અસંતોષને સદા ભૂખ્યો રાખવાનો ઉપાય આદર છે. એ બધી કાશીના કરવતની નીતિ છે; જતાં પ્રજાને વહેરશે, તો આવતાં રાજાને પણ વહેરશે.

આ ઘટનાઓમાં જે સારૂં છે તેની પણ આપણે વિવેચના કરી જોવી જોઇશે. આપણે આરંભથીજ અંગ્રેજની નિશાળમાં ધ્યાન દઈ સારી રીતે ગોખી શકયા છીએ તેથી સરકારની નોકરી અને સંમાનનો ભાગ મુસલમાન ભાઇઓ કરતાં આપણે ભાગ વધારે આવ્યો છે, એમાં તો સંદેહ નહિ. એવી રીતે આપણામાં એક ભેદ છે. એ ભેદ દૂર થાય નહિ તો આપણું મન સારી રીતે મળે નહિ. આપણામાં ઈર્ષાનો ભાગ અંદરઅંદર રહેવાનોજ. મુસલમાનોને જો યોગ્ય પરિમાણમાં નોકરી અને માન મળે, તો જે અવસ્થાભેદને કારણે બે જાતિઓનાં મનમાં ભિન્નભાવ ઉભો થયો છે, તે ચાલ્યો જાય ને આપણામાં સમાનભાવ સ્થપાય. જે રાજકૃપાનો ઉપભોગ આજ સુધી આપણે કરતા આવ્યા છીએ, તે ભોગ હવે મુસલમાનોને પણ મળે, એવી પ્રાર્થના પ્રસન્નચિત્તે કરૂં છું. પણ એ કૃપા અમુક સીમાએ પહોંચશે અને જ્યારે જોશે કે, બહારના ક્ષુદ્ર દાનથી અંતરના દૈન્યને કોઇ રીતે પૂરી શકાય એમ નથી,

જ્યારે સમજશે કે શક્તિલાભ જેવો બીજો લાભ નથી, અને ઐક્ય વિના એ લાભ અશક્ય છે; જ્યારે જાણશે કે જે દેશમાં આપણે જન્મ્યા છીએ તે દેશના ઐક્યનું ખંડન થયે ધર્મહાનિ થાય અને ધર્મહાનિ થયે કદી સ્વાર્થરક્ષા થઈ શકે નહિ, ત્યારે આપણે બંને ભાઇ એક જ સમચેષ્ટાના મિલનક્ષેત્રમાં આવી હાથ પકડી ઉભા રહીશું.

ગમે તેમ હો, હિન્દુ ને મુસલમાન, ભારતવર્ષના એ બે મુખ્ય ભાગને એક રાષ્ટ્રમિલનમાં બાંધવા માટે જે ત્યાગની, જે સહિષ્ણુતાની, જે સાવધાનતાની, જે આત્મદમનની જરૂર છે, તે આપણે ગ્રહણ કરવું જ જોઇશે; એ પ્રચંડ કર્મઋણ જ્યારે આપણે સારી રીતે સમજીશું, ત્યારે જવાબદારીની સુબુદ્ધિને, જવાબદારીના ધર્મને અને પ્રાણધર્મને નિયમે દેશમાં જે જે નવા પક્ષો ઉભા થશે તે પ્રત્યેક વિરોધરૂપે ઉઠી દેશને બહુ ભાગે ચીરી નહિ નાખે. તેઓ એક મહાવૃક્ષની ઉપર નવી નવી સતેજ ડાળીઓની પેઠે, રાષ્ટ્રના ચિત્તને નવપલ્લવથી શોભાવી મૂકશે.

પુરાતન દળમાંથી દેશમાં જ્યારે એક નવું દળ ઉત્પન્ન થાય, ત્યારે પ્રથમ તો એવો ભ્રમ થાય કે, એની જરૂર નથી. કાર્યકારણની પરંપરામાં તેનું એક અનિવાર્ય સ્થાન છે જ, તે અજાણ્યાને બેપરવાઈથી જોવાની ટેવને લીધે આપણે તરત સમજી શકતા નથી. એ કારણે પોતાને પ્રમાણભૂત માનવાના પ્રયત્નમાં નવા દળની પ્રથમ અવસ્થામાં સ્વાભાવિકતાની શાન્તિ હોય નહિ, એ અવસ્થામાં પોતાનું હોવા છતાં આપણે તેને પારકું માનીએ છીએ.

પરંતુ એ વાત નક્કી જ સાચી છે કે, દેશમાં નવાં દળ, બીજમાંથી ફાટી નીકળેલા અંકુરની પેઠે, બધાં વિઘ્નોને તોડી સ્વભાવ ને નિયમોની ઉપર દેખાવાનાં. જૂનાની સાથે અને ચારે દિશાઓની સાથે તેને સંબંધ છે.

એ તો આપણું નવું દળ, એ તો આપણા પોતાના લોક; એમની સાથે કદી કદી ઝગડા કરીશું, વળી બીજી

ક્ષણે સુખદુઃખે, ક્રિયાકર્મે તેમને પાસે તાણી લાવી ખભો મેળવી કાર્યક્ષેત્રમાં પાસપાસે ઉભા રહીશું. પણ ભાઇઓ ! 'એક્સ્ટ્રીમીસ્ટ' કે ચરમપન્થી કે વધી ગયેલું દળ કે ગમે તે કહો એવું એક દળ આપણા દેશમાં ઉભું થાય છે એવી વાતો સંભળાય છે. એ દળ છે ક્યાં ? પૂછું છું કે આ દેશમાં સૌ કરતાં મોટો અને મૂળ 'એક્સ્ટ્રીમીસ્ટ' કોણ ? ચરમપંથિત્વનો ધર્મ જ એ કે, એક દિશાએ અત્યંત ઉંચે જાય એટલે એજ તાણને બળે બીજી દિશાએ પણ પોતાની મેળે એટલે જ ઉંચે જાય. બંગભંગને કારણે સમસ્ત બંગાળા જેવી વેદના અનુભવે છે અને જેવો દારુણ ભાવ દુઃખભોગ વડે એ પ્રકટ કરે છે, એવું ભારતવર્ષમાં, મને લાગે છે કે, કદી નહિ બન્યું હોય. પણ પ્રજાની એ સત્ય વેદના તરફ રાજપુરુષ કેવળ ઉદાસીન થઇ ઉભો નથી, ઉલટો ક્રુદ્ધ થઇ તલવાર પકડી ઉભો છે. એ ઉપરાંત ભારતવર્ષનો વર્તમાન વિધાતા, જેના અભ્યુદયના સંવાદમાત્રથી ભારતવર્ષનો ચિત્તચકોર પોતાની સમસ્ત તૃષાતુર ચાંચ પહોળી કરી એકેવારે આકાશમાં ઉડયો હતો તેણે પોતાના દૂર સ્વર્ગલોકમાંથી સંદેશો મોકલ્યો કે, જે થઇ ગયું છે તે એકેવારે છેવટની સીમાએ પહોંચી ગયું છે, તેમાં હવે બીજું કંઇ થઇ શકે નહિ.

એમ બહેરા થઇને સમસ્ત બંગાળ દેશની ચિત્તવેદનાને એકેવારે છેવટની સીમાએ પહોંચાડી દેવી એ શું રાજ્યશાસનનો ચરમપંથ નથી ? એની સામે કોઈ જ પ્રહાર ન હોય ? અને એવો પ્રહાર શું કેવળ નિર્જીવભાવે હોય ?

એ સ્વાભાવિક પ્રતિપ્રહારને શાન્ત કરવા માટે રાજપુરુષે તો કોઈ શાન્ત નીતિ લીધી નહિ; તે તો ચરમની દિશાએજ ચઢવા લાગ્યો. પ્રહાર કરીને તેણે જે મોજું ઉઠાડયું, તેને શાંત કરવા માટે તે ઉંચે શ્વાસે માત્ર દંડા ઉપર દંડા મારવા લાગ્યો. એથી તે બળવાન છે એમ સિદ્ધ થઈ શકે, પરંતુ કુદરત કંઈ રાજાની પ્રજા નથી. આપણે દુર્બલ છીએ અને અશક્ત છીએ, પરંતુ વિધાતાએ આપણને હૃત્પિંડ (હૃદય) આપ્યું છે, તે કેવળ મૃત્પિંડ નથી,

એ પ્રકારથી આપણે પણ ચકિત થઈ જાગી ઉઠીએ; એ તો માત્ર પ્રતિક્રિયાજ છે, જેને અંગ્રેજીમાં 'રીફ્લેક્સ ઍક્શન' કહે છે. રાજસભામાં એને જો અવિનય માને તો પ્રહાર સંબંધે પણ વિવેચના કરવી ઘટે. જેમને શક્તિ છે, તે અનાયાસેજ એમાં બે ઉમેરી શકે, પણ પરિણામે ચાર થયેલાં જોઇને ઉન્મત્ત થઇ ઉઠે, એ તો વિધાતાની સામે વિદ્રોહ છે.

સ્વભાવના નિયમથી જ્યારે કામ કરીએ, ત્યારે કંઇક મુશ્કેલી ઉભી થતાં એને દેખીને અસંતુષ્ટ ન થવું જોઇએ. વીજળીનો વેગ લગાડવાથી જો દુર્બળ સ્નાયુમાં પ્રબળભાવે ધબકારા થતા જોઇએ ત્યારે કષ્ટ થતાં પણ આશા બંધાય છે.

એક બાજુ લૉર્ડ કર્ઝન, મોર્લિ, ઇબટસન, ગુરખા, પ્યુનીટીવ પોલીસ ને પોલીસનું રાજ્ય; દેશનિકાલ, જેલ અને દંડાનો માર; પીલવું, પીડવું ને કાયદાનું વિસરવું; ત્યારે બીજી બાજુએ પ્રજાની અંદરજ ધીરે ધીરે ઉત્તેજનાવૃત્તિ થાય છે; જે સંતાપ થોડા સમય ઉપર લોકની જીભ ઉપરજ માત્ર દેખાતો હતો, તે ધીરે ધીરે વ્યાપીને અને ગંભીર બનીને માંસ ને હાડકાંની પણ અંદર પેસી ગયો છે; તેઓ આ રોગથી ડરી ન જતાં અસહિષ્ણુ બની ગયા છે. આથી આપણુને ઘણી મુશ્કેલીઓ અને શંકાઓ થાય એ વાત સાચી, પણ સાથે સાથે આશા રાખ્યા વિના પણ રહી શકતા નથી કે, નિરાશાની પાછળ પણ સ્વભાવ નામનો એક પદાર્થ હજીયે આપણી અંદર રહેલો છે; પ્રબળ ભાવે કષ્ટ પામવાની શક્તિ હજીયે આપણી ગઇ નથી, અને જીવનધર્મમાં જે સ્વાભાવિક પ્રતિક્રિયાનો નિયમ તે હજીયે આપણી અંદર રહી પોતાનું કાર્ય કર્યે જાય છે.

ચરમનીતિ એટલેજ સુકાન છોડી દેવાની નીતિ, તેથી એની ગતિ ક્યારે કોને ક્યાં લઇ જઈ ઉતારશે એ પહેલેથી કોઈ નક્કી કહી શકે નહિ. એના વેગને હમેશાં નિયમિત રાખી ચલાવાય, એ બેસનારને માટે અસાધ્ય છે. તેને ઝોકાવવું સહેલ છે, પણ ચલાવવું ઘણું કઠણ છે.

એ કારણેજ આપણા રાજ્યકર્તાઓએ જ્યારે ચરમ નીતિ ગ્રહણ કરી ત્યારે તેઓ આટલે દૂર આવી પહોંચશે એમ એમણે મનમાં ધાર્યું પણ નહિ હોય આજે ભારતના રાજ્યકાર્યમાં પોલીસના સામાન્ય પહેરગીરાથી માંડીને ન્યાયદંડ ધારણ કરનાર ન્યાયાધીશો સુધી સર્વમાં સ્થળે સ્થળે જે અસંયમ ફૂટી નીકળ્યો છે, તેની નક્કી ભારત રાજ્યના સુકાનીઓને કલ્પના પણ નહિ હોય પરંતુ સરકાર કંઈ અલૌકિક વસ્તુ નથી, શાસનકાર્ય જેમને હાથે ચાલે છે, તે પણ રક્તમાંસના માણસો છે અને તેમની પણ પ્રકૃતિમાં થોડે અંશે શક્તિની સાથે મદ પણ રહેલો છે જે સમયે પ્રવીણ સારથિની પ્રબળ રાશ એ બધાને સખ્ત રીતે ખેંચી રાખે, ત્યારે પણ મસ્ત ઘોડો ડોકું વાંકું કરીને થનથનાટ કરે અને છતાયે રાજ્યની શોભાને કલંક ન લાગે, પણ ત્યારે તો બધા સરખી રીતે પગ નાખે અને તેથી રસ્તે જનારા પાસે થઈને જાય તો પણ તેના હાલચાલ સમજી ગયેલા હોવાથી તેમને કંઈ નુકસાન થાય નહિ પણ ચરમનીતિ હાથમાંથી રાશ છોડી મૂકે ત્યારે આ વિરાટ શાસનતંત્રમાં છૂટી મૂકેલી જીવપ્રકૃતિ જોતજોતામાં વિચિત્ર બની ઉઠે ત્યારે કયા પહેરગીરવાળાનો દંડો કયા ભલા આદમીના કપાળને ફોડી નાખશે અને કયા ન્યાયાધીશને હાથે કાયદો ભયંકર રીતે મરડાઈ પડશે, એ જાણવાનો ઉપાય રહે નહિ ત્યારે પ્રજાનો જે અમુક ભાગ આદર પામે તે પણ સમજી શકે નહિ કે, તેમના આદરની સીમા ક્યાં આવશે? ચારે બાજુ શાસનનીતિની એવી અદ્‌ભુત દુર્બળતા પ્રકટ થતી જોતાં સરકારને પોતાની ચાલ જોઈને પોતેનેજ કંઈક કંઈક શરમ આવે, ત્યારે એ શરમ દૂર કરવાને કમિશન નીમે ને તેના રિપોર્ટ નીચે પોતાની શરમ ઢાંકે જેઓ દુખી છે તેમને જૂઠા કહી અપમાન આપે અને જેઓ ઉચ્છૃંખલ છે તેમને દુખી કહી આશ્વાસન આપે પણ એમ કર્યાથી તે કંઈ શરમ ઢંકાતી હશે? વળી સમસ્ત ઉદ્દામ ઉત્પાતને સહેલી

લેવામાં હાનિ માને અને દુર્બળતાને પ્રબળ ભાવે સમર્થન કરવામાં રાજપુરુષ શક્તિનો પરિચય માને, એ એમનો ભ્રમ છે.

બીજી બાજુએ આપણામાં પણ ચરમનીતિને સારી રીતે કબજે રાખવી કઠણ છે. આપણામાં પણ પોતાના દળને વારી રાખવું દલપતિને કઠણ પડે છે. એવી અવસ્થામાં કોના આચરણને માટે કોણ જવાબદાર છે અને કયો મત કેટલે અંશે કોનો, તે નક્કી કહે એવો કોણ છે?

અહીં એક વાત મનમાં રાખવી પડશેઃ "એકસ્ટ્રીમીસ્ટ" નામ આપી આપણી વચ્ચે જે સીમા બાંધનારી લીટી તાણી છે તે આપણી પોતાની તાણેલી નથી. એ તો અંગ્રેજની સહીનો દાગ છે. તેથી એ લીટી ક્યાંથી ક્યાં ખસશે તે કહી શકાય નહિ. દલના મતને અનુસરીને નહિ, પણ સમયની ગતિને અને રાજપુરુષની મરજીને અનુસરીને એ લીટી આમતેમ ખસશે.

તેથી અંગ્રેજ તેના પોતાના પ્રતિના આપણા ભાવનો વિચાર કરીને જેને "એકસ્ટ્રીમીસ્ટ" દળનું નામ આપવાનો પ્રયત્ન કરે છે, એ શું એક દળ છે કે ખરા શબ્દોમાં કહીએ તો દેશનું એક લક્ષણ છે? કોઇ એક દળને બળાત્કારે દબાવી દેવામાં આવશે તો એ લક્ષણ કોઇ બીજે આકારે ફૂટી નીકળશે કે બહાર પ્રકટ થવાને બદલે વળી અંદર ઉંડું ઉતરશે?

કોઇ સ્વાભાવિક પ્રકાશને આપણે જ્યારે પસંદ ન કરીએ ત્યારે એમ કહી નાખીએ કે, એ તો કેવળ સંપ્રદાયવિશેષના ફંદ છે. યુરોપમાં અઢારમી સદીમાં એવોજ વાયરો વાયો હતો કે, ધર્મ નામની ચીજ તો કેવળ સ્વાર્થી ધર્માચાર્યોએ કૃત્રિમ રીતે પેદા કરી છે; એ આચાર્યોનો નાશ થાય તો ધર્મની બલા એની મેળે એકે વારે ટળી જાય. હિન્દુધર્મ પ્રતિ જેઓ અસહિષ્ણુ છે, તેઓ પણ એમજ કહે છે કે, બ્રાહ્મણોએ અંદર અંદર સંપીને પોતાની આજીવિકાના ઉપાયથી એ તૈયારી કરી છે; તેથી એ બ્રાહ્મ-

ઓને દેશ બહાર કોઈ ટાપુમાં દેશનિકાલ કરવામાં આવે તો હિન્દુધર્મની પીડા એની મેળે ટળી જાય. આપણા રાજા પણ એમજ વિચારે છે કે, 'એકસ્ટ્રીમીઝમ' તો ફેંકી દેવાય એવો એક પદાર્થ છે ને તે દુષ્ટ લોકોએ પોતાની લેબોરેટરીમાં કૃત્રિમ ઉપાયે બનાવી કાઢ્યો છે, તેથી કેટલાક દલપતિને પોલીસ કોર્ટમાં સોંપી દીધા એટલે એ ઉત્પાતનો નિકાલ આવશે.

પરંતુ અસલ વાત તો અંદરની છે. આંખે દેખાય એવી એ ચીજ નથી; એ તો અંદર ઉતર્યે સમજાય એવી છે.

જે સત્ય અવ્યક્ત હોય એ જ્યારે પ્રથમ અકસ્માત્ વ્યક્ત થાય ત્યારે એકદમ મૃદુ મંદ મધુર ભાવે થાય નહિ, વાવાઝોડાની પેઠે આવી પડે, કારણ કે અ-સામંજસ્યનો પ્રહાર જ એને જગાડી દે છે.

આપણા દેશમાં થોડા વખતથી ઈતિહાસના શિક્ષણથી, જવા આવવાના અને વ્યાપાર-વ્યવસાયના સુયોગથી, એકરાજ્યશાસનના ઐક્યથી, સાહિત્યના અભ્યુદયથી અને કાંગ્રેસની ચેષ્ટાથી આપણે અંદર અંદર સમજતા થયા છીએ કે, આપણો દેશ એક છે, આપણી જાતિ એક છે, સુખદુઃખમાં આપણી દશા એક છે અને પરસ્પરને પરમ-આત્મીય ન માનીએ અને પાસે તાણી ન લઈએ તો આપણું કશું મંગળ ન થાય.

જાણતા તો હતા, પણ એ અખંડ ઐક્યની મૂર્તિને સાક્ષાત્ સત્યરૂપે દેખી શકતા નહોતા; એ તો માત્ર વિચારનો વિષય હતો. એટલા માટે સમસ્ત દેશ એક છે એમ માન્યા છતાં, મનુષ્ય દેશને માટે જેટલું આપી શકે, જેટલું સહી શકે, જેટલું કરી શકે તેમાંનું આપણે કશું કરતા નહિ.

એવો ભાવ હજી યે કેટલાક દિવસ ચાલત. એવે સમયે લૉર્ડ કર્ઝને આવીને પડદો એવા બળથી ખેંચ્યો કે જે નેપથ્યમાં હતું તે હવે કશું ય છૂપું રહ્યું નહિ.

એક બંગાળાના બે કરવાનો હુકમ છૂટયો કે તરતજ

પૂર્વમાંથી પશ્ચિમ સુધી ધ્વનિ ગાજી ઉઠયો: આપણે બંગાળી; આપણો એક બંગાળી કદી બંગાળીની આટલો સમીપ આવી પડયો હોય, લોહીની નાડીએ કદી બંગાળાના સમસ્ત શરીરને એવી રીતે એક ચેતનાના બંધને બાંધી દીધું હોય એવું પહેલાં આવી સ્પષ્ટ રીતે જાણી શક્યા નથી.

આપણી એ આત્મીયતાના સજીવ શરીરમાં વિભાગની વેદના જ્યારે એટલી અસહ્ય થઈ ઉઠી, ત્યારે વિચાર્યું કે, બધા મળીને રાજદરબારમાં જઈ ફરિયાદ કરીએ તો દયા પામીએ. કેવળ ફરિયાદથીજ દયા મેળવી શકાય, એ વિના બીજી કોઈ ગતિ હોઇ શકે એ આપણે જાણતા નહોતા.

પણ એ નિરૂપાયને ભરોંસો; પારકાની દયા જ્યારે એકદમ નિષ્ફળ થઇ, ત્યારે જે માણસ આજ સુધી પોતાને પાંગળો માનીને બહુ કાળથી અચળ બેસી રહ્યો હતો, તે ઘરમાં આગ લાગતાં સફાળો ઉભો થઈ ગયો ને જોઇ શકયો કે, તેનામાં ચાલવાની શક્તિ છે. આપણે પણ એક દિન અંત:કરણ ઉપર પડેલા એક પ્રહારથી જોઇ શકયા કે, આપણામાં જોર કરીને બોલવાની શક્તિ છે કે અમે પરદેશીનો સ્પર્શ કરીશું નહિ.

આપણી એ શોધ બીજી સર્વ શોધોની પેઠે પ્રથમ તો સંકુચિત લક્ષ્ય લઈને આપણી સામે ઉભી. અંતે જોતાં જોતાં આપણે સમજી શકયા કે, લક્ષ્ય એથી તો ઘણું ઉંચું છે. એ શક્તિ ! એ સંપદ્ ! એ બીજાને બાંધવા માટે નહિ, પણ પોતાને સશક્ત કરવાને માટે છે. એનું બીજું પ્રયોજન હો કે ન હો, એને છાતીમાં ઘાલી સત્ય માનીને અનુભવ કરવો એ સૌ કરતાં મોટું પ્રયોજન થઈ પડયું છે.

શક્તિના એ અકસ્માત્ અનુભવને લીધે આપણે પ્રચંડ ભરોંસાથી આનંદ પામ્યા છીએ. એ આનંદ ન હોત તો વિદેશી ત્યાગના વ્યાપારમાં આપણે આવું અવિરામ દુ:ખ કદી પણ સહન કરી શકત નહિ. કેવળ ક્રોધની આટલી સહિષ્ણુતા હોય નહિ, ખાસ કરીને પ્રબળની વિરુદ્ધ દુર્બ-

ળનો ક્રોધ આટલા જોરથી ઉભો રહી શકે નહિ.

બીજી બાજુએ જેટલું દુઃખ પામીએ, તેટલું જ સ્પષ્ટ સત્યનું દર્શન થાય; જેટલું દુઃખ પામીએ, તેટલી જ આપણી શક્તિ ગંભીર અને વ્યાપ્ત થતી જાય. આપણા દુઃખનું એ મોટું ધન ધીરે ધીરે આપણા હૃદયની વિશાળ સામગ્રી થઇ પડી છે. અગ્નિ વડે દેશના ચિત્તને તપાવી વારંવાર ગાળીને આ જે છાપ પાડી છે, તે કોઇ દિન ભુંસાવાની નથી. એ રાજમહોરની છાપ દુઃખ સહન કરવાની આપણી શક્તિની સાખ પૂરશે; દુઃખને જોરે એ ઘડાઇ છે ને એને જોરે આપણે દુઃખ સહન કરી શકીશું.

એમ સત્ય વસ્તુ મળતાં તેનો આનંદ કેટલા બળપૂર્વક કામ કરે, તે તેઓ સ્પષ્ટ જોઇને આજ આશ્ચર્ય પામી ગયા છે. કેટલા દિવસથી જ્ઞાનીઓ ઉપદેશ દેતા આવ્યા છે કે, હાથે કામ કરવામાં લાજ પામીએ ને ચાકરી કરવામાં જીવનનો સાર માનીએ તો આપણે કદી પણ મનુષ્ય બની શકીએ નહિ. જે સાંભળે છે તે કહે છે; હા, વાત તો ખરી; અને વળી સાથે સાથે નોકરીની અરજીઓ લખી લખી હાથ પકવી નાખે છે. એટલા મોટા નોકરીના ભૂખ્યા બંગાળા દેશમાં પણ એવો એક દિન આવ્યો કે જ્યારે વગર આનાકાનીએ ધનવાનનો બાળક પોતાને હાથે શાળ ચલાવવા માટે શાળવીની પાસે ભણવા બેઠો; ભદ્ર ઘરનો બાળક પોતાને માથે કાપડની ગાંસડીઓ ઉંચકી બારણે બારણે વેચવા નીકળ્યો અને બ્રાહ્મણનો દીકરો હળ લઇને ખેતરમાં ચાલ્યો ને એને ગૌરવનું કામ માની સ્પર્ધા પ્રકટ કરવા લાગ્યો. આપણા સમાજમાં એ કદી સંભવિત હોઈ શકે એવું આપણે સ્વપ્ને પણ માનતા નહોતા. તર્કથી તર્ક મટે નહિ, ઉપદેશથી સંસ્કાર ગળે ઉતરે નહિ; સત્ય જ્યારે ઘરના એક ખૂણામાં એક શિખાની પેઠે દેખા દે ત્યારે ઘરભરનું અંધારૂં ઉડી જાય.

પૂર્વે દેશને અતિ ઉપયોગી કારણે પણ ઘેરઘેર ભિક્ષા માગતાં, ધન કરતાં વ્યર્થતા વધારે મળતી; પણ આજ

એમ જ જ્યાં હાંક પડી કે તરતજ દેશના લોક આવશ્યક કે અનાવશ્યક કારણનો વિચાર કર્યા વિના ત્યાગ કરવાને માટે દોડે છે ને દાન દઈ પોતાને કૃતાર્થ માને છે.

ત્યાર પછી જાતીય વિદ્યાલય કોઈ પણ દિવસે દેશમાં સ્થાપન કરી શકાય, તે માત્ર થોડા ઉત્સાહિકોની કલ્પનામાં જ હતું. પરંતુ દેશમાં શક્તિનો અનુભવ થતામાત્રમાં એ દુર્લભ કલ્પનાસામગ્રીએ જોતજોતામાં આકાર ધારણ કરી લીધો અને દેશને આશીર્વાદ દેવાને માટે હાથ ઉંચા કરી આપણી સામે આવી ઉભી છે.

એકઠા મળીને મોટાં કારખાનાં કરે એવું બંગાળીઓનું ન હતું શિક્ષણ, ન હતી અભિજ્ઞતા કે ન હતી અભિરુચિ. એમ છતાં યે બંગાળીએ એક મિલ કાઢી છે ને તેને સારી રીતે ચલાવે છે; નાના મોટા એવા ઘણા ઉદ્યોગ સ્થપાઈ ગયા છે.

દેશની ઇચ્છા માત્ર એકજ લક્ષ્યમાં સફળ થઈ છે; દુઃખ અને ઘા ઉપર પોતાની શક્તિને વિજયી બનાવી છે, તેમજ જુદી જુદી દિશામાં જાતીય જીવનયાત્રાના સમસ્ત વ્યાપારમાં સફળ થવાને માટે દોડવું પડશે જ.

પણ જેમ એક દિવસ દેશની એ શક્તિનો આપણને સત્ય અનુભવ થયો, તેમ એજ કારણે આપણને આપણામાં એક પ્રચંડ અભાવનો પણ અનુભવ થયો. જોઈ શક્યા કે, આવડી મોટી શક્તિને નિયમે બાંધી રાખવાની કોઈ વ્યવસ્થા આપણામાં નથી; વરાળ જુદી જુદી દિશામાં નષ્ટ થઈ જાય છે, તેને બાંધી કરીને યથાર્થ માર્ગે ચલાવવાનો ઉપાય કરી શકીએ તો આપણે સદાને માટે માર્ગે પડીએ—આ વ્યાકુળતાથી આપણને કષ્ટ થાય છે.

અંદર ગંભીર અભાવ કે પીડા થાય ત્યારે જો સારી રીતે ચિકિત્સા કરીને બરાબર ટાળી શકાય નહિ, ત્યારે તો એ વિના કારણે પણ નવું નવું રૂપ ધારણ કરે. શિશુ, અનેક સમય વિનાહેતુએ પણ રાગ કરે ને એની માને

મારે, ત્યારે લાગે કે એ રાગ કરે છે એની મા ઉપર; પણ ખરી રીતે તો બાળકના કોઈ અમુક અસ્વાસ્થ્યનું એ લક્ષણ છે. સુસ્થ બાળક જ્યારે આનંદમાં હોય ત્યારે રાગનું કારણ હોય, તોપણ તે અનાયાસે ભૂલી જાય. એજ પ્રમાણે દેશનો આન્તરિક આક્ષેપ આપણને આત્મકલહની દિશામાં ખેંચી જાય છે તે બીજું કંઇ નહિ, પણ વ્યવસ્થાબંધનના અભાવથી પેદા થયેલા વ્યર્થ ઉદ્યમનો અસંતોષ છે. શક્તિનો અનુભવ કરીએ છીએ અને તેને વ્યવસ્થિત કરી શકતા નથી, એ અસ્વાસ્થ્યને અને આત્મગ્લાનિને કારણે આપણે આપણાને સહન કરી શકતા નથી.

જ્યારે આપણે પ્રયોગ કરીને જોઇ શકયા કે, આ બહુ પરિવારથી ભારે થઇ પડેલા દરિદ્ર દેશમાં પણ જાતીય ભંડારમાં પૈસા આવી ભરાવા બહુ મુશ્કેલ નથી, ત્યારે એ આક્ષેપ કેમ કરીને ભૂલી શકાય કે, કેવળ માત્ર વ્યવસ્થા ન કરી શકાય એ કારણે જ એક દિવસના ઉદ્યોગને આપણે કાયમનો કરી શકતા નથી? એ તો શું, પણ જે પૈસા આપણા હાથમાં આવી પડયા છે તેનું શું કરવું એ પણ આજસુધી નક્કી કરવું આપણને અસાધ્ય થઈ પડયું છે, તેથી માતાના સ્તનમાં રૂંધાઈ પડેલા દૂધની પેઠે એ જમા થયેલા પૈસા એક વિષમ વેદનાનું કારણ થઈ પડયું છે. દેશના લોક વ્યાકુળ થઇને પૂછે છે કે, અમે આપવા ઇચ્છીએ છીએ, અમે કામ કરવા ઇચ્છીએ છીએ; કયાં આપીએ, શું કરીએ તેનો એક કિનારો મળી આવે તો બચીએ, તોપણ દેશની એ તૈયાર થયેલી ઇચ્છાને સાર્થક કરવાને માટે કોઈ એક યજ્ઞક્ષેત્ર તૈયાર નથી, તોપણ બધું કામ છૂટું છૂટું થયા કરે, ત્યારે એવી અવસ્થામાં એવે ખેટે માણસ કશુંય ન કરી શકે એટલે ભાઈભાઈમાં ઝઘડા કરી કર્મભ્રષ્ટ થાય, અને ઉદ્યમનો ક્ષય કરે.

તેમજ ઝઘડાનું લક્ષ્ય પણ તેવુંજ અસંગત. આપણામાંથી કોઇ કહે કે, આપણે બ્રિટિશ સામ્રાજ્યની અંદર સ્વાયત્તશાસન જોઇએ; વળી કોઈ કહે કે ના, આપણે તો

સામ્રાજ્યથી સ્વતંત્ર રહેવું જોઇએ. એ સૌ વાતો માત્ર મોઢાની છે અને તે પણ એવી કે એની સાથે એના ભોગની જવાબદારી તો કશી લેવાય નહિ.

દેવતા જ્યારે સાંસ્થાનિક સ્વરાજ્ય અને ઑટોનોમી એ બે વરદાન બે હાથમાં લઇને આપણી સામે ઉભો રહેશે અને પળમાત્ર પણ વિલંબ સહેશે નહિ, ત્યારે કયો વર સ્વીકારવો તેનો નિશ્ચય કરતાં મારામારી કરવી આવશ્યકજ હશે, તો તો નિરૂપાયે એમ પણ થશે. પણ જ્યારે ખેતરમાં ખેતી તો હજી થઇ નથી, તે પહેલાં ફસલનો ભાગ પાડવા મારામારી કરવાની શી જરૂર?

વ્યક્તિ કહો કે જાતિ કહો, પણ મુક્તિ એ સૌની ચરમસિદ્ધિ છે. પણ શાસ્ત્રમાં કહે છે કે, મુક્તિની બાધા તો આપણી અંદરજ રહેલી છે, એ બાધાને પહેલાં કર્મ વડે ક્ષય ન કરી શકાય તો કોઇ પ્રકારે મુક્તિ નથી. આપણી જાતિની મુક્તિનું મુખ્ય વિઘ્ન આપણા પોતામાંજ નાના પ્રકારે રહેલું છે; કર્મ વડે એ સૌનો નાશ નહિ થાય, તો તર્ક વડે થવાનો સંભવ નથી ને વિચાર વડે તો વધી જવાનો સંભવ છે. સાયુજ્ય મુક્તિ સારી કે સ્વાતંત્ર્ય મુક્તિ સારી, એ વિચાર શાન્તિરક્ષા કર્યાથી અનાયાસે કરી શકાય; પણ સાયુજ્ય કહો કે સ્વાતંત્ર્ય કહો, પણ શરૂઆતની વાત તો એજ કે કર્મ. એ ઠેકાણે તો બંને દળને એકજ માર્ગે યાત્રા કરવી પડશે. એ સર્વ પ્રકૃતિગત કારણોએ આપણે દરિદ્ર ને દુર્બળ, આપણે વિભક્ત, વિરુદ્ધ અને પરતંત્ર. એ કારણ દૂર કરવા જો આપણું સાચેસાચું મન હોય, તો આપણા સર્વ મતના લોકોએ એકઠું થવું પડશે.

એ કર્મક્ષેત્રમાં જો આપણે સર્વેએ મળવુંજ હોય તો એ મિલનને માટે એક ગુણનું ખાસ પ્રયોજન છે અને એ ગુણ તે અમત્તતા છે. આપણે જો સાચા બળવાન પુરુષની પેઠે વાતમાં ને વ્યવહારમાં, વિચારમાં ને આચારમાં પરિમાણની રક્ષા કરી ચાલી ન શકીએ તો એજ મિલન

આપણે માટે વિવાદનું કારણ થઇ પડશે. કર્મના પ્રયત્નનો લાભ ન પામતાં વારંવાર ઘા ખમવા પડશે.

એ વિષયમાં આજકાલના ભારતીય રાજપુરુષની ચાલે ચાલવાનો પ્રયત્ન કરીશું તો આપણું અનિષ્ટ થશે. આજે ભારતશાસનના વ્યાપારમાં પ્રચંડ હિસ્ટીરીઆ પેસી ગયો છે ને રહી રહીને કદી પંજાબમાં તો કદી મદ્રાસમાં, તો કદી બંગાળામાં સંયમ વિના તેના આંચકા વાગે છે એ તેનું દૃષ્ટાન્ત આપણે માટે બસ છે.

જેના હાથમાં વિરાટ્ શક્તિ છે, તે જો અસહિષ્ણુ થઇને ચંચળ બની ઉઠે અને એને જ પૌરુષ માનવાની કલ્પના કરે, તથા પોતાની રચનાને પોતે જ તોડી નાખી સાંત્વન પામે તો તેનો એ ચિત્તવિકાર આપણા જેવા દુર્બળને અનુકરણ કરવા ઉત્તેજિત કરે. ખરી રીતે તો પ્રબળ હો કે નિર્બળ હો, પણ જે વ્યક્તિ વાક્યમાં અને આચરણમાં અંતરના ભાવાવેગને યોગ્ય પરિમાણે સંયમમાં રાખી શકતી નથી, તે વ્યક્તિ સર્વ કર્મમાં અંતરાયરૂપ થઇ પડે છે. આ વાત જ્યારે જ્યારે આપણે ભૂલીએ ત્યારે ત્યારે તેની સત્યતા પણ તરતજ સાબિત થઈ જાય.

આજે દેશનું કર્મ એટલે શું અને તેની યથાર્થ ગતિ કઇ દિશાએ, એ બાબત આપણામાં સાચી રીતે કયો મત-ભેદ છે એ સંબંધે હું કંઇ વિચાર કરી શકતો નથી.

કર્મનુ ઉદ્દેશ્ય માત્ર અમુક ફળ પ્રાપ્ત કરવાનું નથી, શક્તિને કસવા માટે પણ એનું પ્રયોજન છે. કર્મનો સુયોગ મળતાં જ એ શક્તિ આશ્ચર્યરૂપે અને નહિ ધારેલી રીતે પ્રકાશી નીકળશે. ફળ તો મળે, પરંતુ શક્તિનું કંઇ પ્રયોજન ન હોય એવો જો ઉપાય હોત તો એમાં આપણું કંઇ સૌભાગ્ય છે એમ હું માની શકત નહિ.

એવો ઉપાય પૃથ્વીમાં છે પણ નહિ, આપણે કોઇ શ્રેય પદાર્થ પારકાની કૃપાથી લઇ શકીએ નહિ, પોતાની શક્તિથીજ લઇશું; એથી વિરુદ્ધ થઇ શકે જ નહિ; કારણ

કે વિધાતા આપણો નાશ કરી શકે, પણ મનુષ્યત્વને અપમાનિત થવાને માર્ગે ચઢાવે નહિ.

એટલા જ માટે જોઇ શકીએ છીએ કે, સરકારના દાનની સાથે જ્યાં આપણી શક્તિનો જોગ જોડી શકાય નહિ, ત્યાં એ દાન વાંકું વળી આપણને અનેક વિપદ્‌માં નાખી દે! વિશ્વાસુ પોલીસ જ દસ્યુવૃત્તિ કરે તો તેનો પ્રતીકાર કરવો અસંભવ થઇ પડે; સરકારની કૃપા પામેલી પંચાયત જ્યારે ગુપ્તચરનું કામ કરે, ત્યારે ગામમાં એ કેવો મોટો ઉપદ્રવ કરે, તે કહી શકાય નહિ; સરકારની નોકરી જ્યારે અમુક વર્ગના લોકને કૃપા કરી આપવામાં આવે, ત્યારે ઘરની અંદર જ દ્વેષ પેસી જાય; અને રાજ-મંત્રીસભામાં જ્યારે અમુક સંપ્રદાયના લોકને માટે જ આસન પાથરવામાં આવે ત્યારે કહેવું પડે કે, તમારા ઉપકારની અમને ગરજ નથી, તમે તમારી કૃપા પાછી લઇ લ્યો. આપણા પોતાનામાં જ સતેજ શકિત હોય તોજ આ વિકૃતિઓ બનવા પામે નહિ; આપણામાં દાન ગ્રહણ કરવાની અને તેનું રક્ષણ કરવાની શકિત હોય તો દાન આપણે માટે કોઇ અવસ્થામાં બલિદાન થઇ પડે નહિ.

એટલે હું કહું છું તેથી એમ નહિ સમજવું કે, આપણા કર્મની કંઇ જ વ્યવસ્થા સરકારની સાથે કરવાની નથી; પણ સમજવાનું એ છે કે, પોતાની પૂરી શકિત વાપ-રીને કર્મમાં પ્રવૃત્ત થઇએ તોજ તેની વ્યવસ્થા સર્વ સ્થાને-થી કરવાના અધિકારી થઇએ; નહિ તો આપણી દશા કથામાં કહી છે એવી થશે. આપણે માતા કાલીને પાડાની માનતા માનતી વખતે વિચાર કરીએ નહિ, પણ જ્યારે પાડો ચઢાવવાનો દિવસ આવે ત્યારે માની ઘણી ઘણી ક્ષમા માગીએ, જંતુ લાવીને ચઢાવીએ ને માને કહીએ કે, મા! તમારા ખેતરમાંથી પોતેજ પાડો ખોળી લ્યો ને. આપણે પણ વાતો કરતી વખતે તો મોટી મોટી વાતો કરીએ અને અંતે દેશનું એક સામાન્ય કામ કરવાનું હોય ત્યારે બીજાની ઉપર નાખી દઇ ખસી જવાની ઇચ્છા કરીએ.

કામ કરવા બેસતાં ક્રોધ કરવાથી, ગર્વ કરવાથી કે બીજે કારણે જે વસ્તુ નિશ્ચિત છે તેનો અસ્વીકાર કરવાથી, એ નથી એમ માની હિસાબમાં બાદ કર્યે ચાલશે નહિ. ભારતમાં પરદેશી રાજ્ય છેજ નહિ એમ એકવારે આંખો મીંચીને શયનગૃહમાં વિચારી શકાય, પણ કર્મક્ષેત્રે એમ માનીને ચાલીએ તો જરૂર ઠોકર ખાઇએ.

બેશક, એ વાત સાચી છે કે, અંગ્રેજ બને ત્યાં સુધી તો એમ જ માનીને ચાલે છે કે આપણે જાણે છીએજ નહિ. આપણા ત્રીસ કરોડની વચ્ચે હોવા છતાં તે આપણાથી બહુ દૂર છે; એટલા માટે જ આપણા સંબંધેનું એમનું પરિમાણ જ્ઞાન એકે વારે ચાલ્યું ગયું છે; એટલા માટે પંદર વર્ષના નિશાળે જતા છોકરાનું પણ તેજ જોઇને તેઓ જેલમાં તેમને ફટકાવે છે; માણસો સહેજ-સાજ ઉંચાં થાય કે પ્યુનિટીવ પોલીસના દબાણથી તેમને નિશ્ચલ કરી દે છે; મનમાં એ વાતનો ધિક્કાર થતો નથી, ને દુષ્કાળના કાળમુખમાં ખેંચાતા લોક ચીત્કાર કરે ત્યારે એ તો ખોટી બૂમો પાડે છે, એમ માની તેમનો અનાદર કરે છે. એટલાજ માટે બંગભંગની બાબતમાં બધા બંગાળીઓને ન ગણકારતાં મોર્લીએ, એ તો 'સેટલ્ડ ફેક્ટ' એમ કહી દીધું. એમ આચારમાં, વિચારમાં ને રાજ્યવિધાનમાં જોઇ શકીએ છીએ કે, અંગ્રેજના હિસાબી ચોપડામાં આપણે હિસાબે કેવડું મોટું મીંડું છે, અને ત્યારે એને ઉલટાવી દેવાને આપણે પણ બને ત્યાં સુધી એમનો અસ્વીકાર કરવાના પ્રયત્નો કરીએ છીએ.

પણ એમના હિસાબી ચોપડામાં આપણે માથે મીંડું મૂક્યું છે, છતાંયે આપણે એકેવારે મીંડું નથી. અંગ્રેજના આંકડા ગણનારે જે આંકડાને ભૂલથી મૂકી દઈ હિસાબ ગણ્યો છે, તેથી આખો ચોપડો દૂષિત થઇ ગયો છે. શરીરને જોરે હા કે ના કહી નાખીએ, પણ ગણિતશાસ્ત્ર કંઇ એવું પ્રાણી નથી કે જે આપણી હાએ હા ભણે ને આપણી નાએ ના ભણે. એવી ભૂલ અંગ્રેજ કરે છે માટે ક્રોધ કરીને શું આપણે

પણ એવી ભૂલ કરીશું ? પારકાના ઉપર વિરક્ત થઇને શું તેનું વેર આપણી જાત ઉપર લઇશું ? એ કામની રીત ન હોય.

વિરોધમાત્રમાં શક્તિનો ખર્ચ થાય છે–અનાવશ્યક વિરોધમાં તો નકામો ખર્ચ થાય. દેશના હિતવ્રતમાં જેઓ કર્મયોગી છે, તેમને તો પગલે પગલે કાંટા ખાવાની ને સહન કરવાની જરૂર પડશે; પણ શક્તિને ઉદ્ધત કરી દેખાડવા માટે સ્વદેશના યાત્રામાર્ગમાં પોતે જ કાંટા વાવવા એ શું દેશહિતૈષિતા છે !

આપણે આ જે વિદેશીત્યાગનું વ્રત લીધું છે, એનું-જ દુઃખ કંઇ જેવું તેવું નથી. ખુદ યુરોપના જ ધનવાનો પોતાનો ધનવૃદ્ધિનો માર્ગ ખુલ્લો રાખવા માટે મજૂરોને નાગપાશ વડે બાંધી લે છે અને તેને લીધે ત્યાં કેટલા કઠણ આઘાત–પ્રતિઘાત થાય છે ! આપણા દેશમાં એજ ધનવાનો માત્ર ધનવાનો જ નહિ, પણ જેલના દારોગા સુદ્ધાં લિવરપૂલનું નિમક ખાય છે.

તેથી આ દેશનું જે ધન લઈ પૃથ્વીમાં તેઓ ઐશ્વર્યને શિખરે ચઢયા છે તે ધનના રસ્તામાં આપણે પથરો મૂકીએ તો તેઓ એમ સહજમાં આપણને છોડી દેશે નહિ. એવી અવસ્થામાં જે બળ આપણી સામે આવી પડશે, તેની સાથે રમત કર્યે નહિ ચાલે–આરામ વિશ્રામ છોડીને આપણી સમસ્ત શક્તિ અને સહિષ્ણુતાનો ઉપયોગ કરવો પડશે. એવી સ્થિતિમાં જેઓ વગરકારણની ઉદ્ધતાઇ અને ગરમ વાક્યોથી આપણા કર્મમાર્ગમાં વિઘ્નો નાખી માર્ગ વધારે મુશ્કેલ કરશે, તેઓ શું દેશના અપરાધી નથી ? કામની કઠોરતાને સંપૂર્ણ રીતે ઉપાડી લઇશું, કશાથી પરાભવ સ્વીકારીશું નહિ, દેશના શિલ્પ–વાણિજ્યને સ્વાધીન કરી પોતાની શક્તિનો અનુભવ કરીશું, દેશની વિદ્યાશિક્ષાને સ્વતંત્ર કરીશું, દેશના કર્તવ્યસાધનને ઉપયોગી થાય એવી રીતે સમાજને બળવાન બનાવીશું; એમ કરવા જતાં ઘેર અને બહાર દુઃખ અને વિઘ્નોનો પાર રહેશે નહિ, એ માટે અપરાજિત ચિત્તે તૈયાર થઇશું;

પણ વિરોધને તો વિલાસસામગ્રી માનીશું નહિજ. દેશનું કામ હારૂડીઆનું કામ નથી, એ તો સંયમીનું છે-યોગીનું છે.

એમ માનશો નહિ કે, ભય અને સંકોચથી હું આમ બોલું છું. દુઃખને હું જાણું છું, દુઃખને હું માનું છું, દુઃખ દેવતાનો પ્રકાશ છે; એટલા માટે એ સંબંધે એનાથી ચંચળ થઇ ઉઠવું એ શોભા નથી. દુઃખ દુર્બળને ગમે તો સ્પર્ધામાં કે ગમે તો પરાજયમાં લઇ જાય. પ્રચંડતાને જો પ્રબળતા માનું, કલહને જો પૌરુષ માનું અને પોતાની સર્વ વાતોને મોટી કરી બતાવવી એને આત્મજ્ઞાન માનું, તો દુઃખની પાસેથી હું કંઈ મોટું શિક્ષણ મેળવવાની આશા રાખી શકું નહિ.

દેશમાં આપણું મોટું કર્મસ્થાન તૈયાર કરવું હોય તો એનો આરંભ શી રીતે કરવો? મિનારાને આકાશ સુધી લઇ જવો હોય તો શિખર કરતાં પાયો ઘણો પહોળો ચણવો પડે. આપણી કર્મશક્તિને બહુ ઉંચે ચઢાવવી હોય તો દરેક જીલ્લાથી માંડીને તેનો પાયો ચણવો જોઇશે. પ્રાંતિક પરિષદ્ તેની સાર્થકતા છે.

પ્રત્યેક પ્રદેશમાં એક એક પ્રાદેશિક પ્રતિનિધિ સભા સ્થાપવી જોઇશે. એ સભાએ યથાસંભવ ગામે ગામ પોતાની શાખાઓને વિસ્તારી દઇ સમસ્ત જીલ્લાઓને ઢાંકી દેવા જોઇશે. પ્રથમ સમસ્ત પ્રદેશના સર્વ વિષયોની હકીકત સંપૂર્ણ રીતે એકઠી કરવી જોઇશે; કારણ કે જ્ઞાન એજ કર્મની ભૂમિકા છે, કારણ કે કામ કરવાનું છે તો તો સર્વ અવસ્થા જાણવી જોઇશે.

દેશમાં સૌ ગામને પોતાના સર્વ પ્રકારના પ્રયોજન-સાધનમાં શક્તિમાન કરીને જૂથ બાંધવું પડશે. કેટલાંક ગામડાંની એક મંડળી સ્થપાય. એ મંડળના મુખીઓ ગામનાં સૌ કામ કરવાની અને અભાવ દૂર કરવાની વ્યવસ્થા કરીને મંડળને પોતાને સમર્થ બનાવી દે, ત્યારેજ સ્વાયત્તશાસનની ચર્ચા દેશમાં સર્વત્ર સાચી બની જાય. પોતાની પાઠશાળા, શિલ્પ-શિક્ષાલય, ધર્મશાળા, સહકારી

ભંડાર, બેંક વગેરે સ્થાપવાને માટે તેમને શિક્ષણ, સહાયતા અને ઉત્સાહ આપવાં જોઇશે. પ્રત્યેક મંડળ પોતપોતાનો એક એક ચોરો બાંધશે, ત્યાં મંડળનાં કામોની ચર્ચા થશે ને અન્ય પ્રકારે આમોદપ્રમોદ પણ કરશે. અને ત્યાં જ મુખીઓ એકઠા થઈ મધ્યસ્થી નીમી ગામના વિવાદ ને મામલાનો નિકાલ કરશે.

જમીનદાર અને ખેડુત જ્યાં સુધી પોતપોતાને જુદે માર્ગે ચાલ્યા જશે, ત્યાં સુધી તેમની દશા સુધરવાની નથી. પૃથ્વીમાં ચારે બાજુએ જૂથ બંધાઇ સૌ પ્રબળ કાર્ય કરે છે; એવી સ્થિતિમાં સૌ છુટાછુટા એકેક ભાવે કામ કરે તો તેમને હંમેશને માટે ગુલામગીરી ને મજૂરી કરી મરવું પડશે.

સમય એવો આવ્યો છે કે આપણી જેટલી શક્તિ છે, તે બધી એક ઠેકાણે એકઠી કરવી; અમુક વ્યવસ્થામાં બાંધવી પડશે. એમ નહિ કરીએ તો ઢોળાવને માર્ગે આપણી નાની નાની શક્તિઓ અને સાધનો ઢળી જશે અને બીજા દેશનાં તળાવો ભરી કાઢશે. અન્ન ઉગતાં છતાં આપણને ખાવા મળતું નથી અને આપણે કયે કારણે કેવી રીતે મરીએ છીએ તે આપણે જાણવા પણ પામતા નથી. આજ જેને બચાવવા ઇચ્છીએ છીએ, તેને મેળવી લેવા પડશે.

યુરોપ–અમેરિકામાં ખેતીનાં નાના પ્રકારનાં યંત્રો થયાં છે, આપણે દરિદ્ર હોવાથી એ સૌનો ઉપયોગ કરી શકતા નથી. જો દરેક મંડળી અને દરેક ગામ એકત્ર થઇને પોતાની સમસ્ત જમીનને એકઠી કરીને ખેતી કરવા મંડી જાય તો આધુનિક યંત્રોનો ઉપયોગ કરી બહુ ખર્ચ બચાવી શકાય, કામને સરળ કરી શકાય અને ઘણો લાભ મેળવી શકાય. જો આખા ગામની શેરડી એક કોલુમાં પીલવાની વ્યવસ્થા થાય તો તેને માટે યંત્ર ખરીદી શકાય ને બહુ લાભ કરી શકાય. શણની ખેતી કરનારા એક થાય તો ગામમાં કોથળા વણાતા થાય, ને બધો નફો ગામમાં રહે. ગોવાળ બધા એકઠા થાય અને ઘીમાખણ કાઢે તો તેમને

લાભ થાય ને ગામને ઘી સસ્તું મળે. વણકરો એકઠા થઈ મંડળ બાંધે અને પોતાના ગામમાં નાનું કારખાનું કાઢે, ને તેમાં પોતાની મજૂરી આપે તો પુષ્કળ કાપડ કાઢી શકે ને દરેકને સગવડ થાય.

શહેરમાં ધનવાનોનાં કારખાનાંમાં મજૂરી કરવા જતાં મજૂરોનું મનુષ્યત્વ કેવી રીતે નષ્ટ થાય છે, એ તો સૌ જાણે છે. વળી આપણા દેશની સ્થિતિ જ જુદા પ્રકારની છે. આપણો સમાજ કુટુંબપ્રથા ઉપર બંધાયેલો છે, આપણી ગૃહનીતિ વિચલિત થાય તો ધર્મનો એક મુખ્ય આધાર ખસી પડે અને સમાજના મર્મસ્થાનમાં વિષનો સંચાર થાય. આવી સ્થિતિના આપણા દેશમાં, શહેરમાં, કારખાનાં સ્થાપીને ચારે બાજુનાં ગામડાંના દરિદ્ર ગૃહસ્થોને ત્યાં ખેંચી લઈ જવામાં આવે, તો તેમની સ્વાભાવિક અવસ્થા ભ્રષ્ટ થાય, ઘરથી છૂટાં પડેલાં સ્ત્રી પુરુષો નિરાનંદ કારખાનાંઓમાં કામ કરતાં કરતાં કેવી દુર્ગતિમાં ડૂબી જાય છે એનું અનુમાન કરવું પણ કઠણ છે. કારખાનાથી કેવળ જડ વસ્તુઓની વૃદ્ધિ થાય પણ ચેતન માણસનો ક્ષય થઈ જાય. એ સ્થિતિમાં સમાજ બહુ ચાલી શકે નહિ. તેથી ગામડાંના લોક એકઠા થઈને જે યંત્રોનો વ્યવહાર શક્ય હોય તેની સહાયતાથી ત્યાંજ બેઠા કામ કરે તો ઉન્નતિ પણ થઈ શકે ને ચારે બાજુથી રક્ષા પણ થઈ શકે. માત્ર એટલું જ નહિ, પરંતુ જનસાધારણને ઐક્યનીતિમાં દીક્ષિત કરવાનો પણ એજ માત્ર ઉપાય છે. પ્રાદેશિક સભા ઉપદેશ અને દૃષ્ટાંતથી એ રીતે જો એક મંડળી બાંધી શકે તો એ દૃષ્ટાંતની સફળતા જોઈને ચારે દિશામાં જોતજોતામાં એવાં મંડળ બંધાઈ જાય.

એવી રીતે ભારતવર્ષના પ્રાન્તો આત્મનિર્ભર અને વ્યૂહબદ્ધ થઈ જાય તો ભારતવર્ષના પ્રદેશોમાં પણ કેન્દ્રો સ્થપાય અને એ પ્રાદેશિક કેન્દ્રોમાંથી એક કેન્દ્ર સમસ્ત ભારતવર્ષને માટે પણ સ્થપાય, અને ત્યારેજ ભારતવર્ષનું એ સાચું કેન્દ્ર થાય; નહિ તો પરિધિ જેની નિશ્ચિતજ

નથી, એ તે કેન્દ્ર કોનું? અને જેમાં દેશના કોઇ કર્મ-નો ઉદ્યોગ નથી, જ્યાં માત્ર દાવાદાવીની વાતો થાય એ સભા દેશની રાજકર્મસભા સાથે સહયોગી થવાની આશા કરે કયા સત્યે અને કોની શક્તિના જોરે?

મિલે આવીને જેમ શાળોને મારી નાખી છે, તેમ પરદેશી શાસને પણ સર્વગ્રહ અને સર્વવ્યાપી થઇને આપણા ગ્રામ્યસમાજની સહજ વ્યવસ્થાને નષ્ટ કરી નાખી છે. ધીરે ધીરે પ્રયોજનના વિસ્તાર સાથે નાની વ્યવસ્થા જો મોટી થતી જાય, તો એ સારૂં જ છે, એમાં કંઇ ખોટું નથી; પણ તે સ્વાભાવિક રીતે વિકાસ પામતી જવી જોઇએ. આપણી જે ગ્રામ્યવ્યવસ્થા હતી, તે નાની હતી તોપણ આપણી હતી; પરદેશી વ્યવસ્થા ગમે એટલી મોટી હોય, તોપણ તે આપણી નથી. પરિણામે એનાથી આપણી શક્તિ જડ થઇ ગઈ છે, એટલું જ નહિ, પણ આપણાં બધાં કામ ઠીક રીતે સરતાં પણ નથી. પોતાની આંખોને આંધળી કરીને પારકાની આંખે જોઇ ચાલવાનું કદી જ મનગમતું હોય નહિ.

એજ કારણે હાલ જોઇએ છીએ કે, ગામડાંમાં ચેષ્ટા-નાં કંઇ લક્ષણ દેખાતાં નથી. પહેલાં જળાશયો હતાં, તે આજ પુરાઈ ગયાં છે; કારણ કે દેશનું કામ બંધ પડયું છે. ગામનાં ગોચર ગામના રક્ષણ વિના ચાલ્યાં ગયાં છે; દેવાલયો તૂટી પડયાં છે તેનો ઉદ્ધાર કરવાની શક્તિ આ-પણામાં રહી નથી; ગામના જે પંડિત હતા તેમના મૂર્ખ દીકરા કચેરીઓમાં જૂઠી સાક્ષીઓ પૂરવાનો ધંધો લઇ બેઠા છે. જે ધનવાનોને ઘેર અવસર આવતાં જાત્રાઓ સરાતી અને ગાન દ્વારા સાહિત્યરસ જામતો અને ધર્મની ચર્ચા થતી; તે બધા ધનવાનો શહેરમાં ચાલ્યા ગયા છે. જે દુર્બળના સહાયકો હતા, શરણાગતના આશ્રયસ્તંભો હતા, દુરા-ચારીને દંડ દેનારા હતા તેમનુ સ્થાન પોલીસના દારોગાએ લઇને શું કરવા માંડયું છે એ તો કોઈથી અજાણ્યું નથી. લોકહિતનો કોઇ ઉંચો આદર્શ, પારકાને માટે આત્મત્યાગ-નું ઉંચું દૃષ્ટાન્ત ગામમાં હવે રહ્યું નથી; કોઇ વિધિનિ-

બેધની શક્તિ અંદરથી કામ કરી શકતી નથી, કાયદાના કૃત્રિમ બંધને જે થાય છે તે થાય છે. એક બીજા વિરુદ્ધ તરકટી દાવા કરીને ગામ દારૂડીઆની પેઠે પોતાને નખે પોતાને ચીરે છે, એને રસ્તે ચઢાવનાર કોઇ નથી. જંગલ ઉગી નીકળ્યાં છે, મેલેરિયા ઘર કરી પડ્યો છે, દુકાળ ફરી ફરી આવે છે; દુકાળ પડતાં આવતી ફસલ સુધી બચવા જેટલો સંચય કરવાનું જોર રહ્યું નથી. ચોર કે પોલીસ ઘરમાં ચોરી કરવા પેસે, અથવા પોલીસ ચોરીની તપાસ કરવા પેસી નુકસાન ને અપમાન કરે, તેમાંથી ઘરને બચાવવા જેટલું ગામમાં ઐક્યજનિત સાહસ નથી; ત્યાર પછી જે ખાઇને શરીર બળ પામે અને રોગ પાછો હઠી જાય તેની શી દશા તે જુઓ ! ઘી ડબાનું, દૂધ મોંઘું, તેલ કટાએલું; જે કંઇ સ્વદેશી વ્યાધિ હતા, તે સઘળા બરોળ ઉપર સિંહાસન જમાવીને બેઠા; વળી વિદેશી રોગ આવ્યા તે અતિથિ થઇને તેની ચારે બાજુ વીંટાઈ વળી બેઠા; ડીપ્થીરીઆ, રાજયક્ષ્મા, ટાઇફોઈડ એ સૌ આ લોહી વિનાના હાડ કંકાલ ઉપર 'એક્સ્પ્લોઇટેશન'ની નીતિ ગ્રહણ કરી બેઠા છે. અન્ન નથી, સ્વાસ્થ્ય નથી, આનંદ નથી, ભરોંસો નથી, એકબીજાની સહયોગિતા નથી; લાત પડતાં માથું નમી પડે છે, મૃત્યુ આવતાં કૂતરાને મોતે મરીએ છીએ, અન્યાય થતાં અદૃષ્ટનો દોષ કાઢીએ છીએ અને ઘરમાં આપત્તિ આવતાં દૈવની ઉપર આધાર રાખીને બેસી રહીએ છીએ. એ બધાનુ કારણ શું ? એનું કારણ એ કે, જે મૂળમાંથી રસ ચૂસવાનો એ મૂળ જ સડી ગયું છે; જે માટીમાંથી જીવવાને માટે ખોરાક મેળવવાનો તે માટીજ પથ્થર જેવી કઠણ થઇ ગઈ છે; જે ગ્રામ્ય સમાજ જાતિની જન્મભૂમિ અને આશ્રયસ્થાન તે સમસ્તનાં વ્યવસ્થાબંધન છિન્નભિન્ન થઇ ગયાં છે. આજ એજ છિન્ન થયેલા મૂળવાળા વૃક્ષની પેઠે નવીન કાળના નિર્દય પ્રવાહમાં ખેંચાઈ ગયાં છે.

બહારથી આજ પરિવર્તન આવ્યાને કારણે પુરાતન આશ્રય વપરાયા વગરજ સડી જાય અને નૂતન કાળને ઉપ-

રોગી કંઇ નૂતન વ્યવસ્થા બંધાય નહિ, તેથી પૂર્વકાળમાં બહુ પુરાતન જાતિઓ પૃથ્વીના પડ ઉપરથી ઉખડી ગઇ છે. આપણે પણ રોજ રોજ ઉદાસ દૃષ્ટિ સામે આપણી નીતિને એ જ દશાએ પહોંચતી દેખીશું ? મેલેરિયા, પ્લેગ, દુષ્કાળ એ સઘળું શું આકસ્મિક છે ? સૌથી ભયંકર લક્ષણ તે સમગ્ર દેશની હૃદયમાં સંતાયેલી નિરાશ નિષ્ક્રિય વૃત્તિ છે. સર્વનો ઉપાય આપણા પોતાના હાથમાં છે, ગમે તે વ્યવસ્થા આપણે કરી શકીએ, એવો વિશ્વાસ જ્યારે ચાલ્યો જાય, જ્યારે કોઇ પણ જાતિ કેવળ કરુણભાવે કપાળ ઉપર હાથ મૂકે, અને નિસાસા મૂકી આકાશ સામે તાકી રહે, ત્યારે સામાન્ય ધક્કો પણ એ ઝીલી શકે નહિ, નાના નાના ઘા પણ જોતજોતામાં ઝેરી થઇ ઉઠે; ત્યારે હવે મર્યા એમ માને ને સાથેજ મરે.

પણ કાળરાત્રિ વીતી ગઈ છે, રોગીની બારીએ થઇ પ્રભાતનો પ્રકાશ આશા લઇને અંદર આવ્યો છે; આજ આપણે–દેશનો શિક્ષિત ભદ્રવર્ગ–જે આજસુધી સુખદુઃખમાં જનસાધારણના સંગી અને સહાય હતા અને આજ જે ભદ્રતા અને શિક્ષાના વિલાસને વશ થઇ વિચારમાં, ભાષામાં, ભાવમાં આચારમાં, કર્મમાં સર્વ વિષયમાં જનસાધારણથી કેવળ દૂર ચાલ્યા જઇએ છીએ તેવા–આપણે વળી પાછું એકવાર ઉચ્ચનીચ સર્વની સાથે મંગળ સંબંધે મળવું પડશે અને સામાજિક અસામંજસ્યની ભયંકર વિપદ્‌માંથી દેશના ભવિષ્યનું રક્ષણ કરવું જોઇશે. આપણી શક્તિને દેશના કલ્યાણમાં અને દેશની શક્તિને આપણા કર્મમાં જોગવવાનો વખત રોજ રોજ ચાલ્યો જાય છે. જેઓ સ્વભાવથીજ એક છે, તેમનામાં વાંધા પડી જો એક લોહી એક પ્રાણમાં વગરવાંધે સંચરી ન શકે તો સંઘાતિક વ્યાધિ જન્મે; એ વ્યાધિથીજ આપણે આજ મરવા પડયા છીએ. પૃથ્વીમાં આજ સૌ ઐક્યબંધને બંધાય છે, આપણેજ માત્ર સર્વ દિશામાં વીખરાયેલા પડયા છીએ. આપણે શી રીતે ટકી શકીશું ?

આપણી ચેતના, જાતિનાં સર્વ અંગમાં–સર્વત્ર પ્રસરી

નથી. આપણી વેદનાનું જ્ઞાન અતિશય પ્રમાણમાં કેવળ શહેરમાં અને કેવળ શિષ્ટ સમાજમાંજ ઘેરાઈ રહ્યું છે; એનું એક પ્રમાણ જુઓ. સ્વદેશી ઉદ્યોગ તો શહેરની શિક્ષિત મંડળીજ ચલાવે છે, પણ દેશના મોટા ભાગને તો એની ખબર પણ નથી. જે વિપદ્‌માં પડયા છે તે કોણ?

જગદ્દળ પથ્થર છાતી ઉપર મૂકવો એ એક પ્રકારનો દંડવિધિ છે એવું રૂપક કથામાં સાંભળ્યું છે. વર્તમાન રાજ્યશાસનમાં રૂપક કથાનો એ જગદ્દળ પથ્થર પ્યુનિટિવ પોલીસનું વાસ્તવ રૂપ ધરી આવ્યો છે.

પણ એ પથ્થર અસહાય ગામડાં ઉપર પડયો છે, એના દબાણથી આપણા સર્વની છાતી દબાતી નથી શું? બંગાળા દેશની છાતી ઉપરનો એ ભાર આપણે સર્વે મળીને સમાનભાગે વહેંચી લઇને વેદનાને સમાન કરી નહિ લઇશું? સ્વદેશી પ્રચાર જો અપરાધ હોય તો પ્યુનિટિવ પોલીસના ખર્ચનો ભાર પણ આપણે સર્વ અપરાધીઓએ મળીને વહેંચી લેવો જોઇએ. એ વેદના જો સર્વ બંગાળાની સામગ્રી થશે, તો એ વેદનાજ લાગશે નહિ, આનંદ લાગશે.

એ જ કારણે દેશના જમીનદારો પ્રતિ મારી પ્રાર્થના છે કે, બંગાળાનાં ગામડાંની અંદર પ્રાણ સંચાર કરવાને તેઓ ઉદ્યોગી નહિ થાય તો કામ કદી સારી રીતે નહિ થઇ શકે. ગામડાં સચેતન થઈ પોતાની શકિત પોતે અનુભવે તો જમીનદારના અધિકાર અને સ્વાર્થને હાનિ પહોંચે એવી શંકા કોઇને થાય; પણ એક પક્ષને દુર્બળ કરી પોતાના સ્વેચ્છાચારની શકિતને માત્ર વિઘ્નરહિત કરી રાખવી અને ડાઇનામાઇટને છાતીના અંદરના ગજવામાં લઇને ફરવું એ બે એકજ વાત છે. એક દિવસ પ્રલય-અસ્ત્ર વિમુખ થઇને અસ્ત્રધારીને જ હણશે. રૈયતને એવી સબળ અને શિક્ષિત કરી રાખવી જોઇએ કે જેથી ઇચ્છા થાય છતાં પણ તેમના ઉપર અન્યાય-કરવાનું મન પણ જમીનદારને થાય નહિ. જમીનદાર શું વાણિયાની પેઠે કેવળ દીનભાવે લેવાનો માર્ગ જ સર્વ પ્રકારે ખુલ્લો રાખ-

શે ? પણ સાથે સાથે ઉદારભાવે સ્વાર્થત્યાગ કરવાનો સંબંધ જતન કરીને સાચવશે નહિ તો આત્મસંમાન રાખશે કેવી રીતે ? રાજહાટમાં ઉપાધિ ખરીદતી વેળાએ તો એ નુકસાનને નુકસાન માનતો નથી ને ? પરંતુ ખરા રાજા થવાનો એક માત્ર સ્વાભાવિક અધિકાર તો છે, તેની પ્રજા પાસે. તે બહુ લોકનો પ્રભુ છે, બન્ધુ છે, રક્ષક છે, બહુ લોકનો મંગળકર્તા છે, પૃથ્વીમાં આવડું મોટું ઉચ્ચપદ મેળવીને એ પદની જવાબદારીનું રક્ષણ નહિ કરે ?

એમ ના માનશો કે, દૂર બેસીને પૈસા નાખવાથી રૈયતનું ભલું કરી શકાશે. એ સંબંધે એક વાત યાદ રાખવી પડશે. એક વખતે જમીનદારની ખબર લેવા હું બહારગામ ગયો હતો. ત્યાં સાંભળ્યું કે, પોલીસના એક ઉંચા અધિકારીએ ગામના માછીઓનું ઘણું નુકસાન કર્યું ને પછી પોલીસ તપાસને બહાને એ ગામના ગૃહસ્થોના ઘરમાં પણ અશાન્તિ કરી મૂકી. મેં દુઃખી માછીઓને બોલાવીને કહ્યું કે, તમે એ ગુનેગાર અધિકારીની સામે દિવાની કે ફોજદારી, રુચે તેવી ફરિયાદ કરો; હું કલકત્તાથી મોટો વકીલ લાવી કેસ ચલાવીશ. તેઓએ હાથ જોડી કહ્યું કે, “ફરિયાદ જીતવામાં ય લાભ શો ? પોલીસની વિરુદ્ધ ઉભા રહી અમે ગામમાં રહીએ ક્યાં ?

મેં વિચારી જોયું કે વાત ખરી છે, દુર્બળ લોક જીતે તોય હાર્યો. અસ્ત્રચિકિત્સા ચમત્કાર છે, પણ ક્ષીણરોગી તો એ ચિકિત્સાને સહી પણ ન શકે અને ચિકિત્સા પૂરી થતા પહેલાં મરી જાય. તે ઉપર મેં વારંવાર વિચાર કર્યા ને છેવટે એ નિર્ણય ઉપર આવ્યો કે, બીજું કોઇ દાન તે દાન નથી, શક્તિદાન એજ ખરૂં દાન છે.

એક કથા છેઃ–એક બકરીનું બચ્ચું એક વાર બ્રહ્માની પાસે ગયું ને આંખમાં આંસુ લાવી બોલ્યું કે “ભગવન્ ! તમારી પૃથ્વીમાં સૌ કોઇ મને ખાવાની કેમ ઇચ્છા કરે છે ?” બ્રહ્માએ ઉત્તર દીધો કે “બાપુ ! બીજાને શાને દોષ

દે છે? તારો ચહેરો દેખીને મને પણ તને ખાઈ જવાની ઇચ્છા થઇ જાય છે. ”

પૃથ્વીમાં અશક્તને ન્યાય મળે, રક્ષણ મળે એવી વ્યવસ્થા તો દેવતા પણ કરી શકે નહિ. ભારતની મંત્ર-સભાથી લઇને પાર્લામેન્ટ સુધી માથું ખંજવાળતા રખડી મરો, પણ એથી કંઈ વળે નહિ. સાચુ ઇચ્છા અહીં અશક્ત છે. દુર્બળતાની સંગતથી કાયદો પણ દુર્બળ થઇ જાય, પોલીસ તેને ભયરૂપ થઇ પડે અને જેને રક્ષણકર્તા કહી દાવો કરીએ છીએ, તે પોતે જ પોલીસનો ધર્મનો બાપ થઇને ઉભો રહે.

બીજી બાજુએ પ્રજાની દુર્બળતા ટાળવી એ આપણા રાજકર્તાઓની વર્તમાન રાજનીતિની વિરુદ્ધ છે. પોલીસ કમીશનમાં બેસી એક દિવસ ધર્મબુદ્ધિને જોરે જેણે પોલીસને અત્યાચારી કહી કડવાં વેણ કહ્યાં હતાં, તેણે જ લાટ સાહેબની ગાદી ઉપર બેસીને કર્મબુદ્ધિને જોરે એજ પોલીસના વિષદંતને જરા આઘાત લાગતાં અસહ્ય વેદનાથી આંસુ વર્ષાવ્યાં. તેનું કારણ બીજું કંઇ પણ નહિ, પરંતુ બીજાના હાથમાંથી દુર્બળની રક્ષા કરવા જતાં એ પોતાના ચતુર્મુખને માટે પણ કંઇક સખ્ત થઇ જશે એ શંકા તેના પેટમાંથી ખસતી નથી. देवा दुर्बलघातकाः।

માટે દેશના જમીનદારોને કહું છું કે, હતભાગ્ય રૈયતને પારકાના હાથમાંથી અને પોતાના હાથમાંથી છોડાવવા યોગ્ય રીતે શિક્ષિત, સુસ્થ અને શક્તિશાળી કરશો નહિ તો કાયદો કે અનુકૂળ રાજશક્તિ એમનું રક્ષણ નહિ કરી શકે. એમને દેખીને સૌની જીભ સળવળે છે. એ રીતે દેશના મોટા ભાગના લોકને જો જમીનદાર, મહાજન, પોલીસ, મુલ્કી ને ન્યાયખાતાના લોક, જેને ફાવે તે મારી જાય કે મારી શકે, ત્યારે દેશના લોકને માણસ થતાં ન શીખવાય તો રાજા થતાં શી રીતે શીખવાશે ?

અંતે, વર્તમાનકાળમાં આપણા દેશના જે સર્વ દઢ-

નિષ્ઠ યુવકો સમસ્ત સંકટને ઉવેખી સ્વદેશહિતને માટે સ્વેચ્છાવ્રત ધારણ કરે છે તે સર્વે આ સભામાં સમસ્ત બંગદેશના આશીર્વાદ પામો ! રક્તવર્ણું પ્રભાતે તમે જ સૌથી વહેલા જાગ્યા છો અને અનેક દુઃખ વેઠયાં છે. તમારા એ પૌરુષનો નાદ માત્ર વજ્રઝંઝારથી પ્રકટ થતો નથી, પણ તૃષ્ણાતુર દેશમાં કરુણાવર્ષણથી પ્રેમનાં વાદળાં એણે ખેંચી આણ્યાં છે. સર્વેએ જેમની અવજ્ઞા કરી છે, અપમાન સહેવાનો જેમને અભ્યાસ પડી ગયો છે, જેમની સગવડને માટે કોઇ જરા સરખું પોતાને સ્થાનેથી હાલ્યું નથી, ઘરની બહાર જેમણે કદી કોઇની પાસેથી આશા રાખી જાણી નથી, તેઓ આજ તમારા કલ્યાણને અર્થે દેશનાં બાળકોને ભાઇ કહેતાં શીખ્યા છે. તમારી શક્તિ આજ જ્યારે પ્રીતિમાં વિકાસ પામી ઉઠી છે, ત્યારે પાષાણ ગળી જશે, મરુભૂમિ લીલીછમ થઇ ઉઠશે, ભગવાન હવે આપણી ઉપર અપ્રસન્ન રહી શકશે નહિ. તમે ભગીરથની પેઠે તપસ્યા કરીને રુદ્રદેવની જટામાંથી આજે પ્રેમની ગંગા આણી છે; એના પ્રબળ પુણ્ય પ્રવાહને ઇંદ્રનો ઐરાવત પણ વ્યથા દઇ શકશે નહિ, અને એના સ્પર્શમાત્રથી પૂર્વપુરુષનો ભસ્મરાશિ સંજીવિત થઇ ઉઠશે. હે તરુણતેજે ઉદ્દીપ્ત, ભારતવિધાતાના દૂતજનો! આજ તમને જયધ્વનિ કરીને એ નિવેદન કરું છું કે, અર્ધોદયયોગ કેવળ એક દિવસનો નથી. સ્વદેશના અસહાય, અનાથ લોક જે વંચિત, પીડિત અને ભયભીત છે, તે કેવળ કોઇ વિશેષ સ્થાને વા વિશેષ કારણે નથી, અને તેમને માત્ર તમારી પોતાની શક્તિથી બચાવી લેવાશે એવી દુરાશા કરતા ના.

જેનાથી બને અને જ્યાં બને ત્યાં તમે એક એક ગામનો ભાર માથે લો ને ત્યાં જઇને રહો. ગામને વ્યવસ્થાબદ્ધ કરો; શિક્ષણ આપો; ખેતી, શિલ્પ અને ગામની વ્યવહારસામગ્રી સંબંધે નવા નવા પ્રયત્નો કરો; ગામડાના લોકનાં ઘર જેથી સ્વચ્છ, સ્વાસ્થ્યકર અને સુંદર બને તેવો ઉત્સાહ લોકમાં પ્રેરો; અને જેથી પોતે એકઠા મળી-

ને ગામનાં સૌ કામ કરી શકે એવી વિધિ પેદા કરો ! એ કામમાં ખ્યાતિની આશા રાખતા નહિ, એટલું જ નહિ પણ ગામડાના લોકો કૃતજ્ઞતાના બદલામાં તમારા કામમાં અવિશ્વાસ લાવશે અને વિઘ્નો નાખશે, એ બધું તમારે ગળે ઉતારી જવું જોઇશે. એથી ક્રોધ ન કરશો, વિરોધ ન કરશો, બૂમ ન પાડશો; કેવળ ધૈર્ય, પ્રેમ અને તપસ્યા—મનમાં માત્ર એટલી જ પ્રતિજ્ઞા લેજો કે, દેશમાં જેઓ સૌથી વધારે દુઃખી છે તેમના દુઃખમાં ભાગ લઇને એ દુઃખના મૂળને ઉખેડવા માટે સમસ્ત જીવન સમર્પીશ.

બંગાળા દેશની પ્રાંતિક પરિષદ્ જો બંગાળા દેશના જીલ્લા જીલ્લામાં આવી પ્રાદેશિક સભાઓ સ્થાપી તેનું પોષણ કરવાનો ભાર માથે લે અને એ પ્રાદેશિક સભાઓ ગામડે ગામડે પોતાની ફળવાન અને છાયાપ્રદ શાખા-પ્રશાખાઓ વિસ્તારી દે, તોજ સ્વદેશ પ્રતિ આપણો અધિકાર જન્મે અને સ્વદેશના સર્વાંગમાંથી વિવિધ ધમનીઓ વડે જીવનસંચાર થાય. એ જીવનસંચારને બળે કાંગ્રેસ દેશના ધડકતા હૃત્પિંડસ્વરૂપે મર્મપદાર્થ બની ભારતવર્ષની છાતીમાં સ્થાન પામે.

સભાપતિને આ સ્થાનેથી સભાના કાર્યક્રમ સંબંધે હું કંઈ બોલ્યો નથી. દેશનું સમસ્ત કાર્ય કયે લક્ષ્યે ચાલવું જોઇએ, તેનાં મૂળતત્ત્વજ કંઈક દેખાડયાં છે. ટુંકામાં ફરી એ કહી જાઉં છું:—

પ્રથમ તો વર્તમાન કાળની પ્રકૃતિ સાથે આપણા દેશની અવસ્થાનું સામંજસ્ય કરી નહિ શકીશું, તો આપણો વિનાશ થશે. જૂથે બંધાવું, વ્યૂહબદ્ધતા, ઑર્ગેનાઇઝેશન એ વર્તમાનકાળની પ્રકૃતિ છે. સમસ્ત મહાગુણો હોવા છતાં વ્યૂહની સામે કેવળ સમૂહ આજ કશું કરી શકશે નહિ. માટે ગામેગામે આપણામાં જે વિચ્છિન્નતા, જે મૃત્યુ-લક્ષણ દેખાય છે તે ટાળીને વ્યવસ્થાબદ્ધ થઈ જવું જોઈશે.

બીજું, આપણી ચેતના જાતિકલેવરમાં સર્વત્ર જઇ

પહોંચતી નથી. તેથી સ્વાભાવિક રીતેજ આપણી ચેષ્ટાને પરિણામે એક સ્થાન પુષ્ટ થાય છે ને બીજું ક્ષીણ રહે છે. જનસમાજની સાથે શિક્ષિત સમાજનો જુદી જુદી રીતે વિચ્છેદ હોવાથી જાતિનું ઐક્ય સાચી રીતે સધાતું નથી.

એ ઐક્ય માત્ર ઉપદેશથી કે માત્ર આલોચનાથી કોઇ રીતે સાધી શકાશે નહિ. શિક્ષિત સમાજમાં પોતાની કર્મચેષ્ટા પ્રસારે ત્યારેજ આપણા પ્રાણનો જોગ પોતે જ અજાણ્યે સર્વત્ર સંચરી જશે.

સર્વસાધારણને એકત્ર આકર્ષી એક મોટી કર્મવ્યવસ્થા ઘડી કાઢવી હોય તો શિક્ષિત સમાજે પોતામાંનો વિરોધ દૂર કરવોજ જોઇએ, નહિ તો સર્વ કંઈ અસંભવિત છે. મતભેદ તો આપણામાં છે જ, રહેશે જ અને રહેવો જ જોઇએ. પણ દૂરની વાતોને દૂર રાખીને, તર્કના વિષયને તર્કસભામાં રાખીને, સમસ્ત દેશને વિનાશ અને વિચ્છેદના હાથમાંથી છોડાવવા માટે સર્વ મતના લોકોએ આજે જ–અત્યારે જ કર્મને દુર્ગમ માર્ગે યાત્રા કરવા નીકળવું પડશે, એ સંબંધે મતભેદ ચાલી શકે નહિ. જો એ મતભેદ રહેશે, તો કષ્ટની સાથે જાણવું પડશે કે, દેશની આ જે સાંઘાતિક દશા આવી પડી છે તે આપણે આંખે જોવા છતાં જોઈ શકતા નથી; અથવા એ સાંઘાતિક દશાનું સૌથી ભૂંડું લક્ષણ–નૈરાશ્યની ઉદાસીનતા–આપણને દુરારોગ્યરૂપે પકડી બેઠું છે.

ભાઇઓ! જગતના જે સમસ્ત કર્મક્ષેત્રમાં માનવજાતિએ પોતાના મહાસ્વરૂપને પરમ દુઃખ અને ત્યાગરૂપે પ્રકટ કરી દીધું છે, તે ઉદાર ઉન્મુક્ત ભૂમિમાં આજ આપણા ચિત્તને સ્થાપીશું; જે સમસ્ત મહાપુરુષો દીર્ઘકાળની કઠોર સાધના દ્વારા સ્વજાતિને સિદ્ધિને માર્ગે ઉપાડી ગયા છે, તેમને આજે મન અને આંખની સામે રાખીને પ્રણામ કરીશું, અને એમ થશે તો આજ જે મહાસભામાં બંગદેશની આકાંક્ષા પોતાની સફળતાને માટે દેશના લોકની

સામે જોઇ રહી છે; તેનું કર્મ યથાર્થભાવે સંપન્ન થશે. નહિ તો વાતવાતમાં કલહ કરતાં ને તેથી પોતાને ભૂલી જતાં વાર કેટલી ? ગમે તો વ્યક્તિગત કલહ થશે કે ગમે તો ઉદ્દેશના માર્ગમાં કાંટા પથરાશે અને દળના અભિમાનેજ કોઇ રીતે વિજય કરવામાં સ્વદેશનો જય છે એમ ભૂલ કરી બેસીશું.

આપણે એક એક કાળના લોક કાળના અંત સાથે ક્યાંય ચાલ્યા જઇશું, ક્યાંય જશે આપણી આ બધી ક્ષુદ્રતા, માન-અભિમાન, તર્ક-વિતર્ક અને વિરોધ. પણ વિધાતાનો ગૂઢ હાથ આપણાં જીવનકર્મને નક્કી ધીરે ધીરે થરે થરે આકાર આપશે અને આપણા દેશને ઉપર લેશે. આજની દીનતાહીનતાની વચ્ચે થઇને ચળકતા, એ વાદળાં વિનાના પ્રકાશિત ભવિષ્યના અભ્યુદયને આપણી સામે પ્રત્યક્ષ કરો, એવું આપણો પૌત્રગણ ગૌરવથી બોલે કે એ સમસ્ત આપણું છે, એ સમસ્ત આપણે ઘડયુ છે. આપણાં ખેતરને આપણે લીલાંછમ કર્યાં છે, જળાશયોને નિર્મળ કર્યાં છે, આપણા વાયુને શુદ્ધ ને નીરોગ બનાવ્યો છે, વિદ્યાને વિસ્તારી છે અને ચિત્તને નિર્ભય કર્યું છે; બોલી શકશે કે, આ અમારો પરમ સુંદર દેશ, આ સુજલા, સુફલા, મલયજ શીતલા માતૃભૂમિ; જ્ઞાને કર્મે ધર્મે પ્રતિષ્ઠિત, વીર્યે વિધૃત જાતીય સમાજ એ અમારી જ કીર્તિ-જે દિશે જોઇએ તે સમસ્ત અમારી ચિંતાથી, ચેષ્ટાથી અને પ્રાણથી પરિપૂર્ણ આનન્દગાનથી મુખરિત અને નૂતન નૂતન આશાપથના યાત્રીઓના અણથાક્યા પદભારથી કમ્પમાન.

ભાૅ૦ સ૦ ૧૯૦૮





# ૨૫–સાચો ઉપાય

બારિસાલથી વિશ્વાસપાત્ર સમાચાર મળ્યા છે કે, આજકાલ વિલાયતી મીઠા કરતાં ગામઠી મીઠું સસ્તું મળે છે, છતાં યે ત્યાંના મુસલમાનો વધારે પૈસા આપીને પણ વિલાયતી મીઠું ખાય છે. સમાચાર મોકલનાર કહે છે કે, ત્યાંના મુસલમાનો આજકાલ સગવડનો વિચાર કરીને વિલાયતી કાપડ કે મીઠું ખરીદતા નથી; માત્ર તેઓ જીદ કરે છે.

અનેક સ્થળે નામશૂદ્રમાં પણ એવી ઘટનાઓ બનવાના સમાચાર આવ્યા છે.

ભાગલાના પ્રસંગથી ક્રોધે ભરાઇને આપણે એવું પણ લીધું કે, દેશને વિલાયતી કાપડ છોડાવીશું; એથી મોટી અને દૂરની વાત આપણે વિચારી નથી.

જો પૂછો કે એથી મોટી વાત કયી હોઈ શકે? તેના ઉત્તરમાં હું કહીશ કે, બંગાળા દેશના બે ભાગ કરવાથી જે મુશ્કેલીનું કારણ આવી પડ્યુ છે તે કારણ પ્રાણપણે દૂર કરવાની પ્રાણપણે ચેષ્ટા કરવી; પરંતુ તેની આગળ ક્રોધ કરવો નકામો છે.

પાર્ટીશનથી આપણને મુખ્ય મુશ્કેલી કયી આવી? આ વાતનો આપણે ઘણી વાર વિચાર કરી જોયો છે. આપણા મનમાં એવી ધારણા છે કે, એ તરફ ખ્યાલ કરીનેજ સરકારે બંગાળાને પૂર્વ અને અપૂર્વ એવા બે ભાગમાં વહેંચી નાખ્યો છે–બંગનો ભંગ કરી નાખ્યો છે.

બંગાળાના પૂર્વભાગમાં મુસલમાનોની સંખ્યા વધારે

છે. ધર્મગત અને સમાજગત કારણે મુસલમાનમાં હિન્દુઓ કરતાં ઐક્ય વધારે છે. તેથી કરીને શક્તિનું મુખ્ય સાધન તેમની અંદર રહેલું છે. એ મુસલમાનોનો કંઇ ભાગ ભાષા, સાહિત્ય, શિક્ષા વગેરેને કારણે હિંદુઓ સાથે અનેક અંશે બંધાયેલો છે. જો બંગાળાના મુખ્ય હિન્દુઓ અને મુખ્ય મુસલમાનો એક વાર બે ભાગે વહેંચાઇ જાય, તો ધીરે ધીરે હિન્દુ-મુસલમાનનાં સર્વ બંધન સહજમાં શિથિલ બની જાય.

નકશામાં લીટી દોર્યે હિન્દુથી હિન્દુને જુદો પાડી શકાય નહિ. કારણ કે બંગાળી હિન્દુમાં સામાજિક ઐક્ય છે. પણ હિન્દુ અને મુસલમાનમાં ભેદ રહી ગયો છે; એ ભેદ કેટલો છે તે બંને પરસ્પર પાસપાસે છે એટલા જ ઉપરથી પ્રત્યક્ષભાવે અનુભવી શકાય નહિ; બંને પક્ષ એક રીતે તો મળી ગયા હતા.

પણ જે ભેદ છે તેને રાજા જો પ્રયત્ન કરીને વધારવા ચાહે અને બે પ્રશ્નને યથાસંભવ સ્વતંત્ર કરી નાખે તો ધીરે ધીરે હિન્દુમુસલમાન દૂર થતા જાય અને પરસ્પરમાં ઈર્ષ્યાવિદ્વેષની તીવ્રતા વધે એમાં કંઇ સંદેહ નથી.

અસલ વાત એ છે કે, આપણા દુર્ભાગ્યે દેશમાં ભેદ ઉભો કરવો એ કંઇ કઠણ નથી; મિલન કરાવવું એજ કઠણ છે. બિહારીઓ બંગાળીના પાડોશી છે અને બંગાળીઓ બહુ દિવસથી બિહારીઓની સાથે મળીને કારભાર કરે છે; પણ બંગાળીઓની સાથે બિહારીઓનું એકમન નથી એ વાત બિહારવાસી બંગાળી માત્ર જાણે છે. શિથિલ ઉડિયાઓ બંગાળીઓથી પોતાને સંપૂર્ણ સ્વતંત્ર કરવાનો દંડો ખડો કરવા ઉત્સુક છે, અને આસામીઓની પણ એ જ અવસ્થા છે. તેથી ઉડિયા, આસામ, બિહાર અને બંગાળાને એક કરી આપણે જે દેશને બહુ દિવસથી બંગાળા દેશ માનતા આવ્યા છીએ તેના સર્વ રહેવાસીઓ પોતાને બંગાળી માનવાનો કદી સ્વીકાર કરતા નથી અને બંગાળી

પણ બિહારીને, ઉડિયાને કે આસામીને પોતાના કરી લેવાના કદી પ્રયત્નો કરતા નથી, પણ તેમને પોતાનાથી હલકા માની-અવજ્ઞા કરી દુઃખી કરે છે

આથી બગાળામા જે ભાગના લોક પોતાને બગાળી કહે છે તે ભાગ બહુ મોટો નથી, અને તેમા પણ જે ભાગ ફળફૂલ વડે લીલો, ધનધાન્યથી પૂરો, જ્યાના લોક શરીરે બળવાન, મને તેજ, મૅલેરિયા અને દુષ્કાળે જેમના પ્રાણનો સારભાગ ચુસાઇ ગયો નથી એ ભાગમા મુસલમાન વધારે છે, એ ભાગમા મુસલમાનોની સખ્યા વર્ષે વર્ષે વધ્યે જાય છે, ત્યારે હિન્દુની દિવસે દિવસે ઘટચે જાય છે

એવી સ્થિતિમા આ બગાળીઓના બગાળાના જો એવી રીતે ભાગ કરી નાખવામા આવે કે જેથી મુસલમાન બગાળા અને હિન્દુ બગાળા એક રીતે તૂટી જાય તો બગાળા જેવો ખડિત દેશ ભારતવર્ષમા એક પણ હશે નહિ.

એવે સમયે બગવિભાગને માટે આપણે અગ્રેજ રાજની સામે ગમે એટલો ક્રોધ કરીએ અને એ ક્રોધ પ્રકટ કરવાને વિલાયતીનો ત્યાગ આપણે માટે ગમે એટલો આવશ્યક હોય, પણ એના કરતા પણ મોટુ કર્તવ્ય આપણુ કયુ હતું ? રાજાએ કરેલા વિભાગથી આપણા પોતાનામા વિભાગ ન થાય એવી વ્યવસ્થા કરવા આપણે પોતે પ્રયત્ન કરવા

એ તરફ દૃષ્ટિ ન કરતા આપણે બહિષ્કારના વ્યાપારને એવુ એકમાત્ર કર્તવ્ય માની બેઠા કે ગમે તે પ્રકારે એ બહિષ્કારને વિજયી બનાવવા તૈયાર થયા, અને તેને વિજયી બનાવવાને આપણે એવા જોરથી જીદ પકડી કે બગ-વિભાગના જે પરિણામથી ડરીને આપણે તેને મહારોગ કહેતા હતા, તેજ પરિણામને આપણે આગળ ધરીને સહાયતા આપી

આપણે ધૈર્ય ખોઇ બેસીને સાધારણ ઇચ્છા-અનિચ્છાનો, અગવડ-સગવડનો વિચાર માત્ર કર્યા વિના વિલાયતી કાપડનો અને મીઠાનો બહિષ્કાર કરવા જતા

બીજી કોઈ વાતે સારા નરસાનો વિચાર કરવાની ઈચ્છા પણ ન કરી. પછી તો લોકની સંમતિ મેળવી લેવામાં થતો વિલંબ પણ આપણે સહન કરી ન શક્યા, અંગ્રેજને હાથે તેનુ કર્મફળ દેખાડવા માટે આકુળ થઈ ગયા.

એ સંબંધે આપણે પરિણામે દેશના નીચેના વર્ગના લોકની ઇચ્છા અને સગવડને કચડી નાખવાની સ્થિતિ કરી મૂકી, એ વાત સ્વીકારતાં સારૂં તો લાગતું નથી જ, પણ વાત ખોટી છે એમ પણ કહી શકતો નથી.

એનું ફળ એ થયુ છે કે, વાસનાની અતિ ઉગ્રતા વડે આપણે પોતાનીજ ચેષ્ટાથી દેશના એક દળને આપણી વિરુદ્ધ ખડું કર્યું છે. તેમને આપણી મરજી પ્રમાણે કેટલે સુધી કાપડ પહેરાવી શક્યા એ તો હું જાણતો નથી, પણ તેમનું મન તો આપણે ખોઇજ બેઠા. અંગ્રેજની સાથે શત્રુતા કરવાથી આપણે કેટલા કૃતકાર્ય થયા છીએ એ તો હું કહી શકતો નથી; પણ દેશની અંદર શત્રુતા જગાવી દીધી છે, એમાં તો સંદેહ માત્ર નથી. આપણે સર્વ સ્થાને મુસલમાન અને નીચેના વર્ગના હિન્દુઓને અડચણમાં નાખીને વિરોધ જગાડી મૂક્યો છે, એ વાત સાચી છે– એટલે સુધી કે જેઓ બૉયકોટના કલ્યાણથી ઘણો લાભ પામ્યા છે, તે પણ આપણી વિરુદ્ધ પડયા છે એનાં પણ પ્રમાણ છે. એનું કારણ કે, આપણે કામમાં પ્રવૃત્ત થતા પહેલાં અને સાથે સાથે એમનાં મન મેળવી લીધાં નહિ– મન મેળવી લેવાના પ્રયત્ન પણ કર્યા નહિ, આપણા ઉપર-નો એમનો અવિશ્વાસ પણ દૂર કર્યો નહિ. આપણે એમને આપણા મત પ્રમાણે ચલાવવાની અને કામે લગાડવાની ચેષ્ટા કરી છે, પણ એમને પાસે લીધા નથી. એટલા માટે અકસ્માત્ એક દિવસ એમના ઘરની પાસે જઇને એમને ઢંઢોળી ઉઠાડયા; ત્યારે તેઓ સંદેહ અને વિરોધ કરી જાગી ઊઠયા. એમને પોતાના કરી લીધા વિના એમની પાસેથી આત્મીયતાનો દાવો કર્યો છે, અને જે ઉત્પાત લોક કોઈ રીતે સહન કરી શકે નહિ, તે ઉત્પાત વડે

એમને પહેલાં કરતાં પણ દૂર ઠેલી મૂક્યા છે.

આટલા દિવસ પછી આપણા વક્તાઓ અંગ્રેજી સભાનાં પ્લેટફૉર્મ છોડી દેશના સાધારણ લોકને બારણે આવી ઉભા. દેશના લોકના મનમાં પ્રશ્ન ઉઠયો:–આ શું અકસ્માત્ ? અમારે માટે બાબુલોક આટલા વ્યાકુળ કેમ ?

સાચી વાત તો એ છે કે, એ લોકને માટે પહેલાં પણ આપણું માથું દુઃખતું ન હતું, આજે પણ એટલું બધું દુઃખતું નથી. આપણે એ વાત મનમાં લઇને એમની પાસે જતા નહિ કે "દેશી કાપડ પહેરવાથી તમારૂં ભલું થાય. અમને દિવસે ખાવા ભાવતું નથી, રાત્રે ઉંઘ આવતી નથી." આપણે તો એમ બોલતા જતા કે "અંગ્રેજને જબ્દ કરવા ઇચ્છીએ છીએ, પણ તમે અમારી સાથે ભળો નહિ તો બહિષ્કાર સંપૂર્ણ રીતે થાય નહિ. એટલા માટે નુકસાન્ વેઠીને પણ તમારે દેશી કાપડ પહેરવું જોઇશે."

જેના મંગળ માટે કદી વિચાર કે ચેષ્ટા કરી નથી, જેમને પોતાના ગણી કદી પાસે ખેંચ્યા નથી, જેના ઉપર બરાબર અશ્રદ્ધાજ રાખી છે, તેમને નુકસાનનો સ્વીકાર કરાવતી વખતે ભાઈ કહીને બોલાવીએ, તો તેઓ ખરા મનથી જવાબ આપે એવો સંભવ નથી.

જવાબ મળે નહિ, ત્યારે રાગ કરીએ. મનમાં એમ થાય છે કે, જેને કદી બોલાવ્યા નથી, તેમને આજે આટલો આદર કરીને બોલાવીએ છીએ તોપણ વશ થતા નથી ! ઉલટું એમનો ઘમંડ વધી ગયો છે.

જેઓ ઉપર છે, જેઓ પોતાને શ્રેષ્ઠ માને છે, તેમને નીચેના લોક સંબંધે એવી અધીરાઇ થાય છે. અશ્રદ્ધાને કારણે માનવપ્રકૃતિની સાથે તેમનો અપરિચય રહે. અંગ્રેજ પણ એજ કારણથી આપણી સાથે કોઈ અભિપ્રાયસાધનમાં વાંધો પડે તો કાર્યકારણનો કંઇ વિચાર કર્યા વિના ક્રોધ કરી ઉઠે છે. આપણે નીચે છીએ, એટલે ઉપરવાળાની ઇચ્છાને આપણી ઇચ્છાદ્વારા અત્યંત સ્વાભાવિક કારણે પણ

બાધ આવી પડે, તો એને વિનાકારણ સ્પર્ધા માની લેવાય.

મયમનસિંગ વગેરે સ્થાને આપણા વક્તાઓ જ્યારે મુસલમાન ખેડુતોનું ચિત્ત આકર્ષી શક્યા નહિ, ત્યારે તેઓ અત્યંત ક્રોધ કરવા લાગ્યા. એ વાતનો તો એમણે વિચાર પણ ન કર્યો કે, આપણે મુસલમાનના અથવા આપણા દેશના જનસાધારણના યથાર્થ હિતૈષી છીએ તેનું કશું પ્રમાણ કોઇ દિવસ આપ્યું નથી, તેથી તેઓ આપણી હિતૈષિતા ઉપર સંદેહ લાવે તો એમનો જરાયે દોષ નથી. ભાઇની સાથે ભાઇ ઉભો રહીને દુઃખ સહન કરે પણ ભાઇ કહીને એક જણ અકસ્માત્ આવીને ઉભો રહે કે તરત જ તેને કોઇ ઘરનો ખૂણો કાઢી આપે એમ તો બને નહિ. આપણે દેશના સાધારણ લોકના ભાઇ છીએ એવું તો એ સાધારણ લોક જાણતા નથી અને આપણા મનમાં પણ તેમના પ્રતિનો ભ્રાતૃભાવ આપણા વ્યવહાર-માં અત્યંત જાગ્રતભાવે છે એવાં પ્રમાણ દેખાયાં નથી.

પહેલાં જ કહ્યું છે તેમ સાચી વાત તો એ છે કે, અંગ્રેજની ઉપર રાગ કરીને જ આપણે દેશના લોક તરફ છૂટયા છીએ, એમના ઉપર વહાલ આવવાથી નહિ. એવી સ્થિતિમાં 'ભાઇ' શબ્દ આપણા કંઠમાં બહુ સુંદર સૂર આપતો નથી. જે કઠક સૂર બીજા બધા સૂરને દબાવી બહાર નીકળે છે તે બીજા પ્રતિના વિદ્વેષનો છે.

આપણા દેશના શિક્ષિત લોકો જન્મભૂમિને ઉદ્દેશીને મા શબ્દનો અવાજ કરે છે. એ શબ્દથી આપણા હૃદયનો આવેગ એવો જાગી ઉઠે છે કે, દેશમાં આપણે માની સાચી ભાવના સ્થાપતા નથી, એનો વિચાર પણ કરતા નથી. આપણે તો વિચારીએ છીએ કે, ગાન દ્વારા, કેવળ ભાવોન્માદ દ્વારા મા સમસ્ત દેશની મધ્યે ઘઇ ઉઠી છે. એટલા માટે દેશનો સાધારણ સમાજ જો સ્વદેશમાં માનો અનુભવ ના કરે તો આપણે ધૈર્યને છોડી દઇ માની લઇએ છીએ કે, ગમે તો તેઓ જાણી જોઇને આંધળા બને છે

કે ગમે તો આપણો શત્રુપક્ષ તેને માતૃવિદ્રોહી થવા ઉશ્કેરે છે. પણ આપણે જ માને દેશમાં પ્રતિષ્ઠિત કરી નથી એ અપરાધ આપણે કોઇ રીતે માથે લેવા રાજી નથી. વિદ્યાર્થીને માસ્તર વિષય બરાબર સમજાવે નહિ, સમજાવવાની તેની શક્તિ પણ નથી, અને વિદ્યાર્થી જ્યારે ભણી શકે નહિ ત્યારે તેના ઉપર રાગ કરીને તેને મારવા લે એના જેવી આ વાત છે. આપણેજ દેશના સાધારણ લોકને દૂર રાખ્યા છે, અને પ્રયોજનને સમયે આપણે રાગ કરીએ છીએ કે તેઓ દૂર રહે છે.

અંતે જેઓ આપણી સાથે સ્વાભાવિક કારણે જોગ દઇ શકતા નથી, જેઓ અનેક કાળથી બરાબર જે માર્ગે ચાલ્યા આવે છે તે ને તે માર્ગે અભ્યાસથી ચાલ્યા જાય છે ને અકસ્માત્ અંગ્રેજી ભણેલા બાબુઓની વાતોથી પોતાનો પુરાતન માર્ગ છોડી દેવાની ઇચ્છા કરતા નથી, તેમના ઉપર આપણે બળાત્કાર કરીએ છીએ-તેમને આપણે માર્ગે લાવવા જીદ પકડીએ છીએ. આપણે પોતે એમ સમજી બેઠા છીએ કે, જેઓ આત્મહિત સમજતા નથી, તેમને બળપૂર્વક આત્મહિતે ચલાવવા જોઇશે.

આપણું દુર્ભાગ્ય છે કે, આપણે સ્વાધીનતા તો જોઇએ છે, પણ સ્વાધીનતા ઉપર અંતરથી વિશ્વાસ કરતા નથી. મનુષ્યની બુદ્ધિવૃત્તિ ઉપર શ્રદ્ધા રાખવા જેટલું આપણને ધૈર્ય નથી; આપણે ભય દેખાડીને તેમની બુદ્ધિને ઉતાવળી ચલાવવાની ચેષ્ટા કરીએ છીએ. પિતૃપુરુષ નરકે જશે એવો ભય, હજામ અને ધોબી બંધ કરવાનું શાસન, ઘરમાં દેવતા મૂકવાનો પ્રયોગ કે રસ્તે પકડી ઠોકવાનો ભય-એ સૌ દાસવૃત્તિને અંતરમાં ચિરસ્થાયી કરી દેવાના ઉપાય છે; કામ કરવામાંથી બચી જવાને માટે આપણે જ્યારે આ સર્વ ઉપાય લઇએ છીએ, ત્યારે સાબિત થાય છે કે, બુદ્ધિ અને આચરણની સ્વાધીનતા માણસનું કેવું અમૂલ્ય ધન છે તે આપણે જાણતા નથી. આપણે એમ માની બેસીએ છીએ કે, આપણી પેઠે જ સૌ ચાલે એમાં

જ તેમનું સાચું ભલું છે; તેથી સૌ જો એમ ન ચાલે તો તેમણે પોતાની ભૂલ ભાગીને એમ ચાલવું જોઇશે અથવા તેમ ન કરે તો સૌથી સહેલો ઉપાય જબરદસ્તી!

બહિષ્કારની જીદમાં પડીને એ સર્વ ટુંકા માર્ગ લઇને હિતબુદ્ધિના મૂળમાં ઘા કર્યો છે એમાં કોઇ સંદેહ નથી. થોડાજ દિવસ ઉપર બહારગામનો એક કાગળ મળ્યો છે તે ઉપરથી જણાય છે કે, ત્યાંના એક બજારના લોકને એવી નોટીસ મળી છે કે જો તેઓ વિલાયતી માલ છોડી દઇ દેશી માલ નહિ ખરીદી લાવે તો અમુક વખત વીત્યા પછી બજારમાં આગ લાગશે. સાથે સાથે ત્યાંના અને પાસેના જમીનદારોના વહીવટદારોનાં ખૂન કરવાનો ભય દેખાડ્યો છે.

એવી નોટીસો મળ્યા પછી કોઇ કોઈ સ્થળે આગો લાગી પણ છે. આજ સુધી જોર કરીને પરદેશી માલ આવતો અટકાવવાના પ્રયત્ન થયા છે, અને ખરીદનારને બળપૂર્વક વિલાયતી માલ ખરીદતાં અટકાવ્યા છે. ધીરે ધીરે એ ઉત્સાહ બજારમાં આગ લગાડવા અને માણસ મારવા સુધી તો પહોંચી ગયો છે.

દુઃખની વાત તો એ છે કે, એવા ઉત્પાતને આપણા દેશના અનેક ભદ્રલોક આજ પણ અન્યાયરૂપ માનવા ના પાડે છે. તેઓએ નક્કી કર્યું છે કે, દેશના હિતને માટે એવો ઉપદ્રવ કરવો પડે.

એની સામે ન્યાયધર્મની વાતો કરવી મિથ્યા છે; તેઓ બોલશે કે, માતૃભૂમિના મંગળને માટે જે કરવામાં આવે તે અધર્મ હોઇ શકે નહિ. પણ અધર્મ દ્વારા માતૃભૂમિનું મંગળ કદી પણ થશે નહિ એ વાત વિમુખ બુદ્ધિની પાસે વારંવાર કરવી પડશે.

બજારમાં આગ લગાડીને અને ઇચ્છા વિનાના લોકનાં માથાં ભાગીને જો આપણે વિલાયતી કાપડ છોડાવી કંઇ લોકને દેશી કાપડ પહેરાવીશું, તો તેમને માત્ર બહારથી દેશી બનાવી તેમના અંતઃકરણને સ્વદેશીની વિરુદ્ધ હમે-

શને માટે વિદ્રોહી નહિ બનાવી મૂકીએ ? દેશનો જે સંપ્રદાય સ્વદેશીના પ્રચારનું વ્રત લેઇ બેઠો છે, તેમના વિરુદ્ધ એ લોકનો દ્વેષ ચિરસ્થાયી નહિ થાય ?

આવી ઘટના બની નથી ? "વિપદ્–આપદ્‌માં, સુખ-દુઃખમાં જેઓ અમારા ઉપર સ્નેહ કરતા નથી, સામાજિક વ્યવહારમાં જેઓ અમને પૃણા કરતાં પણ વધારે તિરસ્કાર આપે છે, તેઓ આજ કાપડ પહેરવા કે કોણ જાણે બીજા કોઇ હેતુએ અમારા ઉપર જબરદસ્તી કરે છે, એ અમે સહન કરીશું નહિ." એવી અસહિષ્ણુતા દેશના નીચેના વર્ગના મુસલમાનો અને નામશૂદ્રોમાં જાગી નથી ઉઠી ? તેઓ જોર કરીને પણ—એ તો શું, હાનિ ખમીને પણ—પરદેશી સામગ્રી વાપરે છે.

માટેજ હું કહું છું કે, વિલાયતી વસ્તુ વાપરવી એજ દેશનું પરમ અહિત નથી, ઘરભંગના જેવું મોટું અહિત બીજું કશું હોઇ શકે નહિ. દેશનો એક પક્ષ પ્રબળ થઇ બીજા ક્ષીણ પક્ષને કેવળ માત્ર જોર વડે દાસની પેઠે સાંકળે જકડી દે એના જેવી ઇષ્ટહાનિ બીજી કોઈ હોઇ શકે નહિ. એવું કહીને, વંદે માતરમ્ મંત્ર ઉચ્ચાર્યે માતાની વંદના કરી શકાશે નહિ. દેશના લોકને મુખે ભાઇ કહી, ભ્રાતૃવિદ્રોહ કરાશે. ગળું દાબીને પકડી રાખવાથી મિલન થાય ના, ભય દેખાડીને અને વર્તમાનપત્રોમાં ગંદી ગાળો દઇને મતવિરોધને તોડવાથી જાતીય ઐક્ય થાય ના.

એ સર્વ પ્રણાલી દાસત્વની પ્રણાલી. એવી રીતે ઉપદ્રવને દેશહિતનો ઉપાય જેઓ માને છે, તેઓ સ્વજાતિની લજ્જાકર હીનતાજ પ્રકટ કરે છે, અને એ પ્રકારે ઉત્પાત કરીને જેમને હેરાન કરવામાં આવે, તેમને પણ એ રીતે હીનતાની દીક્ષા દેવામાં આવે છે.

વર્તમાનપત્રમાં એક દિવસ વાંચ્યું હતું કે, મોર્લીને જ્યારે કહેવામાં આવ્યું કે, પ્રાચ્ય લોક કોઇ પ્રકારે સુલેહના અધિકારનું મૂલ્ય સમજતા નથી, તેઓ તો જોરનેજ માને

છે, ત્યારે તેણે કહ્યું કે, એમ હોઇ શકે, પણ આપણે તો પ્રાચ્ય નથી, પાશ્ચાત્ય છીએ.

એ વાંચીને મનમાં આક્ષેપનો બોધ થયો. આક્ષેપનું કારણ એ કે, આપણા વ્યવહારમાં આપણે પ્રાચ્યની વિરુદ્ધના એ મહાન અપરાધનું સમર્થન કરી શકીએ છીએ. બીજાને જોરથી હરાવવાને આપણી મરજી મુજબ ચલાવીશું એવી અતિ હીનબુદ્ધિને આપણે કોઇ રીતે છોડવા ઇચ્છતા નથી. જ્યાં આપણે મોઢેથી સ્વાધીનતાને ઈચ્છીએ, ત્યાં આપણે પોતાનું કર્તવ્ય બીજાની ઉપર બળથી નાખવાની પ્રવૃત્તિને ઓછી કરી શકતા નથી. તેમના ઉપર જોર નહિ કરીએ તો તેમનું મંગળ થશે નહિ, તેથી ગમે એમ કરીને આપણે તેમના ઉપર કર્તાહર્તા થવું જોઇશે એમ માનીએ છીએ. આમ હિતઅનુષ્ઠાનના ઉપાય દ્વારા પણ આપણે મનુષ્યના પ્રતિ અશ્રદ્ધા કરીએ છીએ અને એ પ્રકારે અશ્રદ્ધાની ઉદ્ધતાઇ દ્વારા આપણે પોતાનું અને પારકાનું મનુષ્યત્વ નષ્ટ કરીએ છીએ.

જો માણસના ઉપર આપણી શ્રદ્ધા હોય, તો લોકના ઘરમાં આગ લગાડવાની અને મારફાડ કરી બદમાશી કરવાની પ્રવૃત્તિ આપણે કદી કરીએ નહિ; ત્યારે તો આપણે પરમ ધૈર્યથી માણસની બુદ્ધિને, હૃદયને, માણસની ઇચ્છાને મંગળની દિશાએ, ધર્મની દિશાએ આકર્ષી પ્રાણ પાથરવા તૈયાર થઇએ; ત્યારે આપણે માણસનેજ ચાહીએ. માણસ કયુ કાપડ પહેરે છે કે કયુ મીઠું ખાય છે એ વાતને સૌની આગળ ધરીએ નહિ. મનુષ્યને ચાહવું એટલે તેની સેવા કરવી, જુદાઇ દૂર કરવી, પોતાને નમ્ર બનાવવો, માણસની સાધના કરવી. તેને કોઇ પ્રકારે આપણા મતમાં લાવવાને--આપણા દળમાં ખેંચી લાવવાને તાણાતાણી મારામારી ન કરતાં એની આગળ આત્મસમર્પણ કરવું પડે. એ જ્યારે જાણશે કે, આપણે તેને આપણા મતમાં લાવવા બળપૂર્વક ચેષ્ટા કરતા નથી, આપણે પોતે તેના મંગળને માટે ભોગ આપ્યો છે, ત્યારે તે સમજશે

કે, આપણે મનુષ્યની સાથે મનુષ્યજોગ વ્યવહાર કર્યો છે; ત્યારે તે સમજશે કે वन्दे मातरम् નો મંત્ર વડે આપણે તે માને વંદન કરીએ છીએ કે દેશનાં નાનાં મોટાં સૌ જેનાં સંતાન છે ! ત્યારે શું મુસલમાન કે શું નામશૂદ્ર, શું બિહારી કે શું ઉડિયા કે શું અંગ્રેજી નહિ ભણેલા, કોઈનું પોતાની શ્રેષ્ઠતાને અભિમાને વ્યવહારમાં કે વાક્યમાં કે વિચારમાં અપમાન નહિ કરીએ. ત્યારેજ સર્વ માણસની સેવા અને સંમાન વડે જે સર્વ પ્રજાના પ્રજાપતિ તેમની પ્રસન્નતા આ ભાગ્યહીન દેશ તરફ આકર્ષી શકાશે; નહિ તો અમે ક્રોધે ભરાયા છીએ માટે દેશના સર્વ લોકે ક્રોધ કરવો, અથવા અમે અમુક ઇચ્છા કરીએ છીએ માટે દેશના સર્વ લોકે એવી ઇચ્છા કરીને અમારી સાથે ચાલવું એવું ભાષણોથી શીખવી શકવું કદાપિ શક્ય નથી. ક્ષણકાળને માટે કદાચ એક ઉત્સાહનો ઉત્તાપ જગાવી શકાશે, પણ તે સત્ય ઇંધણને અભાવે કદી સ્થાયી થઈ શકશે નહિ. એ સત્ય પદાર્થ તે મનુષ્ય. એ સત્ય પદાર્થ મનુષ્યનાં હૃદય–બુદ્ધિ, મનુષ્યનું મનુષ્યત્વ; સ્વદેશી કાપડ કે સ્વદેશી મીઠું નહિ. એ મનુષ્યનું દિવસરાત અપમાન કરી મિલના કાપડની પૂજા કરાય તો આપણે દેવતાનું વરદાન પામીશું નહિ, પરંતુ ઉલટું જ ફળ પામીશું.

એક વાત આપણે ભૂલવી નહિ જોઇશે કે, અન્યાય દ્વારા–અયોગ્ય ઉપાય દ્વારા કામ કરવાની નીતિ ગ્રહણ કરીશું તો કામ તો બહુ થોડું જ થશે; પણ તેથી સમસ્ત દેશની ન્યાયબુદ્ધિ વિકાર પામશે. ત્યારે કોણ કોને શેને માટે કયી સીમામાં સમાવી રાખશે ? દેશહિતનું નામ દઇને જો કોઇ મિથ્યાને પવિત્ર કરી લે અને અન્યાયને ન્યાયને આસને બેસાડે, તો એને કોણ અટકાવશે ? બાળકો પણ દેશના હિતાહિત સંબંધે વિચારકો બની જાય અને ઉન્મત્ત પણ દેશની ઉન્નતિનો ભાર ઉપાડી લે તો એ ઉચ્છૃંખલતાનો ચેપ બધે લાગશે, પ્લેગની પેઠે એને અટકાવવો મુશ્કેલ થઈ પડશે. ત્યારે દેશહિતૈષિતાના ભયંકર હાથમાંથી

દેશને બચાવવાનો દુઃખકર પ્રશ્ન સૌથી મોટો થઇ પડશે. દુર્બુદ્ધિનો સ્વભાવ જ એવો છે કે, તે કોઈ બંધનને સ્વીકારે નહિ; ઉદારભાવે સર્વની સાથે મળીને મોટું કામ કરવાને સ્વભાવથીજ તે અશક્ત છે. દુઃસ્વપ્ન જેમ જોતજોતામાં અસંગત અસંબદ્ધભાવે એક પ્રસંગમાંથી બીજા પ્રસંગમાં દોડયું જાય, તેમ અરાજકતા એક દિવસ સામાન્ય કારણે ચંદનનગરની એક સ્ત્રીની હત્યા કરવાનું આયોજન કરે, બીજે દિવસ કુષ્ઠિયાના છેક નિરપરાધી પારધિની પીઠમાં ગોળી વર્ષાવે, ટ્રામગાડી ઉપર હુમલો કરવાનો ઉદ્યોગ કરે ને બીજું શું શું ન કરે એ જાણી શકાય નહિ; રોગ જરા બહાનું મળતાં ચારે બાજુ ફાટી નીકળે છે અને તેમજ કાંડજ્ઞાન વિનાની મત્તતા પણ માતૃભૂમિના હૃદયને ચીરી નાખે. કોઇ છિદ્રમાં થઇને પાપ એક વાર અંદર પેસી શકયું તો પછી મનુષ્યમાં ધીરે ધીરે કેટલે સુધી વિકૃતિ કરી મૂકે એ વિચારવું પણ કઠણ છે. આવા ધર્મહીન વ્યાપારમાં પદ્ધતિનું ઐક્ય હોય નહિ, પ્રયોજનની ગુરુ-લઘુતાનો વિચાર ચાલ્યો જાય, ઉદ્દેશ્ય અને ઉપાયની વચ્ચે મેળ રહે નહિ, એક પ્રકારનો ભ્રમિત દુઃસાહસભાવ લોકની કલ્પનાને ઉત્તેજિત કરી મૂકે. આજે દેશને વાર-વાર સ્મરણ કરાવવું જોઇશે કે, દૃઢતા એ જ શક્તિ છે, અને અધૈર્ય એ જ દુર્બળતા છે; પ્રશસ્ત ધર્મને માર્ગે ચાલવામાં જ પોતાની શક્તિનો સદુપયોગ છે અને ઉત્પાતનો સાંકડો માર્ગ શોધવો એ કાપુરુષતા છે, એ જ માનવીની સાચી શક્તિ ઉપરની અશ્રદ્ધા છે, માનવીના મનુષ્ય-ધર્મની ઉપર અવિશ્વાસ છે. અસંયમ પોતાને પ્રબળ માની અહંકાર કરે; પણ તેની પ્રબળતા શેને માટે? માત્ર આપણા યથાર્થ અંતરના બળસંયમનો નાશ કરવા માટે. કંઇ પણ ઉદ્દેશ્ય સાધવાને માટે એ વિકૃતિની એક વાર સહાયતા લીધી કે પછી સેતાનને ખોળે હમેશને માટે માથું વેચી રાખવું પડશે. મંગળ પથને પોતાની શક્તિએ કોઇ દિશામાં સહેજ પણ કાપી કાઢયો કે પછી નહિ ધારેલી

રીતે, તેની શાખાઓ પ્રશાખાઓ ફૂટી નીકળશે; થોડું ઘણું પણ કંઇ ઘડી કાઢી કૃતકાર્ય થયા કે તેની સાથે આનંદે આપણી શક્તિ નહિ વિચારેલી રીતે નવી નવી સૃષ્ટિ વડે પોતાને ચરિતાર્થ કરી દેશે. એ મિલનનો માર્ગ, સૃજનનો માર્ગ એજ ધર્મનો માર્ગ છે, પણ ધર્મનો માર્ગ દુર્ગમ છે–**दुर्गमं पथस्तत्कवयो वदन्ति।** એ માર્ગે જ આપણા સમસ્ત પૌરુષનું પ્રયોજન છે, એનું ભાથું સંઘરતાં આપણે સર્વસ્વનો ત્યાગ કરવો જોઇશે; એનું ઇનામ અહંકારને તૃપ્ત કરવામાં નહિ, અહંકારને વિસર્જન કરવામાં; એની સફળતા બીજાને હરાવવામાં નહિ, પણ પોતાને પરિપૂર્ણ કરવામાં છે.

(બ. સ. ૧૯૦૯)



# અંધારા રંગમહેલનો રાજા

[ કવિવર ટાગોર કૃત એક નાટિકા ]

"કોઇ સંત વિરલે જાણીયું, રે ભાઇ !
એ વાતું છે ઝીણીયું જી રે ભાઇ !"

પ્રાચીન ગીત

# अंधारा रंगमहेलनो राजा

## प्रवेश १ लो

સ્થળ—નગરની એક શેરી.

પાત્રો—કેટલાક વટેમાર્ગુઓ અને નગરનો એક ચોકીદાર.

**પહેલો વટેમાર્ગુ**—અરે ! ઓ મહેરબાન !

**ચોકીદાર**—કેમ ? શું કામ છે ?

**બીજો વટેમાર્ગુ**—અમારો રસ્તો કયો ? અમે પરદેશી છીએ; માટે ભાઇસાહેબ ! અમને અમારે ખરે રસ્તે ચઢાવી દો.

**ચોકીદાર**—પણ તમારે જવું છે ક્યાં તે તો તમે કહેતા નથી !

**ત્રીજો વટેમાર્ગુ**—પણે મહોત્સવ થવાનો છે ને ત્યાં અમારે જવું છે. લ્યો, હવે અમને રસ્તો બતાવી દો.

**ચોકીદાર**—અમારા નગરની રચના જ એવી છે કે ગમે તે સડકે જાઓ તોપણ ચાલે. આમાંની કોઇ પણ સડકે સડકે ચાલ્યા જશો તોપણ તમે ત્યાંજ પહોંચવાના. સીધા નાકની દાંડી સામેજ ચાલ્યા જજો. અહીં ભૂલા પડવાની વાતજ નહિ. (જાય છે)

**પહેલો વટેમાર્ગુ**—આ બેવકૂફ શું બકી મરતો હશે ? કહે છે કે "ગમે તે સડકે જાઓ તોપણ ચાલે ! આમાંની કોઇ પણ સડકે ચાલ્યા જશો તોપણ ત્યાંજ

જવાના ” ત્યારે આટલી બધી સડકો બધાવી છે શું કરવા ?

**બીજો વટેમાર્ગુ**—આટલાજ માટે, તમે તેના ઉપર છેડાઈ જાઓ તે સારૂ નહિ દરેક દેશના લોકોને તેમને અનુકૂળ આવે તેવુ તત્ર રચવાની છૂટ છે આપણા દેશના રસ્તાઓનુજ જુઓ ને ! એના કરતા તો ન હોય તે વધારે સારૂ કેટલા સાકડા, વાકાચૂકા અને આડા–અવળા ચીલા ઓની ભૂલભુલામણી જેવા ! આપણા દેશના રાજાને સીધા, પહોળા રાજમાર્ગ બિલકુલ પસદ નથી તે માને છે કે, જેમ વધારે સડકો તેમ તેની રૈયતને તેના રાજ્ય-માથી નાસી જવાની વધારે સગવડ ! હવે આ દેશમા એથી ઉલટુ જ છે અહી તમને ગમે તે રસ્તે ચાલવાની છૂટ છે કોઇ તમને અટકાવતુ નથી તમારે એકને બદલે બીજે ઠેકાણે જવાની મરજી હોય તો ભલે ચાલ્યા જાઓ, કોઇ તમને ના કહેતું નથી પણ ખુબી એ છે કે, આવી છૂટ છે છતા આ રાજ્ય છોડીને ચાલ્યા જવાનો કોઇને વિચાર જ આવતો નથી ! આવા રસ્તા જો આપણા દેશમા હોય તો જોતજોતા-મા આખો મુલક ખાલીખમ થયા વગર રહે કે ?

**પહેલો વટેમાર્ગુ**—ભાઇ જનાર્દન ! તમારા સ્વભાવ મા રહેલો એક ખાસ દોષ હુ પહેલેથીજ જોતો આવ્યો છુ

જનાર્દન—કયો ?

**પહેલો વટેમાર્ગુ**—તે એ કે, તમે આપણા દેશની કાઇ નહિ ને કાઇ ખોડ–ખાપણજ જોયા કરો છો પોળી અને ખુલ્લા રાજમાર્ગથી દેશને લાભ જ થાય છે એ તમે શી રીતે જાણ્યુ ? કૌડીન્ય ! જોયુ કે ? આપણા આ જના-ર્દનભાઇનો અભિપ્રાય એવો છે કે, ખુલ્લા રાજમાર્ગોથી દેશનુ કલ્યાણ જ થાય છે

**કૌડીન્ય**—મિત્ર ભવદત્ત ! જનાર્દનમા વિલક્ષણ અ વળી બુદ્ધિ છે એ તો મારે તમને ફરી વાર કહેવાનુ હોય જ નહિ કોઇ દહાડો એની અવળી બુદ્ધિ એને ખત્તા ખવડાવશે અને જો આપણા રાજાને ખબર પડી ગઇ તો એના મુઆ

પછી એને પિંડદાન દેવાની પણ કોઇની હિંમત નહિ ચાલે.

**ભવદત્ત**—આ દેશમાં જિંદગી બોજારૂપ લાગે છે એમાં તો કાંઇ શક જ નથી. આ રસ્તા, જ્યાં આખો દિવસ લોકો આપણને હડસેલા મારતા ચાલ્યા જ જાય, ત્યાં આપણી પોતાની ખાનગી જગ્યા જેવું તો કાંઇ મળે જ નહિ. મને તો એવા લોકોના સ્પર્શથી સ્નાન કરવાનું મન થાય છે. આ જાહેર સડકો ઉપર કોણ જાણે કઇ ન્યાતના લોક આપણને અડતા હશે ! ખરું !

**કૌંડીલ્ય**—આવા રૂડા (!) દેશમાં આપણને લઇ આવનાર પણ આપણા ભાઈ જનાર્દન જ છે ને ? અમારા આખા કુટુંબમાં એ એકલોજ આવો નીકળ્યો ! મારા પિતાને તો તમે દીઠેલા જ ને ? એમના જેવો શુદ્ધ આચાર-વિચારવાળો મેં તો બીજો કોઇ જોયો જ નથી. શાસ્ત્રની આજ્ઞા મુજબ તેમણે બરાબર ૪૯ વેંતનું એક વર્તુલ બનાવેલું અને તેટલી મર્યાદામાં જ તેમણે આખી જિંદગી ગુજારી. કોઇ દહાડો પોતે એ વર્તુલની બહાર એક ડગલું પણ મૂક્યું નથી. તે દેવલોક પામ્યા ત્યારે એક મુશ્કેલી ઉભી થઇ કે એ ૪૯ વેંતના વર્તુલની મર્યાદામાં રહીને અને છતાં ઘરની બહાર ચિતા ખડકીને એમને બાળવા શી રીતે ? જો લઈ જઇએ છીએ તો શાસ્ત્રની મર્યાદા તૂટે છે અને ઘરમાં ને ઘરમાં તો અગ્નિદાહ દેવાય નહિ ! ત્યાર પછી પુરોહિતોએ મળીને એક તોડ કાઢયો. શાસ્ત્રે ઠરાવેલા આંકડાનું તો ઉલ્લંઘન થાય જ નહિ એટલે તેમના કહેવાથી અમે આંકડા ઉલટપાલટ કરીને ૪૯ ને બદલે ૯૪ વેંતની મર્યાદામાં તેમની ચિતા બનાવી. એટલે તેમને ઘરની બહારના ભાગમાં બળાયા અને આપણાં પવિત્ર શાસ્ત્રોની મર્યાદા પણ સચવાઇ. એનું નામ તે સદાચાર ! આપણો દેશ તે કાંઈ જેવો તેવો છે !

**ભવદત્ત**—અને તે છતાં આ જનાર્દન પોતે તે જ દેશમાં જન્મ્યા છે છતાં પણ એમ માને છે કે, ખુલ્લા રસ્તાથી દેશને લાભ થાય છે અને એમ માનવામાં ઘણું

ડહાપણ સમજે છે.

[નાના નાના છોકરાઓની ટોળીસાથે બુઢ્ઢા દાદા પ્રવેશ કરે છે.]

**બુઢ્ઢા દાદા**—છોકરાઓ રે ! આજે આપણે દક્ષિણાનિલની સાથે સ્પર્ધા કરવાની છે હોં ! જોજો, આપણી હાર ન થાય. આજે આપણે એવું ગાવું, એવું ગાવું કે નગરની શેરીએ શેરીમાં આનંદ અને ગીતની રેલછેલ મચી રહે.

(ગાય છે)

ગીત

દક્ષિણ દિશાના દરવાજા ઉઘડે છે, ઓ વસંતરાણી!
વહેલાં પધારો !
અમારા હૃદયના હીંડોળા ઉપર તમે ઝૂલજો,
ઓ વસંતરાણી ! વહેલા પધારો !
નવપલ્લવના મંજુલ ધ્વનિ સાથે,
જોબનવંતા વૃક્ષલતાના પુષ્પવર્ષણ સાથે,
બંસીનાદથી અને પ્રેમોચ્છ્વાસથી
ઘેરતી વનસ્થલી સાથે,
ઓ વસંતરાણી ! વહેલા પધારો !
તમારા છૂટા પાલવની સાથે
મદમાતા અનિલને લાડ કરવા દો !
ઓ વસતરાણી ! વહેલા પધારો !

[જાય છે]

[ નાગરિકોની એક મંડળી પ્રવેશ કરે છે ]

**પહેલો નાગરિક**—હંમેશ નહિ તો છેવટે આજનો-જ દિવસ આપણા રાજાએ સૌને દર્શન આપ્યું હોત તો બહુ સારૂં થાત. તેના રાજ્યમાં રહેવું અને એક દિવસ પણ તેનું દર્શન ન થાય એ કાંઇ ઓછી આફત છે ?

**બીજો નાગરિક**—તમે આ ભેદનું ઉંડું રહસ્ય જો જાણતા હોત તો આવું કદી ન બોલત. તમે કોઇને કહો નહિ તો કહું.

**પહેલો નાગરિક**—અલ્યા ભાઇ! એવું શું બોલો છો! આપણે બેઉ જણ એકજ મહોલ્લામાં રહીએ છીએ. કોઈ દહાડો કોઇની પણ છૂપી વાત મેં જાહેર કરેલી તમે જાણો છો? હા, તમાશ ભાઇને કૂવો ખોદતાં ધનનો ચરૂ જડ્યો-તે વાત મેં સૌને કહી દીધી તેનું કારણ તો જાણે જુદું હતું. તમને ક્યાં ખબર નથી?

**બીજો નાગરિક**—જાણું છું તેમાં તો તમને કહું છું કે, કોઇને કહો નહિ તો કહું. જો વાત ફૂટી તો આપણી સૌની સવાર થઇ ગઇ જ જાણજો.

**ત્રીજો નાગરિક**—વિરૂપાક્ષ! તમે આવા ચતુર થઇને પૂછતા શું હશો? મરતા સુધી અમુક વાતને છૂપી રાખવાનું વળી કોણ માથે લે? કોઇ દહાડો પણ ભૂલ થઇ જાય અને આપણે બધા આફતમાં સપડાઇ જઇએ એવો સંભવ તો છેજ, છતાં શા વાસ્તે જાણી જોઇને બળતામાં પગ મૂકવા જેવું કરો છો?

**વિરૂપાક્ષ**—એ તો વાત નીકળી ત્યારે મારાથી કહેવાઇ ગયું. લ્યોને ત્યારે, વાત અહીંથી જ પડતી મૂકીએ. હું કાંઇ નિષ્પ્રયોજન બોલી નાખું એવો નથી. એ તો તમે પૂછ્યું કે રાજા શામાટે દર્શન આપતા નથી? ત્યારે મારે કહેવું પડયું કે રાજા રૈયતથી અદૃશ્ય રહે છે તેમાં કાંઇક ભેદ છે.

**પહેલો નાગરિક**—વિરૂપાક્ષ! ત્યારે દોસ્ત! હવે કહીજ નાખ ને!

**વિરૂપાક્ષ**—તમે બધા મારા મિત્રો છો-લોક નથી. તમને કહેવામાં કશી હરકત નથી. તમારાથી છુપાવવાનું કાંઇ કારણ નથી. (ધીમે સાદે બોલે છે) રાજા બહુજ કદ્રૂપો છે. તેથી તે રૈયતને પોતાનું મોઢું બતાવવા ઈચ્છતો નથી.

**પહેલો નાગરિક**—એમ બાબત છે ત્યારે! એવું કાંઇક હોવુંજ જોઇએ. મને એમ પહેલેથીજ મનમાં સંદેહ રહેતો. કે........જે છે તે દરેક દેશમાં લોકો રાજાને જોતાં-

જ સૌ કોઇ બીકથી થથરી ઉઠે છે, ત્યારે આપણો રાજા કોઇને મોઢું જ નથી બતાવતો એ શું હશે ? ગમે તેમ પણ વિરૂપાક્ષ કહે છે તે જરા વિચાર કરવા જેવું તો મને લાગેજ છે.

**ત્રીજો નાગરિક**—અરે ! કાંઇ ગાંડા થયા ? મને તો તેમાંનો એક અક્ષર પણ સાચો લાગતો નથી.

**વિરૂપાક્ષ**—વિશુ ! ત્યારે હું જૂઠું બોલું છું, એમ ?

**વિશુ**—તમે જૂઠું બોલો છો એવું મારૂં કહેવું નથી. પણ મને તમારી દલીલ જરાએ માનવા જેવી લાગતી નથી. ખોટું લાગે તો માફ કરજો.

**વિરૂપાક્ષ**—તમને મારી વાતમાં વિશ્વાસ નથી આવતો એ જાણીને હું જરા પણ નવાઇ પામતો નથી; કારણ કે તમે ડહાપણના દરિયા છો. તમને કોનામાં શ્રદ્ધા છે ? તમે તમારાં માતાપિતાના અને વડીલોના અભિપ્રાયોને પણ ગણકારતા નથી તો હું વળી કોણ ? જો આપણો રાજા આમ સંતાતો ફરતો ન હોત તો તમે આ દેશમાં કેટલી ઘડી જીવતા રહ્યા હોત તે હું બતાવત. તમે હડહડતા નાસ્તિક છો !

**વિશુ**—ઓ મારા સનાતન ધર્મધુરંધર ! મારૂં તો જેમ થાત તેમ થાત, પણ તમે હમણાં જેવું બોલ્યા તેવું બીજા કોઇ દેશમાં જઇને બોલ્યા હોત તો ત્યાંનો રાજા તમારી જીભ ખેંચી કઢાવત અને તેને કૂતરાને ખાવા આપત; જાણ્યું કેની ? આપણો રાજા કદ્રૂપો છે એવું કહેવાની તમે હિંમત ચલાવે છો એ કાંઇ થોડી વાત છે ?

**વિરૂપાક્ષ**—હવે તમે જરા તમારી જીભડી ઉપર લગામ રાખો તો સારૂં.

**વિશુ**—લગામ તો કોની જીભ ઉપર રાખવાની જરૂર છે તે સૌ જાણે છે.

**પહેલો નાગરિક**—અલ્યા ભાઇ ! તમે આ શું લઈ બેઠા છો ?..........તમે તો વચવેગળે મારા જેવાને મારી

નંખાવશો. ચાલ ભાઇ! મને અહીં ઉભા રહેવું ન પાલવે.

(જાય છે.)

[ કેટલાક લોકો બુઢ્ઢા દાદાને ખૂબ ધાંધલ મચાવતા ખેંચી લાવે છે ]

**બીજો નાગરિક**—આજના બનાવોમાં મને નવાઈ જેવું એ લાગે છે કે—

**બુઢ્ઢા દાદા**—શું? શું?

**બીજો નાગરિક**—આ વર્ષે આપણા મહોત્સવમાં ભાગ લેવા માટે દરેક દેશે પોતપોતાના માણસોને મોકલ્યા છે. પણ હું તેમાંના દરેકને મોઢેથી એકની એકજ વાત સાંભળું છું કે " અહીં બધું સરસ છે, સુંદર છે; પણ તમારો રાજા ક્યાં છે?" હવે આનો અમારે શો જવાબ આપવો? આ આપણી એક મોટી ખામી છે અને તે આ દેશના દરેકે દરેક જણને લાગી આવે છે.

**બુઢ્ઢા દાદા**—તમે "ખામી" કહો છો? આપણો રાજા ક્યાં છે? અરે! આપણો આખો દેશ—એક ખૂણાથી બીજા ખૂણા સુધી—આપણા રાજાથી સચરાચર ભરાઇને ઠસઠસી ગયો છે અને છતાં તમને હજી "ઉણપ" લાગે છે? તેણે આપણને એકે એકને રાજાજ બનાવી દીધા છે તે કેમ ભૂલી જાઓ છો?

(ગાય છે)

ગીત

આપણા રાજાના રાજ્યમા આપણે બધાજ રાજા છીએ. તેમ ન હોત તો આપણા હૃદયમાં આપણો અને તેનો મેળાપજ કેવી રીતે થાય?

આપણે આપણી ઇચ્છા મુજબ વર્તીએ છીએ, અને છતાં આપણે તેનીજ ઇચ્છા મુજબ વર્તીએ છીએ.

આપણો રાજા કાંઈ ગુલામોનો માલિક નથી કે આપણને તેના પગની સાથે ભયની જંજીરોથી જકડે.

તેમ ન હોત તો આપણા હૃદયમા આપણો અને

તેનો મેળાપ જ કેવી રીતે થાય ?

આપણો રાજા આપણું દરેકનું સન્માન કરે છે, અને તેમ કરીને તે પોતાનુંજ સન્માન કરે છે.

કોઇ પણ પ્રકારની ક્ષુદ્રતા—પામરતા—આપણને એક ક્ષણ વાર પણ અસત્યની દિવાલોની અંદર બાંધી શકેજ નહિ.

તેમ ન હોત તો આપણા હૃદયમાં આપણો અને તેનો મેળાપ જ કેવી રીતે થાય ?

આપણે પુરુષાર્થ કરીને આપણો માર્ગ કાપીએ છીએ, અને એવી રીતે અંતે તેણે ધારેલે સ્સ્તેજ જઇએ છીએ.

અંધકારભરી રાત્રિના ઉંડાણમા આપણો માર્ગ આપણાથી ચૂકાય એમ છે જ નહિ.

નહિ તો આપણા હૃદયમા આપણો અને તેનો મેળાપજ શી રીતે થાય ?

**ત્રીજો નાગરિક**—આપણો રાજા જાહેરમાં પ્રકટ થતો નથી તેટલા ઉપરથી ગમે તે માણસ તેને વિષે ગમે તેવું બોલે છે તે મારાથી તો જરાએ ખમાતું નથી.

**બીજો નાગરિક**—ખુબી તો જુઓ ! કોઇ મારી નિંદા કરે તો તેને સજા થાય, પણ રાજાની નિંદા કરે તેનું કાંઇજ નહિ ! એ તે કાંઇ વાત છે ?

**બુઢ્ઢા દાદા**—નિંદા કરનારની નિંદા આપણા રાજા- થી દૂરની દૂર જ રહે છે. સૂર્યના પ્રકાશ વડે પ્રકાશિત થએલા દીવાને તમે એક ફૂંક મારીને હોલવી શકો, પણ આખું જગત ભલે ફૂંક મારે પરંતુ સૂર્યનો પ્રકાશ એક રતિમાત્ર પણ ઓછો થવાનો હતો ?

[ વિશ્વવસુ અને વિરૂપાક્ષ પાછા આવે છે ]

**વિશુ**—હચો, આ રહ્યા આપણા બુઢ્ઢા દાદા ! પૂછી જુઓ એમને. દાદા ! આ માણસ બધાંને કહેતો ફરે છે કે આપણો રાજા કદરૂપો છે માટે બહાર નથી નીકળતો !

**બુઢ્ઢા દાદા**—પણ તેમાં તું એટલો બધો તપી શાનો

જાય છે ? એનો રાજા કદરૂપો હશે, નહિ તો તેના રાજય-માં વિરૂપાક્ષના જેવી સિક્કલ હોયજ શી રીતે ? તે પોતાનું મોઢું જેવું આરસીમાં જુએ છે તે પ્રમાણે તે પોતાના રાજાના રૂપની કલ્પના કરી લે છે.

**વિરૂપાક્ષ**—મારે કોઇનું નામ દેવું નથી, પણ જેણે મને કહ્યું કે રાજા કદરૂપો છે તે માણસ તો એવો છે કે તેના બોલવામાં સૌ વિશ્વાસ રાખે.

**બુઢ્ઢા દાદા**—અરે ભાઇ ! તારી જાત કરતાં વધારે વિશ્વાસપાત્ર બીજું કોણ હોય ?

**વિરૂપાક્ષ**—પણ આપ કહો તો જોઇએ તેટલી સાબિ-તીઓ આપું !

**પહેલો નાગરિક**—આની ઉદ્ધતાઇ તો જુઓ ! એક તો રાજાને વિષે જૂઠી અફવા ફેલાવતાં એ શરમાતો નથી, અને પાછો પોતાના જૂઠાણાના જેટલી જ હાંડાઇ કરે છે !

**બીજો નાગરિક**—ત્યારે એને તેટલો જ ડાબા હાથ-નો સ્વાદ પણ ચખાડી દો ને !

**બુઢ્ઢા દાદા**—તમે આટલા બધા ઉકળી શા માટે જતા હશો ? એ બિચારો આજના ઉત્સવને નિમિત્તે એના રાજાના કદરૂપાપણાનાં ગીત ગાય છે તેમાં તમારૂં શું ગયું ? કાંઈ ફિકર નહિ, ભાઇ વિરૂપાક્ષ ! તું તારી મેળે સુખે-થી જે બોલવું હોય તે બોલજે અને તું કહે છે તે સાચું માનનારા માણસો પણ તને મળી આવશે. તું તારી મન-માનતી ટોળીમાં જઇને મઝા કર.

(જાય છે)

[પરદેશના લોકોની એક ટોળી દાખલ થાય છે.]

**ભવદત્ત**—હવે મને તો એમ ચોખ્ખું માલૂમ પડે છે કે, આ લોકોના દેશનો કોઇ રાજા જ નથી. અમારે માથે રાજા છે એવી આબાદ ગપ જ તેમણે ઉડાવી લાગે છે.

**કૌંડીલ્ય**—મને તમારૂ કહેવુ વાજબી લાગે છે કોઈ પણ દેશમા આપણે જઈએ તો ત્યાની મોટામા મોટી કઇ વસ્તુ તરફ આપણુ પહેલુ લક્ષ ખેચાય ? તે દેશના રાજા તરફ, અને તે પણ બધો વખત જ્યારે જોઈએ ત્યારે જાહેરનો જાહેર જ હોય, તેને શોધવો પડે જ નહિ

**જનાર્દન**—પણ આ દેશમા આપણે કેવી સરસ વ્યવસ્થા જોઇ, કેવુ સુદર સુગઠિત રાજ્યતત્ર જોયુ, તે બધુ રાજા વગર કાઇ બની શકે ?

**ભવદત્ત**—આટલો બધો વખત રાજ્યકર્તાના અમલ નીચે રહીને તે આટલો બોધ લીધો ! અરે ભલા માણુસ ! વ્યવસ્થા અને સુસગતિ એ પહેલેથીજ પોતાની મેળે ચાલ્યા આવતા હોય તો પછી રાજાની જરૂર જ શી રહી ?

**જનાર્દન**—આટલા બધા લોકો મહોત્સવમાં ભાગ લેવા અને આનદ કરવા ભેગા થયા છે આ દેશમા અરાજકતા જ હોય તો તેઓ બધા આમ એકત્ર થાય ખરા કે ?

**ભવદત્ત**—ભાઇ જનાર્દન ! ચર્ચા કરતી વખતે તું હમેશા મૂળ મુદ્દોજ ઉડાવી દે છે આ રાજ્યમા સુદર વ્યવસ્થા છે અને બધુ યથાસ્થાને છે, એ વિષે કાઇજ શક નથી મહોત્સવ થવાનો છે એ પણ દેખીતી વાત છે પણ રાજા ક્યા છે ? તે તેને જોયો હોય તો કહે

**જનાર્દન**—મારો કહેવાનો મુદ્દો આટલો જ છે—તમે તમારા આજસુધીના અનુભવ ઉપરથી જાણો છો કે, રાજા હોય તોપણ અધેર અને ગેરવ્યવસ્થા હોઈ શકે, પણ અહી આપણે શુ જોયુ ?

**કૌંડીલ્ય**—તને એકની એક જ વાતને વારે વારે ચીપી ચીપીને બોલવાની ટેવ જ પડી ગઇ છે ભવદત્ત પૂછે છે તેનો સીધો જવાબ દે—તે રાજાને જોયો છે કે નહિ ? બોલ, હા કે ના ?

(જાય છે)

[ કેટલાંક માણસો ગાતાં ગાતાં દાખલ થાય છે ]

ગીત

મારો પ્રાણવલ્લભ મારા હૃદયમાંજ સર્વદા વિરાજે છે,
તેથી જ હું તેને સર્વત્ર નિહાળું છું.

તે મારી આંખોની કીકીઓમા લપાયો છે,
તેથીજ હું તેને સર્વત્ર નિહાળું છું.

હું તેના મોઢાના શબ્દો સાંભળવા દેશવિદેશ રવડી આવ્યો;

પણ મારો એ પ્રયાસ બધોજ મિથ્યા ગયો.

પાછા આવીને મેં મારા પોતાના ગીતમાં જ તેના કંઠનો રણકાર સાંભળ્યો.

અરે ! તમે ભિખારીની માફક શાને માટે તેને ગલીએ ગલીએ શોધતા ફરો છો ?

આવો, મારા હૃદયમાં તે બેઠો છે; મારી આંખોનાં અશ્રુમાં તેની છબિ નીરખી લો.

[ નેકી પોકારતા ચોપદાર અને "રાજા"ના અંગરક્ષકોનો અગ્રભાગ દાખલ થાય છે. ]

**પહેલો ચોપદાર**—એઇ ! એઇ ! બાજુ હઠી જાઓ. રસ્તો ખાલી કરો ! એઈ! સૌ બાજુ હઠી જાઓ.

**પહેલો નાગરિક**—અલ્યા એવડો મોટો તીસમારખાં તું કોણ છે વળી ? તું વળી ક્યારનો મોટો બડેખાં થઇ ગયો ? અમે શામાટે ખસી જઇએ ? અમે તો એક ડગલું પણ અહીંથી ખસવાના નથી. તું અમને કંઇ કૂતરા બૂતરા ધારે છે કે શું ?

**બીજો ચોપદાર**—અરે ! આપણા રાજા હમણાં આ રસ્તેથી આવનાર છે.

**બીજો નાગરિક**—રાજા ? કયો રાજા ?

**પહેલો ચોપદાર**—આપણો રાજા, આ મુલકનો સંત.

**પહેલો નાગરિક**—આ કોઇ ગાંડો લાગે છે! છડીદારો નેકી પોકારતા હોય અને દોડધામ ને બૂમાબૂમ કરતા લોકો આગળ આગળ ચાલતા હોય એવી રીતે આપણા રાજાને કદી કોઇએ બહાર નીકળતો સાંભળ્યોજ નથી.

**બીજો ચોપદાર**—પણ આજે રાજા તમામ રૈયતને ખુલ્લાં દર્શન આપનાર છે. આજના મહોત્સવનું પ્રમુખસ્થાન પણ તેજ લેનાર છે.

**બીજો નાગરિક**—સાચું કહોને, ખરી વાત છે?

**બીજો ચોપદાર**—ખરી વાત નહિ તો શું? પેલો તેનો ધ્વજ ફરફરે છે તે જોતા નથી?

**બીજો નાગરિક**—અલ્યા, ખરી વાત છે; ધ્વજ તો દેખાય છે.

**બીજો ચોપદાર**—તેના પટ ઉપર રાતાં *કિંશુક પુષ્પની આકૃતિ દેખાય છે કે નહિ?

**બીજો નાગરિક**—હાસ્તો. એ તે કિંશુક પુષ્પજ—રાતાં આગના ભડકા જેવાં.

**પહેલો ચોપદાર**—હવે તો તમને અમારી વાતમાં વિશ્વાસ બેસે છે ને?

**બીજો નાગરિક**—મને વિશ્વાસ નથી એવું મેં કહ્યું છેજ ક્યારે? એ તો પેલા કુંભે બધી ધમાલ કરી મૂકી. હું એક અક્ષર પણ બોલ્યો છું?

**પહેલો ચોપદાર**—એ કુંભનું પેટ ઘડા જેવું છે, પણ માંહ્યથી પોલું છે. ખાલી ઘડો, વાગે ઘણો.

**બીજો ચોપદાર**—કોણ છે એ? તમારે ને એને કાંઈ સગપણ થાય કે?

**બીજો નાગરિક**—સગપણ શાનું? અમારા ગામના મુખીના સસરાના કાકાનો છોકરો થાય. એનું ઘર તો અમારા

* કેસુડાં

ફળીઆમાંયે નથી.

**બીજો ચોપદાર**—તમે કહો છો તેવું જ લાગે છે. કોઇના સસરાનો સાતમી પેઢીએ પિત્રાઇ ભાઇ થતો હોય એવીજ તેની સિકલ છે, અને તેની અક્કલ પણ કોઇના કાકા-સસરાને શોભે તેવી જ છે.

**કુંભ**—અરે ! મારા મહેરબાનો ! કેટલાંએ દુઃખોના આઘાતથી મારી બુદ્ધિ મરડાઈ મચડાઇને તમે આજે જુઓ છો તેવી વિકૃત થઇ ગઇ છે તે તમે શું જાણો ? થોડાજ વખતની વાત ઉપર એક રાજા અમારા ગામમાં આવ્યો હતો અને તેની સ્વારી અમારા ફળીઆમાં થઇનેજ ગઈ હતી. તેની આગળ આગળ ડંકા-નિશાન ગડગડાવતા, ધ્વજાઓ ફરકાવતા, અને કોલાહલ કરી મૂકતા સ્વારોનો મોટો રસાલો હતો. તેમના ગરબડાટ આગળ ગામમાં કાને પડયું સંભળાતું ન હતું. મેં તેનાં ઓવારણાં લીધાં. તેની આગળ નજરાણું ધર્યું. તેની સામે ભિખારીની માફક હાથ જોડીને ઉભો. છેવટે મેં જોઇ લીધું કે, આથી વધારે ઘસારો મારાથી નહિ સહન થાય. પણ આ બધા ભપકાદાર તમાશાનું છેવટ શું આવ્યું ? કાંઇજ નહિ. લોકોએ જ્યારે તેની આગળ પોતપોતાની માગણીઓ રજૂ કરી ત્યારે તે બોલ્યો કે ઠીક છે, કોઇ સારો દહાડો જોઇને તમને સંતોષીશું. પણ ત્રણસો ને પાંસઠ દહાડામાંથી તેને કોઈ સારો દહાડો જડયો જ નહિ. અમારી પાસેથી વેરો લેતી વખતે તો ત્રણસો ને પાંસઠમાંથી બધાએ દહાડા સારા !

**બીજો ચોપદાર**—ત્યારે આ ઉપરથી તું શું એવું કહેવા માગે છે કે, આપણો રાજા તેં પેલો બનાવટી રાજા જોયો તેના જેવો છે ?

**પહેલો ચોપદાર**—ઓ કાકાજી ! હવે તમારે તમારાં કાકીજીની વિદાય લેવાનો વખત આવી લાગ્યો છે.

**કુંભ**—ભાઇ સાહેબો ! મારો અપરાધ થયો હોય, તો-

માફ કરો. હું ગરીબ માણસ છું. કહો તો તમારી સો સો વાર માફી માગું. તમે કહો તે કરવા તૈયાર છું. તમે કહેતા હો તો આઘો ખસી જાઉં—અરે ! તમે કહો તેટલો વેગળો જઇને ઉભો રહું.

**બીજો ચોપદાર**— બહુ સારૂં, ત્યારે અમારે એટલુંજ જોઇએ છે. રાજાની સ્વારી હમણાંજ આવી પહોંચશે. માટે તમે બધા રસ્તાની એક બાજુએ હારબંધ ઉભા રહો. અમે હવે અહીંથી આગળ રાજાની સ્વારીને માટે રસ્તો ખુલ્લો કરી દેવા જઇએ છીએ.

( તેઓ જાય છે )

**બીજો નાગરિક**—ભાઇ કુંભ ! તારી જીભ તને કોઇ દિવસ ફાસીને માંચડે ચઢાવશે.

**કુંભ**—દોસ્ત માધવ ! વાંક મારા નસીબનો છે; એમાં મારી જીભ બિચારી શું કરે ? પેલા બનાવટી રાજાની આગળ હું એક અક્ષર પણ વાંકોચૂંકો બોલ્યો ન હતો. તે દિવસે પણ મેં મારા ભોળપણથી ઉત્પન્ન થએલા આત્મવિશ્વાસને લીધે મારે હાથે મારા પગ ઉપર કુહાડો માર્યો હોત તો મને કોઈ ત્યાં અટકાવનાર ન હતું. આજે હવે ખરેખરો રાજા આવે છે ત્યારે મારી જીભડી રાજદ્રોહથી ભરેલાં વચન ભલડી ઉઠે છે. એ નસીબનો નહિ તો કોનો વાંક ?

**માધવ**—મેં તો એવી શ્રદ્ધા કેળવી છે કે, રાજા સાચો હોય કે બનાવટી હોય, પણ રાજાનું નામ ધારણ કરીને કોઇ આપણી આગળ આવે તો તેની આજ્ઞા આપણે માનવીજ જોઇએ. રાજાઓની વાતમાં આપણે શું સમજીએ ? આપણી અક્કલની તે શું ગુંજાશ કે તેને વિષે અભિપ્રાય બાંધવાનુ સાહસ કરીએ ? એ તો અંધારામાં પથ્થર ફેંકવા જેવું કામ છે. આપણે પથ્થર ફેંક્યા જ જવું. કોઇ દહાડો પણ ખરી જગ્યાએ એકાદ પથ્થર વાગ્યા વિના નહિ રહે. તેથી મારી ધારણા તો એવી છે કે, આપણે તો તેનું સન્માન કરવું અને તેની આજ્ઞા પાળવી—પછી જો તે સાચો

રાજા હોય તો સારી વાત છે અને સાચો ન હોય તો તેમાં આપણું શું જવાનું છે?

**કુંભ**—પણ તમે કહો છો તેમ જો ખાલી પથ્થરજ ફેંકવાના હોતને તો તો હું પણ ફેંકવા લાગત. પણ અહીં તો નગદ રૂપિયા કાઢીને આપવા પડે છે; અને એમ જેને તેને નજરાણું આપતા ફરીએ તો ભીખ માગવાનો વખત આવે તે કેમ ભૂલી જાઓ છો?

**માધવ**—ચાલ હવે, આમ જો. પેલી રાજાની સ્વારી આવે છે! અહો! આ તો ખરેખરો રાજા જ છે! શી એની આકૃતિ! શી એની કાન્તિ! આવું રૂપ—તાજા કમળનાં દળ જેવો ગૌર વર્ણ, માખણના જેવી સુકુમારતા—આપણે કોઇનામાં કદી જોયાં હતાં? કેમ કુંભ! તને શું લાગે છે?

**કુંભ**—દેખાય છે બરાબર રાજાના જેવોજ. એ ખરેખરો રાજા હોય ખરો.

**માધવ**—જાણે બ્રહ્માએ તેને રાજા થવાને માટેજ ખાસ જતન કરી કરીને ઘડ્યો ન હોય એવી અદ્દભુત, સુંદર અને મનમોહન તેની આકૃતિ છે! આવી કોમળતા, આવી અંગકાન્તિ, આવો સુગઠિત દેહ કોઇ સામાન્ય મનુષ્યને તો સંભવેજ નહિ.

["રાજા" પ્રવેશ કરે છે]

**માધવ**—ઓ રાજા! તમારો જયજયકાર હો! તમને શ્રી-સંપત્તિ પ્રાપ્ત થાઓ! અમો તમારૂં દર્શન કરવા છેક પરોઢીઆના અહીં આવીને તમારા આગમનની રાહ જોતા ઉભા છીએ. મહારાજાધિરાજ! તમારી કૃપાનો પ્રસાદ આપતી વખતે રખે અમને વિસરી જતા.

**કુંભ**—મને તો આમાં કાંઇ વધારે ઉંડો ભેદ લાગે છે. હું તો જઇને આપણા બુઢ્ઢાદાદાને તેડી લાવું છું.

(જાય છે)

[લોકોનું એક ટોળું દાખલ થાય છે]

**પહેલો માણસ**—રાજા ! રાજા ! આલો અલ્યા ! વહેલા ચાલો. રાજાની સ્વારી આ રસ્તેથી જાય 'છે.

**બીજો માણસ**—ઓ ! રખે મને ભૂલી જતા. મારૂં નામ વિરાજદત્ત છે, કુશલીવસ્તુ 'શહેરના ઉદયદત્તનો હું પૌત્ર થાઉં. તમારા આગમનના સમાચાર સાંભળતાં જ હું અહીં દોડયો આવું છું. રસ્તામાં લોકો શી વાત કરે છે તે સાંભળવાને પણ પળવાર ઉભો નથી રહ્યો. હે રાજેંદ્ર ! મારી તમામ રાજભક્તિ ઉછળી ઉછળીને તમારા ચરણ આગળ ઢળી પડે છે અને તેના પ્રવાહમાં હું અહીં ખેંચાઇ આવ્યો છું.

**ત્રીજો માણસ**—ચલ, ચલ, તારા કરતાં તો હું પહેલાં આવ્યો છું. હું આવ્યો ત્યારે તો મરઘોએ નહોતો બોલ્યો. તે ઘડીએ તું અહીં કયારે હતો ? ઓ રાજા ! હું વિક્રમસ્થલીનો ભદ્રસેન છું. સેવક તરફ નિગાહ રાખજો.

**રાજા**—તમારી સૌની રાજભક્તિ જોઇને હું તમારા ઉપર પ્રસન્ન થયો છું.

**વિરાજદત્ત**—મહારાજાધિરાજ ! અમારે આપની આગળ ઘણી ઘણી ફરિયાદો કરવાની છે. અમારે ઘણી જાતનાં દુ:ખ છે તેને માટે અમારે આપની દાદ માગવાની છે. આપનાં દર્શન જ અમારે માટે દુર્લભ હતાં તેથી અમે કોને પ્રાર્થના ગુજારીએ ? કોની આગળ અમારાં દુ:ખની ફરિયાદ કરીએ ?

**રાજા**—તમારાં તમામ દુ:ખોનો નિકાલ થઇ જશે.

(રાજા જાય છે)

**પહેલો માણસ**—પોર્યાઓ ! એમ પાછળ પડી જઇશું તો આપણો દહાડો નહિ વળે. આપણે લોકોના ટોળામાં ભળી જઇશું તો પછી રાજા આપણને શી રીતે ઓળખવાનો હતો ?

**બીજો માણસ**—અરે ! આણી ગમ તો જુઓ—

પેલો મૂર્ખો નરોત્તમ શું કરે છે તે જરાક જુઓ તો ખરા ? લોકોને કોણીઓના હડસેલા મારતો મારતો ઠેઠ રાજાની પાસે પહોંચી ગયો અને હાથમાં પંખો લઇને તેને પવન ઢોળવા મંડી પડયો છે !

**માધવ**—ખરી વાત કહી; હરામખોરે ભારે હિંમત ચલાવી લાગે છે !

**બીજો માણસ**—શું એ રાજાની પાસે ઉભો રહેવા લાયક છે ? આપણે એને ત્યાંથી તગેડી મૂકવો પડશે.

**માધવ**—હં ! રાજા પોતે કાંઇ સમજ્યા વગર રહેનાર છે શું ? એની રાજભક્તિમાં ખુલ્લેખુલ્લાં પાખંડ અને દંભ જણાઈ આવે છે.

**પહેલો માણસ**—છટ્ ! છટ્ ! રાજાઓ આપણી પેઠે પાખંડને ઓળખી શકતા જ નથી. એ મૂર્ખો રાજાની ખુશામત કરવા માટે તેને પંખો કરે છે તેથી જો તે છેતરાય નહિ તો મને ફટ્ કહેજો.

[કુંભ અને બુઢ્ઢાદાદા દાખલ થાય છે.]

**કુંભ**—(દાદાને) હું કહું તે માનો—તે હમણાં જ આ રસ્તે થઇને ગયા.

**બુઢ્ઢા દાદા**—પણ તે રાજા છે કે બીજો કોઇ બળતો માણસ છે તેને માટે તું કહે છે તેટલી પરીક્ષા પૂરતી નથી.

**કુંભ**—હું કાંઈ થોડો જ ત્યાં એકલો હતો ? એક નહિ, બે નહિ, પણ સેંકડો, હજારો માણસોએ તેને નજરોનજર જોયો તે બધા કાંઇ ભુલ કરતા હશે ?

**બુઢ્ઢા દાદા**—એટલા જ માટે મને એ વાત ઉપર મૂળથી જ સંદેહ ઉત્પન્ન થાય છે. આપણા રાજા આવો ઠાઠમાઠ કરીને, આવડો મોટો રસાલો લઇને લોકોની આંખો તેના ભપકાથી અંજાઈ જાય એવી રીતે કદી બહાર આવતા જ નથી. તે પોતાના રાજ્યમાં આ પ્રમાણે ધામધૂમ સાથે ફરવા નીકળે એવો તેનો સ્વભાવજ નથી.

કુંભ—પણ આજનો પ્રસંગ બહુ અગત્યનો હોવાથી તેને એવું કરવાનું મન થયું હોય એમ પણ કેમ ન બને?

**બુઢ્ઢા દાદા**—તું કહે ત્યારે ખરૂં! પણ મારો રાજા કાંઇ ઘડીએ ઘડીએ રંગ બદલે એવો તરંગી નથી.

કુંભ—ઓ દાદા! મારાથી તેનું વર્ણન કરાતું હોત તો કરી બતાવત. શી તેની કોમળતા, શી તેની સુકુમાર અને સુશોભન અંગછટા! જાણે કોઇ કારીગરે ઘડેલું મીણનું પૂતળું! મને તો એમ થયું કે તેનાથી તડકો નહિ ખમાય. માટે લાવ હું તેને મારા આખા શરીર વડે ઢાંકી દઉં.

**બુઢ્ઢા દાદા**—ઓ મૂર્ખો! તું ખરેખરો ગધેડો જ લાગે છે! મારો રાજા મીણના પૂતળા જેવો અને તું તેને ઢાંકનારો! વાહ!

કુંભ—પણ ઓ દાદા! હું ખરૂં કહું છું—કોઈ દેવ જેવી તેની આકૃતિ હતી. તેનું રૂપ તો ખરેખર અલૌકિકજ હતું. ત્યાં આટલાં બધાં માણસો ભેગાં થયાં હતાં, પણ તેના રૂપની તોલે તો કોઇ જ ન આવે.

**બુઢ્ઢા દાદા**—મારો રાજા એવો છે કે, જો તે કદી જાતે પ્રકટ થાય તોપણ તારી આંખો તેને ઓળખી શકે જ નહિ. તે લોકોનાથી અળગો કે નોખો થઇને ઉભો રહે એવો નથી. તે તો લોકોના જેવો બનીને લોકોની અંદર ભળી જાય એવો તેનો સ્વભાવ છે.

કુંભ—પણ મેં તેનો ધ્વજ જોયો તે મેં તમને કહ્યું હતું ને?

**બુઢ્ઢા દાદા**—ત્યારે કહે વારૂ, તેના ધ્વજ ઉપર શાની આકૃતિ હતી?

કુંભ—રાતું ચોળ કિંશુક પુષ્પ ચીતર્યું હતું. એવું રાતું કે જોતાંની સાથે મારી આંખોજ અંજાઇ ગઇ.

**બુઢ્ઢા દાદા**—થયું ત્યારે. મારા રાજાના ધ્વજ ઉપર તો કમળની અંદર વજ્રની આકૃતિ છે.

**કુંભ**—પણ બધાજ કહે છે ને આજે મહોત્સવ હોવાથી રાજા બહાર આવ્યો છે. બધા જ કહે છે ને ?

**બુઢ્ઢા દાદા**—બહાર તો આવ્યો છેસ્તો, પણ પોતાની સાથે છડીદાર, ડંકા-નિશાન, ઘોડેસ્વાર, પાયદળ, ઢોલ, તાંસાં અને શરણાઇઓ અને સળગતી મશાલો, એવું તેવું કાંઇ જ લાવ્યો નથી તે તને ખબર છે ?

**કુંભ**—ત્યારે આવા ગુપ્તવેશમાં તો તે કોઇથી જ ન ઓળખાય !

**બુઢ્ઢા દાદા**—છેકજ એવું નથી. એને થોડાક ઓળખનારા પણ પડ્યા છે.

**કુંભ**—ત્યારે દાદા ! એવા કોઇક ઓળખનારા હશે તેમને રાજા ખુશ થઇને તેઓ માગે તે વરદાન પણ આપતો હશે ને ?

**બુઢ્ઢા દાદા**—તેઓ તો એવા છે કે તેની પાસેથી કાંઇજ માગતા નથી. ભિખારી તે વળી રાજાને ઓળખતા હશે શું ? એ તો ભાઈ ! એવું છે કે, નાના ભિખારીની નજરે મોટો ભિખારી રાજા જેવોજ દેખાય, પણ ભિખારી તે ભિખારીજ. ઓ મૂર્ખશિરોમણિ ! જે માણસ આજે કિનખાબનાં વસ્ત્ર પહેરીને લોકોની આગળ ભીખ માગવા નીકળ્યો હતો તેનેજ તું તારો રાજા માની બેઠો છે અને સૌને તું એ વાત કહેતો ફરે છે. પણ ચાલ, જવા દે એ વાત. પેલો મારો પાગલ દોસ્ત આવે ! ચાલો ભાઇઓ ! આમ લોકોની સાથે માથાઝીક કરવામાં અને ખાલી ડાચાકૂટ કરવામાં દિવસ કાઢવો આપણને કેમ પાલવે ? ચાલો, આપણે તો આનંદ અને મસ્તીમાં ઉન્મત્ત બની જઇએ.

[ પાગલ મિત્ર ગાતો ગાતો આવે છે ]

**ગીત**

અરે દોસ્તો ! તમે મને હસો છો ?
તમે મારી મશ્કરી ઉડાવો છો ?
ભલે હસાય તેટલું હસો; થાય તેટલી મશ્કરી કરો.

પણ હું તો તે સોનાના મૃગની શોધમાં ભટક્યા-જ કરવાનો !

તે ચપળ ગતિવાળું મૃગલું મારી આંખ આગળ કોઇ અગમ્ય સ્વપ્નની માફક દેખાય છે અને તેજ પળે પાછું અલોપ થઇ જાય છે !

વનવનમા છૂટું વિરહનાર, સદા વિમુક્ત અને સદા સ્વતંત્ર, એવું તે મૃગલું વીજળીના ઝબકારાની માફક મારી આખ આગળ આવે છે અને પાછું પળવારમાં ક્યાંનું કયાં ઉડી જાય છે ! હું તેને પકડવા હાથ લંબાવું તે પહેલાં તો તે પોતાની પાછળ ધૂળના ગોટાની વચમાં ઝાંખી—જોવાય ન જોવાય એવા આભાસ જેવી—આકૃતિ માત્ર મૂકીને મારી દૃષ્ટિની બહાર નીકળી જાય છે !

હું વનેવન રવડીશ તોપણુ તે કદી મારે હાથ આવવાનુ નથી; છતાં હું તેની પાછળ ભટક્યા જ કરું છું. જેના ચિત્તને કદી પણ કરાર નથી એવા રખડેલ ભામટાની માફક હું તેની શોધમાં વનવનમાં, ખેતરે ખેતરમાં, જેના નામઠામ પણ કોઇ જાણતું નથી એવા પ્રદેશોમાં સતત રવડયા જ કરું છું, અને રવડતા હું કદી થાકવાનો નથી.

તમે સૌ બજારમાં આવી આવીને મનમાનતી ચીજો ખરીદીને, ભાત ભાતના પદાર્થો સહિત પોતપોતાને ઘેર પાછા ફરો છો ત્યારે મને અગમ્ય ઉંચાં ગિરિશિખરો ઉપરના ઉન્મત્ત મરુતો ચૂમતા ચાલ્યા જાય છે. મને દેશ અને કાળનું ભાન રહ્યું નથી.

જે વસ્તુ મને કદી પ્રાપ્ત થઇ નથી તેને માટે હું મારૂં સર્વસ્વ ગુમાવી બેઠો છું. તમે સૌ તમારા મનમાં એવું સમજો છો: મેં જે કાંઇ ખોયું છે તેને માટે હું રડતો હોઇશ અને બળાપો કરતો હોઇશ ?

ના ના, મેં તો ગાતા ગાતાં અને હસતાં હસતાં મારા તમામ શોકસંતાપને દૂર દૂર ફગાવી દીધાં છે.

હું તો વનેવનમાં, ખેતરે ખેતરમાં, જેનાં નામઠામ પણ કોઇ જાણતું નથી એવા પ્રદેશોમા રવડું છું-રઝળું છું, હું રખડેલ છું અને સદાએ રખડેલ રહેવાનો છું.

---

૬

# પ્રવેશ ૨ જો

**સ્થળ**—અંધારો રંગમહેલ.

**પાત્રો**—રાણી સુદર્શના અને પરિચારિકા સુરંગમા.

**સુદર્શના**—પ્રકાશ ! પ્રકાશ ! પ્રકાશ ! અરે ! કોઈ દીવો સળગાવોને ! આ રંગમહેલમાં કદી દીવો સળગવાનો જ નહિ શું ?

**સુરંગમા**—રાણીજી ! મહેલાતના બીજા બધા ઓરડા રોશનીથી ઝગઝગી રહ્યા છે. રોશનીથી થાકીને તમને કદી આવા અંધારા ઓરડાનો આશ્રય લેવાનું મનજ નહિ થાય?

**સુદર્શના**—પણ શા માટે આ ઓરડામાં સદાએ અંધકારનો અંધકાર જ?

**સુરંગમા**—પણ તેમ ન હોય તો તમને અંધકાર અને પ્રકાશ વચ્ચેનો ભેદ જ શી રીતે સમજાય ?

**સુદર્શના**—અંધારા ઓરડામાં રહી રહીને તારી બોલી પણ અંધકારના જેવી જ ગહન અને વિચિત્ર બની ગઈ છે. સુરંગમા ! તું શું કહે છે તે મારાથી સમજાતું નથી. પણ મને એટલું તો કહે કે, રાજપ્રાસાદના કયા ભાગમાં આ મારો રંગમહેલ આવેલો છે? મને તો તેમાં પેસવાનું કે બહાર નીકળવાનું દ્વાર પણ સૂઝતું નથી.

**સુરંગમા**—રાણીજી ! તમારો રંગમહેલ સૃષ્ટિના હૃદયની ઉંડામાં ઉંડી ગુહામાં છે. રાજાજીએ ખાસ તમારે સારૂજ તે બંધાવ્યો છે.

**સુદર્શના**—તેના આવડા મોટા વિશાળ રાજપ્રાસાદમાં ઓરડાની શું ખોટ પડી ગઈ કે મારે સારૂ આવો અંધકારભર્યો રંગમહેલ બંધાવવો પડયો ?

**સુરંગમા**—બીજા બધાની મુલાકાત તે અજવાળાવાળા ગમે તે ખંડમાં લઈ શકે છે, પણ તમારો મેળાપ તો

તેમને આ અંધારા ઓરડામાં જ થાય, બીજે નહિ.

**સુદર્શના**—ના, ના, તે નહિ ચાલે. પ્રકાશ વગર મારાથી જીવાય જ કેમ ? આ અંધકારમાં હું ગૂંગળાઇ મરૂં છું. મને પળવાર ચેન પડતું નથી. ઓ સુરંગમા ! જો તું આ ઓરડામાં એક વાર દીવો લાવે તો હું તને આ મારો હીરાનો હાર આપી દઉં.

**સુરંગમા**—રાણીજી ! એ કામ મારા ગજા ઉપરાંતનું છે. જે ઓરડામાં તેણે સદાએ અંધકાર રાખવાનો જ હુકમ કર્યો છે ત્યાં મારાથી દીવો લવાય જ કેમ ?

**સુદર્શના**—વાહ ! ખરી તારી ભક્તિ ! અને તે છતાં તારા પિતાને રાજાએ સજા કરેલી એ વાત ખરી કે ?

**સુરંગમા**—ખરી વાત છે; પણ મારા પિતાને જુગાર રમવાની ટેવ હતી. મારા પિતાના ઘરમાં ગામના બધા જુવાનીઆ ભેગા થઇને શરાબ પીતા અને જુગાર ખેલતા.

**સુદર્શના**—જ્યારે રાજાએ તારા પિતાને હદપાર કરવાનો હુકમ કર્યો ત્યારે તને અતિશય સંતાપ નહિ થયેલો ?

**સુરંગમા**—સંતાપ તે કાંઇ જેવો તેવો ? તે વખતે મને મનમાં એવું થતું કે, રાજાને કોઇ મારી નાખે તો કેવું સારૂં ! ક્રોધના આવેશમાં હું ભાનભૂલી બની ગએલી. તેને લીધે હું મારો બધી બાજુએથી વિનાશ કરવાની અણી ઉપર-જ હતી. અને જ્યારે મારો તે માર્ગ પણ બંધ થઇ ગયો ત્યારે તો હું તદ્દન નિરાધાર અને નિઃસહાય બની ગઈ. પાંજરામાં પુરાએલા જંગલી પશુની માફક હું ઉન્મત્ત બનીને ગમે તેમ બકવાદ અને ધમપછાડા કરવા લાગી. મને તે વખતે એમ થતું કે, જાણે મારા નિષ્ફળ, નિર્વીર્ય ક્રોધના આવેશમાં સૌને ફાડી ખાઉં.

**સુદર્શના**—પણ ત્યાર પછી તને રાજા તરફ આટલી બધી ભક્તિ શાથી ઉત્પન્ન થઇ ?

**સુરંગમા**—તે તો હું શું જાણું ? પણ તે નિર્મમ,

નિર્દય અને નિશ્ચલ છે એમ જાણીને કદાચ તેના ઉપર જ બધો આધાર રાખવો એ ઠીક છે એવું મને લાગ્યું હોય!

**સુદર્શના**—તારી વૃત્તિમાં આવો ફેરફાર ક્યારથી થયો?

**સુરંગમા**—તે તો હું તમને શી રીતે કહું? મને પોતાને જ તેની ખબર નથી. પણ એમ કરતાં કરતાં એક દિવસ એવો આવી ગયો કે મારા હૃદયનો બંડખોર ભાવ હારી થાકીને ઢીલોઢસ થઇ ગયો અને મારૂં આખું વ્યક્તિત્વ ધૂળમાં આળોટી પડીને તેનું સર્વતોભાવે, દીનતાસહિત શરણ યાચવા લાગ્યું. ત્યારે-ત્યારેજ મને ભાન થયું કે તે જેવો ભયંકરતામાં અજોડ છે તેવોજ સૌન્દર્યમાં પણ અજોડ છે. તે ઘડીએ મારો ઉદ્ધાર થઇ ગયો—મારૂં પરિત્રાણ થઈ ગયું.

**સુદર્શના**—સુરંગમા! હું તારી આગળ હાથ જોડું છું. રાજાનું સ્વરૂપ કેવું છે તે મને જરા કહે તો ખરી! મેં તેમને કોઇ દિવસ પણ દીઠા નથી. તે રાત્રે અંધારામાં મારી પાસે આવે છે અને અજવાળું થાય તે પહેલાં તો પાછા ચાલ્યા જાય છે. હું જેને તેને આ ને આ જ સવાલ પૂછું છું કે રાજાનો દેખાવ કેવો છે તે તો કોઇ મને કહો. પણ કોઇ મને ચોખ્ખે ચોખ્ખો જવાબ આપતું નથી. કહે છે તે પણ સમજ પડે નહિ એવું કાંઇક ગૂઢ કહે છે. જાણે મારી આગળ-થી સૌ કાંઇક છુપાવતા હોય ને એવું જ મને લાગ્યા કરે છે.

**સુરંગમા**—રાણીજી! સાચી વાત કહેવડાવતાં હો તો તે કેવા છે અને કેવા નહિ એ મારાથી બરાબર કહેવાય એવું છેજ નહિ. અલબત્ત, હું તમને એટલું કહી શકું કે, લોકો જેને સુંદર કહે એવા તો તે નથી જ.

**સુદર્શના**—તું શું બોલે છે? તે રૂપાળા નથી એમ?

**સુરંગમા**—મારાં રાણીજી! તે રૂપાળા નથીજ; હવે કહેવું છે કાંઇ? તેને રૂપાળા કહેવા એ તેના રૂપને વિષે અતિશય ઓછામાં ઓછું કહેવા જેવું છે.

**સુદર્શના**—તું પણ ત્યારે પેલા લોકોના જેવુંજ

ગહન, ભેદ ભરેલું, વિચિત્ર અને સમજાય નહિ એવુંજ બોલે છે ને ? મને તો તું શું કહે છે તે જરા પણ સમજાતું નથી.

**સુરંગમા**—તે રૂપાળા છે એવું તો મારાથી નજ કહેવાય. અને તે રૂપાળા નથી માટેજ તે અત્યંત લોકોત્તર, અત્યંત ભવ્ય અને અત્યંત વિસ્મયજનક છે. આપણા શબ્દકોશમાંનું કોઇ પણ વિશેષણ તેને લાગુ પાડી શકાતુંજ નથી.

**સુદર્શના**—તું બોલે છે તેમાં મને બરાબર સમજ તો નથીજ પડતી, પણ તું તેમને વિષે જ્યારે બોલે છે ત્યારે મને સાંભળવું બહુ ગમે છે. પરંતુ ગમે તેમ કરીને પણ મારે તેમને એક વાર જોઇ લેવા તો જોઇએજ. હું તેમને કયારે પરણી તે દિવસ પણ મને મૂળને યાદ નથી. મારાં માતુશ્રી કહેતાં હતાં કે, મારૂં લગ્ન થયું તે પહેલાં કોઈ ઋષિ અમારે ત્યાં આવી ચઢયા હતા. તેમણે કહેલું કે "આખા વિશ્વમાં જે અદ્વિતીય પુરુષ હશે તે તમારી દીકરીને પરણશે." મેં મારી બાને કેટલીએ વાર પૂછેલું કે તેનું રૂપ કેવુંક છે તે તો મને કહે; પરંતુ તે પણ તારી પેઠેજ સમજ ન પડે એવું કાંઇક કહેતાં—અને આખરે થાકતાં ત્યારે કહેતાં કે, હું તેનું વર્ણન નથી કરી શકતી. તે કહે કે, મેં તો તેનું મોઢું ઘુંઘટમાંથીજ દીઠેલું તેથી મને તેની માત્ર ઝાંખીજ થએલી; પણ બરાબર જોવાએલું નહિ. ત્યારે હવે જો તે પુરુષોત્તમ જ હોય તો તેને જોયા વગર મને ચેન જ કેમ પડે ?

**સુરંગમા**—તમને આ ઘડીએ આછી આછી ખુશબોદાર વાયુની લહેર આવતી લાગે છે કે ?

**સુદર્શના**—વાયુની લહેર ? કઈ દિશાએથી ?

**સુરંગમા**—તમને મીઠી મૃદુ સુગંધ નથી આવતી ?

**સુદર્શના**—ના, મને તો કાંઇજ નથી લાગતું.

**સુરંગમા**—સાંભળો, મોટો દરવાજો ઉઘડે છે. × × × × તે આવે છે. મારા રાજાજી આવે છે.

**સુદર્શના**—તેમના આગમનની તને શી રીતે ખબર પડી જાય છે?

**સુરંગમા**—તે તો હું તમને શી રીતે સમજાવું? પણ મને મારા હૃદયમાં તેમની પગલીઓના અવાજ સંભળાય છે. આ અંધારા રંગમહેલની અંદર તેની આજ્ઞાંકિત દાસી બનીને રહું છું તેથી મને એક પ્રકારની વિશેષ જ્ઞાનેંદ્રિયની પ્રાપ્તિ થઇ છે—તેના વડે હું આંખે જોયા વગર જાણી શકું છું, અનુભવી શકું છું.

**સુદર્શના**—તારા જેવી વિશિષ્ઠ જ્ઞાનેંદ્રિય મારે હોય તો કેવું સારૂં?

**સુરંગમા**—રાણી! તમને પણ તે મળી જશે. એક દિવસ તમારી પણ તે ઇંદ્રિય જાગ્રત થઇ જશે. તેને જોવાની તમારી તીવ્ર ઉત્કંઠા આજે તમારા ચિત્તને અતિશય વ્યગ્ર અને ચંચળ બનાવી દે છે. તેથી કરીને તમારા મનના તંતુઓ એકજ દિશા તરફ ખેંચાય છે અને ત્યાં તેનો તાણો પુરાય છે. જ્યારે એ તમારી વ્યગ્રતા અને ચંચળતા શમી જશે ત્યારે બાકીનું કામ અતિશય સરળ થઇ જશે.

**સુદર્શના**—તને દાસીને જે સહેલ છે તે મને રાજરાણીને કેમ અઘરૂં લાગતું હશે?

**સુરંગમા**—હું દાસી છું તેમાંજ મને અઘરૂં નથી લાગતું ને? પહેલે જ દિવસે જ્યારે તેમણે મને આ રંગમહેલની સંભાળ રાખવાનું કામ સોંપ્યું તે વખતે તેમણે મને કહ્યું કે "સુરંગમા! આ રંગમહેલને સાફસૂફ રાખીને હું જ્યારે આવું ત્યારે મારે માટે બેસવા લાયક જ હોય એવો રાખજે. બસ, તારૂં આટલુંજ કામ." તે વખતે મેં કદી પણ એવી ઇચ્છા નથી કરી કે "મને આવો અંધારો રંગમહેલ શાને આપો છો? બીજા સેવકો ખાસ્સા અજવાળાથી ભરેલા ઓરડાઓમાં કામ કરે છે તેવું એકાદ કામ મને કેમ નહિ?" મેં આવી ઇચ્છાને મારા મનમાં સ્થાન જ ન આપ્યું. અને જેવી હું નીચી નમીને મને સોંપેલું કામ

કરવા મંડી ગઈ કે તરતજ મારામાં એવી એક પ્રકારની શક્તિનો ઉદય થયો કે તેણે મારી બીજી બધી તમામ વૃત્તિઓ ઉપર પોતાનો અધિકાર જમાવી દીધો. × × × × ઓહોહો ! રાજાજી આવી પહોંચ્યા ! છેક રંગમહેલના બારણા આગળ આવીને ઉભા છે ! હે પ્રભુ ! હે રાજા !

[ બહારથી ગીત સંભળાય છે. ]

તારી મેડીના દરવાજા ઉઘાડ. હું બહાર રાહ જોતો ઉભો છું.

આજના દિવસનો સવારથી સાંજ સુધીનો મારી પ્રકાશની નૌકાનો ફેરો પૂરો થયો છે,

આકાશમાં શુક્રનો તારો ઝગમગી રહ્યો છે.

મારા પૂજન માટે તેં પુષ્પ વીણી રાખ્યાં છે ને ! તારી વેણી તેં ચતુરાઇથી ગૂંથી છે ને ? રાત્રિની શ્વેત ઓઢણી ઓઢી છે ને ?

ગાયોના ધણ ચારો ચરીને પાછાં વળ્યાં છે. પંખી પોતપોતાના માળામાં લપાઇ બેઠાં છે.

ચારે દિશાના આડાઅવળા માર્ગ અંધકારમાં એકાકાર થઇ ગયા છે.

તારી મેડીના દરવાજા ઉઘાડ; હું બહાર રાહ જોતો ઉભો છું.

**સુરંગમા**—ઓ રાજાજી ! તમારી મેડીના દરવાજા તે વળી કોઈથી બંધ રખાયા છે ? નથી તેને તાળું કે નથી તેને આગળો–તમે આંગળી વડે જરાક સ્પર્શ કરો એટલે ફડાક કરતાં તે ઉઘડી જશે. તમે તેટલો સ્પર્શ પણ નહિ કરો ? શું હું આવીને બારણું ઉઘાડું ત્યારે જ તમે અંદર આવશો એમ ?

[ સુરંગમા ગાય છે. ]

મારા સ્વામિન્ ! તમારી એક ફૂંકથી મારા ઘુંઘટના પટ ખુલી જાય છે.

હું જમીન ઉપર પડીને ઉંઘતી હોઉં અને તમારો સાદ મારાથી કદાચ ન સંભળાય તો તેથી શું હું જાગું ત્યાંસુધી તમે બહાર જ ઉભા રહેશો ?

. તમારા રથની ગર્જનાથી આખી પૃથ્વી નથી ધણધણતી ?

ત્યારે તમે શું તમારે હાથે દરવાજા ઉઘાડીને અણતેડયા અંદર નહિ પધારો ?

( રાણીને ) રાણીજી ! તમે જ તમારે હાથે દરવાજો નહિ ખોલો ત્યાંસુધી તે અંદર નહિજ પધારે.

**સુદર્શના**—મને તો આ અંધકારમાં કશું જ સ્પષ્ટ દેખાતું નથી–દરવાજો કઈ દિશાએ છે તેની જ મને ખબર નથી. તું અહીંની પૂરી ભોમીએણ છે. મારે બદલે તુંજ જઈને બારણાં ઉઘાડી આવ.

[ સુરંગમા કમાડ ઉઘાડે છે. રાજાને વંદન કરીને બહાર ચાલી જાય છે. રાજા આ પ્રવેશમાં અદશ્ય જ રહે છે. ]

**સુદર્શના**—શા માટે તમે મને પ્રકાશમાં તમારૂં મુખ જોવા દેતા નથી ?

**રાજા**—ત્યારે તમારે મને ધોળે દિવસે હજારો પદાર્થોની વચમાં જોવો છે એમ ? તે કરતાં અંધકારમાં તમે મારા એકલાનો જ સ્પર્શ અનુભવો તે બહેતર નથી ?

**સુદર્શના**—પણ મારે તમને જોવાજ છે, હું તમને નિરખવા તલસી રહી છું.

**રાજા**—રાણી ! મારૂં દર્શન તમારાં નેત્રો નહિ ખમી શકે. તમને તેનાથી તીવ્ર, અસહ્ય પીડા થશે.

**સુદર્શના**—કેમ જાણ્યું કે, મારાં નેત્ર તમારૂં દર્શન નહિ જ ખમી શકે ? આ ઘન અંધકારમાં પણ તમારા માત્ર સ્પર્શથી જ મને લાગે છે કે તમે અત્યંત સુંદર છો, અત્યંત વિસ્મયજનક છો. જો એમજ છે તો પછી તમને અજવાળામાં જોઈને હું શા વાસ્તે ભયગ્રસ્ત થઈ જાઉં ? પણ

વારૂ, તમે મને અંધકારમાં જોઇ શકો છો ખરા ?

રાજા—હું તો જોઇ શકું છું.

સુદર્શના—કહો, શું જુઓ છો ?

રાજા—શું જોઉં છું ? સાંભળો. અનંત બ્રહ્માંડોમાં ઘોરતો નિબિડ અંધકાર, મારા પ્રેમના પ્રભાવ વડે જીવંત અને ગતિમાન બનીને, પોતાનામાં અનંત તારાગણના જ્યોતિના સમૂહ કેન્દ્રિભૂત કરીને એક મૂર્તિમંત સાવયવ આકૃતિનું રૂપ ધારણ કરે છે. અને આકૃતિની અંદર અનંત યુગોનાં ચિંતન અને આત્મમંથનનાં નવનીત, સીમારહિત વ્યોમરાશિનાં અગણ્ય સ્પંદન, અસંખ્ય ઋતુચક્રોનાં અમાપ દાન—એ બધું હું તમારામાં જોઉં છું.

સુદર્શના—ખરેખર ! તમે કહો છો તેવી હું વિસ્મયજનક અને સુંદર છું ? તમે આવું કહો છો ને ત્યારે મારૂં હૃદય આનંદ અને ગર્વથી ફાટ ફાટ થાય છે. પણ તમે મારે વિષે આટલી બધી આશ્ચર્યકારક વાતો કહી તે મારે સાચી માનવી કે નહિ ? હું તો મારામાં એવું એવું કાંઇજ જોતી નથી.

રાજા—તમારા નાનકડા દર્પણમાં એ બધાનું સંપૂર્ણ પ્રતિબિંબ નથી પડી શકતું—તમારૂં દર્પણ તમે છો તેના કરતાં તમને નાના બતાવે છે, તમારા પ્રભુત્વની મર્યાદા બાંધે છે અને તેથી તમે તમારી નજરે અતિ લઘુ અને ક્ષુદ્ર દેખાઓ છો. પણ મારા મનરૂપી દર્પણમાં જો તમે તમારૂ પ્રતિબિંબ જુઓ તો તમારૂં ખરૂં પ્રભુત્વ, તમારી અસલ ભવ્યતા ખીલી ઉઠે. મારા હૃદયની અંદર જે તમારૂં પ્રતિબિંબ છે તે તમે રોજરોજ તમારી નાનકડી આરસીમાં જુઓ છો તેવું મર્યાદિત નથી. ત્યાં તો તમે મારી પૂર્ણ અભિન્ન મૂર્તિરૂપે વિરાજો છો.

સુદર્શના—ત્યારે એક વાર મને તમારી આંખે જોતાં શીખવી જાઓ ને ! તમારે મન તો ત્યારે અંધકાર જેવું કાંઈ જ નહિ ખરૂં ? આવો વિચાર કરતાં તો હું ચમકી ઉઠું

છું. આ નિબિડ અંધકાર જે મને સાચો દેખાય છે અને મૃત્યુના જેવો અપરાજિત લાગે છે તે તમારે મનથી તો કાંઇ જ નહિ ને? ત્યારે આવા સ્થળમાં આપણી વચ્ચે સંપૂર્ણ ઐક્ય સધાય જ શી રીતે? આપણી વચ્ચે અંતરાય છે. તેથી આ જગ્યાએ—અહીં—નહિ બને, કદી નહિ બને, બનવું જ અશક્ય છે. મારે તો તમને વૃક્ષલતા, પશુપંખી, પાષાણ અને પૃથ્વીમાં–સૌમાં નિહાળવા છે.

**રાજા**—ઠીક, ઠીક; ત્યારે મને કેવાં ઓળખો છો તે જોઇશ. પણ કોઈ તમને ઓળખાવશે નહિ હો? તમે જાતે ઓળખી કાઢો તોજ હું ઓળખાઇશ. કારણ કે કદાચ બીજો કોઇ ઓળખાવે પણ ખરો, પણ તે સાચું કહેતો હશે કે જૂઠું તેની શી ખાત્રી?

**સુદર્શના**—હું તમને ઓળખ્યા વગર રહેવાની નથી. અરે! લાખો કરોડોની માનવમેદનીમાંથી પણ તમને ઓળખી કાઢું. મારી આંખ છેતરાય જ નહિ.

**રાજા**—ઠીક ત્યારે, રાણી! આજે રાત્રે વસંતની પૂર્ણિમાનો મહોત્સવ થનાર છે. તમે આપણા મહેલના કોઇ ઉંચા બુરજ ઉપર બેસજો, અને હું જનસમુદાયની વચમાં ઉભેલો હોઉં ત્યારે તમે પોતાની મેળે મને શોધી કાઢજો.

**સુદર્શના**—પણ તમે ત્યાં હશો ખરા ને?

**રાજા**—હું તો માનવમેદનીની ચારે બાજુએથી વાર-વાર દર્શન આપતો રહીશ સુરંગમા!

[સુરંગમા દાખલ થાય છે]

**સુરંગમા**—રાજાજી! આ દાસી સેવામાં હાજર છે. શી આજ્ઞા છે? પ્રભુ!

**રાજા**—આજે રાત્રે વસંતની પૂર્ણિમાનો મહોત્સવ છે.

**સુરંગમા**—મને શું ફરમાવો છો?

**રાજા**—આજનો દિવસ તો આનંદ-ઉત્સવનો છે, કામ કરવાનો નથી; મારા વિહારોદ્યાન આજે પૂરબહાર-

મા છે તું પણ આજના ઉત્સવમા સામેલ થજે

**સુરંગમા**—મહારાજાધિરાજ ! આપની આજ્ઞા માથે ચઢાવુ છુ

**રાજા**—આજે મને પોતાની આંખો વડે જોવાની રાણી ને ઇચ્છા થઇ છે

**સુરંગમા**—રાણીજી આપને કયા શોધે ?

**રાજા**—જયા મધુરમા મધુર સગીતની હેલી મચી રહી હશે, જયા પુષ્પોના પરાગના ભારથી હવા તરબતર થઈ રહી હશે–ત્યા રૂપેરી પ્રકાશ અને સ્નિગ્ધ કોમળ છાયા-વાળા વિહારમડપમા

**સુરંગમા**—પ્રકાશ અને છાયા જ્યા સતાકૂકડીની રમત રમી રહ્યા હોય ત્યા કોણુ કોને ઓળખી શકે ? ત્યા પવન તો ચચળ અને ઉન્મત્ત બનીને વાતો હશે અને વસ્તુ માત્રમા ત્વરિત ગતિ અને નૃત્યપરાયણુતા વ્યાપી રહ્યા હશે, ત્યા જોનારની આખ ગૂચવણુમા ન પડે તો બીજુ થાય પણુ શુ ?

**રાજા**—પણુ રાણીને મને ખોળી કાઢવાની જિજ્ઞાસા થઇ છે તે ?

**સુરંગમા**—જિજ્ઞાસાને હાર ખાઇને પોતાના આસુ વડે પ્રાયશ્ચિત્ત કર્યે જ છૂટકો છે

**ગીત**

વગડાના પખેરાની માફક ચચળ અને ભ્રમન્ત નેત્રોને ચારે દિશાએ રવડી આવવુ છે !

પણુ એકવાર તેમને પોતાનો પરાજય સ્વીકારવો પડશે જ્યારે વિશ્વમોહન સગીત તેમનો કેડો લઇને તેમના હૃદયને વીધી નાખશે ત્યારે તેમના ભ્રમણુનો અત આવી જશે

હાય ! વગડાના પખેરાને વગડામા રવડવાનુ મન થયુ છે !

# प्रवेश ३ जो

સ્થળ—વિહારોદ્યાન આગળ.

પાત્રો—અવન્તિ, કોશલ, કાંચી અને બીજાં નગરના રાજાઓ.

**અવન્તિ**—આ દેશનો રાજા આપણો સત્કાર કરવા નથી આવતો એ શું ?

**કાંચી**—આ તે કાંઇ રાજ્ય કરવાની રીત છે ? રાજા એકાદ જંગલમાં મહોત્સવ કરવા બેઠો છે અને ત્યાં ગમે તેવા હલકા અને સામાન્યમાં સામાન્ય પ્રજાજનને પણ ભાગ લેવાની છૂટ છે !

**કોશલ**—આપણે માટે ખાસ એલાહેદા તંબુ ઉભા કરાવવા જોઇતા હતા અને આપણા સત્કારને માટે બધું તૈયાર રહેવું જોઇતું હતું. પણ આ શું ?

**કાંચી**—અહીંના રાજાએ જો અત્યારસુધીમાં આપણે, સારૂ ખાસ નોખા તંબુ તણાવ્યા નહિ હોય તો આપણે તેને તેમ કરવાની ફરજ પાડીશું.

**કોશલ**—આ બધું જોતાં હરકોઈ માણસને સ્વાભાવિક રીતે શક જાય કે, આ લોકોનો કોઇ રાજાજ નથી. આપણે ઉડતી ગપ સાંભળીને જ અહીં અથડાઇ મૂઆ છીએ.

**અવન્તિ**—કદાચ રાજાની બાબતમાં તેમ હોય પણ ખરૂં. પરંતુ અહીંની રાણી સુદર્શના વિષે તો કાંઈ શક લાવવા જેવું છેજ નહિ.

**કોશલ**—તેની ખાતર તો હું અહીં સુધી ઘસડાઇ આવ્યો છું; નહિ તો હું અહીં આવું શાનો ? જે માણસ હમેશાં ગુપ્તનો ગુપ્ત જ રહે છે તેને જોયો તોએ શું અને ન જોયો તોએ શું ? પણ જે રાણી આ નગરનું સર્વોપરિ આકર્ષણ છે તેને જોયા વગર જો આપણે અહીંથી ચાલ્યા જઇએ તો મૂર્ખાઈ કહેવાય !

**કાંચી**—ત્યારે હવે આપણે કોઇ ચોક્કસ યોજના ઘડી કાઢો

**અવન્તિ**—આપણી યોજનામા જે આપણે પોતે જ ભેરવાઇ ન પડીએ તો એ યોજના જેવુ બીજુ એકે નથી

**કાંચી**—છી! છી! છી! આ પેલા કોણ તુચ્છ પામર જીવડાના ટોળા આ તરફ આવી મરે છે! અરે એઇ! કોણ છો તમે બધા?

[બુઢ્ઢાદાદા નાના નાના છોકરાઓના ટોળા સાથે પ્રવેશે છે]

**બુઢ્ઢા દાદા**—અમે કોણ છીએ? અમે અખિલ વિશ્વ લગોટીઆ મડળના આજીવન આનદી નફ્ફટો છીએ

**અવન્તિ**—ઓળખાણની કશી જરૂર નહોતી ચાલો જાઓ, જરા આઘા ઉભા રહો અને અમને કાયર ન કરો

**બુઢ્ઢા દાદા**—અમારા દેશમા જગ્યાની કદી તગી પડતી જ નથી ટયોને, તમે કહો તેટલી જગ્યા આપીએ, પછી છે કાઇ? અમારે બહુ થોડાથીજ સતોષ છે અને તેટલાને નારૂ કોઇ દહાડો અમારામા તકરાર ઉભી થતી જ નથી કેમ પોર્યાઓ! મારા નાનકડા દોસ્તો! ખરી વાત ને?

[એકસામટા ગાય છે]

ગીત

અમારી પૂજામા અમારી પાસે ફૂટી બદામ પણ નથી અમે બધો વખત આનદમા તાના થૈયા તાના થૈયા ર્યા જ કરીએ છીએ!

કોઇને સુવર્ણરૂપી ભીની રેતીના પાયા ઉપર મોટી મહેલાતો બાધવાના કોડ હોય છે તેમની આગળ ઉભા રહીને અમે તાતા થૈયા તાના થૈયા ગાઇએ છીએ

ખીમામાનરૂઓ જ્યારે અમારા તરફ લોભની નજર કરીને અમારૂ સન્માન કરતા ફરે છે, ત્યારે અમે તેમની આગળ અમારા ખાલી ગજવા ખખેરીને તાતા થૈયા તાના થૈયા ગાઇએ છીએ

અમારા બારણા આગળ જ્યારે મૃત્યુ કોઇ બુઢ્ઢી ડોસીની માફક ચોરની ચાલે દબાતું છૂપાતું આવે છે ત્યારે તેના મોઢા આગળ અમે આંગળીની ચપટીઓ વગાડતા વગાડતા તાતા થૈયા તાતા થૈયા ગાઇએ છીએ.

**કાંચી**—કોશલરાજ ! આમ તો જુઓ. આ પેલા વળી આ તરફ કોણુ આવતા હશે ? ફારસ જેવું લાગે છે ! કોઇ વળી રાજાનો વેશ લઇને આવતો લાગે છે.

**કોશલ**—આવી ભવાઈ ભલે અહીંનો રાજા સાંખી લે, પણુ આપણે નહિ ચાલવા દઇએ.

**અવન્તિ**—કોઇ ગામડાના ઠાકોર જેવો જણાય છે.

[ કેટલાક પ્યાદા સિપાઇ દાખલ થાય છે. ]

**કાંચી**—આ તમારો રાજા કયા મુલકનો છે ?

**પહેલો સિપાઇ**—કયા મુલકનો શું ? આજ દેશનો રાજા આજના મહોત્સવમાં અગ્રસ્થાન લેવા જાય છે.

[ સિપાઇઓ ચાલ્યા જાય છે. ]

**કોશલ**—આ શું બકી ગયો ? આ દેશનો રાજા મહોત્સવમાં ભાગ લેવા આવે છે ?

**અવન્તિ**—હા ! ત્યારે તો આપણે માત્ર તેને એકલાને જ જોવા પામીશું અને ખરેખરી જોવા જેવી જે રાણી છે તેને તો આપણે જોયા વગરજ રહી જવાના.

**કાંચી**—પણુ એ ભસી ગયો તે કેમ જાણ્યું કે, સાચું હશે ? આ રાજા વગરના મુલકમાં કોઇ પણ માણસ ધારે તો પોતાની જાતે જ રાજા બની જાય. તમને એમ નથી લાગતું કે, એ વેશધારી રાજા છે અને રાજાનો વેશ લેવામાં પણુ એણે જોઇએ તે કરતાં વધારે ટાપટીપ કરી છે ?

**અવન્તિ**—પણુ દેખાય છે તો રૂપાળો—તેના દેખાવમાં પણુ કાંઇક આકર્ષક તત્ત્વ તો છેજ.

**કાંચી**—ઉપર ટપકે જોતાં તમને તે આકર્ષક લાગતો

હશે, પરંતુ જરા બારીક નજરે જુઓ તો તમને તેનું પોલ માલૂમ પડયા વગર રહે જ નહિ જુઓ, હવે હું તમારા સૌના દેખતા જ તેને કેવો ઉઘાડો પાડું છું તે

[ વેશધારી 'રાજા' દાખલ થાય છે ]

"રાજા"—રાજાઓ ! હું તમને મારા રાજ્યમા આવકાર આપું છું મને આશા છે કે, મારા અમલદારોએ તમારો યથાયોગ્ય સત્કાર તો કર્યોજ હશે

**રાજાઓ**—(સભ્યતાનો ડોળ કરીને) ઓહો ! સત્કારનું તો પૂછવું જ શું ? કશી જ ઉણપ નથી આવી

**કાંચી**—અને જો કોઈ જાતની ઉણપ રહી ગઈ હોય તો પણ છેવટે આપ નામદારે અમને દર્શન આપીને જે માન આપ્યું છે તેનાથી તે પૂર્ણ થઇ ગઈ છે

"રાજા"—અમે અમારા પ્રજાજનોને તો કદી દર્શન આપતાજ નથી, પણ અમારા તરફ તમારી આટલી બધી ભક્તિ અને નિષ્ઠા છે તે જોઇને તમને દર્શન આપવાનું અમે મુનાસિબ ધાર્યું

**કાંચી**—આપ નામદારની કૃપાનો ભાર ઉપાડવા અમે અસમર્થ છીએ

"રાજા"—અમારાથી હવે વધારે થોભાય તેમ નથી

**કાંચી**—તે તો અમે જાણતા જ હતા તમે હજી પૂરેપુરા તૈયાર થયા હો એમ જણાતું નથી

"રાજા"—દરમિયાન જો તમારે અમારી આગળ કાંઇ અરજ ગુજારવી હોય તો—

**કાંચી**—તેવું કાંઇક છે પણ ખરૂં, પણ અમો આપ નામદારની સાથે ખાનગીમા વાત કરવા ઇચ્છીએ

"રાજા"—(પોતાના અનુચરવર્ગને) તમે બધા જરા દૂર જતા રહો ( તેઓ જતા રહે છે ) હવે તમારે જે કાંઇ કહેવું હોય તે વિનાસંકોચે કહી શકો છો

કાંચી—અમારે માટે તો અમને કશીએ સંકોચ નથી—માત્ર તમને પોતાને તમારા હિતની ખાતર સંકોચની જરૂર હશે એમ ધારીને અમારે આટલી સાવચેતી લેવી પડી છે.

"રાજા"—તમારે તેની કશી ફિકર-ચિંતા ન કરવી

કાંચી—ચાલ ત્યારે, તારૂં મસ્તક જમીનને અડકાડીને પહેલું અમારૂં સન્માન કર

"રાજા"—અમારા અતિવિમ ડપોમા અમારા સેવકો એ તમને વારુણી નામનો શરાબ છૂટે હાથે પાયો લાગે છે.

કાંચી—હરામખોર ધૂર્ત ! અમે નહિ પણ તે જ ખૂબ ચઢાવ્યો હશે, તેમા જ તારૂં મગજ ફરી ગયું છે ચાલ, હમણા ને હમણા તારૂં મસ્તક જમીનને અડકાડે છે કે નહિ ? નહિ તો અબ ઘડી જ તને લોચભેગો કરી નાખું છું

"રાજા"—આવી બેઅદબીભરેલી મશ્કરી કરવી એ તમને રાજાઓને શોભે નહિ

કાંચી—અમને શોભે નહિ તો જેને શોભે તે કાઇ અહીંથી દૂર નથી, સેનાપતિ !

"રાજા"—માફ કરો, માફ કરો હું તમને અરજ કરૂં છું મારે જ તમને સૌને વંદન કરવું જોઇએ મારૂં મસ્તક પોતાની મેળેજ નીચું નમે છે—તેને નમાવવાને વાસ્તે આકરા ઉપાય લેવાની જરૂર જ નથી ત્યો, આ હું તમને સૌને શિરસા વંદન કરૂં છું. હવે બાપજી મને અહીંથી છૂટો કરો ફરીથી હું કોઇ વાર તમારી આગળ મારૂં મોઢું નહિ બતાવું

કાંચી—તું હવે જાય ક્યાં ? તને અમે આ મુલકનો રાજા જ બનાવી દઇશું—ફારસ ભજવવા બેઠા ત્યારે પૂરેપુરૂં જ ભજવી નાખવું બોલ, તને રાજા માનનારા કેટલાક છે ?

"રાજા"—જોઇએ એટલા છે મને જે કોઇ જુએ છે તે બધાજ મારા અનુયાયી બની જાય છે. શરૂઆતમા જ્યારે મારી પાછળ થોડા માણસો હતા ત્યારે તો સૌ મારા

તરફ શકની નજરે જોતા હતા, પણ વખત જતાં જેમ જેમ મારા અનુયાયીઓની સંખ્યા વધતી ગઈ, તેમ તેમ લોકોની શંકા પણ ઓછી થતાં થતાં સાવ નાબુદ થઇ ગઈ. હવે તો મારે કશુંજ કરવું પડે એમ નથી. જનસમુદાય પોતાના સમૂહની વિશાળતા જોઇને પોતાની મેળેજ ભ્રાન્તિમાં પડીને મારી પાછળ પાછળ તણાય છે અને બીજાને તાણી લાવે છે.

**કાંચી**—ત્યારે એટલે સુધી તો બરાબર ઘાટ ગોઠવાયો છે. હવે જો, અમે બધા તને ટેકો આપીએ અને તારી કુમકે ઉભા રહીએ; પરંતુ તારે પણ તેના બદલામાં અમે કહીએ તે કરવું પડશે.

**"રાજા"**—તમારી આજ્ઞા અને તમારે હાથે પહેરાવેલો રાજમુકુટ બેઉ હું માથે ચઢાવું છું. હું બેઉને પવિત્ર માનીને તેમની આમન્યા રાખીશ.

**કાંચી**—અત્યારે તો અમારે સુદર્શના રાણીને જોવા ઉપરાંત બીજી કશીજ ઇચ્છા નથી. તારે તેટલી ગોઠવણ તો કરી આપવીજ પડશે.

**"રાજા"**—હું મારો બનતો પ્રયાસ કરીશ.

**કાંચી**—તારા પ્રયાસ ઉપર તો અમને ઝાઝી શ્રદ્ધા છે જ નહિ. માત્ર તારે તો અમે કહીએ તેટલુંજ કર્યા કરવાનું છે. હવે તું પૂરેપુરા રાજવંશી ઠાઠમાઠસહિત દરબારી મહોત્સવમાં ભાગ લેવા વિહારોદ્યાનમાં ઉપડી જા. આગળ ઉપર શું કરવું તે અમે પછી કહીશું.

( બધા જાય છે )

[ બુઢ્ઢા દાદા અને લોકોનું ટોળું દાખલ થાય છે. ]

**પહેલો માણસ**—એક વાર નહિ, બે વાર નહિ, પણ પાંચસો વાર મારે કહેવુંજ પડે છે કે, આપણા ઉપર રાજા રાજ્ય કરે છે એ વાતજ પૂરેપુરી તર્કટી છે.

**બુઢ્ઢા દાદા**—માત્ર પાંચસો જ વાર શામાટે ? આટલો બધો ઉગ્ર આત્મસંયમ રાખવાની કાંઇ જ જરૂર નથી.

તને તેથી સંતોષ થતો હોય તો પાંચ હજાર વાર શા માટે કહેતો નથી!

**બીજો માણસ**—પણ આવું મુએલું ગંધાતું જૂઠાણું ક્યાં સુધી ચાલવાનું હતું?

**બુઢ્ઢા દાદા**—પણ દોસ્ત! એના વડે હું મુએલો પાછો જીવતો થયો ને?

**ત્રીજો માણસ**—અમે આખી દુનિયાને જાહેર કરી દઈશું કે, આપણા ઉપર રાજા રાજ્ય કરે છે એ હડહડતું જૂઠાણું છે. ભૂતના ભડકા જેવું, અંધકારના ગોળા જેવું એ મિથ્યા છે.

**પહેલો માણસ**—અમે છાપરે ચઢીને બોલવાના કે, અમારો કોઈ રાજા છે જ નહિ જો તે હોય તો ભલે તેનાથી થાય તે કરી નાખે

**બુઢ્ઢા દાદા**—તે કાંઈજ નહિ કરે

**બીજો માણસ**—મારો પચ્ચીસ વરસનો જુવાન જોધ દીકરો ફક્ત સાતજ દિવસ તાવ આવ્યો ને મરી ગયો! સારા રાજાના રાજ્યમાં આવી વિપત્તિ પડે ખરી?

**બુઢ્ઢા દાદા**—પણ તારે તો હજી બીજા બે છોકરા છે અને મારા તો એક પછી એક પાંચ પાંચ દીકરા ચાલ્યા ગયા તેનું કેમ?

**ત્રીજો માણસ**—ત્યો, હવે તમારે શું કહેવું છે?

**બુઢ્ઢા દાદા**—વળી શું કહેવાનું હોય? છોકરા તો ગયા પણ સાથે સાથે હું મારા રાજાને પણ ગુમાવી બેસું એવો મને સાવ લોટ નહિ માનતા હો.

**પહેલો માણસ**—પેટમાં દશ દશ ઢોરના ખાડા પડ્યા હોય અને રાજા છે કે નથી તેની ચર્ચા કરવા બેસવું એના કરતાં કઈ વધારે મોટી મૂર્ખાઈ? રાજા આવીને કંઈ અમોને ભૂખમરામાંથી ઉગારવાનો હતો?

બુઢ્ઢા દાદા—તારી વાત તો સાવ સાચી છે. પણ ત્યારે જેની પાસે અન્નના ભંડાર ભર્યા પડયા છે તે રાજાનેજ પહેલાં શોધી કાઢો ને! એમ ઘરમાં ભરાઇને રાંડીરાંડની માફક રાગડો કાટીને રડવાથી તે મળવાનો હતો શું ?

બીજો માણસ—આપણા રાજાનો ન્યાય તો જરા જુઓ! આ આપણો ભદ્રસેન-આપડો એવો ભાવુક છે કે રાજાની વાત કરતાં કરતાં ગળગળો થઈ જાય છે! મૂર્ખો! વેવલો! લગતરો! પણ એના હાલ તો જુઓ! એવો કંગાલ થઇ ગયો છે કે એના ઘરની અંદરનાં ચામાચીડીઆંને પણ ભૂખે મરવાનો વખત આવ્યો છે.

બુઢ્ઢા દાદા—પણ મને કેમ જોતા નથી? હું શતદહાડો મારા રાજાની નોકરી કરી કરીને ઘસાઇ મરું છું, પણ મારી સેવાના બદલામાં તેણે મને એક કાણી પાઇ પણ આજ સુધીમાં આપી નથી.

ત્રીજો માણસ—ત્યારે એ ઉપરથી તમે શો વિચાર કરો છો?

બુઢ્ઢા દાદા—વળી એમાં વિચાર કરવા જેવુંજ શું છે? કોઇ પણ માણસ પોતાના દોસ્તોને પગાર કે બદલો આપતો હશે? મારા ભલા મિત્રો! આપણો રાજા નથી-નથી-નથી એવું તમારે કહેવું હોય તો ભલે કહેતા ફરો. એ પણ આજના મહોત્સવની ઉજવણીનું એક અંગ છે.

# प्रवेश ४ थो

સ્થળ—રાજમહેલમાંનો એક બુરજ

પાત્રો—રાણી સુદર્શના અને તેની સખી રોહિણી

**સુદર્શના**—તુ કદાચ ભૂલ કરી બેસે, પણ હુ તો ભૂલ કરૂજ નહિ હુ રાણી ખરી ને ? તેજ—તેજ—મારા રાજા હોવા જોઇએ !

**રોહિણી**—જેમણે તમને આટલા બધા સન્માનથી નવાજી નાખ્યા છે તે તમારી આગળ વહેલા મોડા હાજર થયા વિના રહેશે જ નહિ

**સુદર્શના**—તેનુ સ્વરૂપ જોઇને હુ પાજરામા પુરાએલા પખીની માફક તડફડાટ કરી મૂકુ છુ તે કોણ છે તેની તે પૂરી ખાત્રી તો કરી લીધી છે ને ?

**રોહિણી**—દરેક જણ કહે છે કે, એ જ રાજા છે, પછી એથી વધારે શી ખાત્રી કરૂ ?

**સુદર્શના**—તે ક્યાનો રાજા છે ?

**રોહિણી**—આપણાજ દેશનો રાજા—આપણો જ રાજા વળી !

**સુદર્શના**—જેના માથા ઉપર ફૂલનુ છત્ર છે તેને જ વિષે તુ કહે છે ને ?

**રોહિણી**—હા, હા, તેજ જુઓને, તેના ધ્વજ ઉપર કિંશુક પુષ્પનુ ચિત્ર છે

**સુદર્શના**—મે તો તેમને ક્યારનાએ ઓળખી કાઢયા હતા, એ તો તને કાઇક સદેહ થયા કરતો હતો

**રોહિણી**—રાણીજી ! અમારી સૌની ભૂલ તો થાયજ, પણ તમે ગુસ્સે થાઓ તેથી અમારા મનમા જે હોય, પછી તે ખરૂ હોય કે ખોટુ, પણ તે તમને કહેતા અમે ડરીએ છીએ.

**સુદર્શના**—અત્યારે અહીં સુરંગમા હોત તો કેવું સારૂં થાત ? તે હોત તો પછી મને જરાએ વસવસો ન રહેત.

**રોહિણી**—અમારા સૌના કરતાં તેનામાં વધારે અક્કલ છે એવું તમને લાગે છે ?

**સુદર્શના**—ના, ના, એવું તો છેક નહિ, પણ તે તેમને જોતાંની વાર જ ઓળખી કાઢે એવી છે.

**રોહિણી**—તે ઓળખે એવું હું તો માની શકતી નથી. તે રાજાને ઓળખવાનો ખાલી દંભજ કરે છે. તે રાજાને ઓળખે છે કે નહિ તેની પરીક્ષા કરનાર તો અહીં કોઈ છે જ નહિ. તેના જેવાં અમે નફ્ટ અને બેશરમ હોત કેની તો અમે પણ રાજાને ઓળખીએ છીએ એવી સૌની આગળ બડાઇઓ કરતાં ફરત.

**સુદર્શના**—ખોટી વાત. તે બિચારી કદી પણ બડાઇ કરતીજ નથી.

**રોહિણી**—રાણીજી ! હું કહું તે માનો. તે કહે છે તે બધું સોળે સોળ આની પાખંડ, દંભ અને ઢોંગ. કોઈ ખુલ્લા શબ્દોમાં પોતાની બડાઇ કરે તેના કરતાં આવો ગુપ્ત દંભ વધારે ખરાબ છે. તેને તો બધી જાતના કાવાદાવા કરતાં આવડે છે. એટલા માટે તો અમે સૌ તેને વખોડીએ છીએ ને !

**સુદર્શના**—તું તારે ફાવે તે કહે, પણ જો તે અહીં હાજર હોત તો હું તેને પૂછત ખરી.

**રોહિણી**—બહુ સારૂં, રાણીજી ! તમે કહેતાં હો તો હું તેને બોલાવી લાવું. રાજાને ઓળખવાને માટે રાણીને જેનો ખાસ ખપ પડે તે કાંઈ થોડી નસીબદાર !

**સુદર્શના**—અલી ! એમ નહિ; પણ મારે તો દરેક જણુ શું કહે છે તે જાણવું છે.

**રોહિણી**—ત્યારે દરેક જણુજ કહે છે કે નહિ ? પણે ગગનભેદી જયનાદ થઈ . છે તેનો અવાજ અહીં

આપણે બેઠાં છીએ ત્યાંસુધી આવે છે તે શું ત્યારે ?

**સુદર્શના**—ઠીક, ત્યારે એક કામ કર. આ બધાં ફૂલ પડયાં છે તે સઘળાં એક કમળના પાંદડામાં મૂકીને તેમને આપી આવ.

**રોહિણી**—તે પૂછે કે કોણે મોકલ્યાં ત્યારે મારે શું કહેવું ?

**સુદર્શના**—તારે કાંઇ કહેવું જ નહિ પડે. એ તો પોતાની મેળેજ જાણી જશે. તે એમ ધારતા હતા કે, મારાથી તેમને નહિ ઓળખી લેવાય. પણ મેં તેમને બરાબર ઓળખ્યા છે તે મારે તેમને બતાવી આપવુંજ છે.

( રોહિણી ફૂલ લઇને જાય છે )

**સુદર્શના**—આજે મારૂં હૃદય કોણ જાણે કેમ ધ્રૂજી ઉઠે છે, ફફડી ઉઠે છે ! આવું મને અગાઉ કોઇ વાર નથી થયું. ચંદ્રની રૂપેરી ધવલ જ્યોત્સ્ના આકાશમાં ચારે દિશાએ રેલી રહી છે અને શરાબના ફણફણતા શીશાની માફક ચારે બાજુએથી છલકાઈ પડે છે. × × × × × મને કોઇ નશાનું ઘેન ચઢયું હોય તેમ હું વિવશ બનતી જાઉં છું. અરે ! કોણ છે હાજર ?

[ એક સેવક પ્રવેશ કરે છે. ]

**સેવક**—શો હુકમ ? રાણીજી !

**સુદર્શના**—પેલા ઉત્સવમાં ભાગ લેનારા છોકરાઓ આમ્રકુંજોમાં ગાતા ગાતા ભ્રમણ કરે છે તે તારાથી દેખાય છે કે ? તેમને અહીં બોલાવી લાવ. મારે તેમનું એ ગીત સાંભળવું છે.

[ નોકર જાય છે અને છોકરાઓની સાથે પાછો આવે છે. ]

**સુદર્શના**—આવો, વસંતના નવયૌવનની જીવંત મૂર્તિઓ ! આવો. ચાલો, તમારૂં ઉત્સવગાન ગાઓ. આજે મારૂં તન મન સંગીત અને નાદલહરિના આસ્વાદનને માટે

એકાગ્ર બની ગયું છે. પણ મારા કંઠમાંથી આજે અમર સંગીતના સૂર નથી નીકળતા. માટે મારી જગ્યાએ આજે તમોજ ગાઓ.

( છોકરાઓ ગાય છે. )

### ગીત

આ વસંતની રાત્રિમા મારા દિલનું દર્દ મને મીઠું મધુરૂં લાગે છે. મારી વેદના મારા પ્રેમના સિતારના તારને ઝણઝણાવીને મૃદુ સંગીત ઉત્પન્ન કરે છે.

મારાં તલસતાં નેત્રોમાંથી અવનવાં સ્વપ્નો જન્મ લે છે અને જ્યોત્સ્ના ધવલ આકાશમાં ભ્રમણ કરે છે.

વનસ્થલીના ગર્ભમાંથી નીકળતા સુગંધના ગોટા મારા સ્વપ્નોના સમૂહમાં ગૂંથવાઇ પડે છે.

કોણ જાણે ક્યાંથી—કોઈ અગમ્ય પ્રદેશમાંથી ગેબી શબ્દો આવી આવીને ધીમાશથી મારા કાનની સાથે અથડાય છે.

મારા નૂપુરની ઘુઘરીઓ રણકાર કરી રહી છે અને મારા હૃદયના સ્પન્દનની સાથે તાલ મિલાવે છે.

સુદર્શના—બસ, બસ. હું ધરાઇ ગઇ. મારાથી હવે વધારે નહિ ખમી શકાય. તમારા સંગીતથી મારાં નેત્રોમાં આંસુ ઉભરાઇ જાય છે. × × × × મને હમણાં એવી એક કલ્પનાનું સ્ફુરણ થાય છે કે કોઈ પણ અભિલાષા તેનું મનો-વાંચ્છિત લક્ષ્ય કદી સિદ્ધ કરી શકતી જ નથી—નહિ, કદી નહિ. કયા જંગલના જોગેન્દ્રે તમને આ ગીત શીખવ્યું તે કહેશો ? જેના સંગીતનું મેં મારા કાનથી પાન કર્યું તેને જો હું મારાં નેત્રો વડે જોઇ શકું તો કેવું સારૂં ? અરે ! હૃદયવનની નિકુંજોમાં હું બીજા બધાનું ભાન ભૂલીને એકાગ્ર-ચિત્તે વિચરી શકું તો કેવું સારૂં ? અરે ! ત્યારે મને કેટલું સુખ થાય ? તપોવનના બાળકો ! તમને હું શો ઉપહાર આપુ ? મારો હીરાનો હાર તો કઠણ અને ખરબચડા પથ્થ-રનો બનેલો છે. તે તો તમારાં સુકોમળ અંગને પીડા કરે—

તમારી ડોકમાં છે તેવો પુષ્પહાર તો મારી પાસે છે નહિ.

( છોકરા વંદન કરીને ચાલ્યા જાય છે. )

[ રોહિણી પાછી આવે છે ]

**સુદર્શના**—રોહિણી ! મેં એક ભૂલ કરી. મોટી ભૂલ કરી નાખી. તું શું કરી આવી તે પૂછતાં મને લજ્જા આવે છે. શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઉપહાર હાથ વડે આપી શકાતો જ નથી, એ સત્ય હું હમણાંજ સમજી. ઠીક, કહે તું શું કરી આવી ?

**રોહિણી**—મેં રાજાજીને ફૂલ આપ્યાં, પણ તે તો જાણે કાંઇ જ સમજતા ન હોય એવા દેખાયા.

**સુદર્શના**—આ તું શું બોલે છે ? તે ન સમજ્યા ?

**રોહિણી**—તે તો મોઢેથી એક અક્ષર પણ બોલ્યા વગર પૂતળાની માફક બેસી જ રહ્યા. આ બાબતમાં પોતાને કાંઇ જ સમજ પડતી નથી તે રખેને કોઇ જાણી જાય તેટલા વાસ્તે હું ધારૂં છું કે, તેમણે પોતાના હોઠ જ સીવી લીધા.

**સુદર્શના**—ધિક્કાર છે મને ! મારી નિર્લજ્જતાની મને લાજણી સખ્ત થઈ છે, પણ તું તે ફૂલ પાછાં કેમ ન લેતી આવી ?

**રોહિણી**—લાવું કેવી રીતે ? કાંચીનો રાજા તેમની પાસે જ બેઠો હતો. તે બહુ ચાલાક માણસ છે. તે તરત જ બધું સમજી ગયો હોય તેમ તેણે મંદ સ્મિત કર્યું, અને કહ્યું: "સુદર્શના રાણી આપ નામદારને તેમનાં અભિનંદન સહિત આ પુષ્પની ભેટ મોકલાવે છે. એ તો વસંતના પરમ-સખા ભગવાન કુસુમાયુધના ધનુષની પણછનાં પુષ્પ છે." તે સાંભળીને રાજા એકાએક ચમક્યા અને બોલ્યાઃ "ત્યારે તો એ પુષ્પ મારા આજના રાજ્યવૈભવના મુકુટરૂપ છે." હું તો ત્યાંથી ભોંઠી પડીને પાછી ચાલી આવતી હતી, પણ એટલા-માં કાંચીના રાજાએ રાજાના ગળામાંનો હીરાનો હાર કાઢી-ને મને આપ્યો અને કહ્યુંઃ "સખિ ! તેં આણેલી પરમ સૌભાગ્યસૂચક ભેટના બદલામાં આ હાર પોતાની મેળેજ તારા હાથમાં આવીને પડે છે તે તું લે."

**સુદર્શના**—અરરર! આ શું? કાંચીના રાજાએ તેમને આટલું બધું કહ્યું ત્યારે તે સમજ્યા? બળ્યું મારૂં નસીબ! આજના ઉત્સવે તો મને શરમ અને અપમાનના ઢગલા તળે દાટી દીધી છે! અને એ સિવાય બીજું થાય પણ શું? રોહિણી! તું હમણાં અહીંથી ચાલી જા, મને એકલી જ પડી રહેવા દે. (રોહિણી બહાર જતી રહે છે) આજે એકજ પ્રહારથી મારૂં અભિમાન ચૂર્ણ વિચૂર્ણ થઇ ગયું અને હજી તે છતાં × × × × × તે સુંદર મનમોહન આકૃતિને હું મારા હૃદયમાંથી દૂર ખસેડી શકતી નથી. હું હારી ગઈ છું, ધૂળભેગી થઇ ગઇ છું, અત્યંત વિવશ બની ગઇ છું; છતાં હજી ચિત્ત તેનામાંજ ચોંટી રહ્યું છે. હજી મને પેલો હાર રોહિણી પાસેથી માગી લેવાનું ફરી ફરીને મન થાય છે! પણ માગીશ તો રોહિણીના મનમાં શું આવશે? રોહિણી! રોહિણી!

(રોહિણી પાછી આવે છે)

**રોહિણી**—શું કહો છો, રાણીજી!

**સુદર્શના**—તારી આજની સેવાના બદલામાં તને શું ઇનામ આપવું ઘટે?

**રોહિણી**—આપે મને કાંઇજ આપવાનું ન હોય. મને જે મળવું જોઇએ તે તો રાજાજી તરફથી મળી જ ગયું છે.

**સુદર્શના**—કોઇએ તેમની પાસે પરાણે અપાવેલી ચીજ તે કાંઇ ઇનામ ન કહેવાય! એ કાંઇ તેમણે પોતે સ્વેચ્છાથી નથી આપ્યું, અને એવી મને કમને આપેલી ચીજ તું પહેરે તે મારાથી કેમજ સહન થાય? માટે તારા ગળામાંથી એ હાર કાઢી નાખ અને અહીં મૂકી જા. તને તેના બદલામાં હું મારા હાથનાં કંકણ આપી દઉં છું. તે પહેર અને અહીંથી ચાલી જા. (રોહિણી જાય છે) પાછો બીજી વારનો મારો પરાજય થયો. મારે એ હારને ઉંચકીને સો ગાઉ દૂર ફેંકી દેવો જોઇતો હતો; પણ ફેંકી દેવાનો મારો જીવ ચાલતો નથી. આજના ઉત્સવના અધિષ્ઠાતા દેવે મને મારી લજ્જા અને અપકીર્તિના ચિહ્નસ્વરૂપની ભેટ કરી છે!

# प्रवेश ५ मो

(વિહારભવનના પ્રવેશદ્વાર આગળ બુઢ્ઢા દાદા કેટલાંક માણસોની સાથે ઉભા છે.)

**બુઢ્ઢા દાદા**—કેમ દોસ્તો! ખૂબ ધરાઇ ધરાઇને ગમ્મત કરી ને?

**પહેલો માણસ**—દાદા! ગમ્મતની તો વાતજ ન પૂછશો; જુઓને, આ મારે આખે શરીરે +ગુલાલ ગુલાલ કરી મૂક્યું છે ને! કોઇને બાકી રાખ્યા નથી.

**બુઢ્ઢા દાદા**—ખરૂં કહો છો? પેલા રાજાઓ આવ્યા છે તેમના ઉપર પણ ગુલાલ નાખ્યું કે નહિ?

**બીજો માણસ**—પણ તેમની નજદીક જવાયજ શી રીતે? તેઓ તો પોતાની આસપાસ મજબૂત વાડ બનાવીને અંદર સલામત બેસી રહ્યા છે.

**બુઢ્ઢા દાદા**—ત્યારે આખરે રાજાઓ તો રહીજ ગયા ને? તેમનાં અંગ ઉપર રંગનો એક છાંટો પણ ન નંખાયો એ શું? તમારે ગમે તેમ કરીને અંદર ઘુસી જવું હતું.

**ત્રીજો માણસ**—ઓ દાદા! લાલ રંગ તો તેમના ઉપર પણ હતો, પણ જરા જુદી જાતનો! જુઓ, તેમની આંખો લાલ હતી. તેમના ×ચોકીદારોની પાઘડીઓ લાલ હતી. તેમના બધા સેવકોની પણ પાઘડીઓ લાલ રંગની હતી, અને એ સેવકો તેમની તલવારો એવી વીંઝ્યા કરતા કે અમે જો જરાક નજદીક જાત, તો અસલ લાલ રંગની છોળની છોળ ઉડયા વગર રહેત જ નહિ.

---

+ ઉત્સવપ્રસંગે આપણા દેશમા ગુલાલ નાખવાનો રિવાજ છે તેને પ્રસ્તુત નાટકમા પ્રેમના ચિહ્ન તરીકે કલ્પ્યું છે.

× બંગાળા, યુ. પી. વગેરે પ્રાંતોમા પોલિસ લાલ પાઘડી પહેરે છે.–સેવાનંદ

**બુઢ્ઢા દાદા**—તમે ડહાપણનું કામ કર્યું, મારા મિત્રો! એવાઓથી હંમેશાં દૂરના દૂરજ રહેવું. એમને જગતમાંથી દેશનિકાલ થવાની સજા થઇ છે—અને તેથી આપણે પણ તેમને વેગળા જ રાખવા જોઇએ

**ત્રીજો માણસ**—હવે તો હુ મારે ઘેર જઇશ. જુઓ-ને, મધરાત તો વીતી ગઇ છે.

(જાય છે)

[ગવૈયાઓની એક ટોળી દાખલ થાય છે.]

**ગીત**

હવે ધોળા કાળાનો ભેદ ભૂંસાઇ ગયો છે. બધુ જ
તારા પગની પાનીના રગ જેવુ રાતુ રાતુ થઇ ગયુ છે.
મારી કાયાનો રગ રાતો છે અને મારા સ્વપ્ન
પણ રાતા રાતાજ છે લાલ કમળની માફક મારુ હૃદય
પણ ડોલી રહ્યુ છે

**બુઢ્ઢા દાદા**—શાબાશ, મારા મિત્રો! તમે ખૂબ કરી વાહ, તમને આજે ગમ્મત તો ખૂબ પડી ને?

**ગવૈયા**—હૃદયાગ્નીની ગમ્મત! મારા ભાઈ! બધું જ લાલ લાલ! આકાશમાનો ચદ્રમા એકલો છટકી ગયો—તે એકલોજ રગાયા વિનાનો ધોળો રહી ગયો છે!

**બુઢ્ઢા દાદા**—એ તો ઉપર ઉપરથી જ ધોળો દેખાય છે એટલુ જ. બાકી જો તમે એનો બહારનો બનાવટી ધોળો વેશ ખેંચી કાઢીને જુઓ તો તમે એની લુચ્ચાઈ જાણી જાઓ આજે જગતના ઉપર એણે કેટલું ગુલાલ ફેંક્યુ છે તે તો હુ બેઠો બેઠો જોયાજ કરતો હતો, અને તે છતા એ પોતે કેવો ધોળો અને રગ વગરનો ન હોય એવો દેખાવાનો ડોળ કરે છે!

(ગાય છે)

ઓ પ્રિયતમ! હુ તો તારી સાથેજ હોળી ખેલુ છુ,
હુ પાગલ બની ગયો છુ અને પરાજયને તો હુ જાણુતોજ નથી
મને ગુલાલથી રગી નાખીને તુ શુ બની જવાનો

હતો એમ? મારા હૃદયનાં કેસુડાંના રંગથી હું તારો વાઘો રંગ્યા વગર છોડું કે ?

(બધા જાય છે)

[કાશીનો રાજા અને "રાજા" દાખલ થાય છે.]

**કાંચી**—જો, મેં તને કહ્યું તે પ્રમાણે તારે બરાબર અમલ કરવાનો છે તે ધ્યાનમાં રાખજે. જરાએ ભૂલ ન થવી જોઇએ.

**"રાજા"**—અરે ! ભૂલ કેવી થાય ?

**કાંચી**—રાણી સુદર્શનાનો મહેલ .......માં છે.

**"રાજા"**—હા રે હા, એ જગ્યા મારી દીઠેલી છે.

**કાંચી**—હવે તારે કરવાનું માત્ર એટલુંજ કે, ત્યાં જતાં વારને જ બગીચામાં આગ લગાડી દેવી અને તેથી કરીને મહેલમાં ગરબડ ગોટાળો થાય એટલે તારે પેલું કામ પાર ઉતારીને ચાલ્યા આવવું.

**"રાજા"**—નહિ ભૂલું.

**કાંચી**—વળી જો, આ બનાવટી રાજા ! મારી હવે લગભગ ખાત્રી થઇ ગઇ છે કે, આપણે એક બાબતની નકામી દહેશત રાખીએ છીએ—ખરૂં જોતાં આ દેશનો કોઇ રાજા છેજ નહિ.

**"રાજા"**—આ દેશની અરાજકતાનો અંત આણવો એ જ મારો એકમાત્ર ઉદ્દેશ છે. સાધારણ જનતાનો એવો સ્વભાવ છે કે, તેમને ખરો યા કલ્પિત પણ રાજા તો જોઇએ જ. અરાજકતા અનેક અનર્થની જનેતા છે.

**કાંચી**—ઓ ધર્મનિષ્ઠ લોકહિતચિંતક ! તારો આવો અલૌકિક આત્મત્યાગ અમારે સૌએ ધડો લેવા જેવો છે; પણ તારે તે લોકોની ચિંતા કરવી જ નહિ. તેં હમણાં કહી તે અસાધારણ લોકસેવા તો હું પોતે જ બજાવવાનો છું; તારે ભાગ તે નહિ આવે.

(બેઉ જાય છે.)

---

# प्रवेश ६ ट्ठो

**રોહિણી**--અરે ! આ છે શું ? મને તો કાંઇજ સમજ નથી પડતી ! ( માળીઓને ) અલ્યા ! આમ ઉતાવળા ઉતાવળા ક્યાં દોડી જાઓ છો ?

**પહેલો માળી**--અમે આ બગીચાની બહાર જઈએ છીએ.

**રોહિણી**--પણ ક્યાં ?

**બીજો માળી**--તે તો અમે પણ નથી જાણતા. રાજા બોલાવે છે માટે જઇએ છીએ.

**રોહિણી**--અરે ઉલ્લુઓ ! રાજા તો આજ બગીચામાં છે. તમને વળી ક્યાં રાજા તેડાવે છે ?

**પહેલો માળી**--તેની અમને ખબર નથી.

**બીજો માળી**--જે રાજાની અમે જન્મ્યા ત્યારથી સેવા કરતા આવ્યા છીએ તે જ; વળી બીજો કોણ હોય ?

**રોહિણી**--તમે બધા જ જવાના ?

**પહેલો માળી**--બધા, બધાજ. અમારે અબ ઘડીજ જવું જોઇએ; નહિ તો અમને સજા થાય.

( તેઓ જાય છે )

**રોહિણી**--મને એમના બોલવામાં કાંઈ જ સમજ પડતી નથી. પણ મને આ બધું જોઇને મનમાં કાંઇક ભય લાગે છે. જાણે નદીની ભેખડ ઉપરથી ઢોર ઉતરતાં હોય તેમ બધા ધડબડ ધડબડ દોડી જાય છે. એ શું હશે ?

[ કોશલ દેશનો રાજા દાખલ થાય છે. ]

**કોશલ**--રોહિણિ ! તારો રાજા અને કાંચીનો રાજા બેઉ ક્યાં ગયા તેની તને ખબર છે ?

**રોહિણી**—આ બાગમાં કોઇ ઠેકાણે બેઠા હશે, પણ ક્યાં બેઠા હશે તેની મને બરાબર ખબર નથી.

**કોશલ**—તેમની હિલચાલનો ભેદ મને સમજાતો નથી; પણ મેં કાંચીરાજના ઉપર વિશ્વાસ મૂકવામાં ભારે-માં ભારે ભૂલ કરી છે.

(જાય છે)

**રોહિણી**—આ રાજાઓ વળી અંદર અંદર શા ગોટાળા કરી રહ્યા છે? થોડાજ વખતમાં કશોક ભયંકર બનાવ બનશે એવા ભણકારા મારા કાનમાં વાગે છે. હું તેમાં સંડોવાઇ ન જાઉં તો સારૂ.

[ અવંતિનો રાજા આવે છે. ]

**અવંતિ**—અરે રોહિણિ! બીજા બધા રાજાઓ ક્યાં છે તે તું જાણે છે કે?

**રોહિણી**—કોણ ક્યાં છે તે કહેવું બહુ મુશ્કેલ છે. કોશલરાજ તો હમણાંજ આ તરફ ગયા.

**અવંતિ**—હું કોશલની વાત પૂછતો નથી. કાંચીનો રાજા અને તારો રાજા ક્યાં છે તેટલું જ મારે જાણવું છે.

**રોહિણી**—મેં તેમને ઘણા વખતથી જોયાજ નથી.

**અવંતિ**—કાંચીરાજ અમારા બધાથી આઘો ને આઘોજ ફરે છે. જરૂર, અમને સૌને છેતરવાનો તે ઘાટ ઘડી રહ્યો હોવો જોઇએ. આ કારસ્તાનમાં વળી મેં ક્યાં હાથ ઘાલ્યો? બહેન રોહિણિ! મને મહેરબાની કરીને આ બાગમાંથી બહાર જવાનો રસ્તો બતાવીશ?

**રોહિણી**—હું નથી જાણતી.

**અવંતિ**—બીજો કોઈ મને અહીંથી બહાર લઇ જઇ શકે એમ છે?

**રોહિણી**—નોકરો તો બધાજ બાગીચાની બહાર ચાલ્યા ગયા છે.

**અવંતિ**—શા માટે ગયા ?

**રોહિણી**—મને તેમના કહેવામાં કંઈ સમજ નથી પડતી. તેઓ કહેતા ગયા કે અમને બાગમાંથી એકદમ બહાર ચાલ્યા જવાની રાજાએ આજ્ઞા કરી છે.

**અવંતિ**—રાજાએ ? કયા રાજાએ ?

**રોહિણી**—તે તો તેઓ કહી શકતા ન હતા.

**અવંતિ**—આમાં નક્કી કાંઇ ગરબડ છે. એનો ભેદ મારે ગમે તેમ કરીને જાણી લેવો જ જોઇએ. મારાથી હવે અહીં એક પળવાર પણ થોભાય તેમ નથી.

( ઉતાવળે પગલે જાય છે. )

**રોહિણી**—હવે મારે રાજાને ક્યાં ખોળવા ? રાણીએ મોકલાવેલાં ફૂલ મેં તેમને આપ્યાં ત્યારે તો તેણે મારા તરફ ઝાઝું લક્ષ નહોતું આપ્યું; પણ ત્યાર પછી તે મને નાના પ્રકારની ભેટ સોગાતો આપ્યા જ કરે છે. આ વિનાકારણની ઉદારતાથી મને ઘણો ભય લાગે છે. × × × × અરે ! આ રાતને પહોર આ પંખીઓ શામાટે ઉડાઉડ કરતાં હશે ? એઓ એકાએક શાથી ચમકી ઉઠયાં હશે ? એમને બહાર ઉડવાનો હંમેશનો વખત તો હજી થયો નથી. × × × રાણીની લાડકી હરિણી વળી કેમ પેલી તરફ દોડી જતી હશે ? ચપલા ! ઓ ચપલા ! તે સાંભળતી જ નથી. આવી બિહામણી રાત્રિ તો મેં મારી જીંદગીમાં નથી જોઇ. ચારે બાજુનું ક્ષિતિજ કોઇ પાગલની આંખો જેવું રાતું ચોળ થયું દેખાય છે—જાણે બધી બાજુએથી એક્કી વખતે સૂર્ય આથમતો ન હોય ! ઈશ્વરને પણ આવું કરવાનું શું ગાંડપણ લાગ્યુ હશે ! × × × × અરેરે ! હું હવે ભયભીત થાઉં છું; મારે હવે રાજાને ક્યાં ખોળવા ?

---

- ''

# प्रवेश ७ मो

સ્થળ—રાણીના મહેલના દરવાજા આગળ.

**''રાજા''**—કાંચીરાજ ! આ તમે કર્યું શું ?

**કાંચી**—અરે ! યાર ! હું તો માત્ર આ મહેલની બાજુના જ બાગને આગ લગાડવા ગયો ત્યાં તો ચોતરફ બધે જ સળગી ઉઠયું ! આગ આમ બધે જલદી ફેલાઇ જશે એવું કોણે જાણ્યું'તું ? ચાલ હવે, જે થયું તે થયું, પણ હવે બાગમાંથી બહાર નીકળી જવાનો રસ્તો બતાવ.

**''રાજા''**—મને રસ્તાની માહિતી નથી. આપણને અહીં તેડી લાવનારાઓ તો બધાએ નાસી ગયા.

**કાંચી**—તે નહિ ચાલે. તું આ દેશનો વતની છે; તને રસ્તાની જાણ હોવી જ જોઇએ.

**''રાજા''**—દરબારી બાગના અંદરના ભાગમાં હું અત્યાર અગાઉ કદી પેઠો ન હતો.

**કાંચી**—તારૂં બધું ડહાપણ જવા દે અને મને સીધો રસ્તો બતાવ; નહિ તો તને ઉભો ને ઉભો ચીરી નાખીશ.

**''રાજા''**—એવી રીતે જો તમારે મારો જાન લેવો હોય તો લો; એથી તમને બાગમાંથી બહાર નીકળવાનો રસ્તો ભાગ્યેજ મળે.

**કાંચી**—ત્યારે પછી 'હું અહીંનો રાજા છું'–રાજા છું' એમ બધે શાનો બકતો ફરે છે ?

**''રાજા''**—પણ હું રાજા નથી–ખરેખરો રાજા નથી. (એમ કહીને તે જમીન ઉપર લાંબો થઇને પડી જાય છે અને હાથ જોડે છે.) ઓ મારા રાજા ! તમે કયાં છો ? મને બચાવો, અરે ! મારી વ્હારે દોડો ! હું બળવાખોર

છું, હું રાજદ્રોહી છું. મને સજા કરો, પણ મને મૃત્યુમાં-થી બચાવી લ્યો !

**કાંચી**—મૂર્ખ ! એમ ખાલી હવાની આગળ પોકાર અને કલ્પાંત કર્યે શું વળવાનું હતું ? આમ નાહકનો વખત બરબાદ કરવા કરતાં રસ્તો શોધવો એ વધારે બહેતર છે.

**"રાજા"**—હું અહીંનો અહીંજ પડી રહેવાનો. અહીંથી એક તસુ પણ ખસવાનો નથી. મારૂં જે થવાનું હો તે થાઓ–હું ચેં કે ચૂં કરવાનો નથી.

**કાંચી**—પણ આવી મૂર્ખાઇ હું કેમ ચાલવા દઈશ ? હું જો આ આગમાં બળી મરૂં તો તું પણ છેવટ સુધી મારી સાથેનો સાથેજ.

(બહારથી પોકાર કરે છે)

ઓ રાજા ! અમને બચાવો, અમને બચાવો; અમે આગમાં ચારે બાજુએથી ઘેરાઇ ગયાં છીએ !

**કાંચી**—બેવકૂફ ! શું જોયા કરે છે ? થા ઉભો, એક પળનો વિલંબ કર્યો તો મરી ગયા જાણજે.

[ રાણી સુદર્શના પ્રવેશે છે. ]

**સુદર્શના**—રાજાજી ! ઓ મારા રાજાજી ! મને મૃત્યુમાંથી બચાવો. હું આગમાં ઘેરાઇ ગઈ છું.

**"રાજા"**—અહીં રાજા જ કોણ છે ? હું રાજા નથી.

**સુદર્શના**—ત્યારે કોણ છો તમે ?

**"રાજા"**—હું દંભી છું, હું પાખંડી છું, હું બદ-માસ ઠગ છું. (પોતાનો મુકુટ જમીન પર ફેંકી દઇને) આજે મારો દંભ અને મારાં પાખંડ બધાં ધૂળભેગાં થઈ જાઓ !

(કાંચીરાજ સાથે ત્યાથી ચાલ્યો જાય છે.)

**સુદર્શના**—કહે છે કે હું રાજા નથી? એ રાજા નથી જ! ત્યારે તો ઓ અગ્નિદેવ! મારો ભક્ષ કરો! મને તમારી જ્વાળાઓમાં બાળીને ખાક બનાવી દો! હે અગ્નિ! હે પાવક! હવે તો હું તમારૂં જ શરણ લઇશ. તમારામાં જ ઝંપલાવીશ. મારી લજ્જા, મારી વાસના, મારી તૃષા-ક્ષુધાને બાળીને ખાક બનાવી દો!

( રોહિણી આવે છે )

**રોહિણી**—તમે ક્યાં જાઓ છો? ઓ રાણીજી! અંદર ન જાઓ! ન જાઓ! તમારા બધા જ ઓરડામાં આગના ભડકા ઉઠયા છે; મારૂં માનો. તમે અંદર ન જાઓ.

**સુદર્શના**—બસ, હું જવાનીજ. મારા બળતા ઓરડાઓમાંજ પેસવાની. એ આગમાંજ હું મારી ચિતા રચીશ.

( રાણી મહેલમા જતી રહે છે )

# प्रवेश ८ मो

[ અંધારા રંગમહેલમાં રાજા અને સુદર્શના રાણી ]

**રાજા**—રાણી ! તમે જરા પણ ડરશો નહિ. તમારે ડરવાનું કાંઇ જ કારણ નથી. તમારા ઓરડા સુધી આગ આવવાની જ નથી.

**સુદર્શના**—મને આગનો જરાય ડર નથી. પણ.... પણ મારી લજ્જા મારી પાછળ પાછળ ભડભડતી આગની માફક ચાલી આવે છે. મારૂં મોઢું, આંખો, હૃદય મારા શરીરનો એકે એક અવયવ આગમાં બળી જળીને જાણે ખાક થતો જાય છે.

**રાજા**—થોડો વખત તો લાગશે, પરંતુ વખત જતાં તમારી એ જ્વાલા પણ શમી જશે અને તમને શાંતિ થશે.

**સુદર્શના**—કદી નહિ, કદી જ નહિ. એ આગના ભડકા બળ્યા જ કરશે; કદી નહિ હોલવાય !

**રાજા**—રાણી ! તમે એમ હતાશ કેમ થાઓ છો?

**સુદર્શના**—રાજાજી ! તમારી આગળ હું હવે કશું-જ ગુપ્ત નહિ રાખું. × × × × × મારી ડોકમાં હાર છે તે બીજાનો આપેલો છે.

**રાજા**—એ હાર પણ મારો જ છે ! તે વળી કયાંથી લાવવાનો હતો ? મારા ઓરડામાંથી તે ચોરી ગયો હતો.

**સુદર્શના**—છતાં પણ તે તેનો આપેલો છે, અને હજી પણ તેને ફેંકી દેવાનું મારૂં જિગર ચાલતું નથી ! જ્યારે આગના ભડકા મારી ચારે બાજુએ ફરી વળ્યા ત્યારે તેની અંદર એ હારને ફેંકી દેવાનું મને મન થઈ આવ્યું હતું, પણ નાખતાં મારો જીવ ન ચાલ્યો–મારાથી નજ ફેંકી દેવાયો. મારૂં મન મને કહેવા લાગ્યું કે "મરતા સુધી એ હાર તારી

ડોક ઉપરથી રખે ઉતારતી " × × × × × રાજાજી ! હું તમને લેવાનેજ બહાર આવી એટલામાં આ તે કઈ જાતની આગમાં હું દીવાની આગળ આંધળા થઇ ગયેલા પતંગીઆની માફક કૂદી પડી ! હાય હાય રે ! મારું દર્દ, મારા હૃદયની વેદના જીભે કહી નથી જતી ! આગ તો ભડકે ને ભડકે સળગતી જ જાય છે અને છતાં તે આગની અંદર શેકાતી, ચણુચણુતી, બળતી બળતી પણ હું હજી જીવું છું !

રાજા—પણ તમારે મને લેવોજ હતો તે આખરે લેયો તો ખરો જ ને ! તમારા મનની ઇચ્છા તો પૂર્ણ થઈ. હવે શું છે ?

સુદર્શના—પણ મારે તમને આવા ભયાનક પ્રલયની વચ્ચે જોવા નહોતા તો ! અરે ! આંખે શું જોયું તેનું અત્યારે મને પૂરું ભાન તો નથી રહ્યું; પણ ઓ રાજાજી ! હજી મારું હૃદય ભયથી ધ્રૂજી રહ્યું છે.

રાજા—શું જોયું તે કહો તો ખરાં.

સુદર્શના—ભયાનક ! અત્યંત ભયાનક દૃશ્ય ! તેની ફરીથી કલ્પના આવતાં પણ હું કંપી ઉઠું છું. કાળમીંઢ જેવું ઘોર કરાળ કાળું તમારું સ્વરૂપ ! તમે આવા કાળરાત્રિ જેવા શ્યામ છો ! એક અતિ દારુણ ક્ષણવારજ મને તમારા સ્વરૂપની ઝાંખી થઇ ગઇ. આગના ભડકાનો પ્રકાશ તમારા ચહેરા ઉપર પડયો—કોઇ પ્રચંડ ધૂમકેતુ પોતાની કાળી પાંખો વીંઝતો, રાત્રિની શ્યામતાને સળગાવી મૂકતો, એકાએક જાણે મારા દૃષ્ટિપથ ઉપર આવીને ઉભો હોય એવું તમારું પ્રલયરાશિ જેવું નિદારુણ સ્વરૂપ !—એં તરત જ મારી આંખો મીંચી દીધી—બીજી વાર તમારી સામે જોવાનું મારામાં સામર્થ્ય જ ન રહ્યું. અહાહાહા ! પ્રલયકાળના મેઘરાશિ જેવું, તોફાની અસીમ મહાસાગરના પ્રમત્ત ઉત્તુંગ મહામોજ સંધ્યાની ઘેરી બિહામણી રક્તિમા વડે પ્રોજ્જ્વલ બનીને તાંડવ નૃત્ય કરતા હોય એવું કરાલ કાળું કાળું તમારું સ્વરૂપ !

**રાજા**—મેં તો તમને પહેલેથીજ કહી રાખ્યું હતું કે, મને જોવાની યોગ્યતા કેળવાઇ ન હોય ત્યાંસુધી મારૂં દર્શન તમારાં અગર કોઇનાં પણ નેત્રોથી નહિ સહન થાય. મારા ઉપર નજર પડતાની સાથેજ હરકોઇને મારાથી દૂર દૂર પૃથ્વીના છેડા સુધી ભાગી જવાનુંજ મન થાય છે. આવા અનેક દાખલા મારા જોવામાં આવ્યા છે. એટલા જ માટે તમારી આગળ એકદમ નહિ પણ ધીરે ધીરે, ક્રમે ક્રમે મારા સ્વરૂપને પ્રકટ કરવાનો મારો ઇરાદો હતો.

**સુદર્શના**—પણ મારાં પાપ પ્રકટયાં અને તમારી આશા માટીમાં મળી ગઇ—હવે મારા અને તમારા ઐક્યના સંભવને વિષે મારા મનથી વિચાર કરવાનો પણ અવકાશ નથી રહ્યો.

**રાજા**—રાણી ! સંભવ નથી કેમ ? યોગ્ય સમયે બધું જ બની આવશે. સીમા વિનાની, આશાના અંકુર વગરની શ્યામતા જે તમારા આત્માને પણ ઘેરી વળીને તમને ભયત્રસ્ત કરી રહી છે તેમાંથી જ તમને એક દિવસ સાંત્વના મળશે, તે જ તમારા ઉદ્ધારનો માર્ગ અજવાળશે; નહિ તો પછી મારા પ્રેમનું પ્રયોજન જ કયાં રહ્યું ?

**સુદર્શના**—તે નહિ બને, કદી નહિ બને. તેવો સંભવજ કયાં રહ્યો છે ? તમારો એકલાનો પ્રેમ શું કરવાનો હતો ? મારો પ્રેમ હવે તમારા ઉપર રહ્યો જ નથી. સૌંદર્યના જાદુનો હું શિકાર થઈ પડી છું. આ ગાંડપણુ મને છોડનાર નથી, મારો આ નશો ઉતરનાર નથી. તેણે મારી આંખોને આંજી દીધી છે. મારાં સ્વપ્નો ઉપર સોનેરી ચાદર બિછાવી દીધી છે. મેં મારા અપરાધની તમારી આગળ પૂરેપુરી કબૂલાત કરી દીધી છે. તમારી મરજીમાં આવે તેવી મને સજા કરો.

**રાજા**—સજાની શરૂઆત તો કયારનીએ થઇ ચૂકી છે.

**સુદર્શના**—પણ તમે મને કાઢી નહિ મૂકો તો હું તમને છોડીને ચાલી જઇશ.

**રાજા**—તમારી મરજીમાં આવે તેમ કરવાને તમે પૂરેપુરાં સ્વતંત્ર છો.

**સુદર્શના**—હવે તો તમે મારી પાસે ઉભા છો તે જ હું સહન કરી શકતી નથી. મારું હૃદય તમારી સામે બળવો પોકારી રહ્યું છે. તમે શા માટે—અરે! તમે મને આ કરો છો શું? તમે આવા કેમ થઈ ગયા છો? તમે સુંદર છો, મનમોહન છો એવું એવું જૂઠાણું તે બધા મને શા માટે કહી મરતા હતા? તમે તો કાળરાત્રિના જેવા—કાળી શાહી સરખા છો. ના, ના, તમને હું કદી પણ ચાહનાર નથી. હું જેને ચાહું તેને મેં હવે જોયો છે—તે શિરીષ પુષ્પના જેવો નાજુક, માખણ જેવો સુકોમળ અને પતંગીઆના જેવો સુંદર છે.

**રાજા**—તે મૃગજળના જેવો મિથ્યા છે, પરપોટા ના જેવો પોકળ છે.

**સુદર્શના**—ભલે જેવો છે તેવો, પણ તમારી પાસે તો હું નથીજ ઉભી રહેવાની—બસ નહિ જ. હું તમારી પાસેથી ચાલી જઈશ. તમારૂં ને મારૂં ઐક્ય કદી થઇ શકેજ નહિ. પરાણે પરાણે કરું તોપણ તે મિથ્યા અને કૃત્રિમ. મારૂં હૃદયહવે તમારાથી દૂરનું દૂર જ રહે છે.

**રાજા**—પણ તેને પાછું વાળવા માટે તમારા તરફ-થી જરા જેટલો પણ યત્ન નહિ કરો?

**સુદર્શના**—યત્ન! યત્ન તો હું ગઇ કાલની થોડો કરી રહી છું? પણ જેમ જેમ હું મારા મનને સમજાવું છું, તેમ તેમ તે તમારી સામે બળવાખોર બનતું જાય છે. હવે હું તમારી સાથે જેટલો વખત રહીશ તેટલો વખત હું ભ્રષ્ટ થઇશ. મેં મારા શિયળનો, મારા સતીત્વનો ભંગ કર્યો છે એ વિચાર મારો ક્ષણ વાર પણ કેડો નહિ મૂકે.

**રાજા**—ત્યારે મારાથી તમે જેટલાં દૂર જઈ શકો

તેટલાં દૂર જાઓ. બીજું શું થાય ?

સુદર્શના—પણ તમે મને જતી અટકાવતા નથી એટલે હું તમારાથી દૂર પણ જઈ શકતી નથી. તમે મારા કેશ પકડીને એમ કેમ કહેતા નથી કે "બસ, તારે નથી જવાનું ?" તમે મને મારતા કેમ નથી ? મને એક વાર ખૂબ મારો, મરાય તેટલી મારો, સખતમાં સખત સજા કરો. કેમ નથી કરતા ? તમે તો ટાઢા ટપ થઇને હું જેમ કરૂં તેમ કરવા દો છો; તેથી તો હું ખીજવાટથી ગાંડી બની ગઈ છું—હવે મારાથી આ નથી સહન થતું.

રાજા—હું કાંઇજ કરતો નથી, અને તમને ચાલ્યાં જતાં અટકાવતો જ નથી એવું એવું તમે શા માટે માની લ્યો છો ?

સુદર્શના—પણ તમારી આવી રીતભાત મારાથી હવે સહન કરી શકાતીજ નથી. મારે કાને પડતા બીજા તમામ અવાજોને ઢાંકી દે એવા વીજળીના કડાકા જેવા કઠોર અને ગંભીર અવાજથી શા માટે તમને મૂકીને નહિ જવાની આજ્ઞા નથી કરતા ? મને સહેલાઈથી વગર સજાએ શા માટે છોડી મૂકો છો ?

રાજા—હું તમને તમારી મરજી મુજબ વર્તવા દઇશ, પણ તમને મારી સાથેનો સંબંધ તોડીને ચાલ્યાં તો નહિ જ જવા દઉં.

સુદર્શના—નહિ જવા દો ? એમ ? ત્યારે જુઓ, હું આ ચાલી.

રાજા—ભલે, જાઓ.

સુદર્શના—પછી મારો દોષ કાઢતા નહિ. તમે મારો હાથ પકડીને બળજબરાઇથી અટકાવી શકત; પણ તમે મને નથી અટકાવી તે યાદ રાખજો. હજી પણ તમે નથી અટકાવતા. હવે હું જવાની જ. તમારા સિપાઇ-

એને કહો કે મને જવા ન દે.

**રાજા**—તમને અટકાવવા કોઇએ નથી રોકવાનું. પવનના તોફાનને લીધે મેઘસમૂહમાંથી છૂટા પડેલા મેઘખંડની માફક તમે મન ફાવે ત્યાં ભલે જાઓ.

**સુદર્શના**—હવે હદ થઇ છે, મારૂં બળ ખૂટી ગયું છે. મને અંદરથી કોઇક ગતિ આપી રહ્યું છે. હું મારૂં લંગર હવે ઉઠાવી લઉં છું. હું ડૂબીશ તો ભલે ડૂબીશ, પણ તમારે ઘેર પાછી તો નહિજ આવું.

(રાણી બહાર દોડી જાય છે)

[સુરંગમા ગાતી ગાતી આવે છે]

**સુરંગમા**—તમે મને તમારાથી દૂર કાઢી મૂકો છો એ તમારી કેવી વિચિત્ર ઇચ્છા કહેવાય ? ભટકી ભટકીને પાછી હું તમારા જ ચરણ આગળ આવવાની છું. અત્યારે તમે તમારા પ્રેમના ઉપર બેપરવાઇનો ઓછાડ ઓઢાડો છો–તમારા પ્રેમાળ હાથવડે તમે મને દૂર ખસેડો છો–પણ તે પાછી તમારા તરફ ખેંચી લેવાને માટે જ. ઓ રાજાજી ! તમારા આખા રાજ્યમાં તમે આ કેવી વિચિત્ર લીલા કરી રહ્યા છો ?

**સુદર્શના**—(પાછી આવીને) રાજાજી ! ઓ રાજાજી !

**સુરંગમા**—તે તો ગયા.

**સુદર્શના**—ગયા ? બહુ સારૂ............ત્યારે તેમણે હવે સદાને માટે મારો ત્યાગ કર્યો છે એમજ મારે સમજી લેવું. હું ગએલી પાછી આવી પણ એમનાથી મારે સારૂ એક પળ વાર પણ થોભાયું નહિ ! ઠીક હવે, હું પૂરેપુરી સ્વતંત્ર છું. સુરંગમા ! મને પાછી રાખવાનું કહેતા ગયા છે ?

**સુરંગમા**—તેમણે મને કાંઇ જ કહ્યું નથી.

**સુદર્શના**—શું કરવા કહે ? તેમને મારી દરકાર જ

શી છે? હવે મને કોઇ રોકનાર નથી હુ મારી માલિક છુ પણ સુરગમા! મારે રાજાને એક વાત પૂછી લેવી હતી પરતુ મારી જીભ ન ઉપડી તુ જાણુતી હોય તો કહે તેમણે કદી પોતાના કેદીઓને આણદડની સજા કરી છે કે નહિ?

**સુરંગમા**—એવી સજા તો રાજા કોઇને કદી પણ કરતાજ નથી

**સુદર્શના**—ત્યારે કેવી સજા કરે છે?

**સુરગમા**—તે તો તેમને છૂટાજ મૂકી દે છે જુઓ ને, કાચીનો રાજા પોતાનો પરાજય કબૂલ કરીને પોતાના રાજયમા જતો રહ્યો ને!

**સુદર્શના**—હાશ! હવે મને નિરાત વળી!

**સુરંગમા**—રાણીજી! મારી એક વિનતિ સાભળશો?

**સુદર્શના**—તે તારે મને કહેવુ જ નહિ પડે રાજાનુ આપેલુ જે કાઇ ઝવેરાત મારી પાસે છે તે બધુ જ હુ જતા જતા તને આપતી જઇશ તે પહેરવાને માટે હવે હુ લાયક રહી નથી

**સુરંગમા**—રાણીજી! મારે તેમાનુ કાઇજ નહિ જોઇએ મારા માલિકે મને કોઇ પણ જાતના ઘરેણા આપ્યા જ નથી મારી નરી સાદાઇ જ મારે માટે પૂરતી છે હુ પહેરીને લોકોની આગળ મોટાઇ કરૂ એવુ તેમણે મને કશુજ આપ્યુ નથી

**સુદર્શના**—ત્યારે તારે શુ જોઇએ છે?

**સુરંગમા**—રાણીજી! તમે જયા જાઓ ત્યા મને તમારી સાથે ને સાથેજ આવવા દો

**સુદર્શના**—હજી જરા વધારે વિચાર કર તું તારા માલિકને છોડીને મારી સાથે આવે છે તે ધ્યાનમા રાખ-

જે, આવી ગાંડી માગણી તે કરાય ?

**સુરંગમા**—પણ હું તેમનાથી જરા પણ દૂર જતી હોઉં ત્યારે ને ? તમે એકલાં કોઇના સાથ સંગાથ વગર જાઓ છો તેથી તે તો તમારી સાથે ને સાથેજ આવશે.

**સુદર્શના**—તું છેક જ અક્કલમાં ન ઉતરે તેવી વાતો કરે છે. પહેલાં મારો રોહિણીને સાથે રાખવાનો વિચાર હતો પણ તે ના પાડે છે. અલી ! મારી સાથે આવવાની તું ભલી હિંમત ચલાવે છે ?

**સુરંગમા**—મારામાં હિંમત પણ નથી અને બળ પણ નથી. પણ હું તમારી જોડે આવવાનીજ; બળ, હિંમત બધું—જે જોઇશે તે આપોઆપ આવી મળશે.

**સુદર્શના**—પણ મારે તને નથી લઇ જવી. તું મારી સાથે હોઇશ તો મારી લાંછના મને વારે ઘડીએ સાંભર્યા કરશે; અને મારાથી તે સહન થાય તેમ નથી.

**સુરંગમા**—ઓ મારાં રાણીજી ! તમારૂં કલ્યાણ તેજ મારૂં કલ્યાણ, તમારૂં અકલ્યાણ તેજ મારૂં અકલ્યાણ, એમ હું સદાયે માનતી આવી છું; છતાં તમે મને પરાઇ ગણો છો ? નહિ, નહિ; હું તો તમારી સાથેજ આવવાની.

# प्रवेश ९ मो

[સુદર્શનાનો પિતા કાન્યકુબ્જનો રાજા અને તેનો પ્રધાન]

**કાન્યકુબ્જ**—તેના આવતા પહેલાં તેનો બધો વૃત્તાંત મારા જાણવામાં આવી ગયો છે.

**પ્રધાન**—નદીકિનારે નગરના દરવાજાની બહાર કુંવરી એકલાંજ ઉભાં છે; આપ કહેતા હો તો તેમને તેડી લાવવા થોડાંક માણસોને મોકલાવું.

**કાન્યકુબ્જ**—શું ? પોતાની લગ્નની પ્રતિજ્ઞાનો ભંગ કરીને, પોતાના પતિને છોડીને ચાલી આવનારનું સામૈયું કરીને તેની લાંછનાની–તેની અપકીર્તિની તમારે જાહેર ખબર કરવી છે ?

**પ્રધાન**—વારૂ ત્યારે, તેના ઉતારા માટે રાજમહેલમાં ગોઠવણ કરાવું ?

**કાન્યકુબ્જ**—કાંઇજ કરવાનું નથી. તે રાજી ખુશીથી પોતાની રાજરાણીતરીકેની પદવી છોડીને આવી છે. તેને જો મારે ઘેર રહેવું હોય તો દાસી થઇને રહેવું પડશે.

**પ્રધાન**—રાજાજી ! આ આજ્ઞા તેને માટે ઘણી આકરી અને મર્મવેધક થઇ પડશે.

**કાન્યકુબ્જ**—તેને તેનાં દુઃખમાંથી જો હું રાહત આપું તો હું તેનો પિતા થવાને યોગ્ય ન કહેવાઉં.

**પ્રધાન**—બહુ સારૂ, આપ નામદારની ઇચ્છા મુજબ હું બધી ગોઠવણ કરી દઇશ.

**કાન્યકુબ્જ**—જુઓ, તે મારી પુત્રી છે એ વાત પૂરેપુરી ગુપ્ત રહે; નહિ તો આપણે સૌ ભયાનક વિપત્તિમાં ફસાઇ પડીશું.

**પ્રધાન**—રાજાજી ! એટલી બધી ધાસ્તી રાખવાનું કંઈ કારણ ?

**કાન્યકુબ્જ**—સ્ત્રી પોતાના ધર્મના માર્ગમાંથી ચલિત થાય છે ત્યારે ભયંકરમાં ભયંકર વિપત્તિઓ તેને ઘેરી વળે છે. આ મારી પુત્રીને જોઈને મારા મનમાં ભયની કેવી કેવી કલ્પનાઓ જાગે છે તે તમે હજી નથી જાણતા—પોતાની સાથે સંકટ અને વિપત્તિઓનાં પોટલે પોટલાં લઈને હું તેને મારે ઘેર આવેલી જોઉં છું.

# प्रवेश १० मो

[ રાજમહેલની અંદરના એક ઓરડામાં સુદર્શના અને સુરંગમા વાતો કરતાં બેઠાં છે. ]

**સુદર્શના**—સુરંગમા ! તું મારી પાસેથી ચાલી જા. મારા હૃદયમાં દારુણ ક્રોધ ઉછળી રહ્યો છે–હું કોઇનું મોઢું જોઉં છું અને મને કાંઇ કાંઇ થઇ આવે છે–તારી આવી શાંતિ અને સહનશીલતા જોઇને પણ મને પાર વગરનો ખીજવાટ ઉત્પન્ન થાય છે.

**સુરંગમા**—તમને કોના ઉપર ક્રોધ ચડે છે ?

**સુદર્શના**—તે તો હું જ જાણતી નથી; પણ મને એમ થઇ આવે છે કે, ભલે તમામ પદાર્થ અને પ્રાણીમાત્ર, સૌ ચૂર્ણવિચૂર્ણ થઇ જાઓ–જગતનો સર્વતઃ પ્રલય થઇ જાઓ અને હું એ વિનાશ જોઉં જોઉં ને હરખાઉં. મેં એક પળવારમાં મારી રાજરાણી તરીકેની પદવીનો ત્યાગ કરવાનો નિશ્ચય કરી નાખ્યો તે શું આ નાનકડી અંધારી બખોલ જેવી કોટડીમાં સાવરણી લઇને પૂંજો વાળવા માટે અને આખો દિવસ ગદ્ધાવૈતરૂં કરવાને માટે ? મારા શ્રાદ્ધના દીવા શા માટે આખા જગતમાં ઠામ ઠામ સળગતા નથી ! શા માટે ધરતીકંપથી આખી પૃથ્વી હાલી નથી ઉઠતી ! મારૂં પતન તે કાંઇ ક્ષુદ્ર ઝાડવાનુ એકાદ ક્ષુદ્ર ફૂલ ખરી પડયું હોય તેવો નજીવો બનાવ છે ? ના, ના, એ તો કોઇ ઉગ્ર તેજથી ભભૂકતો તારો ખરતાં ખરતાં પણ આખા આકાશને પોતાની જ્વાલાથી સળગાવી મૂકે, મહાકાશને ભેદીને પાતાળમાં ઉતરી પડે તેવું જાજ્વલ્યમાન મારૂં પતન છે.

**સુરંગમા**—વનમાં દાવાનળ સળગે અને તેના ભડકા ચારે દિશામાં ફેલાઇ જાય તે પહેલાં થોડો વખત તો તે અંદરનું અંદર ધૂમાયા કરે ને ? હજી જરાક વાર છે.

**સુદર્શના**—રાણી તરીકેની મારી કીર્તિ, મારૂં ગૌરવ –બધાંને મેં ફગાવી દીધાં છે. પણ છે આજે કોઇ મારા સૂકા ઉજ્જડ વેરાન જેવા હૃદયને સાંત્વન આપનાર ? અરે ! આખા વિશ્વમાં હું એકલી, અટૂલી, નિરાધાર, નિઃસહાય પડી છું ! મારૂં એકલવાયાપણું મને ચારે કોરથી સાલી રહ્યું છે !

**સુરંગમા**—રાણીજી ! તમે છેક એકલાં નથી જ.

**સુદર્શના**—સુરંગમા ! તારાથી હવે મારે કાંઇ જ ગુપ્ત નથી રાખવું, તેણે મારા મહેલને આગ લગાડી ત્યારે મને તેના ઉપર રીસ નહોતી ચઢી. તે વખતે એક પ્રકારનો અવનવો આનંદ અંદર રહ્યો રહ્યો મારા હૃદયમાં થનગનાટ કરી રહ્યો હતો. તેણે જે પાપ કર્યું તે પણ કેટલું ભવ્ય, કેટલું વિશાળ ! કેટલું ઉજ્જવલ તેનું સામર્થ્ય ! તેણે જ મારા દિલમાં પ્રાણનો સંચાર કર્યો અને મારામાં નવું બળ, અને નવું જોમ પ્રેર્યું. તે ભયંકર આનંદના નશાને લીધે એક પળવારમાં હું મારૂં સર્વસ્વ ફેંકી દેવાને સજ્જ થઇ ગઇ. પણ તેમાં શું મને મારી કલ્પનાએ ઠગી હતી ? નહિ તો શા માટે આટલા બધા દિવસ થયા છતાં તે હજી મને મોઢું જ નથી બતાવતો ?

**સુરંગમા**—તમારા મનમાં છે તેણે મહેલને આગ નથી લગાડી–તે કામ તો કાંચીના રાજાનું હતું.

**સુદર્શના**—નામર્દ ! બાયલો ! પણ ખરેખર, શું એ નામર્દ જ છે ? આવો રૂપાળો, આવો મનમોહક અને છતાં તેનામાં મર્દાઇ જ નહિ એ શું ? ત્યારે આવા એ બદામના પૂતળા ઉપર મોહીને હું છેતરાઇ ! ધિક્કાર છે મને ! મારી શરમનો હવે આડો આંક રહ્યો નથી. × × × × પણ સુરંગમા ! તારા રાજાજી પાછા મને તેડવા આવે એવું તને નથી લાગતું ? (સુરંગમા કશો જવાબ આપતી નથી.) મને તેમને ઘેર પાછું જવાનું મન થાય છે એમ નહિ માનતી હો; કદી નહિ. તારા રાજા જાતે મને તેડવા આવે તોપણ

હું જાઉં જ નહિ. તેમણે મને એક વાર પણ ઘરની બહાર નીકળતાં રોકી નહિ. મારે માટે ચારે બાજુના દરવાજા ખુલ્લા મુકાવ્યા તે હવે હું પાછી તેને ઘેર જાઉં ! હું પથ્થર અને ધૂળમાં થઇને ચાલી નીકળી. અમારા ઉપર રાણી ઉઘાડે પગે ચાલે છે તેની પથ્થરને શી પડી હતી ? જેવા પથ્થર તેવો તારો રાજા. પથ્થરને લાગણી હોય તો તારા રાજાને હોય. તેને મન તો રાણી અને ભિખારણ સૌ સમાન છે. હું તો છે તેવું કહું છું—તારા રાજાના જેવો પાજી, નિર્લજ્જ અને ઘાતકી બીજો કોઇજ નથી.

**સુરંગમા**—મારા રાજાજી નિર્મમ અને કઠોર છે એ તો સૌ જાણે છે. એમાં તમે શું નવું કહો છો ! આજ સુધીમાં એમનો નિશ્ચય કોઇથી ફેરવાયો નથી.

**સુદર્શના**—ત્યારે શા માટે તું રાતદિવસ તેને બોલાવ્યા કરે છે ?

**સુરંગમા**—ભલેને તે સદાએ ખડકના જેવા નિર્મમ અને કઠોર રહે—ભલે મારાં અશ્રુ અને આક્રન્દથી તેમનું દિલ ન દ્રવે ! મારૂં દુઃખ, મારો સંતાપ હું મારી મેળે ભોગવી લઇશ. પણ હું તો એટલુંજ માગું છું કે, તેમનો સદાકાળ જયજયકાર હો !

**સુદર્શના**—જરા આ તરફ નજર કર, સુરંગમા ! પૂર્વદિશાએ ક્ષિતિજ આગળ તને ધૂળ ઉડતી દેખાય છે કે ?

**સુરંગમા**—હા, દેખાય છે.

**સુદર્શના**—એક રથ અને તેના ઉપર ધ્વજા ફરકતી હોય એવું દેખાય છે ?

**સુરંગમા**—તમે કહો છો તેવું છે તો ખરૂં.

**સુદર્શના**—ત્યારે તો એ તેમનો જ રથ ! આખરે આવ્યા ખરા !

**સુરંગમા**—કોણ ?

**સુદર્શના**—આપણા રાજાજી—વળી બીજું કોણ ? તેમનાથી મારા વિના રહેવાય જ નહિ ને ! આટલા બધા દિવસ તેમને મારા વિના કેમ ચાલ્યું, એ જ મોટી નવાઇની વાત છે.

**સુરંગમા**—રાણીજી ! એ આપણા રાજા હોયજ નહિ.

**સુદર્શના**—" નહિ કેમ ? " તું પાછી બહુ જાણે તો ! તારો રાજા કઠોર છે, નિર્મમ છે, નિર્દય છે, ખરું ને ? તે કેવા નિર્દય અને કઠોર છે તે આપણે હવે જોઇશું. હું પહેલેથી જ જાણતી હતી કે, તે આવ્યા વગર રહેવાના જ નથી—મારી પાછળ દોડયા દોડ્યા આવશે. સુરંગમા ! જોજે, તું સાક્ષી છે. મેં આજ સુધીમાં એક ક્ષણવાર પણ તેમને બોલાવ્યા નથી. તારે સાહેદી પૂરવી પડશે. તું જોઇ રાખજે ને તારા રાજા પાસે હું હાર કબૂલ કરાવ્યા વિના છોડનાર નથી. તું જોઈ આવ અને કોણ આવ્યું છે તેની તપાસ કરીને મને ખબર આપ. (સુરંગમા બહાર જાય છે.) પણ તે આવીને મને કહે કે પાછી ચાલ તો મારે તેમની સાથે જવું કે નહિ ? કદી નહિ. નેવનાં પાણી મોભે ચઢે તોપણ હવે તેમને ઘેર તો ન જ જાઉં.

[ સુરંગમા પાછી આવે છે. ]

**સુરંગમા**—રાણીજી ! એ રાજા નથી.

**સુદર્શના**—રાજા નથી ! તું ભૂલ તો નથી કરતી ? શું ત્યારે એ હજી પણ નથી આવતા ?

**સુરંગમા**—રાણીજી ! મારા રાજા આવે ત્યારે આવી ધૂળ ન ઉડે. તે તો આવે ત્યારે એવા આવે કે તેના આવ્યાની કોઇને ખબર પણ ન પડે.

**સુદર્શના**—ત્યારે તો એ—

**સુરંગમા**—હા, હા, તેજ, તમારા મનમાં છે તેજ. તે અને કાંચીનો રાજા બેઉ આવ્યા છે.

**સુદર્શના**—તું તેનું નામ જાણે છે?

**સુરંગમા**—હા, તેનું નામ સુવર્ણ છે.

**સુદર્શના**—એમ, ત્યારે તો તે જ આવ્યો છે. મને એમ થયા કરતું કે "હું અહીં ઉકરડાના કચરા જેવી, સડેલા મૂડદાની હાલતમાં પડી છું. મને અડકતાં પણ સૌ સૂગાય છે." પણ આખરે આવ્યો ખરો. મારા હૃદયનો દેવ તો મને છોડાવવા આવ્યો ખરો! તું સુવર્ણને ઓળખે છે?

**સુરંગમા**—હું જ્યારે મારા પિતાને ઘેર રહેતી હતી ત્યારે તેમના જુગારખાનામાં—

**સુદર્શના**—ચૂપ રહે, ચૂપ રહે. નથી મારે તારે મોઢેથી તેની વાત સાંભળવી. તે મારા હૃદયનો દેવ છે, મારો ઉદ્ધાર કરનાર છે. તું તેને વિષે આવાં જૂઠાણાં નહિ કહે તોપણ ચાલશે; હું મારી મેળે તેને ઓળખી લઈશ. પણ તારો રાજા જોયો ને! કેવો છે તે? મને આવી માઠી હાલતમાંથી છોડાવવાનું તેને લગારે મન થયું? હવે મારો વાક ન કાઢતી. અહીં ગુલામડીની માફક વૈતરાં કરીને તેને સારૂ જીવું ત્યાંસુધી રાહ જોયા કરૂં એમ? તારા જેવી દીનતા, સહનશીલતા અને શરણાગતિ મને નહિ આવડે.

---

# प्रवेश ११ मो

[સ્થળ–કાચીના રાજાના શિબિરમાં]

**કાંચી**—(કાન્યકુબ્જના રાજાના રાજદૂતને) તમારા રાજાને જઇને કહો કે, અમે અહીં તમારા મહેમાન થઇને નથી આવ્યા અને અમને મહેમાન તરીકે ગણશો પણ નહિ. અમે અમારા રાજ્યમાં જતાં જતાં અહીં થોભ્યા છીએ. તે એટલા જ માટે કે સુદર્શના રાણીને તમે ભારે હીણપત ભરેલી દાસીની દશામાં રાખ્યાં છે તેમાંથી અમારે તેમને છોડાવવાં છે.

**રાજદૂત**—કાંચીરાજ ! રાજકુમારી તેમના પિતાના ઘરમાં છે તે તો આપ જાણતા જ હશો.

**કાંચી**—પુત્રી અવિવાહિતા હોય ત્યાંસુધીજ તે પોતાના પિતાને ઘેર રહી શકે.

**રાજદૂત**—પણ તેમનો પિતાના કુટુંબ સાથેનો સંબંધ હજી જેવો ને તેવો જ છે.

**કાંચી**—તે પોતેજ આજે એ બધા સંબંધને રદ કરે છે.

**રાજદૂત**—રાજાજી ! એ સંબંધ એવો છે કે મરણ-પર્યંત રદ થાય જ નહિ. ભલે અમુક સમય સુધી તેનો વ્યવહાર ન પણ થાય પરંતુ તૂટે તો નહિ જ.

**કાંચી**—હું તમને સાફસાફ કહી દઉં છું કે જો તમારો રાજા સુલેહશાંતિથી તેની પુત્રીને અમારે હવાલે નહિ કરે તો અમારે ક્ષત્રિયધર્મનું પાલન કરીને અમારા બળનો ઉપયોગ કરવો પડશે. આ તમને મેં છેલ્લી વાત કહી છે.

**રાજદૂત**—જેવો આપનો ક્ષત્રિયધર્મ છે તેવો અમારા રાજાને પણ હશે ને ? આપની ધમકીથી ડરી જઇને

તે આપને પોતાની પુત્રી સોંપી દે એવું આપ ધારતા હો તો ભારે ભૂલ કરો છો.

**કાંચી**—તમારા રાજાને જઇને કહો કે, જો તમારે આવોજ જવાબ આપવો હોય તો તેને માટે અમે તૈયાર થઇને આવ્યા છીએ.

(રાજદૂત જાય છે.)

**સુવર્ણ**—કાંચીરાજ! મને લાગે છે કે, આપણે ભારે જોખમ ખેડી રહ્યા છીએ.

**કાંચી**—જોખમ ન હોય તો પછી આવા કામમાં મઝા જ ક્યાં રહી?

**સુવર્ણ**—એકલા કાન્યકુબ્જના રાજાની જ સાથે લડી લેવાનું હોત તો તેમાં ઝાઝું સાહસ ખેડવા જેવું નથી. પણ-× × ×

**કાંચી**—જો એક વાર તું "પણ" "પણ" કરવા લાગ્યો તો પછી આ આખા જગતમાં તને કોઇ પણ સ્થાન સલામત નહિ દેખાય.

[એક સૈનિક આવે છે.]

**સૈનિક**—મહારાજાધિરાજ! આપના જાસુસો હમણાંજ ખબર લાવ્યા છે કે, કોશલ, અવંતિ અને કલિંગ દેશના રાજાઓ પોત પોતાનાં સૈન્ય સહિત આ તરફ ચાલ્યા આવે છે.

(સૈનિક જાય છે.)

**કાંચી**—મને જે વાતની પહેલેથી બીક હતી તે ખરી પડી! સુદર્શના પોતાના ધણીને ઘેરથી જતી રહી છે, એ વાત દેશ દેશમાં ફેલાઈ ગઇ છે-અને હવે તેને માટે અહીં જાદવાસ્થળી ખેલાવાની અને પરિણામમાં ધૂમાડો જ.

**સુવર્ણ**—રાજાજી! હવે તમે બધું માંડી વાળો.

આ બહુ માઠા સમાચાર છે. હું તો ખાત્રીથી કહું છું કે, અમારા દેશના રાજાએ પોતે જ રાણી નાસી ગયાની વાત ગુપ્ત રીતે બધે ફેલાવી દીધી છે.

**કાંચી**—તેમ કરવાથી તેને પોતાને શો લાભ ?

**સુવર્ણ**—રાણીનો કબજો લેવા ઇચ્છનાર ઉમેદવારો અંદર અંદર લઢીને કપાઇ મરે એટલે પછી તે પોતાનો શિકાર ઉપાડીને ચાલતો થાય.

**કાંચી**—તમારો રાજા શામાટે છૂપાતો ફરે છે અને કોઇને પોતાનું મોઢું જ બતાવતો નથી તે હવે મને સમજાય છે. અનેક સ્વરૂપ ધારણ કરીને એકી વખતે બધે હાજર રહેવાની તેની દાનત હોય એમ લાગે છે; પણ તેનું મૂળ કારણ બીક છે. તેને પોતાનું રાજ્ય ગુમાવવાની મનમાં બીક પેઠેલી છે અને તેથી જ તે બધે જ્યાં ત્યાં ડોકું કાઢતો ફરે છે. પરંતુ હજી મને ચોક્કસ લાગે છે કે, તારા રાજાની વાત એ મૂર્ખ લોકોએ ઉપજાવી કાઢેલી પૂરેપુરી ગપ જ છે.

**સુવર્ણ**—પણ રાજાજી ! હવે મહેરબાની કરીને મને અહીંથી રજા આપશો ?

**કાંચી**—રજા કેવી આપવાની ? હજી તો મારે તારો આ મામલાની અંદર ઉપયોગ કરી લેવો છે.

[સૈનિક દાખલ થાય છે.]

**સૈનિક**—રાજાધિરાજ ! વિરાટ, પાંચાલ અને વિદર્ભ દેશના રાજાઓ પણ આવી પહોંચ્યા છે. તેમણે પોતાની છાવણીઓ નદીને સામે કિનારે નાખી છે.

(સૈનિક જાય છે.)

**કાંચી**—શરૂઆતમાં અંદર અંદર લડી ન મરતાં બધાએ ભેગા થઇને કાન્યકુબ્જના રાજાની સાથે જ લડી

લેવું. તેને પતાવી નાખ્યા પછી આ ગૂંચવણ ઉકેલવાનો કોઈ ઉપાય આપણે ખોળી કાઢીશું.

**સુવર્ણ**—મહેરબાની કરીને આ તમારી યોજનાઓમાંથી મને બાકાત રાખો—માફ એ ગજું નહિ—મને મારે રસ્તે જવા દો તો હું તમારો આભાર માનું. ભાઈસાહેબ! હું ગરીબ, નિર્બળ, પામર માણુસ—

**કાંચી**—પાખંડીઓના સરદાર! એમ ગભરાઈ શાનો જાય છે? ઉપાય અને સાધન તો કદી ઉંચા પ્રકારનાં હોઇ શકે જ નહિ. પગથીઆંને તો પગ તળે દબાવીને જ ઉપર ચઢવાનું હોય. તારા જેવા માણુસનો મારી યોજનામાં ઉપયોગ કરવાની જરૂર છે અને તેમાં કશું છૂપું નથી, કશી ઠગાઇ નથી. પણ રાજનીતિમાં તું કાંઈ ન સમજે. રાજકાજમાં ચોરીને ચોરી ન કહેવાય, લૂંટને લૂંટ ન કહેવાય પણ "જાહેર સલામતી" "કાયદો અને વ્યવસ્થા" એવાં ભપકાદાર નામ આપવાનો અમારો રાજ્યકર્તાઓનો રિવાજ છે. હવે હું આ રાજાઓને શેતરંજનાં પ્યાદાંઓની માફક રમાડું છું. બધાં પ્યાદાં રાજાની ચાલ ચાલવા લાગે તો શેતરંજ રમાય જ શી રીતે?

---

# પ્રવેશ ૧૨ મો

[રાજાના મહેલની અંદરના બાગમાં]

**સુદર્શના**—ત્યારે હજી લડાઇ ચાલુ ને ચાલુ જ છે ?

**સુરંગમા**—પહેલાંના જેવીજ. એ તો જરાએ નરમ નથી પડી.

**સુદર્શના**—લડાઈમાં જતા પહેલાં મારા પિતાજી મારી પાસે આવીને કહેવા લાગ્યા કે "તું એક રાજાની પાસેથી ચાલી આવી; પણ તારી પાછળ તો સાત સાત રાજાઓ દોડી આવ્યા છે. તારા સાત કટકા કરીને એક એક કટકો એક એક જણને આપી દઉં તો શું ખોટું ?" સુરંગમા ! તેમણે એવું કર્યું હોત તો મને ઘણું ગમત.

**સુરંગમા**—ખરેખર ?

**સુદર્શના**—મને છોડાવવાની જો તારા રાજામાં તાકાત હોય તો મારી આવી માઠી હાલત બાજુ પર ઉભા ઉભા જોયા જ કરત ?

**સુરંગમા**—રાણીજી ! તમે મને શા માટે પૂછો છો ? મારા રાજાના તરફથી હું કેવી રીતે જવાબ આપી શકું ? હું તમને કહું છું તો ખરી કે, મારી બુદ્ધિ જડ છે, એટલા માટે તો હું તેમનાં કામનો વિચાર જ કરતી નથી.

**સુદર્શના**—કોણ કોણ લડાઇમાં ઉતર્યા છે ?

**સુરંગમા**—સાતે સાત રાજાઓ.

**સુદર્શના**—બીજું કોઈ જ નહિ ?

**સુરંગમા**—સુવર્ણે નાસી જવાનાં ફાંફાં તો માર્યાં—લડાઈનો આરંભ થતા પહેલાં જ, પણ કાંચીના રાજાએ તેને પોતાની છાવણીમાં કેદ કરી રાખ્યો છે.

**સુદર્શના**—આ અગાઉ મારૂં મોત કેમ ન આવ્યું? રાજા! મારા રાજાજી! તમે મારા પિતાની મદદે આવ્યા હોત તો તમારો યશ આજે છે તેથી ઓછો થવાનો હતો? ઉલટો વધારે ઉજ્જ્વલ થાત. સુરંગમા! તે નથી જ આવ્યા એવી તારી ખાત્રી છે?

**સુરંગમા**—હું ચોક્કસ તો કેવી રીતે કહું?

**સુદર્શના**—પણ હું અહીં આવી છું ત્યારથી જાણે કોઈ મારી બારી તળે બેસીને વીણા વગાડતું હોય એવો ભાસ મને થયા જ કરે છે.

**સુરંગમા**—વળી ત્યાંજ બેસીને કોઇને ગાવા બજાવવાનો શોખ થઇ આવ્યો હોય તો તે બનવા જોગ છે.

**સુદર્શના**—મારી બારીની નીચે ગીચ ઝાડી છે ત્યાંથી વીણાના સૂર આવતા હોય તેમ લાગે છે. સૂર સંભળાય કે તરતજ બારીએથી ડોકાઇને ઝાડીમાં નજર ફેંકું છું, પણ કોઇ નજરે પડતું નથી અને છતાં વીણાના સૂર તો આવતા જ હોય છે.

**સુરંગમા**—કોઇ વટેમાર્ગુ ઝાડીમાં રાતવાસો રહેતા હોય અને વીણા વગાડતા હોય!

**સુદર્શના**—તું કહે છે તેમ પણ હોય, પણ આ જોઇને મને મારા રંગમહેલનો ઝરૂખો સાંભરે છે. સાંજના માથું ઓળીને, શણગાર સજીને હું રોજ ઝરૂખામાં ઉભી રહેતી ત્યારે અમારા પ્રકાશહીન મિલનમંદિરના નિબિડ અંધકારને ભેદીને નાના પ્રકારની રાગ રાગિણીના મધુર કોમળ સ્વર કોઇ ઉન્મત્ત નિર્ઝરિણીના અખૂટ જલપ્રવાહની માફક નાચતા, કૂદતા, કંપતા, ક્ષણે ક્ષણે વૃદ્ધિ પામતા, આખા આકાશને સભર ભરી દેતા ચાલ્યા આવતા તે બધું મને સાંભરી આવે છે!

**સુરંગમા**—આહાહાહા! કેવો ગંભીર મધુર અંધ-

કાર ! ગહન રહસ્યપૂર્ણ અંધકાર–જેની હું દાસી હતી !

**સુદર્શના**—ત્યારે તેં અંધારો મહેલ છોડીને તું શા માટે મારી સાથે ચાલી આવી ?

**સુરંગમા**—કારણકે મને શ્રદ્ધા છે કે, તે આપણી પાછળ આવશે અને આપણને પાછાં તેડી જશે.

**સુદર્શના**—ના રે ના. તે શાના આવે ? તેમણે તો આપણો સદાને માટે ત્યાગ કર્યો છે, અને શા માટે તે ત્યાગ ન કરે ?

**સુરંગમા**—તમે કહો છો તેમ તે આપણો ત્યાગ કરતા હોત તો પછી આપણે તેમનો ખપ જ શો હતો ? ત્યારે તો તે હોય કે ન હોય તે આપણે વાસ્તે તો સૌ સરખું જ. ત્યારે તો તે અંધકારભર્યો રંગમહેલ ખાલી હતો–શૂન્ય હતો–ત્યાં કોઇની વીણાના સૂર સંભળાતા હતા તે પણ મિથ્યા હતા–ત્યાં કોઈ આપણી સાથે વાત કરતું હતું તે પણ મિથ્યા હતું–ત્યારે આપણે અત્યાર સુધી જે જોયું, જે અનુભવ્યું તે બધુંજ ઇંદ્રજાળના જેવું જૂઠું હતું–સ્વપ્નજ હતું.

[ દરવાન દાખલ થાય છે. ]

**સુદર્શના**—કોણ છે તું ?

**દરવાન**—હું આ મહેલનો દરવાન છું.

**સુદર્શના**—તારે જે કહેવું હોય તે ઝટ કહી દે અને ચાલ્યો જા.

**દરવાન**—આપણા રાજાજી શત્રુઓના હાથમાં કેદ પકડાયા છે.

**સુદર્શના**—કેદી ! કેદી ! ઓ ધરતી માતા !

( મૂર્ચ્છિત થાય છે. )

---

# પ્રવેશ ૧૨ મો

[ સ્થળ—કાંચીના રાજાની છાવણી ]

**સુવર્ણ**—ત્યારે તમારૂં એવું માનવું છે કે, હવે તમારે રાજાઓએ એક બીજાની સાથે લડવાની જરૂર જ રહી નથી?

**કાંચી**—મેં બધા રાજાઓને ખૂબ સમજાવ્યા અને તેથી બધાએ મળીને એવો ઠરાવ કર્યો છે કે, રાજકુમારી આપણામાંથી જે રાજાને પરણવાનું પસંદ કરે તે તેને પરણે અને બાકીનાઓએ પછી કશી તકરાર કરવી નહિ.

**સુવર્ણ**—તો હવે તમારે મારૂં કશું પ્રયોજન રહ્યું લાગતું નથી; તેથી મને હવે છૂટો કરો. હું મૂળે જ કશા કામનો ન હતો અને તેમાં આ નવી આફતને જોઇને મારી બુદ્ધિ બહેર મારી ગઇ છે, મારી હિંમત છૂટી ગઇ છે. હવે તમે મારી પાસેથી કશું કામ લઇ શકવાના નથી.

**કાંચી**—સ્વયંવર વખતે તારે મારે માથે છત્ર ધરી-ને ઉભા રહેવાનું છે.

**સુવર્ણ**—આ કામ તમે જે કહો તે કરવા તૈયાર છે; પણ તમને એથી ફાયદો શો છે?

**કાંચી**—ભલા માણસ! તારી નિર્બળ બુદ્ધિને લીધે તારામાં કોઇ જાતની મહત્ત્વાકાંક્ષા જ સ્ફુરતી નથી. રાણી તારા રૂપ ઉપર કેટલી દિવાની બની ગઇ છે તેની તને ખબર જ નથી. પણ રાજાઓની સભામાં રાજાના માથા ઉપર છત્ર ધરનાર સેવકને તે વરમાળા પહેરાવવાનું પસંદ તો નહિ કરે, પરંતુ તે છતાં તેનું મન તો તારામાં ને તારામાંજ ચોંટી રહેવાનું એમાં કશો શક નથી. એટલે

આખરે વરમાળા મારા ગળામાં નહિ તો મારા છત્રની છાયાની અંદર તો આવવાની જ. એટલું પણ થાય તો-પણ હું તેને પરણવાનો મારો હક સાબિત કરી શકીશ.

**સુવર્ણ**—તમે મારે વાસ્તે બહુ અયોગ્ય અને જોખમભરેલી કલ્પનાઓ કરો છો. મહેરબાની કરીને મને આ પાયા વગરની કલ્પનાની જાળમાં ન સંડોવો. હું તમને કરગરીને કહું છું કે, મને હવે અહીંથી જવા દો.

**કાંચી**—મારૂં કામ થઇ રહ્યા પછી તને એક પળ-વાર પણ હું રોકી રાખવાનો નથી. કાર્ય સિદ્ધ થયા પછી સાધનનો બોજો કોણ ઉપાડતો ફરે ?

# प्रवेश १४ मो

[ સુદર્શના અને સુરંગમા મહેલના ઝરૂખામા ઉભા છે ]

**સુદર્શના**—ત્યારે મારે રાજાઓની સભામા જવુ જ પડશે ? એ સિવાય પિતાજીની જિદગી બચાવવાનો કોઇ ઉપાયજ નથી ?

**સુરંગમા**—કાચીના રાજાએ એવુજ કહેવડાવ્યુ છે

**સુદર્શના**—રાજા થઇને તેને આવુ બોલવું ઘટે ? શુ તે પોતાને મોઢથી જ આવું બોલ્યો ?

**સુરંગમા**—ના, તેનો દૂત સુવર્ણ અહી આવીને એ પ્રમાણે કહી ગયો

**સુદર્શના**—ધિક્કાર છે મારા જીવતરને !

**સુરંગમા**—વળી તેણે પોતાના રૂમાલને છેડે બાધેલા થોડાક ચીમળાઇ ગયેલા ફૂલ બતાવ્યા અને બોલ્યો "તારી રાણીને કહેજે કે વસતોત્સવના ઉપહાર તરીકે આપેલા આ પુષ્પ જેમ જેમ ચીમળાય છે અને સૂકાય છે, તેમ તેમ તેઓ મારા હૃદયની અદર વધારે તાજા અને પ્રફુલ્લિત બનતા જાય છે "

**સુદર્શના**—બસ કર, બસ કર, મારે હવે એનો લવારો નથી સાભળવો તેનુ પારાયણ કરીને મને દુ ખી ન કર

**સુરંગમા**—જુઓ, રાણીજી ! સામેના મડપમા રાજાઓ બેઠા છે જેણે પોતાના મુકુટના ઉપર પુષ્પની માળા સિવાય શરીરે કોઇ પણ આભૂષણ પહેર્યું નથી તે કાચીનો રાજા છે અને તેના માથા ઉપર છત્ર ધરીને પાછળ ઉભો છે તે સુવર્ણ છે

**સુદર્શના**—એજ તે સુવર્ણ ? તુ ખાત્રીથી કહે છે ?

**સુરંગમા**—હાજી, હું તેને સારી રીતે ઓળખું છું.

**સુદર્શના**—મેં તે દિવસે દીઠેલો તે આજ માણસ? નહિ, નહિ; તે કોઇ બીજો હશે. તે દિવસે તો મેં તેને પ્રકાશ અને છાયામાં, વાયુ અને પરિમલમાં ઓતપ્રોત બની ગએલો દીઠો હતો. આ તો તે નજ હોય.

**સુરંગમા**—પણ સૌ કહે છે કે, તેની કાન્તિ અત્યંત મનોહર છે.

**સુદર્શના**—આવા તુચ્છ રૂપ ઉપર હું એક વાર શાથી મોહી પડી હોઇશ? મારી આંખોને લાગેલા એ અપવિત્રતાના ડાઘ હું કેમ કરીને ધોઇ નાખું?

**સુરંગમા**—તે અનંત ગભીર અંધકારના જલમાં ધુઓ તોજ ધોવાય.

**સુદર્શના**—પણ તું મને એક વાત સમજાવ-મનુષ્ય આવી ભૂલ શાથી કરતો હશે?

**સુરંગમા**—ભૂલમાં જ ભૂલના વિનાશનું બીજ છે.

[ એક દૂત આવે છે. ]

**દૂત**—રાજકુમારી! રાજાઓ મંડપમાં તમારી રાહ જોઇ રહ્યા છે.

(દૂત જાય છે.)

**સુદર્શના**—સુરંગમા! મારો બૂરખો લઈ આવ.

(સુરંગમા જાય છે)

રાજાજી! મારા સ્વામિન્! તમે મને મારે રસ્તે એકલી છોડી દીધી તે યોગ્યજ કર્યું છે; પરંતુ મારા અંતરની છૂપામાં છૂપી વાત તમને કહું તે સાંભળશો? (પોતાનાં વસ્ત્રમાં છુપાવેલી કટાર બહાર કાઢીને) આ મારો દેહ કલંકિત થયો છે—બધા રાજાઓના દેખતાં મંડપની જ-

મીન ઉપરજ આજે હુ તેનુ બલિદાન આપીશ પરતુ મારા હૃદયના ઉડામા ઉડા ભાગમા પતિવ્રતના ભગની કાળાશ નથી પહોચી તેની હુ તમને શી રીતે ખાત્રી કરાવુ ? તે નાનીશી અધારી મેડી જ્યા તમે મને રોજ મળતા તે તમારા વિના સૂની, પ્રાણહીન થઇને પડી છે ઓ સ્વામિન્ ! કોઈએ તેનુ દ્વાર નથી ખોલ્યુ--તમારા સિવાય બીજા કોઇના પગલા ત્યા નથી પડયા રાજાજી ! ફરીવાર તમે એ બારણા તમારે હાથે ઉઘાડીને અદર પધારશો ? નહિ તો તમારી જગાએ ભલે એ બારણામા થઇને મૃત્યુ ચાલ્યુ આવે તે પણ તમારા જેવુ જ શ્યામ છે-તેની કાન્તિ પણ તમારા જેટલીજ સુદર છે રાજાજી ! તે તમારૂજ સ્વરૂપ છે-તે તમે પોતે જ છો !

---

# પ્રવેશ ૧૫ મો

[ સ્થળ-મંડપમા રાજાઓ બેઠા છે ]

**વિદર્ભ**—કાંચીરાજ ! તમે અંગ પર એક પણ અલંકાર નથી પહેર્યો તેનું શું કારણ ?

**કાંચી**—કારણ કે રાજકુમારીને પરણવાની મને જરા પણ આશા નથી. ઘરેણાં પહેર્યાથી મારા પરાજયની શરમમાં બેવડો વધારો જ થાય ને ?

**કલિંગ**—પણ તમારે માથે છત્ર ધરીને ઉભો છે તે તમારો ખંગ વાળી નાખે છે ને ? તે પગથી માથા સુધી હીરા મોતીથી લદાઇ ગયો છે.

**વિરાટ**—બાહ્ય સૌન્દર્ય અને ભપકો કેવાં નિરર્થક છે તે સિદ્ધ કરવાનો કાંચીરાજનો ઇરાદો હોવો જોઇએ. પોતાના બળના અભિમાનથી છકી જઈને બહારનાં આભૂષણ વગેરેની તે ઉપેક્ષા કરતા જણાય છે.

**કોશલ**—હું તેની ખંધાઇ પૂરેપુરી સમજી ગયો છું. બીજા બધા રાજાઓ આભૂષણો પહેરીને બેઠા હોય તેમની વચમાં પોતાની નરી સાદાઈનું પ્રદર્શન કરીને તેને પોતાની મોટાઇ સાબિત કરવી છે.

**પાંચાલ**—મને તેમાં બહુ ડહાપણ નથી લાગતું. સ્ત્રીની દૃષ્ટિ તો પતંગીઆની માફક બહારના રૂપ અને ભપકા ઉપર મોહિત થાય છે, અને જ્યાં હીરામોતીનો પ્રકાશ જુએ ત્યાંજ ઢળી પડે છે.

**કલિંગ**—પણ આપણે આમ રાજકુમારીની રાહ જોઇને કયાં સુધી બેસી રહેવાનું ?

**કાંચી**—કલિંગરાજ ! એમ અધીરા શું થઇ જાઓ છો ? સબુરીનાં ફળ મીઠાં છે.

**કલિંગ**—હા, પણ ફળની મને ખાત્રી હોય તો હું સબૂરી રાખું ને? ફળનો સ્વાદ ચાખવાની મને બહુજ થોડી આશા છે તેથી રાજકુમારીને જોવાની મારી ઉત્કંઠાની સીમાજ નથી રહેતી.

**કાંચી**—પણ તમે તો હજી જુવાન છો—

એક વાર ત્યજાએલી આશા તમારા જેવા જુવાનની પાસે બેશરમ નારીની માફક વારંવાર આવ્યા જ કરવાની; પણ અમારી તો હવે એ વય વીતી ગઈ છે.

**કોશલ**—હમણાં તમારૂં સિંહાસન જાણે હાલી ગયું હોય એવું તમને લાગ્યું ? ધરતીકંપ તો નહિ થયો હોય ?

**કાંચી**—ધરતીકંપ ! મને તો તેવું કાંઈજ નથી લાગ્યુ.

**વિદર્ભ**—ધરતીકંપ તો નહિ, પણ બીજો કોઈ રાજા વળી પોતાનું સૈન્ય લઈને ન આવતો હોય !

**કલિંગ**—તમારો તર્ક વખતે સાચો પણ હોય, પરંતુ વાંધો એટલો જ છે કે, તેવું હોય તો આપણા જાસુસો આપણને તેની ખબર આપ્યા વગર રહેજ નહિ.

**વિદર્ભ**—તમે બધા ગમે તેમ કહો, પણ મને તો અપશુકનની શરૂઆત થતી લાગે છે.

**કાંચી**—બીધેલા માણસની આંખને બધે જ અપશુકન દેખાય છે.

**વિદર્ભ**—મને જો કોઈની બીક હોય તો તે માત્ર કિસ્મતની જ. તેની સામે હિંમત કે પરાક્રમ કાંઈ જ કામ આવતાં નથી.

**પાંચાલ**—વિદર્ભરાજ ! આવી અપશુકનીઆળ આગાહી કરીને આજના શુભ પ્રસંગને અશુભ ન કરો તો સારૂં.

**કાંચી**—અદષ્ટ "દૃષ્ટ" ન થાય ત્યાંસુધી હું તો તેનો વિચાર જ ન કરૂં.

**વિદર્ભ**—પણ ત્યાર પછી તમારે વિચાર કરવાનો કે કોઇ ઉપાય અજમાવવાનો વખત જ રહે નહિ ને ?

**પાંચાલ**—આપણે બધા સારામાં સારા મુહૂર્તમાં જ આપણી રાજધાનીઓમાંથી નીકળેલા ને !

**વિદર્ભ**—શુભ મુહૂર્ત જોઇને નીકળ્યા એટલે પછી આપણને કશું જોખમ નડે જ નહિ એમ ? મને તો જાણે કે-

**કાંચી**—રહેવા દો, હમણાં બધું તમારૂં "જાણે કે" એ બધું આપણું પોતાનું જ કલ્પેલું છે તોપણ ઘણી વાર તેમાંથી આપણા પોતાના વિનાશનાં જ બીજ વવાય છે.

· **કલિંગ**—જરા કાન દઇને સાંભળો તો. બહારથી વાજાં વાગતાં હોય એવું સંભળાય છે.

**પાંચાલ**—ખરેખર, વાજાંજ વાગે છે.

**કાંચી**—ત્યારે તો હવે સુદર્શના રાણી જ આવતી હશે. (સુવર્ણને) સુવર્ણ ! તું એમ ચોરની માફક મારી પાછળ સંતાઇ જાય તે નહિ ચાલે. આવડો બીહે છે શાનો ? તારા હાથમાં મારૂં છત્ર પણ હાલ્યા કરે છે ! તારો હાથ જ ક્યાં સ્થિર રહે છે ?

[ બુઢ્ઢા દાદા યોદ્ધાનો પોશાક સજીને આવે છે. ]

**કલિંગ**—આ વળી કોણ છે ?-અલ્યા ! કોણ છે તું ?

**પાંચાલ**—રાજાઓની મિજલસમાં વગર તેડે નોતરે એ આવનાર જ કોણ ?

**વિરાટ**—સા....ની ઉદ્ધતાઇ તો જુઓ, કલિંગરાજ ! એને ત્યાંનો ત્યાંજ ઉભો રાખો-આગળ આવવાજ ન દેતા.

**કલિંગ**—તમે બધા મારા મુરબ્બીઓ છો; એ કામ હું કરૂં તે કરતાં તમારામાંથી કોઇ કરે તે વધારે યોગ્ય છે.

**વિદર્ભ**—એને શું કહેવું છે તે એક વાર સાંભળી

લો તો ખરા.

બુઢ્ઢા દાદા—રાજાજી આવ્યા છે.

વિદર્ભ—(ચમકીને) રાજા ?

પાંચાલ—કયો રાજા ?

કલિંગ—તે આવે છે કયાંથી ?

બુઢ્ઢા દાદા—મારો રાજા !

વિરાટ્—તારો રાજા ?

કલિંગ—કયો વળી તારો રાજા ?

કોશલ—અલ્યા ! તું કહેવા શું માગે છે ?

બુઢ્ઢા દાદા—મારે શું કહેવું છે તે તમે બધા તમારા મનમાં સમજી તો ગયા છો. હા, તે આવ્યા છે.

વિદર્ભ—હેં ! હેં ! તે આવ્યા છે ?

કોશલ—શું કરવા ?

બુઢ્ઢા દાદા—તમને સૌને તેમની રૂબરૂમાં હાજર થવાનો હુકમ કરે છે.

કાંચી—હુકમ કરે છે ! શાબાશ ! પણ તેના હુકમના શબ્દો તો અમને કહે.

બુઢ્ઢા દાદા—તે તો તમારે જેવા અર્થમાં સમજવા હોય તેવા અર્થમાં સમજવાની તમને છૂટ છે—કોઇ તમને અટકાવતું નથી–તે હજી પણ તમારી ઇચ્છા મુજબ તમારો સત્કાર કરવાને તૈયાર છે.

વિરાટ—પણ તમો છો કોણ ?

બુઢ્ઢા દાદા—હું તેમનો એક સેનાપતિ છું.

કાંચી—સેનાપતિ ? સાવ જુઠ્ઠો ! તારાથી અમે ડરી

જઈએ એવા નથી. તું ગમે તેવો લશ્કરી પોશાક પહેરે, પણ અમે તને ઓળખી કાઢીએ એવા છીએ. તું અમારી આગળ "સેનાપતિ"નો વેશ લઈને આવ્યો છે, કેમ?

**બુડ્ઢા દાદા**—તમે મને ઓળખવામાં જરા પણ ભૂલ નથી કરી. મારા રાજાનો હુકમ લઈને આવવા માટે મારા કરતાં વધારે નાલાયક બીજો કોઈ જ નથી, પણ તે છતાં બીજા ભલભલા વીર્યવાન યોદ્ધાઓને પડયા મૂકીને તેમણે મને સેનાપતિનો પોશાક પહેરાવીને મોકલ્યો એ-ટલે મારે આવ્યા વિના કેમ ચાલે?

**કાંચી**—બહુ સારૂં; બહુ સારૂં. અમે તારા રાજાના નિમંત્રણને માન આપવાનો યોગ્ય વખતે વિચાર કરીશું, પણ હમણાં અમે વધારે જરૂરના કામમાં રોકાયા છીએ. તે કામમાંથી અમે પરવારીએ ત્યાં સુધી તારા રાજાએ રાહ જોવી પડશે.

**બુડ્ઢા દાદા**—પણ મારા રાજા એક વાર હુકમ કરે એટલે પછી તે કદી રાહ જોતાજ નથી. તેનો અમલ તો તરત જ થવો જોઈએ.

**કોશલ**—મારે તો તેના તેડાને માન આપવું જ પડશે; આ હું ચાલ્યો.

**વિદર્ભ**—કાંચીરાજ! તમે આ કામ આટોપાઈ જાય ત્યાં સુધી થોભવાનું કહો છો તે મને પસંદ નથી. હું તો જાઉં છું.

**કલિંગ**—તમે મારાથી ઉમ્મરે મોટા છો, મારે તમારી પાછળ આવવું જ જોઈએ.

**પાંચાલ**—કાંચીરાજ! તમે જરા તમારી પાછળ નજર કરો. તમારૂં છત્ર જમીન પર હવા ખાય છે. તમારૂં છત્ર ધરનાર તો ક્યારનોએ પલાયન કરી ગયો તેની તમને ખબર જ નથી પડી.

**કાંચી**—સેનાપતિ ! હું પણ આવું છું; પણ તમારા રાજાને નમન કરવાને નહિ પરંતુ તેની સાથે રણમેદાનમાં યુદ્ધ કરવા માટે.

**બુઢ્ઢા દાદા**—જેના મનનો જેવો ભાવ તેવો તેનો સત્કાર થશે. મારા રાજાને રણમેદાનમાં મળવાની તમારી ઇચ્છા છે તો તે તમને ત્યાંજ મળશે. એ સ્થાન પણ તમારા સત્કારને માટે યોગ્ય જ છે.

**વિરાટ**—મિત્રો ! હજી જરા વિચાર કરો. આપણે કલ્પિત બીકથી ડરી જઇને નાસભાગ તો નથી કરતા ? મને લાગે છે કે, આપણા બધામાં કાંચીરાજ જ અંતે ફાવી જશે.

**પાંચાલ**—તેમ થાય તો ના પણ ન કહેવાય. ફળ જ્યારે હાથવેંતમાં આવ્યું હોય ત્યારે જરા લાંબો હાથ કરીને તેને તોડયા વગર ચાલ્યા જવું એ નામર્દાઇનું અને મૂર્ખતાનુ લક્ષણ છે.

**કલિંગ**—મારો અભિપ્રાય એવો છે કે, આપણે સૌએ કાંચીરાજની સાથે સામેલ થઇ જવું એમાં જ ડહાપણ છે. જ્યારે તે આટલું બધું સાહસ ખેડવા તૈયાર થાય છે ત્યારે તેના મનમાં કોઈ ચોક્કસ યોજના હોવી જોઇએ; તેનો કોઇ વિશિષ્ટ ઉદ્દેશ હોવો જોઇએ.

---

# प्रवेश १६ मो

[ સુદર્શના અને સુરંગમા વાત કરતાં બેઠા છે. ]

**સુદર્શના**—લડાઈ તો ક્યારનીએ પતી ગઇ. હજી રાજાજી કેમ નહિ આવતા હોય ?

**સુરંગમા**—તે તો હું શું જાણું ? હું પોતે પણ તેમની રાહ જોઈ રહી છું.

**સુદર્શના**—આનંદને લીધે મારૂં હૈયું એવું ધડકે છે કે હવે તો મને છાતીમાં દુઃખાવો થાય છે. વળી હું શરમની મારી અધમોઇ થઈ ગઇ છું. મારાથી તેમને શી રીતે મોહું બતાવી શકાશે ?

**સુરંગમા**—અત્યંત દીનતાપૂર્વક તેમનું શરણ લેશો એટલે શરમ આપોઆપ ઉડી જશે.

**સુદર્શના**—અને મારૂ અભિમાન છોડીને હું તારી આગળ કબૂલ કરૂ છું કે, આવો સખત પરાજય તો મારી આખી જિંદગીમાં અગાઉ કદી થયો નથી અને ભવિષ્યમાં થનાર નથી. મને મારી રાણી તરીકેની પદવીનું ભારે અભિમાન હતું. એ અભિમાનથી આંધળી થઇને હું એમ માનતી કે, તેમના પ્રેમના મોટામાં મોટા હિસ્સાની હું જ હક્કદાર છું. સૌ મારા અલૌકિક સૌંદર્યની તારીફ કરતાં, મારા લાવણ્યનાં અને મારા ગુણનાં વખાણ કરતાં. રાજા મારા તરફ બેહદ મમતા રાખે છે એવું હું દરેકને મોઢથી સાંભળતી. આ અભિમાન હજી મને નડે છે, અને મને તેમની આગળ દીનભાવ ધારણ કરવા દેતું નથી.

**સુરંગમા**—રાણીજી ! એ વિઘ્ન પણ હવે વધુ વખત નહિ ટકે.

**સુદર્શના**—ત્યારે તે અહીંથી ચાલ્યા જ ગયા ?

**બુઢ્ઢા દાદા**—મને તો તેની અહીં એંધાણી પણ દેખાતી નથી.

**સુદર્શના**—શું કહો છો ? તે ગયા જ ? અને છતાં આવા માણસ સાથે તમે મૈત્રી રાખો છો ?

**બુઢ્ઢા દાદા**—એટલા માટે સૌને તેના ઉપર શક જાય છે અને તે સૌની ગાળો ખાય છે; પણ મારા રાજાને તેની જરા પણ પરવા નથી.

**સુદર્શના**—તે જતા રહ્યા હેં ! હાય ! તે કેટલા કઠોર અને નિર્દય છે ? તેમનું હૃદય શાનું ઘડેલું છે ? પાષાણનું ? વજ્રનું ? મેં મારૂ કલેજું ચીરીને તેનું દિલ પીગળાવવા ફાંફાં માર્યાં; મારા કાળજામાંથી શોણિતની ધારા વહી જાય છે; પણ હાય ! તેનું દિલ આખરે ન જ દ્રવ્યું. દાદા ! તમારા મિત્રનો સ્વભાવ આવો છે છતાં તમારે અને તેને શાથી બને છે ?

**બુઢ્ઢા દાદા**—હવે હું તેને ઓળખી ગયો છું—મેં મારી મનોવ્યથાની ભઠ્ઠીમાં, મારા આનંદની હેલીમાં તેને ઓળખી લીધો છે. હવે તે મને રોવડાવે, પણ હું રડું એવો નથી તો.

**સુદર્શના**—તે મને પણ કોઇ દહાડો નહિ ઓળખવા દે ?

**બુઢ્ઢા દાદા**—કેમ નહિ ? એમાં જ તેને સૌથી વધારે સંતોષ થાય છે.

**સુદર્શના**—બહુ સારૂં; તે કેટલા કઠોર થાય છે તે હું પણ જોઇ લઇશ. હું એક શબ્દ પણ મોઢામાંથી બોલ્યા વગર આ બારી આગળ ને બારી આગળ જ બેસી રહીશ. અહીંથી એક તસુ પણ ખસવાની નથી.

જોઉં છું, તે કેવા નથી આવતા !

બુઢ્ઢા દાદા—તમારી તો હજી ઉગતી વય છે એટલે તમને બેસી રહેવાનું પાલવે; પણ મારા સરખા ઘરડા માણસને તો એક પળ તે એક અઠવાડિયા બરોબર. મને તેનો પત્તો લાગે કે ન લાગે તોપણ મારે તો તેને શોધવા જવું જ જોઇએ.

( જાય છે. )

સુદર્શના—મારે તેનો જરા પણ ખપ નથી. હું શું કરવા તેને શોધું ? સુરંગમા ! મારે તારા રાજાનું કાંઇ કામ નથી. પણ ત્યારે તે રાજાઓ સાથે લડયા જ શું કરવા ? મારે જ માટે લડયા ? ના, ના, તેને તો પોતાનાં બળ અને પરાક્રમ બતાવવાં હતાં, ખરૂં ને ? તું અહીંથી ચાલી જા. મને તો આજે તને પણ જોવી ગમતી નથી. તેણે મને પાણીથી પાતળી અને ધૂળથી હલકી કરી નાખી અને તોયે હજી તે રાજી થતો નથી !

## પ્રવેશ ૧૭ મો

[ નગરજનોની એક ટોળી આવે છે. ]

**પહેલો માણસ**—આટલા બધા રાજાઓ ભેગા થયા હતા એટલે આપણે તો એમ ધારતા હતા કે, જોવા જેવું થશે, પણ કોણ જાણે શાથી મામલો એવો બદલાઈ ગયો કે પછી શું થયું તેની કોઈને કશી ખબરજ પડી નહિ!

**બીજો માણસ**—તમે સમજ્યા નહિ–તેઓ અંદર અંદર એકમત થઈ શક્યાજ નહિ–દરેકને બાકીનાઓ ઉપર પૂરેપુરો અવિશ્વાસ હતો.

**ત્રીજો માણસ**—કોઈનાથી પણ તેની ધારેલી યોજના મુજબ લડાયું જ નહિ. કોઈ કહે કે આગળ ધસો ત્યારે બીજો કહે કે ના, હમણાં પાછા હઠીશું તોજ ફાવીશું; કોઈ ગયા જમણી બાજુએ, ત્યારે બીજા દોડી ગયા ડાબી બાજુએ. આવી તે કાંઈ લડાઈ હોય?

**પહેલો માણસ**—લડાઈમાં તો કોઈનું ચિત્ત જ ન હતું. રખેને બીજા ફાવી જાય તે તરફ જ દરેકનું લક્ષ દોડયું હતું.

**બીજો માણસ**—સૌના મનમાં એવો જ વિચાર કે ફળ બીજો ભોગવે તેને માટે હું શું કરવા કપાઈ મરૂ?

**ત્રીજો માણસ**—પણ એકલો કાંચીનો રાજા ખરેખરો બહાદુરીથી લડયો, એ તો આપણે બધાએ કબૂલ કરવું જ પડશે.

**પહેલો માણસ**—અરે! તે હાર્યો ત્યાર પછી પણ ક્યાંસુધી તો તે પોતાની હારજ કબૂલ ન કરે એટલો તો તેનો ગર્વ!

**બીજો માણસ**—આખરે એક બાણુ તેની છાતીમા ભોકાઇ ગયુ ત્યારે તે પડયો

**ત્રીજો માણસ**—પણ તે પહેલા તે ડગલે ને પગલે પાછો હઠતો જતો હતો તેનુ તેને ભાનજ નહિ !

**બીજો માણસ**—પણ હજી તે જીવે છે, હો

**ત્રીજો માણસ**—રાજવૈદ્યોએ તેને મરતો બચાવ્યો છે, પણ તેની છાતીમા લાગેલા જખમનુ ચાઠુ મરતા સુધી તેવુ ને તેવુજ રહેવાનુ છે

**પહેલો માણસ**—બીજા રાજાઓ નાસી ગયા, પણ બચ્યા નથી—બધાજ કેદ પકડાયા પણ મને તો એમ થાય છે કે, તેમનો આવો તે શો ઇન્સાફ કર્યો હશે ?

**બીજો માણસ**—હા, હા, ખુબી તો જુઓ ! કાચીના રાજા સિવાય બાકીના બધા રાજાઓને સજા થઇ અને તેને ન્યાયાધીશે પોતાની જમણી બાજુની ખુરશી પર બેસાડીને તેને માથે સોનાનો મુગટ પહેરાવ્યો !

**ત્રીજો માણસ**—આવો અજાયબ જેવો ભેદ તો બીજો એકે નથી જોયો

**બીજો માણસ**—ખરૂ પુછાવો તો ન્યાય કરવાની આવી રીત મને ઘણીજ તરંગી અને ઢંગધડા વગરની લાગે છે

**પહેલો માણસ**—છે તો તમે કહો છો તેવુ સૌથી મોટામા મોટો ગુનેગાર કાચીનો રાજા જ હતો, બીજા બધા તો લોભથી લલચાઇને ઘડીકમા આગળ ધપતા તો બીકથી ડરીને ઘડીકમા પાછા પગલા કરતા

**ત્રીજો માણસ**—પણ હુ એમ પૂછુ છુ કે, આ તે કઇ જાતનો ઇન્સાફ ? વાઘને છોડી મૂકવો અને તેના પૂછડાને કાપી નાખવુ એ તે કયાનો ન્યાય ?

**બીજો માણસ**—ન્યાયાધીશની જગ્યાએ હુ હોઉ તો

કાશીનો રાજા આ ઘડીએ જીવતો અને ગાજો મમો હોય શાનો ? મે તો તેના ગઈ ગઈ જેટલા કટકા કરાવ્યા હોત.

**ત્રીજો માણસ**—અરે ભાઈ ! એ તો મોટા મોટા ન્યાયાધીશો કહેવાય ! એમના ભેજા તમે આપણા જેવાં ધારો છો ?

**પહેલો માણસ**—એમને વળી ભેજાં છે ખરાં કે ? એમને કોઈ પૂછનાર નથી, માથે કોઈ ઉપરી નથી એટલે જેમ મનમા આવ્યુ તેમ હકાર્યે જાય છે

**બીજો માણસ**—તમે માનો કે ન માનો, પણ આપણા જેવાના હાથમા રાજસત્તા હોત તો આના કરતાં આપણે જરૂર વધારે સારી રીતે રાજ્યવહીવટ ચલાવત

**ત્રીજો માણસ**—એમા તે વળી પૂછવાનુ જ શું હોય ? એ તો બે ને બે ચાર જેવી વાત છે

---

# પ્રવેશ ૧૮ મો

[ નગરની એક શેરીમાં બુઢ્ઢા દાદા અને કાંચીનો રાજા વાર્તાલાપ કરે છે. ]

**બુઢ્ઢા દાદા**--કોણ ? કાંચીરાજ ! તમે અહીં ક્યાંથી ?

**કાંચી**--તમારા રાજાએ મને રસ્તામાં રઝળતો કરી મૂક્યો તેથી.

**બુઢ્ઢા દાદા**--એ તો તેનો કાયમનો સ્વભાવ જ છે.

**કાંચી**--અને હવે જોવાનું એ છે કે તે ક્યાં છે તેની કોઇને કશી ખબર જ નથી.

**બુઢ્ઢા દાદા**--એ પણ તેનો એક ખેલ છે.

**કાંચી**--પણ ક્યાંસુધી તે મારાથી સંતાતો છુપાતો ફરશે ? જ્યારે કોઇ પણ ઉપાયે હું તેને મારા રાજા તરીકે કબૂલ કરવા સંમત થયો નહિ, ત્યારે તે ભયંકર વાવાઝોડાની માફક મારી સન્મુખ આવીને ઉભો રહ્યો—કોણ જાણે ક્યાંથી આવી ચઢયો—મારા સૈન્યને, મારી રાષ્ટ્રપતાકાને એક પ્રચંડ તુમુલ તોફાનમાં ઘેરી લઇને રેતીના કણની માફક વેરણખેરણ કરી નાખ્યાં—અને હવે જ્યારે હું તેને શોધવા આખી પૃથ્વી ખૂંદી વળું છું ત્યારે તેનો મને પત્તોજ લાગતો નથી.

**બુઢ્ઢા દાદા**--કાંઈ ફિકર નહિ. ભલે તે ગમે તેવો મોટો સમ્રાટ હોય, પણ જે તેને શરણે જાય છે તેને વશ થયા વગર આખરે તેનો છૂટકો જ નથી. પણ રાજાજી ! આ અંધારી રાતે તમે કેમ નીકળી પડયા છો ?

**કાંચી**--હું દીન કંગાલની માફક રાંક બનીને તમારા રાજાને તાબે થાઉં અને તેનું ચક્રવર્તીપદ કબૂલ કરૂં તે

લોકો જુએ અને મારી હાંસી કરે તેની શરમનો ખટકો હજી મારા મનમાંથી નથી નીકળી ગયો. હજી લોકલજ્જાના ભયમાંથી હું મુક્ત નથી થયો.

બુઢ્ઢા દાદા—લોકો તો બધે એવા જ હોય. જેનાથી એકની આંખમાં આંસુ આવે તે જોઇને બીજાને ખાલી હસવું જ આવ્યા કરે.

ફાંચી—પણ દાદા ! તમે પણ મારી માફક ભટકો છો તેનું શું કારણ?

બુઢ્ઢા દાદા—જ્યાં પોતાનું સર્વસ્વ ગુમાવી દેવું પડે છે તે પ્રદેશ તરફ હું મારી પરમસુખ રૂપ યાત્રા કરી રહ્યો છું.

[ ગાય છે. ]

મારૂં સર્વસ્વ ગુમાવવાની આશા રાખીને હું તન, મન અને પ્રાણથી રાહ જોઇ રહ્યો છુ.

જે સૌને રાજમાર્ગ ઉપર રખડતા કરી મૂકે છે તેની રાહ જોતા હુ માર્ગની બાજુએ ઉભો રહ્યા છું.

જે પોતે ગુપ્ત રહીને આપણને જોયા કરે છે, આપણાથી અજ્ઞાત રહીને આપણા ઉપર પ્રેમ રાખે છે તેના ઉપર મારા છૂપા પ્રેમને વશ થઇને મેં મારૂ હૃદય તેને અર્પણ કરી દીધું છે.

મારૂ સર્વસ્વ ગુમાવવાની આશા રાખીને હું તન, મન અને પ્રાણથી રાહ જોઇ રહ્યો છું.

# प्रवेश १९ मो

[ સુદર્શના અને સુરંગમા માર્ગમાં ચાલ્યાં જાય છે. ]

**સુદર્શના**—હા....આ....આશ ! સુરંગમા ! હવે મને શાંતિ થઇ. અહાહાહા ! કેવી સ્વતંત્રતા ! મારા પરાજયે જ મને સ્વતંત્રતા અપાવી છે. કેવું જબરદસ્ત મારૂં અભિમાન હતું ! જરા પણ પીગળે જ નહિ–જરા પણ નમ્યું આપે જ નહિ. મારૂં અંધકારથી ભરેલું મન સમજાવ્યું સમજે જ નહિ કે, રાજા મારી પાસે ન આવે પણ મારે જ તેમની પાસે જવું જ જોઇએ. આટલી સાદી, સરળ વાત પણ હું ન સમજી શકી. ગઇ કાલની આખી રાત મેં બારી આગળ કચરાવાળી જમીન ઉપર જ બેસીને વીતાવી—કલાકોના કલાક સુધી એકલી બેઠી બેઠી કલ્પાંત કરતીજ રહી ! આખી રાત દક્ષિણ દિશાનો વાયુ વાતો હતો અને મારા જિગરને કોતરી ખાતા દર્દની માફક તે પણ ચીચાચીસ કરતો હતો અને નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાખતો હતો. ચારે દિશામાં આવું તુમુલ તોફાન વ્યાપી રહ્યું હતું ત્યારે ચક્રવાક પક્ષી તેની સહચરીને કરુણ સ્વરે વારે ઘડીએ બોલાવ્યાજ કરતો હતો.

**સુરંગમા**—કાલ રાતની હવા પણ એવી ભારે અને શોકાચ્છન્ન હતી કે જાણે કલ્પના અંત સુધી એવી ને એવી સ્થિર અને નિષ્કંપ રહેશે એવું મને લાગતું હતું—કાલની રાત અત્યંત ગંભીર અને વિષાદપૂર્ણ હતી !

**સુદર્શના**—પણ હું તને એક વાત કહું તે તારા માન્યામાં આવશે ? આખી રાતના તોફાની વાવાઝોડાના ઝપાટા ઉપર નૃત્ય કરતા વીણાના કોમળ સ્વર મેં સાંભળ્યા ! જેની વીણામાંથી આવા કોમળ–આવા મધુર સ્વર નીકળતા હોય તે ક્રૂર અગર ભયંકર હોઇ શકેજ નહિ. જગતને મારી લાંછનાની, મારા માનભંગની ખબર છે, પણ જે સૂર મને તોફાનના સૂસવાટને ભેદીને પોતાની પાસે બોલાવી રહ્યા

હતા તે તો એકલા મારા હૃદયમાં જ સંભળાય છે. સુરંગમા ! તેં કાંઈ સાંભળેલું કે પછી એ મારા મનની ભ્રમણા જ ?

**સુરંગમા**—એ વીણા સાંભળવાને માટે તો હું હમેશાં તમારી સાથેની સાથેજ રહું છું. હું સારી પેઠે જાણતી હતી કે, એક દિવસ એ વીણાનું જાદુ પ્રેમની આડે આવતા અંતરાયને ઓગાળી નાખશે અને તેટલા માટે હું રોજ રોજ કાન માંડીને સાંભળ્યા જ કરૂં છું.

**સુદર્શના**—ત્યારે આખરે તેમણે મને ખુલ્લા ધોરી રસ્તા ઉપર રવડતી કરી જ-તેમની ઇચ્છાશક્તિ આગળ મારાથી ન ટકાયું. મને તે મળશે ત્યારે સૌથી પહેલું તો તેમને એ કહીશ કે "મેં તમારા આગમનની રાહ જોઇ નથી—હું મારી મેળે વગર તેડી જ આવી છું." વળી હું એવું પણ કહીશ કે "તમારી ખાતર હું કઠણ કાંકરા અને ધારવાળા પથ્થર ઉપર ચાલીને અને આખે રસ્તે નિરંતર કલ્પાંત કરતી, અશ્રુપાત કરતી આવી છું." હું તેમને મળીશ ત્યારે આટલું અભિમાન કરવાનું તો મારે લાગે રહેશે ?

**સુરંગમા**—એ અભિમાન પણ આખરે નહિ રહે. તમે તેમની પાસે જવા નીકળ્યાં તે પહેલાં પણ તે આવ્યા હતાજ; નહિ તો તમને આ રસ્તે ચાલવાની પ્રેરણા જ કોણે કરી ?

**સુદર્શના**—તું કહે છે તેમ પણ હોય. મારા મનમાં જ્યાં સુધી માનભંગનો ડંખ સાલ્યા કરતો હતો ત્યાંસુધી મને એવું જ લાગ્યા કરતું કે, તેમણે મને સદાને માટે ત્યજી દીધી છે. પણ મારૂં અભિમાન, મારી મોટાઇ એ બધાંને ફેંકી દઇને હું જ્યારે તેમના ઓજામાંથી છૂટી થઈ ગઇ અને ખુલ્લા રસ્તા ઉપર ચાલતી થઇ ત્યારે મને ખબર પડી કે, હું એકલી નહિ પરંતુ તે પણ મારી સાથે જ બહાર આવ્યા છે. રસ્તા ઉપર આવી ત્યારની હું તેમને શોધી રહું છું, પણ હવે મારા મન-

માં કશી શંકા નથી, કશો વસવસો નથી. તેમની ખાતર જે મનોવ્યથા મેં સહન કરી છે તે આજે મારો સંગાથ કરી રહી છે. જો, જો, તે આવ્યા છે—અહીંજ છે. અંધારા રંગમહેલમાં તે મને સ્પર્શ કરતા અને મારૂં આખું શરીર પુલકાવલિથી છવાઈ જતું, તેવીજ રીતે તે મારો હાથ હમણાં પકડીને ઉભા છે. અહાહા! તેજ મધુર પ્રાણોન્માદકારી સ્પર્શ! હવે કોણ કહે છે કે તે અહીં નથી? સુરંગમા! તું જો તો ખરી! તે દબાતા, છૂપાતા, લપાતા આવ્યા છે તે તું નથી જોતી? × × × × અરે! પેલું કોણ હશે? સુરંગમા! આપણી પેઠે આ અંધારી રાતે મુસાફરી કરનાર વળી ત્રીજું કોણ હશે?

**સુરંગમા**—હાં! હાં! રાણીજી! એ તો કાંચીનો રાજા!

**સુદર્શના**—કાંચીનો રાજા!

**સુરંગમા**—તમે જરાએ ગભરાતાં નહિ.

**સુદર્શના**—ના રે! હું શું કરવા ગભરાઉં? ગભરાવાના દિવસ તો વહી ગયા.

[ કાંચીનો રાજા નજીક આવે છે. ]

**કાંચી**—રાણીમાતા! તમે બેઉ આ જ રસ્તે જાઓ છો? હું પણ તમારી માફક આજ વાટનો વટેમાર્ગુ થયો છું. હવે તમે મારો મનમાં જરાએ ડર રાખશો નહિ.

**સુદર્શના**—કાંચીરાજ! આપણે રસ્તામાં મળી ગયાં તે પણ ઘણું સારૂ થયું; એમજ થવું જોઇતું હતું. મેં મારૂં ઘર તજ્યું ત્યારે તમે મને મળી ગયા હતા અને આજે હું પાછી ઘેર જાઉં છું ત્યારે પણ તમે મળો છો. આપણા મેળાપનું આવું શુભ સુખજનક પરિણામ આવશે એવું કોઇએ સ્વપ્ને પણ ધાર્યું હતું?

**કાંચી**—રાણીમાતા! તમે આ ખરાબ રસ્તે પગે

ચાલતાં જાઓ તે ઠીક નહિ. તમે રજા આપો તો હું તમારે સારૂ મારો રથ લઇ આવું.

**સુદર્શના**—તમારે રથની વાત જ ન કરવી. જે ધૂળવાળે રસ્તે થઇને હું મારા રાજાને ઘેરથી ચાલી નીકળી હતી તે જ રસ્તે અને તેવી જ રીતે જો હું ચાલતી ઘેર ન જાઉં તો મને સુખ થાય જ નહિ. રથમાં બેસું તો હું મારી જાતને દગો દઉં.

**સુરંગમા**—રાજાજી ! તમે પણ અમારી પેઠે ધૂળમાં જ ચાલો છો ને ! આ રસ્તે રથમાં ચઢીને અગર ઘોડે બેસીને આજ સુધીમાં કોઇ ગયુંજ નથી.

**સુદર્શના**—હું જ્યારે રાણી હતી ત્યારે સોના—રૂપાની લાદીઓ ઉપર પગ મૂકીને ચાલતી—આજે ધૂળ અને ઉઘાડી ધરતી ઉપર ચાલીને મારે મારા જન્મપ્રાપ્ત દુર્ભાગ્યનું પ્રાયશ્ચિત્ત કરવું જોઇએ. આજે ચાલતાં ચાલતાં મને ડગલે ને પગલે મારા રાજાનો—આ ધરતીના માલિકનો સમાગમ થશે એવું મેં કદી ધાર્યું ન હતું.

**સુરંગમા**—જુઓ, પૂર્વ દિશાએ ઉષાના રંગ પથરાય છે. રાણીજી ! હવે આપણે ઝાઝું ચાલવાનું નથી. જુઓ, પેલા રાજાજીના મહેલના બુરજના સોનેરી કળશ દેખાય.

[ બુઢ્ઢા દાદા આવે છે. ]

**બુઢ્ઢા દાદા**—પુત્રી ! આજે આખરે પ્રભાત થયું ખરૂં.

**સુદર્શના**—તમારા આશીર્વાદે મને ચાલવાનું બળ આપ્યું અને અહીં સુધી હું આવી લાગી છું.

**બુઢ્ઢા દાદા**—પણ આપણો રાજા કેવો વિવેકશૂન્ય છે તે તમે જુઓ છો ને ? તેણે તમારે સારૂ ન મોકલ્યો રથ, ન મોકલ્યાં વાજાં કે ન કર્યો કશો તમારા સ્વાગતનો ઠાઠમાઠ.

**સુદર્શના**—ઠાઠ નથી કેમ કર્યો? જુઓ, પૂર્વાકાશમાં રાતા, સોનેરી અને બીજા વિવિધ રંગના સાથીઆ પુરાવ્યા છે. પુષ્પના પરાગથી પરિમલવંતો વાયુ મને સ્નિગ્ધ આવકાર આપી રહ્યો છે.

**બુઢ્ઢા દાદા**—ભલે તેમ, પણ આપણો રાજા પોતે ગમે તેવો ક્રૂર હોય તોપણ આપણાથી તેની ક્રૂરતાનું અનુકરણ ન જ કરાય. પુત્રી! તમને આ અવસ્થામાં જોઇને મારૂં હૃદયચીરાઇ જાય છે. આવા મલિન કંગાલ વેશમાં તમે રાજપ્રાસાદમાં દાખલ થાઓ તે અમારી આંખે કેમ જોયું જાય? તમે અહીં ઉભાં રહો–હું તમારો અસલનો રાણીને યોગ્ય પોશાક લઇ આવું.

**સુદર્શના**—ના, ના, ના. એવું કાંઇ જ કરતા નહિ, મારો રાજરાણીનો પોશાક તો તેમણે સદાને માટે તજાવ્યો છે–અને આખું જગત જુએ એવી રીતે મને દાસીનાં કપડાં પહેરાવ્યાં છે; પણ તેનાથી મને અપાર શાન્તિ મળી છે. આજે હું રાણી નથી, પણ તેમની દાસી છું. આજે તેમનાં સૌ સગાંસંબંધીઓના ચરણ આગળ મારૂં સ્થાન છે.

**બુઢ્ઢા દાદા**—પણ તમારા શત્રુઓ તમારી હાંસી કરશે તે તમારાથી કેમ ખમાશે?

**સુદર્શના**—તેમની હાંસી મશ્કરી સદાને માટે અમર રહો–ભલે તેઓ મુઠ્ઠી ભરી ભરીને મારા ઉપર ધૂળ ફેંકે તોપણ કાંઇ ફિકર નહિ; એ ધૂળને તો હું મારા સ્વામીના મેળાપના ઉત્સવનું ગુલાલ માનીને વધાવી લઉં છું.

**બુઢ્ઢા દાદા**—ત્યારે હવે મારે તમને કાંઇજ કહેવાનુ રહેતું નથી. હવે આપણે વસંતોત્સવની છેલ્લી રમત રમી લઇએ, અને પુષ્પના પરાગને ઠેકાણે ચારે દિશાએ દીનતારૂપી ધૂળ ઉરાડીએ. એ ધૂળથી ધૂસર થઇને આપણે આપણા રાજાની સમક્ષ ઉભાં રહીએ. તે પણ આપણી પેઠેજ ધૂલિધૂસર થએલો હશે. લોકો તેને પણ ઓછા જ છોડવાના

છે? લોકોના ધૂળવાળા મેલા હાથમાંથી તે બચી જવાનો નથી અને તેને પણ ધૂળ એવી વહાલી છે કે તે પોતાના અંગ ઉપરથી ખંખેરવાનો પણ નથી.

**કાંચી**--દાદા! તમારા ઉત્સવ વખતે મને રખે ભૂલી જતા! મારો આ રાજવંશી પોશાક ધૂળમાં રોળાયો ઓળખાય નહિ એવો ખરડાઈ જવો જોઇશે.

**બુઢ્ઢા દાદા**--દોસ્ત! હવે તેને ઝાઝી વાર છે એમ ન સમજતા. તમે આટલે સુધી આવી પહોંચ્યા છો ત્યારે તમારા રંગને પલટાતાં કાંઇ વાર લાગવાની છે? આપણાં રાણીજીને જુઓ! તેમને એક વાર પોતાની જાત ઉપર ક્રોધ ચઢયો અને પોતાના અનુપમ સૌન્દર્યને બગાડી નાખવા માટે પોતાના બધા અલંકાર ફેંકી દીધા. તેમણે પોતાના સૌંદર્યનું જ્યારે આ રીતે અપમાન કર્યું ત્યારે તે ઉલટું હતું તે કરતાં દશગણું વધી ગયું અને હવે વિના અલંકારે તે પૂર્ણકળાએ ખીલી નીકળ્યું છે. આપણા રાજા સૌન્દર્ય વિનાના છે એવું આપણે સાંભળ્યું છે અને તેટલાજ માટે વિશ્વમાં સર્વત્ર દેખાતો તેનો વિવિધ રૂપરંગવાળો સૌંદર્યકલાપ જે તેના દેહની પ્રધાન શોભા છે તે તેને ઘણો ગમે છે. એ સૌન્દર્યે આજે તેનો ઘુંઘટ ઉઘાડી નાખ્યો છે, ગર્વ અને અભિમાનનું આવરણ ઉતારી નાખ્યું છે. આજે રાજપ્રાસાદમાં જે અપૂર્વ સંગીત મચી રહ્યું છે તે સાંભળવા જવાને માટે હું મારૂં બધુંય હોમી દેવા તૈયાર છું.

**સુરંગમા**--જુઓ, સૂર્યોદય થયો!

# प्रवेश २० मो

[ સ્થળ—અંધારા રંગમહેલમાં ]

**સુદર્શના**—સ્વામી ! જે પદવી તમે એક વાર મારી પાસેથી લઈ લીધી હતી તે મને પાછી ન જ આપો તો વધારે સારું. હું તમારા ચરણની દાસી છું, અને દાસી તરીકે જ તમારી સેવા કરવાનો અધિકાર માગું છું.

**રાજા**—હવે તમારાથી મારો સમાગમ સહન થશે ને?

**સુદર્શના**—થશે જ, થશેજ. શામાટે નહિ થાય ? હું તમારા દર્શનથી ભડકીને ભાગી ગઈ; કારણ કે મેં મારા અંધારા રંગમહેલમાં નહિ પણ વિહારોદ્યાનની વચમાં તમને જોવાની મેં ઈચ્છા રાખી. ત્યાં તો તમારો ક્ષુદ્રમાં ક્ષુદ્ર સેવક પણ તમારાથી વધારે સુંદર દેખાય છે. એ તૃષાનું ઘેન મારી આંખોમાં ચઢયું હતું તે હવે સદાને માટે ઓસરી ગયું છે. મારા નાથ ! તમે સુંદર તો નથી, પણ અદ્વિતીય છો—અનુપમ છો.

**રાજા**—પણ જેની તુલના મારી સાથે કરી શકાય તે તમારી પોતાની અંદર જ છે.

**સુદર્શના**—તેમ હોય તો તે પણ અદ્વિતીય અને અનુપમ છે. તમારો પ્રેમ મારામાં વિરાજે છે અને તેમાં તમારા સ્વરૂપનુ પૂર્ણ પ્રતિબિંબ પડે છે. તમે મારામાં તમારા સ્વરૂપનું દર્શન કરો છો, પણ મારા હૃદયેશ્વર ! એ બધુંય તમારૂં છે—મારૂં એમાંનું કાંઈ જ નથી.

**રા૦**—ત્યારે હવે આજે આ અંધારી મેડીનાં દ્વાર હું મારે હાથે ઉઘાડી નાખું છું—આપણી રમત રમાઈ ગઈ છે. આવો, રાણીજી ! હવે મારી સાથે બહાર પ્રકાશમાં પધારો !

**સુદર્શના**—પણ તે પહેલાં મને એક વાર ફરીથી મારા અંધકારના રાજાને, મારા નિષ્ઠુર, નિર્મમ, ભયાનક અને અદ્વિતીય પ્રાણપતિને ચરણે મારૂં મસ્તક નમાવવાની રજા આપો.

---

# श्रीरामायणनुं महत्त्व

**प्रीति करै रामायण माहीं, तेही सम भाग्यवंत कोउ नाहीं ॥**

"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે." **વિવેકાનંદ**

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે; તેટલો કોઈ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી પણ દૂર કરાયો નથી." **બંકિમચંદ્ર**

"કાવ્યના બંને અંગ–કવિ અને નાયક–ની બાબતમાં રામાયણના જોટાનો કોઇ પણ ગ્રંથ કોઇ દેશમાં મળે તેમ નથી. રામચંદ્ર સમાન પ્રખર સામર્થ્યવાળો તથા ઉદાત્ત નીતિવાળો કોઇ પણ પુરુષ જગતભરના ઇતિહાસમાં દેખાતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિ અને તુલસીદાસજી જેવી દિવ્ય પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળા કવિ પણ કોઇ જણાતા નથી. હોમર તથા વર્જીલના "ઇલિયડ" તથા "ઈનીડ" અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લૉસ્ટ' પાશ્ચાત્યોમા ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતા રામાયણ ગ્રંથ કેટલો બધો શ્રેષ્ઠ છે? કદાચ કોઈ કાવ્યશક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણ તેઓના કાવ્યનાયકો ઍકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં બહુ ઉતરતા છે. સારાંશ કે, રામાયણ માટે આર્ય લોકો જે અભિમાન ધરે છે તે યોગ્યજ છે." **ચિંતામણ વિ. વૈદ્ય**

"રામાયણને વાંચીને અમે કંઈકના કંઇક બની રહીએ છીએ. અમારામાં ઉંચા ઉંચા ખ્યાલ ઉપજી મનુષ્યના ભૂષણરૂપ સદ્ગુણો આવી હાજર થાય છે. સદાચરણ, પિતૃભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા, સારાંશ કે માનુષી ગુણોનું એવું કોઈ ચિત્ર નથી કે જેનું યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમ વડે આમાં આલેખ્યું નથી." **મિ. ગ્રિફ્ફ**

"રામાયણ એ કહેવામા તો એક મહારાજાનુ જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમા તો એ ગ્રંથ આ સંસારના મળનો નાશ કરનારા અગ્નિરૂપ છે. એ અંધકારમા પ્રકાશ, સ્ત્રીઓનો ધર્મ, પુરુષોનું પૌરુષ, બ્રાહ્મણોનું બ્રહ્મતેજ, ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ, વૈશ્યોનું ધન, શૂદ્રોનો ધર્મ અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપક હાથમા રાખીને જે કોઇ તેના પ્રકાશમા ચાલે છે તે જીવનયુદ્ધમાં કદી પણ હારવાનો નહિ." **સંતરામ શર્મા**

"એમાં સ્ત્રીસમાજની શક્તિ, પવિત્રતા તથા મહત્તા વિષે જેવો

પ્રકાશ સમાયેલો છે; તેવો બીજા કોઇ પણ ગ્રંથમાં નથી દેખાતો."

"જે મારી કોમના કેટલાય વિવાહોમાં કન્યાઓને રામાયણ દહેજમાં આપી છે, કે જેથી તે પતિવ્રત ધર્મ પાળનારી થઇને સ્ત્રી-જાતિની મહત્તા માટે ગર્વ રાખે. આથી જોકે મારી જ્ઞાતિએ તો મને કલંકિત કરવાનું બીડું ઉઠાવેલું, પરંતુ મેં સ્પષ્ટ કહી દીધું કે રામાયણ કંઈ માત્ર હિંદુસમાજનો ગ્રંથ નથી, પણ આખી દુનિયાના માણસોની સંપત્તિ છે. × × હાલમાં પશ્ચિમની સભ્યતાએ ભારતીય આદર્શની ભવ્યતાને ટાળવા-ભૂંસવામાં કસર નથી રાખી; અને તેથી અમારી નૈતિક શક્તિ પ્રાયઃ બધાજ ધર્મકાર્યોને માટે ક્ષીણ થતી ચાલી છે." સૈયદ કાસીમઅલી સાહિત્યાલંકાર

---

# ગ્રંથસેવનનો મહિમા

**यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારાસારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્‌ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (લક્ષ્મીના-સ્ત્રીના) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતના બીજા પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે." સ્વામી વિવેકાનંદ

"પુસ્તકોમાં હું ગુંથાયેલો રહી શકતો તેથી મને એ માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત, નહિ એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખ-ચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારા સારા પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતા છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો." મહાત્મા ગાંધીજી

"બંધુઓ! સારા પુસ્તકો એટલે શું એ તમે જાણો છો? સારા પુસ્તકોની કિંમત તમે સમજો છો? ભાઇ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઈ શકાય તેવા વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન

એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમા રહી શકે તેવા પાણીભરેલા માટલા છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે."

**સ્વ. પઢિયાર**

"મને પુસ્તકો વાચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઈ પણ કામમા નથી મળતો. × × × માતૃભાષામા વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકાતી નથી.× × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમા છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમા રહેલું ન હોય. × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરના કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયના સ્વર્ગીય સુખો પણ તુચ્છ લાગે છે."

**બંકિમચંદ્ર**

"ગરીબોને દરિદ્રતામાથી છોડાવવાની, દુઃખીઓના દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માદાંઓનું દર્દ ભૂલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઈ ચીજમાં નથી."

**માર્ડન**

"પુસ્તકોપ્રત્યેનો સ્નેહ એ ઇશ્વિરી રાજ્યમા પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનુ વાચન, એ તો ઝેર પીવાસમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમા ભૂખે મરનાર પશુમા અને આટલા આટલા વાચવાના સાધન છતા જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત ?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજીંત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે; તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઈ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરૂષ પણ ગજવામા સદાય એકાદ પુસ્તક લઈને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન વાચન હોવાથી જે ઘરમાં સારા પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતા મુડદાઓને રહેવાની ઘોરજ છે."

એક વિદ્વાન લોકજ કહે છે કે, વાચવાની હોશ છોડી દેવાના બદલામા કોઇ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહિ.''

"પુસ્તકો તરુણાવસ્થામા સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામા મન રંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતા નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કરે છે."

"એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કે—'માણસને લુગડાલત્તાની જેટલી જરૂર નથી તેટલી પુસ્તકોની છે.' તે પોતે પણ જરૂરના પુસ્તકો ખરીદી લેતા સુધી લુગડા લેવાનું મુલતવી રાખતો. તેને સિસેરોના પુસ્તકો બહુ ગમતા. તે વાચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છુ' એમ તેને લાગતુ.''

"ઉત્તમ ગ્રંથો, તેનુ સેવન કરનારાઓમા ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે, અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"ગ્રંથોની ઓરડીમા ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે 'અમારામા પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.'' શું આ માનસવાણી ઓછી કિંમતી છે ?"



# ગીતાજી વિષે કેટલાક વિચાર

**गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः ।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥**

**ભાવાર્થ:**—સ્વયં વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલા ગીતાશાસ્ત્રને ગાવા જેવું (પરમપદદાયક) કર્તવ્ય હોવા છતાં અન્ય શાસ્ત્રોની ગડમથનમાં પડવાનું શું પ્રયોજન છે! **"મહર્ષિ વ્યાસ"**

**ભગવાન શ્રીકૃષ્ણ** કહે છે કે—"હે અર્જુન! આપણા આ ધર્મમય સંવાદરૂપ ભગવદ્‌ગીતાનું જે કોઇ પઠન કરશે, તેણે જ્ઞાન યજ્ઞથી મારૂં—પરમાત્માનું પૂજન કર્યું છે, એમ હું સમજીશ."

**શ્રીજ્ઞાનેશ્વર મહારાજ** કહે છે કે—ભગવદ્‌ગીતામાં વેદોના ત્રણે કાંડ સ્પષ્ટ કરેલા છે, એટલું જ નહિ પણ તે મૂર્તિમાન વેદરૂપ હોઇને ઔદાર્યમાં તો વેદથી પણ વધારે છે." જે કોઇ ગીતાગ્રંથ બીજાઓને આપે તેણે લોકોને માટે મોક્ષસુખનું સદાવ્રત ખોલેલું જાણવું 'ગીતારૂપી માતા અને મનુષ્યરૂપી બાળકો છૂટા પડેલા ભટકે છે, તેમનો મેળાપ કરાવી આપવો, એ તો સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે"

**મહાત્મા બંકિમબાબુ** કહે છે કે—"ગીતાને ધર્મનો સર્વોત્તમ ગ્રંથ માનવાનું એજ કારણ છે કે, તેમાં જ્ઞાન, કર્મ અને ભક્તિ, ત્રણેને યોગ્ય ન્યાય આપવામાં આવ્યો છે, કે જેવું સામંજસ્ય બીજા કોઈ પણ ગ્રંથમાં નથી આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દૃષ્ટિગોચર થાય છે આવી અદ્‌ભુત ધર્મવ્યાખ્યા કોઇ પણ દેશમાં ને કોઇ પણ કાળે કોઇએ કરી હોય એમ જણાતું નથી આવો ઉદાર અને ઉત્તમ ભક્તિવાદ જગતમાં બીજે ક્યાંય નથી"

**મહાત્મા થૉરો**—"પ્રાચીન યુગની સર્વ સ્મરણીય વસ્તુઓમાં ભગવદ્‌ગીતાથી શ્રેષ્ઠ કોઈ પણ વસ્તુ નથી ભગવદ્‌ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થઈ જવા છતાં તેના જેવો બીજો એકે ગ્રંથ હજીસુધી લખાયો નથી ગીતાની સરખામણીમાં જગતનું હાલનું બીજું બધું જ જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું મહત્ત્વ મને એટલું બધું જણાય છે કે કોઈ કોઈ વાર તો એવોજ વિચાર થઇ આવે છે કે, આ તત્ત્વજ્ઞાન કોઇ જુદાજ યુગમાં લખાયનું હોવું જોઇએ હું રોજ પ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જળમાં સ્નાન કરાવું છું."

**એમર્સન**—અમેરિકાનો આ સર્વજ્ઞ સાહિત્યકાર ગીતાનું પુસ્તક હમેશા પોતાની નજર સામે રાખતો કેમકે ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ, ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા માનવજાતિના અનુભવની સૌથી મહાન સંપત્તિ માનતો હતો જ્યારે તે એમાંનો **"सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि"** એ શ્લોક

વાંચતો, ત્યારે તેનું આખું શરીર પુલકિત થઇ જતુ; હૃદય નાચી ઉઠતું અને કલાકોસુધી આનંદાશ્રુ વહાવતો। પોતાના ગીતા પુસ્તકને તે ઇષ્ટદેવની મૂર્તિ સમાન ગણતો.

**લોકમાન્ય તિલક મહારાજ**—"ગીતારહસ્ય"મા લખે છે કે **"સમસ્ત સંસારના સાહિત્યમાં ગીતાના જેવો કોઇ પણ ગ્રંથ નથી."** એ ઉપરાત બૌદ્ધોના ત્રિપિટક અને ધમ્મપદ તથા ખ્રિસ્તીઓના બાઇબલ સાથે પણ ગીતાની તુલના કરીને તેમણે એજ નિષ્કર્ષ કાઢયો છે કે "દુ ખી આત્માને શાતિ આપનાર, આધ્યાત્મિક પૂર્ણ દશાની ઓળખાણ આપનાર અને ટુકામા ચરાચર જગતના ગૂઢ તત્ત્વોને સમજાવનારો ગીતાના જેવો કોઇ ગ્રંથ સમસ્ત વિશ્વની કોઇ ભાષામા નથી."

" વર્ણનો, આશ્રમનો, જ્ઞાતિનો, દેશનો, સ્ત્રીનો કે શૂદ્રાદિનો ભેદ ન રાખતા સર્વ કોઇ માટે એકસરખી સદ્દગતિ સમજાવનાર અને ઇતર ધર્મ પ્રત્યે સહિષ્ણુતા દર્શાવનાર એવી જે જ્ઞાન, ભક્તિ અને કર્મયુક્ત ગીતા, એ તો સનાતન વૈદિક ધર્મરૂપી વિશાળ વૃક્ષનું એક અત્યત મધુર અને અમૃતપદને પમાડનારૂ અમર ફળ છે."

"આ ગીતા ધર્મમા વૈદિક ધર્મનો જે સમગ્ર સાર સમાયલો છે, તે સારભૂત નિત્યધર્મને જાણીને કેવળ કર્તવ્ય તરીકેજ સર્વ ભૂતહિતાર્થે પ્રબળ પ્રયત્નો કરીને વિજયો મેળવનારા કર્મવીરો તથા ધર્માત્માઓ જ્યારે આ ભારતભૂમિને અલંકૃત કરતા હતા, ત્યારે આ દેશ ઇશ્વરકૃપાને પાત્ર થઇ જ્ઞાનને અનુસરતા સ્વાતંત્ર્ય ઉપરાંત ઐશ્વર્યને પણ શિખરે પહોચી ચૂકયો હતો; અને જ્યારથી એ બને લોકમાથી તારનારો તથા પરમ શ્રેયસ્કર એવો પૂર્વતર ધર્મ છૂટતો ચાલ્યો ત્યારથીજ ભારતવાસીઓની દુર્દશા શરૂ થઇ છે."

હિંદુધર્મ અને નીતિશાસ્ત્રના મૂળ તત્ત્વ જેણે જાણવા હોય તેણે આ અપૂર્વ ગ્રથનુ અવસ્ય અને પ્રથમ અધ્યયન કરવું જોઇએ. કારણ કે યોગ, સાખ્ય, ન્યાય, મીમાસા, ઉપનિષદો, વેદાન્ત વગેરેના રૂપમા ક્ષરાક્ષર સૃષ્ટિનો તથા ક્ષેત્રક્ષેત્રજ્ઞના જ્ઞાનનો વિચાર કરનારા પ્રાચીન શાસ્ત્રો યથાશક્ય પૂર્ણાવસ્થાએ પહોચ્યા પછી વૈદિક ધર્મને જે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન તથા કર્મયોગપરાયણ એવું છેવટનું સ્વરૂપ અપાયુ; અને જે સ્વરૂપ હાલના પ્રચલિત વૈદિક ધર્મના મૂળરૂપ છે; તેજ સ્વરૂપ આ ભગવદ્દગીતામા પ્રતિપાદન કરેલું છે, અને તેથીજ કહી શકાય કે, **હિંદુધર્મનાં તત્ત્વો સંક્ષેપમાં અને નિઃસંદેહ સમજાવી શકે એવો ગીતાના જેવો બીજો કોઇ ગ્રંથ સંસ્કૃત વાઙ્મયમાં નથી."**

**ચીની અનુવાદક**—ગીતાનો આ અનુવાદક શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો આસક્ત હતો કે તે દરરોજ ત્રણ-ચાર વાર પ્રેમરદન કરતો. ચીનાઓએ તો એનુ જ નામ "કિષનજી" (કૃષ્ણજી) પાડયુ હતું; અને અત્યારે તો ત્યા એનુ મૂળ નામ કોઇ પણ જાણતુ નથી.

---

# સારામાઠા પ્રસંગે જ્ઞાનલ્હાણી

પોતેજ પૂર્ણ જ્ઞાની થઇને બીજાઓને જ્ઞાન આપવું, એ તો કોઇકથી-જ બને; પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશ અને ચારિત્રને લગતા ઉમદા પુસ્તકો તો સર્વ કોઈ બીજાઓને આપી શકે તેમ છે.

કોઇ કોઇ ઉદારાત્મા આ રીતે પણ ધનનો કંઇક સદુપયોગ કરે છે; પરંતુ દેશની વર્તમાન દશા તરફ જોતા આ પ્રકાર સૌ કોઇએ સારા પ્રમાણમા ચાલુ કરીને ઉમદા રૂઢિરૂપે બનાવી દેવો જોઇએ.

સારામાઠા પ્રસંગો ઉપર માત્ર થોડાક વધુ ખર્ચથી ( કે ઘી વગેરે-મા થોડી કસર કરીને પણ) શારીરિક ખાનપાન ઉપરાંત એવા માન-સિક ખોરાકની પત્રાવલિરૂપ ઉમદા પુસ્તકો પણ પ્રત્યેક મહેમાન, પડો-શી, સગાં, કુટુંબી, મિત્ર, પાડોશી, જ્ઞાતિબંધુ, બ્રાહ્મણો, વિદ્યાર્થી વગેરેને ભેટ અપાય તો તે ગમે તેવા મિષ્ટાન્ન અને બીજી વસ્તુઓ કરતાં તેમને માટે વધારે ઉપકારક થાય એ ખુલ્લું છે.

ઇચ્છા હોય તો "અમુક પ્રસંગ અથવા વ્યક્તિના સ્મરણ નિમિત્ત અમુક તરફથી ભેટ" કે એવું કાંઈ મુખપૃષ્ઠ પર છપાવીને, રબરસ્ટાંપથી છાપીને કે હાથે લખીને આપી શકાય કે જેથી લોકસેવા થવા ઉપરાત તે પ્રસંગ અને વ્યક્તિના સ્મારકનો હેતુ પણ પાર પડે.

હકીકત આવી હોવાથી આ સંસ્થાનાં અને બીજાં પુસ્તકોમા-થી પસંદ પડે તે તે લોકોપકારક પુસ્તકો પોતાને ત્યા આવતા નાનામોટા પ્રસંગે વહેંચીને ધનના સદુપયોગની સાથે જ્ઞાનચારિત્ર જેવી ઉત્તમ વસ્તુના પ્રચારનું શ્રેય સમજુ મનુષ્યે અવશ્ય મેળવવું જોઇએ.

છૂટથી ખર્ચ કરવા ઇચ્છનાર સજ્જન ધારે તો કોઇએક ઉપકારક પુસ્તકની ખાસ આવૃત્તિ છપાવીને વહેંચી-વહેંચાવી શકે; અને મધ્યમ કે ઓછો ખર્ચ કરવાનો હોય તો કોઇએક ઉત્તમ પુસ્તકની યથાશક્ય પ્રતોની લ્હાણી કરી શકે. જો એકથી વધુ જાતના સારા સારા પુસ્તકો લીધા હોય તો ભેટ લેનારને તેમાથી પોતાને મનગમતું પુસ્તક ઉપાડી લેવાની સગવડ મળી શકે. માત્ર પાચ દશ રૂપિયા ખર્ચવા હોય તો ગીતાઓ કે ગીતાનો ૧૮ મો અધ્યાય અથવા તો બીજી કોઇ સારી હજાર-પાચસો પુસ્તિકાઓની લ્હાણી વહેંચી શકાય; છેવટે એકાદ રૂપિયો ખર્ચવો હોય તો તેટલા વડે પણ ધર્મ-ગ્રંથોમાંની અથવા બીજી અસરકારક શિખામણોનાં સો-બસો હસ્તપત્ર સુખેથી વહેંચી શકાય.

# વિવિધ ગ્રંથમાળાનું હાલનું ધોરણ

૧—વાર્ષિક મૂલ્ય પાકાં પૂંઠા સાથે ૫) હોઇ પોસ્ટેજ માફ છે. અને સાદાં પૂંઠાનો વર્ગ હવે રાખ્યો નથી. ૨—પ્રત્યેક, વર્ષ કારતકથી ગણાઇ ગમે ત્યારે ગ્રાહક થવા છતાં કારતકથી પુસ્તકો અપાય છે. ૩—પ્રત્યેક વર્ષમા ઘણે ભાગે ૫×૯ના કદનાં ૩ થી ૪ પુસ્તકો દ્વારા કુલ પૃષ્ઠ ૧૫૦૦ થી ૨૦૦૦ સુધી અપાય છે. તેમાંનાં નીકળ્યા હોય તે તે પુસ્તક ગ્રાહક થતી વખતે અપાઇ બાકીનાં નીકળે તેમ મોકલાય છે. ૪—કોઇ વાર પુસ્તકોની સંખ્યા ચારથી વધે તો તે વધારાનું પુસ્તક સાદાં પૂંઠાંવાળું મોકલાશે; અથવા બીજા પાકા પૂંઠાવાળા પુસ્તકના ભેગું બંધાવી મોકલાશે. ૫—પ્રત્યેક વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી. થી મોકલીને તે પછીના વર્ષનું લવાજમ મંગાવી લેવાશે; અને બનતાં સુધી તે વિષે અગાઉથી ચેતવણી અપાઈ જેઓ નવા વર્ષમાં ગ્રાહક રહેવાની ના લખશે તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે ૬—જેઓ પ્રથમથી ના નહિ લખતાં વી. પી. આવે તે પાછું વાળશે તો તે છેલા પુસ્તક ઉપરનો સર્વ હક્ક ગુમાવશે. પરંતુ જેમનું વી. પી. ભૂલથી કે એવા કોઇ કારણથી પાછું વળ્યું હશે તેઓ પોતાનું લવાજમ મોકલી આપીને પોતાનું નામ પાછું ચાલુ કરાવી શકે છે. તથા વી. પી. પાછું વળવાથી પોસ્ટેજાદિ ખર્ચ રદ ગયુ હોય તે મોકલીને પાછું વળેલું પુસ્તક પણ મેળવી શકે છે. ૭—વિવિધ ગ્રંથમાળાના પુસ્તકો પૂરતી ચોકસી કરીને ટપાલમાં નંખાય છે; છતા તે ગ્રાહકને ન મળે, તો તેને માટે આ સંસ્થા જવાબદાર નથી. પોસ્ટખાતા પર અરજી કરવા છતા પણ જેઓ તે પુસ્તક ન મેળવી શકે, તેઓ તે બાબતનો પોસ્ટ સાથેનો પત્રવહેવાર જોવા મોકલી આપશે તો બનતો વિચાર અને પેરવી થશે. ૮—ગેરવલ્લે ન જાય તેટલા માટે દરેક પુસ્તક રજીસ્ટર પોસ્ટથી મેળવવું હોય તે બંધુએ તે ખર્ચના બાર આના વધુ મોકલવા. ૯—વાર્ષિક લવાજમ રૂબરૂમા ભરનારને તેજ વખતે છાપેલી પાવતી અપાય છે તથા વી. પી. દ્વારા લવાજમ ભરનારે વી. પી. ઉપર જે શિરનામુ, પોસ્ટની છાપ વગેરે હોય છે તેનેજ પાવતી તરીકે જાળવી રાખવું. ૧૦—મુંબઇના કાર્યાલયમા વિવિધ ગ્રંથમાળાનું મૂલ્ય ભરનારે તે ભર્યાં પછીનો સર્વ સંબંધ અમદાવાદનાજ કાર્યાલય સાથે સમજવાનો છે. ૧૧—અમદાવાદ તળના ગ્રાહકોને પણ મુંબઇ તથા બીજા સર્વ સ્થળના ગ્રાહકોની પેઠે દર વર્ષે છેલ્લું પુસ્તક ઉપર જણાવેલી રીતે વી. પી. થીજ મોકલાશે; પણ તેમને તે અગાઉ લવાજમ રૂબરૂ ભરી જવાની સગવડ બનતાં સુધી અપાશે.